ॐ

ભગવદ્ગીતા ઉપરનાં ચિરસ્મરણીય વ્યાખ્યાનોની ગુરુદક્ષિણાભાવે

પૂજ્ય સ્વામી ચિન્મયાનંદજીને ચરણે

## સ્વાધ્યાય

વિજ્ઞાનનો પ્રભાવ વધતો જાય છે તેમ તેમ એક હવા એવી ફેલાતી જાય છે કે ધર્મ અને વિજ્ઞાન સાથે સભરી શકે નહિ. ધર્મને શ્રદ્ધાનો પોલો આધાર છે અને વિજ્ઞાનને બુદ્ધિની નક્કર ભૂમિ છે. વિજ્ઞાનયુગનો ઉદય થતા ધર્મયુગે અસ્ત થવું રહ્યું!

આ હવા બીજુ કંઈ નથી પણ વિજ્ઞાન પ્રત્યેની એકાંગી શ્રદ્ધા છે. બાકી ધર્મ પણ વિજ્ઞાન જ છે એક ભૌતિક વિજ્ઞાન છે તો બીજુ આધ્યાત્મિક વિજ્ઞાન છે. આથી વિજ્ઞાન અને ધર્મ એકબીજાના વિરોધી નથી પણ પૂરક છે વિજ્ઞાન દેહ છે અને ધર્મ આત્મા છે. બન્ને વિના જીવન સભરી શકતુ નથી. એકેયની ઉપેક્ષા કરવાથી જીવન પાંગળુ બને છે એકાંગીપણામાં નથી વૈજ્ઞાનિક દૃષ્ટિ કે નથી ધર્મદૃષ્ટિ.

અનુક્રમ

ખંડ ૧ : હિંદુ ધર્મની વિશિષ્ટતા



ખંડ ૨ : ગીતાદર્શન



ખંડ ૩ : મહાભારતદર્શન

## ખંડ ૪ : રામાયણદર્શન

# હિંદુ વિદ્યાર્થીને અમેરિકામાં બાધા બનવું પડે છે

એક મુરબ્બી મને મળવા આવ્યા હતા. વધુ અભ્યાસ માટે અમેરિકા ગયેલા એમના પુત્રે પત્ર લખ્યો હતો. તેનો છેલ્લો ફકરો એમણે મને વંચાવ્યો અને મેં એ પત્રનો ભાગ કાપી લીધો તે નીચે ઉતારું છું.

'એક વાત બાપુજીને ખાસ યાદ આપું કે હું "Hindu religion" માં interested છું પણ મને એક વાત સમજમાં નથી આવતી કે "ઉપનિષદ", "વેદ", "મહાભારત" વગેરે વસ્તુઓ શું શું છે અને શાને માટે લખાઈ છે, તો એનું પૂરું વર્ણન આવતા પત્રમાં લખવાની વિનંતી. જાણવાનું કારણ એ જ કે ઘણા અમેરિકન છોકરા-છોકરીઓ મને જ્યારે હિંદુ ધર્મની બાબત પર પૂછે છે ત્યારે મારે બાધા બની જવું પડે છે. "Basic Hindu Philosophy" હજુ શું છે એ મને ખબર નથી તો જણાવશો.'

દેશમાં યુવક વીસ વર્ષ હિંદુ મા-બાપની છત્રછાયા નીચે ઊછરીને મોટો થયા પછી પરદેશ ગયો હોય અને ત્યાં એના વિદ્યાક્ષેત્રમાં હોશિયારી બતાવતો જોવા મળે અને બીજી બાજુ એના ધર્મ વિષે એટલો અભણ હોય કે અમેરિકન, પરધર્મી વિદ્યાર્થીઓને, જેમને હિંદુ ધર્મ વિષે ખાસ માહિતી નથી, તેમની સમક્ષ પણ પોતાના ધર્મની પૃચ્છા થતાં બાધા બની જવું પડે, તે સ્થિતિ સમાજ ધર્મની બાબતમાં કેટલી હદે અવદશા પામી રહ્યો છે તેનું સૂચક છે.

આ સ્થિતિ કેવળ એક વિદ્યાર્થીની છે તેમ માની, લેવાનું

નથી. એણે જે એકરાર કર્યો છે એવો જ એકરાર શિક્ષિત અને પોતાના ક્ષેત્રે પ્રતિષ્ઠિત ગણાતા નાગરિકોમાથી ઘણાને આ સ્થિતિમા મુકોવુ પડે તો કરવો પડે. આપણા વિદ્યાર્થીઓ જ્યારે વહીવટની ઊંચી પરીક્ષાઓમા બેસતા હોય છે અને તેમને સામાન્ય જ્ઞાનના મુખપરીક્ષામા સવાલો પુછાય છે ત્યારે અજ્ઞાનમૂલક જવાબો આપે છે તે છાપામા અવારનવાર પ્રગટ થતા હોય છે. એ વિદ્યાર્થીઓને જો ધર્મ સબધી સવાલો પૂછવામા આવે તો એમની દશા કેવી થાય તે ઉપરનો પત્ર કહી આપે છે.

એ પત્રમા યુવક લખે છે કે તે હિંદુ ધર્મમાં રસ ધરાવે છે. માણસ જો રસ ધરાવતો હોય તો એ વિષયનું ઓછું વત્તુ જ્ઞાન એને હોય. એને એટલુ પ્રાથમિક જ્ઞાન પણ નથી કે જે ગ્રથો વિષે એણે ઉલ્લેખ કર્યો છે તે અગે બાપુજી એક પત્રમા તેની જાણકારી આપી શકે નહી. વળી એને જો અદરથી રસ જાગ્યો હોત તો વિદ્યાર્થીને એટલું જરૂર સૂઝ્યુ હોત કે એણે તે અગે જે જરૂરી હોય તે પુસ્તકો મોકલી આપવા બાપુજીને સૂચવ્યુ હોત. આથી એ પોતે રસ ધરાવે છે એમ શબ્દ વાપરે છે પણ સાચે જ એવો રસ અદરથી પેદા થયો નથી. એનો પુરાવો એ પછીના વાક્યમા એ જ આપે છે કે એને અમેરિકન વિદ્યાર્થીઓ એ અગે પૂછે છે અને હિંદુ હોવા છતા એ કઈ જવાબ આપી શકતો નથી એટલે એ બાઘાપણામા ઊગરી જવા એને એકાદ પત્રમાં બાપુજી પાસેથી જાણી લેવુ છે.

આ કરુણ સ્થિતિ સરજાઈ છે એમાં વિદ્યાર્થીઓ કે યુવકો દોષિત નથી પણ આપણા સમાજનું વાતાવરણ જવાબદાર છે. ધર્મ અગે સામાન્ય સ્થિતિ એ જોવા મળે છે કે એક મોટો વર્ગ મહાદેવ-મદિર, પૂજા-ભજનના આચારમા ધર્મ પરિપૂર્ણ થયો માને છે. મતલબ કે વ્યવહાર જીવનમાં ધર્મનાં મૂલ્યો પળાતાં મોટે ભાગે જોવા મળતાં નથી. આચારે ધાર્મિક પણ વર્તને દુરાચારી વેપારી તરીકે

ઘરાકને છેતરવામાં ધર્મ આડે આવતો નથી. વ્યવહારમાં આમ જ ચાલે તેમ એ માનતો હોય છે. કેવળ મંદિર-મહાદેવોને પૂજવાથી અને એરણુ ચોરીને સોયનું દાન કરવાથી દેવો અને મહારાજો એનાં પાપ નિવારણ કરશે તેમ એ માનતો હોય છે. આમ જે ધર્મને અંધશ્રદ્ધાથી પાળે છે એમની કોટિ લોભવૃત્તિવાળી-જેવી મળે છે. ગરીબ માણસોને એવી અંધશ્રદ્ધા હોય છે કે દેવની પૂજા-ભક્તિ કરવાથી એ એને લક્ષ્મી આપશે. જેમને લક્ષ્મી પ્રાપ્ત થઈ છે તેને પણ એ જ લોભવૃત્તિ માટે પૂજાભક્તિ અનિવાર્ય થઈ પડે છે. શ્રીમંતને વધુ શ્રીમંત થવું છે. એને એ શ્રીમંતાઈ ચાલી ન જાય અને છોકરાનાં છોકરા પણ એ જ શ્રીમંતાઈનું સુખ ભોગવે એવી આસક્તિ હોય છે. ભગવાનની પૂજાભક્તિથી એ સાચવી ચાલુ રહી શકે તેમ માનીને એ દાનધર્મ કરતો હોય છે.

આ વર્ગ ધર્મના તત્ત્વજ્ઞાનથી જેટલો આકર્ષાતો નથી તેટલો ધર્મના ચમત્કારોથી આકર્ષાય છે. નરસિંહ મહેતાના 'વૈષ્ણવજન' ભજનના સાત્ત્વિક જીવનનાં લક્ષણોથી મહાત્માજી એટલા બધા વારી ગયા કે તે એમનું પ્રિયભજન બન્યું હતું. પરિણામે એ ભજન ગુજરાતમાં જ નહી પણ ગુજરાત બહાર બિન ગુજરાતી શ્રોતાઓને કાને પણ પહોંચ્યું છે. મહાત્માજીના પહેલાં નરસૈયાનું આ ભજન હયાતી ધરાવતું હતું, પરંતુ બ્રાહ્મણોએ, મહારાજોએ અને આખ્યાન-કારોએ નરસૈયાના જીવનના ચમત્કારોને જેટલા લોકો સમક્ષ મૂકીને પ્રભાવિત કરવાનો પ્રયત્ન કર્યો છે અને હજુ પણ ચાલુ છે, તેને બદલે પ્રજાના ઉત્કર્ષ માટે 'વૈષ્ણવજન' ભજન અગત્યનું છે તેમ સ્વીકારી તેનો મહિમા કર્યો નથી. નરસિંહ મહેતા પ્રભુભક્તિમાં રત રહેતા હોય એટલે એના વહેવારના કામો ભગવાને કરવાં પડે અને એ કામો ભગવાન એટલા રંગેચંગે કરે કે શ્રીમંત માણસ પણ એની તોલે ન આવે! ચમત્કારોનો મહિમા સાચા ધર્મને બદલે નકલી ધર્મની બોલબાલા કરનારો છે.

નરસૈયાએ પોતે જ સાચા ધર્મના લક્ષણો એના ભજન 'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહી' એમા ગાઈ-વગાડીને બતાવ્યા છે. સ્નાન, પૂજા, સેવા, દાન, જટા, ભસ્મલેપન, તપ, તીરથ, માળા, તુલસી અને ગગાજળ, એ બધુ ફોગટ છે—જો આતમતત્ત્વ ઓળખી ન શકાય તો. એણે તત્ત્વદર્શનનો મહિમા કર્યો છે છતા નરસૈયાના આખ્યાનમા એ તત્ત્વદર્શન ઉપર ભાર મૂકવાને બદલે એના જીવનમા ચમત્કાર ભગવાને કર્યો એ ઉપર ભાર મૂકવામા આવે છે. એ દ્વારા એવી અધશ્રદ્ધા પોષવામા આવે છે કે જે કોઈ ભગવાનની ભક્તિપૂજા કરશે તેને ભગવાન નરસૈયાની માફક સહાય કરશે. મતલબ કે જે લોકો મદિર, મહાદેવ, પૂજાપાઠ, ભજન કરતા હશે તેમને ભગવાન કૃપા કરી ધધામા લાભ આપશે અને એમનો ધધો સારો ચાલશે. અને જે લોકો એવા શ્રદ્ધાળુ નહી હોય તેમને એવી કૃપા નહી કરે. આમ, ધર્મને તત્ત્વદર્શનને બદલે અર્થદર્શનનો ભાગ ગણી અધશ્રદ્ધાપૂર્વક મોટો વર્ગ ધર્મ પાળતો જોવા મળે છે

શિક્ષિતવર્ગની બુદ્ધિને આ અધશ્રદ્ધા ગળે ઊતરતી નથી અને એમને પૈસો મેળવવામા ભગવાન કરતા પોતાની શક્તિમા વધુ વિશ્વાસ છે. એ વિશ્વાસને વશ થઈ બુદ્ધિશાળી વર્ગ ધધાદારી શિક્ષણ લઈ પૈસા કમાવાના ક્ષેત્રમા પડે છે અને પૈસા કમાય છે. અને અધશ્રદ્ધાળુ વર્ગની ધર્મની માન્યતાને પોતે વશ થયો નથી તેમા સુધારકપણુ માનીને તે રાચે છે. ગૌરવ લેતા તે કહેતો હોય છે કે આપણે મહાદેવ મદિરમા જતા નથી. આપણે તો બુદ્ધિયુક્ત વિચારસરણીમા માનનારા છીએ. આ બુદ્ધિયુક્ત વિચારસરણીના વહેવારમા જે મૂલ્યો હોય તેને સ્વીકારીને સ્વાર્થ સાધે છે એ પણ પેલા અધશ્રદ્ધાળુ ધાર્મિક જેટલુ કમાઈને સુખસાહ્યબી ભોગવતો હોય છે અને પેલા વર્ગની મજાક મશ્કરી કરતો હોય છે—તમારા ભગવાનને કહી દેજો કે હુ તેને માનતો નથી અને જે થાય તે કરી લે!

આમ ઈશ્વર વિના, ધર્મ વિના પણ સુખથી જીવી શકાય છે

એમ શિક્ષિત વર્ગ, બુદ્ધિજીવી વર્ગ માનતો હોય છે તેથી એ ધર્મે હિંદુ હોવા છતા હિંદુ ધર્મ શુ છે-તે જાણવાની પરવા કરતો નથી. પેલા વિદ્યાર્થીએ ધર્મના ગ્રથોનો વસ્તુઓ તરીકે શબ્દપ્રયોગ કર્યો છે. શબ્દાર્થ તરીકે એ ગ્રથોને વસ્તુઓ કહેવામા કઈ પાપ થઈ જતુ નથી પરતુ પાણીને આપણે જેમ હાઈડ્રોજન ઓક્સિજનનુ મિશ્રણ કહેતા નથી અને માને બાપાની વહુ કહેતા નથી અને એમ વિચાર સુધ્ધા આવતો નથી એનુ કારણ પાણી સાથેની આપણી સગાઈ વૈજ્ઞાનિક પરિભાષાની નથી પણ જીવનની એક વધુમાં વધુ જરૂરિયાતવાળી ચીજ તરીકેની હોઈ એની સાથે નિકટનો નાતો છે એ જ રીતે માતા સાથે લોહીની સગાઈ છે એટલે માતૃભક્તિનો અશ હોય ત્યા સુધી એને બાપની વહુ તરીકે સબોધવાનો સવાલ ઊભો થતો નથી. કુટુબ વ્યવસ્થા ગમે તેટલી બદલાશે તોપણ મા દીકરાદીકરીનો સબધ લોહીનો બદલવાનો નથી એક યા બીજા રૂપમા માતૃભક્તિ અને સતાન વાત્સલ્ય રહેવાનુ છે – મા દીકરા વચ્ચે વેરભાવ નથી જન્મતો એવુ નથી. એ કેટલી હદે પહોચે છે તેનો એક પ્રસગ હુ ભૂલી શકતો નથી. પિતાની હાજરીમા એક મા દીકરાને તકરાર થઈ અને તે વેરને વશ થઈને પુત્રે પિતાને ઉદ્દેશીને કહ્યુ કે, આ તમારી વહુને વાળવી હોય તો વાળજો, નહિ તો મારા જેવો કોઈ ભૂડો નથી!

માણસ મા માટે ગમે તેટલો વેરવૃત્તિથી ભરેલો હોય તોપણ ઉપરની ભાષા ન બોલી શકે અને બોલે તો એ જગલી જ ગણાય એમ કુટુબસસ્કારને લીધે સૌને લાગ્યા વિના રહેતુ નથી મતલબ કે જો ભવિષ્યમા આવી સ્થિતિ આવીને ઊભી રહે તો માનવુ જ રહે કે કુટુબજીવનના સસ્કાર ખતમ થઈ ગયા છે. આ જ રીતે વેદ[1] અને ઉપનિષદને માટે હિંદુ શિક્ષિત યુવક એ વસ્તુઓ શી છે એમ જ્યારે ઉલ્લેખ કરે છે ત્યારે એ ધર્મસસ્કારથી કેટલો દૂર આવી ગયો છે એ જ એમાથી ફલિત થાય છે. માની સાથે જેમ લોહીનો સબધ છે તેમ ધર્મની સાથે સસ્કારનો સબધ છે એ સસ્કારથી

માણસ દ્વિજ બને છે, જેનો વાચ્યાર્થ સંસ્કારી – માનવતાભર્યો થાય છે. બાળકને માતા જન્મ આપે છે, પાળી પોષીને મોટો કરે છે અને વાત્સલ્યથી નવરાવી પ્રેમનુ ભાથું બંધાવે છે. તે જ રીતે માણસને જીવનનુ ભાથુ આપવાનું કાર્ય ધર્મ કરે છે. એ કારણે માના જેટલું જ આદરપાત્ર સ્થાન ધર્મનુ પાન કરાવનાર ગુરુનું ગણવામાં આવ્યું છે. માતાપિતાનો આદર સૂચવવા જેમ એમને દેવ ગણવામાં આવ્યા છે – માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ, તે જ કક્ષાએ ગુરુને પણ આચાર્ય દેવો ભવ કહેવ મા આવ્યા છે. આથી માતાને જેમ બાપની વહુ તરીકેનું ઓળખાણ આપવું જેટલું અજુગતું કહી શકાય તેટલું જ ધર્મગ્રંથને માટે વસ્તુઓ તરીકેનો ઉલ્લેખ કહી શકાય. વાસ્તવમાં એ વસ્તુઓ છે પણ એની સાથે ધર્મનો – સંસ્કારનો જે પવિત્ર સંબંધ માણસને બંધાય છે તેથી એ એનો આદર-ભક્તિ વ્યક્ત કરતો પ્રયોગ 'શાસ્ત્રો' રૂપે કરે છે.

આ સ્થિતિ થવાનું કારણ આપનું જીવન કેવળ ભૌતિક બની રહ્યું છે અને ભૌતિક સુખો પ્રાપ્ત કરવા માટે ધર્મની જરૂર નથી તેમ સામાન્ય રીતે વસી ગયું છે. વળી ધર્મનો અભ્યાસ કર્યા વિના ઉપલક રીતે આજુબાજુ જે લોકો અંધશ્રદ્ધાભર્યો આચાર કરે છે તે ઉપરથી માની લેવામાં આવ્યું છે કે ધર્મ ધતિંગ છે. આચાર બુદ્ધિને સ્વીકાર્ય ન હોય તેવો અંધશ્રદ્ધાનો પોષક આચાર છે. આટલી બધી ધર્મની ઉપેક્ષા શિક્ષિતો તરફથી ન થઈ હોત તો એક સુશિક્ષિત પિતાને ઘેર જન્મેલો અને અમેરિકા ઉચ્ચ શિક્ષણ લેવા ગયેલો હિંદુ યુવક એના ધર્મ વિષે પ્રાથમિક જ્ઞાન પણ ન ધરાવતો હોય તે સ્થિતિ શી રીતે સંભવી શકે?

જીવનમાં આર્થિક સમૃદ્ધિનો માર્ગ ખૂલે તેની સિદ્ધિ મેળવવા એ અમેરિકા ગયો છે અને સમગ્ર જીવન સમૃદ્ધ બને તેવું શિક્ષણ એના ધર્મમાં પડ્યું છે તેની એને ખબર સુધ્ધાં નથી! સુશિક્ષિત નાગરિકે સામાન્ય જ્ઞાનનો વિસ્તાર વધારવો જોઈએ તે

જાગૃતિ બતાવી વિજ્ઞાન, રાજકારણ, અર્થકારણ, વગેરે વિષયોનો જેટલા પ્રમાણમા અભ્યાસ કરે છે તેથી અલ્પ પ્રમાણમા ધર્મનો અભ્યાસ થતો જોવા મળતો નથી. જે વર્ગ એમા શ્રદ્ધા કે જાગૃતિ બતાવી પોતાના ધર્મ વિષે અભ્યાસ કરે છે તે પણ બીજા ધર્મોની પ્રાથમિક જાણકારી ધરાવતો હોતો નથી છતા પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે તેમ ઝનૂન કે આસક્તિ રાખતો જોવા મળે છે. પરિણામે હિંદુને, મુસ્લિમને, ખ્રિસ્તીને, દરેકને પોતાનો ધર્મ શ્રેષ્ઠ લાગે છે. અમેરિકા આજે રશિયાથી પહેલા ચદ્રમા પહોચવાની હરીફાઈ કરી રહ્યુ છે એટલું વિજ્ઞાન ક્ષેત્રે આગળ છે. છતા ત્યાના સુશિક્ષિત નાગરિકો પણ ખ્રિસ્તી ધર્મની શ્રદ્ધાને લીધે આજેય એવુ માનતા જોવા મળે છે કે પરધર્મીઓ બિચારાઓ ઈસુને શરણે નહી આવે તો તેમનો ઉદ્ધાર નહી થાય ! એવી ઓછીવત્તી સ્થિતિ દરેક ધર્મવાળો પરધર્મી વિષે સેવતો હોય છે

પરતુ ધર્મની સાચી જાણકારી વિરલી હોય તેને પાયાનુ મૂલ્ય સમજાઈ જાય છે કે ધર્મ એ માનવીને ભૌતિક અને આધ્યાત્મિક જીવનનો માર્ગ બતાવતું તત્ત્વજ્ઞાન છે. ભિન્ન ભિન્ન પ્રદેશોમા ભિન્ન ભિન્ન સમયે પ્રગટેલા ભિન્ન ભિન્ન ધર્મોમા આ એક જ ઉચ્ચ આદર્શ જોવા મળે છે. માણસની ઉન્નતિ કેમ થાય, એ ઉત્ક્રાન્તિ કેમ સાધે, એ સર્વ ધર્મની ખોજનો વિષય રહ્યો છે આથી હિન્દુધર્મ, બૌદ્ધધર્મ, મુસ્લિમધર્મ, ખ્રિસ્તીધર્મ વગેરે ધર્મોના તત્ત્વજ્ઞાનમા માણસની મુક્તિ-ઊર્ધ્વીકરણ કેમ થાય એ જ માર્ગ બતાવવામા આવ્યો છે. જેમ કોઈ એક સ્થળે જવાના જુદા જુદા માર્ગ હોય છે અને એ બધા માર્ગો ત્યા જઈને મળે છે તેમ બધા ધર્મો માનવજીવનને ઉન્નત કરવાના ભિન્ન ભિન્ન માર્ગો છે વેદ, ઉપનિષદ, દર્શનો, ગીતા, પુરાણો, સ્મૃતિઓ, મહાભારત રામાયણ વગેરે શાસ્ત્રો અને ગ્રથો હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાન દ્વારા માનવીનુ જીવન ઉન્નત કેમ થાય તે માર્ગ બતાવનારા અમૃતમાર્ગો છે.

# હિંદુ ધર્મનો કુદરતી – વૈજ્ઞાનિક વિકાસ થયો છે

અમેરિકન ખ્રિસ્તી યુવક હિંદુ ધર્મ અંગે જિજ્ઞાસા પ્રગટ કરતો હોય ત્યારે સહેજે એ પ્રથમ પ્રશ્ન કરે કે, 'હિંદુ ધર્મનો સ્થાપક કોણ ?'

ખ્રિસ્તી ધર્મના સ્થાપક ઈસુ ખ્રિસ્ત છે, ઈસ્લામ ધર્મના સ્થાપક મહમદ પયગંબર છે, બૌદ્ધ ધર્મના સ્થાપક ગૌતમ બુદ્ધ છે. હિંદુ ધર્મના સ્થાપકની પરધર્મીને માહિતી હોતી નથી.

હિંદુ ધર્મમા ઊછરીને મોટા થયેલા યુવકને પણ એની જાણકારી હોતી નથી કોઈના ઘરમા શિવની પૂજા થતી હોય, તો કોઈના ઘરમા વિષ્ણુની, તો કોઈને ઘેર અંબા ભવાનીની. કોઈના માબાપ નિયમિત કે વારતહેવાર મહાદેવમા જતા હોય છે, તો કોઈના મંદિરમા, તો કોઈના માતાએ. ઘણા અવારનવાર બધા દેવસ્થાનોએ જાય છે કોઈને ઘેર ગીતા વંચાય છે, તો કોઈને ઘેર શિવસ્તોત્ર, તો કોઈને ઘેર ગાયત્રી પાઠ અને જે પોતાને સુશિક્ષિત માને છે તેમાથી એક વર્ગને ત્યા આમાનુ કંઈ આચરણ હોતું નથી.' એ જન્મે હિંદુ છે એટલે હિંદુ ધર્મી છે તેમ સ્વીકારે છે. પોતે પ્રગતિશીલ છે માની હિંદુ ધર્મ સંકુચિતતામા માનતો નથી – માનવધર્મમા માને છે તેમ દાવો કરે છે.

આ વાતાવરણ નીચે ઊછરેલો યુવક હિંદુ ધર્મના સ્થાપક વિષે જાણતો નથી, તેનો જવાબ આપી શકતો નથી એટલે પેલા ખ્રિસ્તી વિદ્યાર્થીને આશ્ચર્ય થાય છે – હિંદુ થઈને એના ધર્મના સ્થાપકનુ

નામ સુધ્ધા જાણતો નથી! જો કોઈએ એમ કહ્યુ હોય કે હિંદુ ધર્મના કોઈ એક સ્થાપક, બીજા ધર્મોની માફક નથી, તોપણ એનુ આશ્ચર્ય શમતુ નથી – આ કેવો ધર્મ! એનો કોઈ સ્થાપક નહિ! જો કોઈ એક ઓથોરીટી ન હોય તો પછી એના કથન ઉપર શ્રદ્ધા શી રીતે બેસે અને ઓથોરીટીના અભાવે મતમતાતર ઊભા થાય અને એકવાકયતા સિદ્ધ ન થાય

ખ્રિસ્તી ધર્મના આજે બે મુખ્ય વિભાગો છે – કેથલિક અને પ્રોટેસ્ટન્ટ પરતુ એ બને ઈસુ ખ્રિસ્તને મુક્તિદાતા તરીકે એક-સરખા માન્ય રાખે છે. એના સ દેશ વિષે બ ને વચ્ચે કોઈ મતભેદ નથી જે મતભેદ છે તે તો ધર્મના તત્ર – આચાર અગે જ્યારે હિંદુ ધર્મમા કોઈ એક ઓથોરીટી ન હોય ત્યારે ધર્મનો એક સદેશ સર્વ શી રીતે માન્ય કરે?

આ પ્રશ્ન ખ્રિસ્તી કે મુસ્લિમને થાય તે સ્વાભાવિક છે જન્મે હિંદુ એવા યુવક પાસે એનો જવાબ ન હોય તે પણ એટલુ જ સ્વાભાવિક છે આથી જિજ્ઞાસુ પરધર્મી બીજો પ્રશ્ન કરે 'હિંદુ ધર્મનો ધર્મગ્રથ કયો?'

ખ્રિસ્તી ધર્મનો ગ્રથ બાઈબલ, ઈસ્લામ ધર્મનો કુરાન, બૌદ્ધ ધર્મનો ધમ્મપદ એ પ્રમાણે કોઈ એક ગ્રથ હિંદુનો નથી પરતુ ધર્મ સ્થાપક અગે ચોક્કસ જવાબ ન આપી શકીને બાઘો બનેલો હિંદુ યુવક બીજી વખત બાઘો બનવા માગતો નથી એટલે તે કહી નાખે છે. 'વેદ'

પેલો અમેરિકન વિદ્યાર્થી હિંદુ ધર્મનો જિજ્ઞાસુ હોવાથી એણે જે ઉપલક જાણ્યું હોય છે તેમા ઉપનિષદ અને ગીતાના નામ પણ જાણવા મળ્યા હોય છે. આથી એ સામો સવાલ કરે છે 'ઉપ-નિષદ અને ગીતા એ હિંદુ ધર્મના ગ્રથો નથી?'

'છે'

'મહાભારત અને રામાયણ?'

'ખરા.'

'તો પછી આમાં કયો અથ ઓથોરીટી ગણાય?'

'હિંદુ યુવક મૂઝાઈ જાય છે. એને પોતાના ધર્મની વિચિત્રતા ઉપર મનમા ને મનમા ખીજ પણ ચડતી હશે – કેવો ઈરેશનલ (બુદ્ધિહીન) હિંદુ ધર્મ છે! એનો કોઈ એક સ્થાપક નહિ. કોઈ એક જ દેવસ્થાન નહિ. ખ્રિસ્તીને ચર્ચ, મુસ્લિમને મસ્જિદ, બૌદ્ધને વિહાર અને હિંદુને એવા કોઈ એક જ દેવસ્થાનને બદલે અનેક દેવસ્થાનો અને અનેક દેવદેવીઓ! ખ્રિસ્તીઓને એક પરમેશ્વર – પરમ પિતા. મુસ્લિમોને એક જ ઈશ્વર – અલ્લાહ, બૌદ્ધોને ઈશ્વર નહિ, અને હિંદુઓને એના દેવ કેટલા છે એની જ ખબર ન પડે!

હિંદુ યુવકને લઘુગ્રંથિ ન જન્મે તો બીજુ શું થાય? એના જેવા બીજા એકાદ ધર્મના રંગઢંગ હોત તો એ આશ્વાસન પણ લઈ શકત કે આવ ભાઈ હરખા આપણે બને સરખા! પરંતુ એનો ધર્મ એકલો પડી જતો હતો અને બીજા ધર્મો સામી બાજુ સાથે ઊભા રહી શકતા હતા. લોકશાહીના જમાનામાં એનો ધર્મ કંગાલ લઘુમતીમા હોય અને બીજા ધર્મો સબળ બહુમતી ધરાવે પછી એનો ધર્મ સાચો બુદ્ધિયુક્ત શી રીતે હોઈ શકે?

આ યુવક આઝાદ ભારતનો નાગરિક છે એટલે હિંદુ ધર્મ વિષે જાણકારી ન ધરાવવાથી બાઘો બનવા છતાં હતાશ થયો નથી. એણે તે અંગે જાણવાની જિજ્ઞાસા બતાવી છે અને પિતાને પૃચ્છા કરી છે એને ભૂખ લાગી છે એટલે જો એને ખોરાક પચે એ રીતે પીરસવામાં આવે તો એની હતાશા દૂર થઈ જાય. પરંતુ ભારત પરાધીન હતો અને અંગ્રેજોના અમલને લીધે પશ્ચિમના વિજ્ઞાન. ભાષા, સાહિત્ય અને જીવનરીતિથી દેશનો અંગ્રેજી શિક્ષણ લીધેલો વર્ગ એટલો અંજાઈ ગયો હતો કે એને દેશની અવદશા માટે હિંદુ ધર્મ જ જવાબદાર દેખાતો હતો. કુરૂઢિઓનું સામ્રાજ્ય એવું વ્યાપી ગયું હતું કે અસલ ધર્મ સાથેનો જીવંત સંબંધ લુપ્ત થયો હતો.

આથી એક શિક્ષિત વર્ગ – ખાસ કરીને દક્ષિણનો–પોતાના હિંદુ ધર્મને પછાત સમજી પશ્ચિમના પ્રગતિશીલ ખ્રિસ્તી ધર્મમા દાખલ થયો. બંગાલના શિક્ષિત વર્ગે ખ્રિસ્તી ધર્મ ન સ્વીકાર્યો પણ હિંદુ ધર્મના પછાતપણાના કલંકમાથી નીકળી જવા ઉપનિષદના જ્ઞાનને માન્ય રાખતો નવો ધર્મ–બ્રાહ્મોસમાજ સ્થાપ્યો. તેના પગલે મહારાષ્ટ્ર અને ગુજરાતના શિક્ષિત વર્ગે પ્રાર્થનાસમાજ સ્થાપ્યો સ્વામી દયાનંદ સરસ્વતીએ આખા દેશ ઉપર શિક્ષિતોને સ્વીકાર્ય બને તેવો આર્ય ધર્મ—આર્યસમાજ સ્થાપ્યો. હિંદુ ધર્મના પછાતપણામાથી ઊગરી જવાનો અંગ્રેજી શિક્ષણ લીધેલા અને રાષ્ટ્રીય ભાવનાને વરેલા વર્ગે આ રીતે પ્રયત્ન કર્યો હતો.

સ્વામી દયાનંદે 'સત્યાર્થ પ્રકાશ' ગ્રન્થ લખી તેમા વૈદિક ધર્મની શ્રેષ્ઠતા સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે બીજા ધર્મોના સ્થાપક કોઈ ને કોઈ માનવીય પયગબરો છે, ત્યારે વૈદિક ધર્મના સ્થાપક ખુદ ઈશ્વર છે વેદો એ કોઈ ઋષિની રચના નથી, પરતુ ઈશ્વરે એમના અંતઃકરણમા વસીને વેદનું જ્ઞાન એમને સંભળાવ્યું. ઋષિઓ તો કેવળ શ્રોતા હતા—વેદનું જ્ઞાન એમને સંભળાવનાર ખુદ ઈશ્વર હતો. વેદ એ ઈશ્વરપ્રગીત છે, માનવીય સર્જન નથી. વૈદિક ધર્મ ખુદ ઈશ્વર સ્થાપિત હોઈ સનાતન છે અનાદિ છે વેદ એ જ એકમાત્ર ધર્મગ્રંથ છે. બીજા ગ્રંથો ત્યા સુધી સ્વીકાર્ય છે જ્યા સુધી એ વેદની વિચારધારાથી વિરુદ્ધ ન હોય. પ્રમાણ માટે મતભેદ ઊભો થાય તો વેદ એ છેલ્લુ પ્રમાણ છે. વેદ નિરાકાર એક ઈશ્વરમા માને છે દેવદેવીઓ, મૂર્તિપૂજા એ હિંદુ ધર્મની પેદાશ છે અને અસલ વૈદિક ધર્મને તે સ્વીકાર્ય નથી. એ ઈશ્વર ઉપાસના માટે યજ્ઞશાળાના એક માત્ર સ્થાનને સ્વીકારે છે યજ્ઞ દ્વારા એ ઈશ્વરની ઉપાસના કરે છે બીજા ધર્મોને જેમ એના સ્થાપક છે તેમ વૈદિક ધર્મને પણ એના સ્થાપક છે. તે સ્થાપક ખુદ ઈશ્વર સ્વયં છે બીજા ધર્મોને જેમ એક ગ્રંથ એના સ્થાપક તરફથી

આશીર્વાદ જેવો પ્રાપ્ત થયેલો છે તેમ વૈદિક ધર્મને ઈશ્વરપ્રણીત વેદ ગ્રંથની અપૂર્વ ભેટ મળેલી છે. બીજા ધર્મો જેમ એક ઈશ્વરમાં માને છે અને ખ્રિસ્તી ધર્મ એને પરમ પિતા તરીકે સંબોધે છે, ઈસ્લામ અલ્લાહ તરીકે, તેમ આર્યો ૐ નામે. ખ્રિસ્તીને જેમ ચર્ચ છે, મુસ્લિમને મસ્જિદ, તેમ આર્યોને યજ્ઞશાળા.

પરંતુ આર્યસમાજ એના સ્થાપક કાળમાં જેટલો જોરદાર હતો એટલો આજે રહ્યો નથી. બ્રાહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ જેમ લોપ થયા છે, તેમ આર્યસમાજ પણ વખત વીતવે લોપ થાય તો નવાઈ નહિ. કારણકે એ સર્વ સમાજોમાં હિંદુ ધર્મના સ્વીકારનો ઇન્કાર હતો. એમાં જાણ્યેઅજાણ્યે બીજા ધર્મો સાથે હોડમાં ઊતરવાની કે અનુકરણ કરવાની ગુરુ કે લઘુગ્રંથિ હતાં. એ શિક્ષિત વર્ગ અંગ્રેજી શિક્ષણથી, પશ્ચિમના ભૌતિક વિજ્ઞાનથી, ભારતની ગુલામીથી, રાષ્ટ્રીયભાવનાના ઉત્સાહથી, એમ વિવિધ કારણસર એક પાયાનો સિદ્ધાંત વીસરી ગયો કે હિંદુ ધર્મમાં કુરૂઢિઓનું સામ્રાજ્ય સદીઓથી વ્યાપેલું હોવા છતાં તે સૃષ્ટિ ઉપર એક જૂનામાં જૂના ધર્મ તરીકે, એની નજર સમક્ષ બીજી સંસ્કૃતિઓ નાબૂદ થઈ છતાં એ જીવંત છે તો એની પ્રાણશક્તિ અમૃત હોવી જોઈએ. હિંદુ ધર્મને સાચા સ્વરૂપમાં ઓળખાવવાનું કાર્ય આ યુગમાં સૌ પ્રથમ સ્વામી વિવેકાનંદે કર્યું અને શિક્ષિતોની લઘુગ્રંથિને ખંખેરી નાખી.

માનવીને એના દેહથી આપણે ઓળખીએ છીએ, છતાં એ પણ જાણીએ છીએ કે કેવળ દેહ એ અમૃતલાલ નથી. એનાં અંગોપાંગ એ પણ અમૃતલાલ નથી. એના ઉપરનો પહેરવેશ એ પણ અમૃતલાલ નથી. એ પહેરવેશ બદલે તોપણ અમૃતલાલ જ રહે છે. તેનાં અંગોપાંગમાં ખોડ આવે, અધાપો આવે, બહેરાપણું આવે, લૂલા-લંગડાપણું આવે, તોપણ એ અમૃતલાલ જ છે. કોઈ વખત ગંભીર માંદગી આવવાથી એ કૃશ થઈ જાય અને પહેલી નજરે ઓળખાય નહિ તેમ ભુલાવામાં પડી જવાય તો આપણે

બોલી ઊઠીએ છીએ: 'અરે અમૃતલાલ! તમે તો ઓળખાઓ તેવા જ રહ્યા નથી!' છતા એ અમૃતલાલ જ છે એ વિષે આપણને સહેજ પણ શંકા પેદા થતી નથી, પરંતુ એ જ અમૃતલાલનો દેહ કૃશ ન થયો પણ હૃષ્ટપુષ્ટ હોય, શરીરે કોઈ ખોડ આવી ન હોય, પોષાક પણ પૂર્વવત્ સુંદર અને સુઘડ હોય, પરંતુ હાર્ટ ફેઈલ થાય અને પ્રાણ ઊડી જાય તો એ અમૃતલાલ છે એમ આપણે નહિ કહીએ—અમૃતલાલનુ શબ છે તેમ કહીશુ એ શબને જો થોડા દિવસ મઘરી રાખવામા આવે તો ગંધાઈ ઊઠે એટલું જ નહિ પણ એ અમૃતલાલનું છે તેમ ઓળખવુ પણ મુશ્કેલ થઈ પડે. મતલબ કે, માનવીને આપણે દેહથી પિછાણીએ છીએ છતા દેહ એ જેમ માનવી નથી, તેમ ધર્મને આપણે મંદિર, મસ્જિદ, ચર્ચ, વેદ, કુરાન, બાઈબલના અગોથી ઓળખતા હોઈએ તોપણ એ બાહ્ય દેહ એ જ ધર્મ નથી, એની અંદર રહેલી પ્રાણશક્તિ એ ધર્મ છે. હિંદુ ધર્મનો દેહ બીજા ધર્મો જેવો નથી તે જ કારણે એનામા પ્રાણ પણ નથી તેમ માની લેવુ, એ બુદ્ધિયુક્ત નથી.

અમેરિકાએ સ્વતંત્ર થતા એનુ બંધારણ ઘડ્યુ હતું. આપણે આઝાદ થયા તે પછી બંધારણ ઘડવા સભા રચવામા આવી હતી. કોઈ પણ દેશ આજે આઝાદ થાય છે તો પ્રથમ કાર્ય એના દેશનુ બંધારણ ઘડે છે પરંતુ ઇંગ્લાંડમા આવુ કોઈ લેખિત બંધારણ ઘડાયેલું નથી અને હયાતી ધરાવતું નથી. આથી શું આપણે એમ કહીશુ કે ઇંગ્લેન્ડ કેવો પછાત દેશ છે કે એને બંધારણ નથી! એને બંધારણ નથી એટલે શું એ દેશમા લોકશાહી ખીલી નથી અને અમેરિકામા વધુ ખીલી છે?

બ્રિટનમા બંધારણ ઘડાયેલુ નથી, કારણ કે એની લોકશાહી સ્વાભાવિક રીતે ખીલી છે સાતસો વર્ષ ઉપર જ્યારે એની શરૂઆત થઈ ત્યારે આજે જે પ્રકારની લોકશાહી છે તેની કલ્પના સુધ્ધા એ જમાનાને આવી નહોતી રાજાની એકહથ્થુ સત્તા ઉપર નિયમન

લાવવા અને પોતાનો અવાજ તેમા સભળાય તે માટે ઉમરાવો અને મોટા જાગીરદારોએ પાર્લામેન્ટની માગણી કરી. રાજા પ્રજા ઉપર કરવેરા નાખે તેમા લોકોની એટલે ઉમરાવો અને મોટા જાગીરદારોની સમ્મતિ હોવી જોઈએ આ બી ધીમે ધીમે વધતુ જઈને વટવૃક્ષ થયું છે અને હજુ તે જીવત છે એટલે વધતુ રહેવાનુ છે. બ્રિટનનુ સામ્રાજ્ય અસ્ત પામ્યું, પરતુ એણે શરૂ કરેલી લોકશાહી પ્રણાલિકા જગત ઉપર વિસ્તરતી જાય છે.

હિદુ ધર્મને જો કોઈની સાથે સરખાવી શકાય તો બ્રિટનની લોકશાહી સાથે સરખાવી શકાય બ્રિટનમા લોકશાહીની માગ એક નાના સરખા વર્ગ તરફથી સ્વયભૂ પેદા થઈ હતી. અને તે ધીમે ધીમે આખી પ્રજામા વિસ્તરતી ગઈ હતી. આજે પણ તે વિસ્તાર પૂરો થયો નથી. ૨૧ વર્ષની ઉમરે પુખ્તમતાધિકારનો હક બ્રિટનના નાગરિકને મળે છે તેમા પણ એનો હક ઝૂટવાતો હોય તેમ લાગવા માડયુ છે. જો નાગરિક ૧૮ વર્ષની ઉંમરે પુખ્ત ગણાતો હોય, પુખ્ત ઉંમરના બીજા બધા અધિકારો તેને ભોગવવા મળતા હોય તો મતાધિકારનો હક પણ તે ઉમરે કેમ પ્રાપ્ત ન થવો જોઈએ? શા માટે એને માટે ૨૧ વર્ષની ઉમર હોવી જોઈએ?

હિદુ ધર્મની ભૂખ કોઈ એક પયગબરને પેદા થઈ હોય અને તે પોતાને માટે ને અનુયાયીઓ માટે ધર્મ સ્થાપે, લેખિત બધારણ– તેનો બોધ ધર્મગ્રથ રૂપે એના શિષ્યો સગ્રહીને, હવે પછી એની વિરુદ્ધ વર્તવાનો કોઈને અધિકાર નથી તેમ સીલસિક્કો મારે તેવુ જોવા મળતું નથી. લોકશાહીની ભૂખ જેમ બ્રિટનના નાના વર્ગને શરૂ થઈ અને તે વિસ્તરતી રહી તેમ હિદુ ધર્મની ભૂખ ઋષિઓ, રાજાઓ, શ્રેષ્ઠીઓ વગેરે વર્ગને ધીમે ધીમે જાગી અને તેનો વિસ્તાર ઉત્તરોત્તર વધતો રહ્યો છે. આથી હિદુ ધર્મ કોઈ એક સ્થાપક હોવાનો દાવો કરી શકે તેમ નથી.

ધર્મસ્થાપક તરીકે જેમ કોઈ એક દાવો કરી શકે નહિ તેમ

વેદો અને ઉપનિષદોના કર્તા તરીકે પણ કોઈ એક દાવો કરી શકે તેમ નથી. આમાં કેવળ નમ્રતા, વિવેક છે એમ નહિ, પરંતુ એ સહિયારું કર્તૃત્વ છે તેનો સ્વીકાર છે. રામાયણનું કર્તૃત્વ વાલ્મીકિએ લીધું છે, મહાભારત-ગીતાનું કર્તૃત્વ વ્યાસે લીધું છે, તે પ્રમાણે ચાર વેદો અને ઉપનિષદોનું કર્તૃત્વ કોઈ એકનું હોત તો તેનો સ્વીકાર કર્યો હોત. પરંતુ આ જ્ઞાન કોઈ એક ઋષિને કે અમુક ઋષિઓને એક સમયે થયેલું નથી. વેદ એટલે જ્ઞાન. આ જ્ઞાન સૌથી પહેલું ઋગ્વેદમાં સંઘરાયેલું છે. જગતનો એ સૌથી જૂનામાં જૂનો ગ્રંથ છે. ઉપનિષદ એ વેદોનો છેલ્લો ખંડ – ભાગ છે. ઉપનિષદ એટલે જિજ્ઞાસુ શિષ્યે આચાર્યના અંતેવાસી બનીને તત્ત્વચર્ચા દ્વારા મેળવેલું જ્ઞાન. વળી આ જ્ઞાનચર્ચા કેવળ ગુરુશિષ્ય વચ્ચે જ મર્યાદિત રહેતી એવું પણ નહિ. કઠ ઉપનિષદમાનો એક ઉલ્લેખ જોતાં આની ચર્ચા માટે બ્રહ્મસંસદ નામની સભા પણ બોલાવવામાં આવતી અને તેમાં ઋષિઓ, મેધાવી પુરુષો, વિદ્વાનો, સ્ત્રીઓ વગેરે ભાગ લેતાં.

જેમ કોઈ સભામાં થયેલ કાર્યવાહીની નોંધમાં અનુમોદન અને વિરોધમાં બોલાયું હોય તે બન્ને લખાય છે. તેમ વેદોની, ઉપનિષદોની રચના જોતાં ભિન્નભિન્ન મતો જોવા મળે છે. વેદમાં યજ્ઞોનો મહિમા જેમ પૂરેપૂરો કરવામાં આવ્યો છે, તેમ એનો વિરોધ પણ કરવામાં આવ્યો છે. વેદ કે ઉપનિષદ કોઈ એક શ્રદ્ધાને વશ થઈ સ્વીકારી લીધેલા મતનું પ્રતિપાદન કરવા નીકળેલા ગ્રંથો નથી. જિજ્ઞાસુઓ એ જ્ઞાન શોધવા નીકળ્યા છે કે માનવીનું બાહ્યજીવન અને આંતરિક જીવન શી રીતે ઉર્ધ્વગામી બને. એ માર્ગ કોઈને યજ્ઞ દ્વારા સાધ્ય થતો દેખાતો હોય એને બીજાને ન દેખાતો હોય, તો પોતાનો માર્ગ સાચો પુરવાર ન થાય એથી દુઃખ ન થાય, આનંદ જ થાય, કે એ ભૂલો પડતાં બચી ગયો. એ જ્ઞાનચર્ચામાં એક પક્ષ ઈશ્વરનો સ્વીકાર કરતો હોય અને બીજો ન કરતો હોય, તો એમાં કોઈ એક મતના ખંડનમંડનની કુસ્તી નથી. સત્ય શોધવા

નીકળેલાને ઈશ્વર હોય તેમ પુરવાર થાય તોપણ આનદ છે અને ઈશ્વર નથી તેમ પુરવાર થાય તોય આનદ છે. જે ઈશ્વર શોધવા નીકળ્યો હોય તેને એનો મત ખોટો પડે તો દુ:ખ થાય, હાર થયેલી લાગે. પરતુ જે સત્ય શોધવા નીકળ્યો હોય તેને જે સત્ય સાબિત થાય તે સ્વીકારવાની તૈયારી હોય છે. માનવજીવન ઉર્ધ્વગામી – ઉન્નત કેમ બને, તે માર્ગ વેદ અને ઉપનિષદના ઋષિઓ શોધવા નીકળ્યા છે અને તેમા સૌ જિજ્ઞાસુઓનો સાથ લઈને આગળ વધ્યા છે એટલે કોઈએ એને પોતાનુ એકલાનુ કર્તૃત્વ માન્યું નથી

હિદુ ધર્મ સત્ય-અમૃત શોધવા નીકળેલો માર્ગ છે એટલે એક કાળે જે સત્ય લાધ્યું હોય તે જ આખરી સત્ય છે અને એની વિરુદ્ધ જે કઈ પ્રતિપાદન થાય તે અસત્ય – અધર્મ છે તેવુ અસહિષ્ણુતાભર્યું વલણ તેણે અપનાવ્યું નથી. આજનુ સત્વ આવતી કાલે અસત્ય સાબિત થાય તો તે સ્વીકારવાની હિદુ ધર્મમા તૈયારી છે વિવેકાનદે સત્યશોધકની એ તૈયારી સર્વ ધર્મોએ રાખવી જોઈએ તેમ જણાવતા કહ્યુ છે કે, ધર્મગ્રથોના બધા પૃષ્ઠો લખાઈ ગયા છે એમ માની લેવાનુ નથી એના કોરા લખાવાના પૃષ્ઠો બાકી છે તેમ માનવાનુ છે અને એને લખનારા પયગબરો જન્મવાના છે તેમ સ્વીકારી તેમને નવા સત્યને આવકારવા તૈયાર રહેવાનુ છે

મતલબ કે, હિદુ ધર્મમા કોઈ પયગબર કે ધર્મગ્રથ પૂરતી ઓથોરીટી સીમિત નથી. સત્ય સ્વય ઓથોરીટી છે. અગ્નિ અગે જેમ કોઈ ઓથોરીટીની જરૂર નથી, એ પોતે જ એનુ સીધુ પારખુ આપી શકે છે અને જેને ખાતરી ન હોય તે એને સ્પર્શીને અનુભવ કરી શકે છે, તેમ હિદુ ધર્મનુ તત્ત્વજ્ઞાન પોતે જ એની ઓથોરીટી છે અને એની પ્રતીતિ એ રીતે જીવન જીવવવાથી થઈ શકે છે

# હિંદુ ધર્મનું બંધારણ વટવૃક્ષ જેવું છે

આર્યો મધ્ય એશિયામાંથી ભારતમાં આવ્યા ત્યારે એમનો જે કોઈ ધર્મ હશે તેના સંસ્કાર લઈને આવ્યા હોય તે સ્વાભાવિક છે. પરંતુ તે ધર્મ કે સંસ્કારનું આગવું ચિહ્ન ઇતિહાસમાં સંગ્રહાયેલુ જોવા મળતું નથી. ઋગ્વેદ એ આર્યોનો અને જગતનો જૂનામાં જૂનો ગ્રંથ છે, તે એમના ભારતમાં આવ્યા પછીની રચના છે તેમ એમાં જે ઉલ્લેખો અહીંના આદિવાસીઓ માટે છે તે ઉપરથી જોઈ શકાય છે. તે રચનામાં મધ્યએશિયાના એમના સંસ્કારનો બિલકુલ હિસ્સો નહીં હોય તેમ માનવાને કારણ નથી. ઋગ્વેદની ભાષામાં અને ઇરાનીઓના ધર્મગ્રંથ અવેસ્તાની ભાષામાં ઠીક ઠીક સામ્ય જોવા મળે છે. આર્યોની યજ્ઞપૂજા અને ઇરાનીઓની અગ્નિપૂજા વચ્ચે મળતાપણું કહી શકાય. આમ ઋગ્વેદમાં આર્યોના મધ્ય એશિયાના સંસ્કારનું બીજ જોવા મળતું હોય તોપણ એનું વટવૃક્ષ વૈદિક ધર્મ તરીકે જે સ્વરૂપે જોવા મળે છે તે ભારતની ભૂમિમાં વિકસેલું છે. આથી વૈદિક સંસ્કૃતિ એ ભારતીય સંસ્કૃતિ છે. પહેલા ઋગ્વેદમાં અને છેલ્લા અથર્વવેદમાં દેવો અને વિધિઓ અંગે જે તફાવત છે તે બતાવે છે કે પહેલા વેદમાં આર્યોએ પોતાના સંસ્કારને પ્રાધાન્ય આપ્યું છે, જ્યારે ચોથા વેદની રચનામાં આ દેશના મૂળ વતનીઓના સંસ્કારને માન્ય રાખી તેનું સંયોજન કરેલું છે. આથી એ લોકોના આચાર-સંસ્કારના એમાં ઉલ્લેખો જોવા મળે છે. પહેલા વેદમાં જાદુ, મંત્ર કે ભૂતપૂજા અંગે કોઈ નિર્દેશ મળતો નથી, 'જ્યારે

છેલ્લા વેદમાં તેના ઉલ્લેખો જોવા મળે છે. આથી ચાર વેદોના રચનાકાળ વચ્ચે ઠીક ઠીક કાળ વીત્યાનું પરિણામ છે તેમ એની સામગ્રી પોતે પુરાવો પૂરો પાડે છે. છતાં એ ચારે વેદોની રચનાનું બંધારણ, એના ચાર ખંડો એકસરખા, દરેક વેદમાં જોવા મળે છે. વેદમાં મંત્રસંહિતા, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો એમ ચાર વિભાગ છે. પહેલા મંત્રસંહિતાના વિભાગમાં આ લોકમાં સંપત્તિ મેળવવાની આકાંક્ષા અને પરલોકમાં મોક્ષ મેળવવાની આકાંક્ષા રજૂ થાય છે. પ્રાર્થના ને યજ્ઞો દ્વારા દેવોને પ્રસન્ન કરી એ મેળવવાનાં ક્રીયાકાંડ એમાં છે.

વેદકાળમાં આર્યો માંસાહારી હતા એટલે યજ્ઞમાં દેવોને પ્રસન્ન કરવા પશુને બલિ તરીકે હોમતા હતા. યજ્ઞના હવિને પવિત્ર માની એ માંસ બ્રાહ્મણો આરોગવામાં હિંસાનું પાપ માનતા ન હતા. બૌદ્ધ ધર્મે અહિંસા ઉદ્દેશીને યજ્ઞો, કર્મકાંડ અને પશુહત્યાનો નિષેધ કરી નિરામિષ આહારનો પ્રચાર કર્યો. એની અસર આર્યો ઉપર થઈ અને ભોજનમાં માંસાહાર નિષેધ મનાવા લાગ્યા હતા. છતાં યજ્ઞનું માંસ પવિત્ર મનાઈને એ કાળ પછી રચાયેલી મનુસ્મૃતિમાં મનુએ એનો મહિમા કરતાં લખ્યું છે કે, 'યજ્ઞનું માંસ ખાવું જોઈએ. યજ્ઞો માટે મૃગ અને પક્ષીઓને બ્રાહ્મણો મારે તેમાં પાપ નથી. પ્રજાપતિએ જે કંઈ સ્થાવર સૃષ્ટિ ઉત્પન્ન કરી છે એ પ્રાણીઓના આહાર માટે છે. ચરનો આહાર અચર છે અને બળિયા ચરનો આહાર ભીરુ, નબળાં છે. યજ્ઞમાં કરેલો વધ તે હિંસા નથી. યજ્ઞનું માંસ ખાવાનું વિધાતાએ નક્કી કરેલું છે. એટલે જે એ માંસ ખાતો નથી, તે મર્યા પછી એકવીશ અવતાર પશુ થાય છે.'

આ આજ્ઞા મનુએ કરી છે, છતાં આજના બ્રાહ્મણો આચરી શકશે ? યજ્ઞમાં પશુ હોમવાનું મનુએ કહ્યા છતાં બૌદ્ધધર્મની પ્રબળ અસરને લઈને તે હોમવાનાં બંધ થયાં અને તે વિનાનો યજ્ઞનો ક્રિયાકાંડ આજ સુધી ચાલુ રહ્યો છે. મનુની માન્યતા પ્રમાણે યજ્ઞમાં

માંસ ન હોય્યું અને તે ન ખાધું તેથી પુરોહિતો એકવીસ અવતાર પશુયોનિમાં જન્મ્યા હશે તેમ બ્રાહ્મણો આજે શ્રદ્ધા ધરાવે છે? મતલબ કે જો એ શ્રદ્ધા ધરાવતા ન હોય અને છતાં અધર્મ થયાનું માનતા ન હોય તો એ જ આચારની પરંપરાએ આગળ વધી ભવિષ્યમાં આજના યજ્ઞો બંધ થઈ જાય તો એથી ધર્મનો પ્રાણ હણાઈ ગયો તેમ માનવું સાચું નથી. ધર્મનું કર્મકાંડ બાહ્ય સ્વરૂપ છે અને તે ભૂતકાળમાં બદલાયું છે તેમ ભવિષ્યમાં પણ બદલાતુ રહે તેને સ્વાભાવિક માનવું જોઈએ.

વેદનો બીજો વિભાગ બ્રાહ્મણો છે અને તે ગૃહસ્થાશ્રમની ફરજો ચીંધે છે. આથી તેમાં કર્મકાંડના યજ્ઞના ઉલ્લેખો આવે છે તે સાથે ચાતુર્વર્ણ્યની ફરજો પણ જોવા મળે છે. ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણમાં ઉલ્લેખ છે કે વૈશ્યોએ રાજાને કર આપીને જીવવાનું છે. રાજા તેની ઇચ્છા મુજબ કર વસૂલ કરી શકે છે. શૂદ્રોએ બીજા ત્રણ વર્ણની ચાકરી કરવાની છે અને સ્વામીઓ તેને મારી કે કાઢી મૂકવા સ્વતંત્ર છે. બીજાં વૃક્ષો ઉપર વટવૃક્ષોનો જેમ અધિકાર માન્ય થયેલો છે તેમ ક્ષત્રિયોનો બીજાઓ ઉપર રાજ્યાધિકાર સ્થાપિત થયેલો છે. વટવૃક્ષ વડવાઈઓ જમીનમાં ઊંડે મૂળિયાં નાખે તેમ વધુ સ્થિર થાય છે તેમ ક્ષત્રિયનો રાજ્યાધિકાર યજ્ઞમાં બલિ આપવાથી વધુ મજબૂત થાય છે અને તેની સત્તાને કોઈ ઉથાપી શકતું નથી.

આ ગૃહસ્થાશ્રમની ફરજો પણ સમાજમાં દરેક કાળે એક સરખી જોવા મળતી નથી. આજે તો એ વિષય ધર્મનો રહ્યો નથી પણ રાજ્યનો બન્યો છે. કેટલો કર લેવો તેની આજ્ઞા ધર્મશાસ્ત્ર પાસેથી લેવાની રહી નથી. એનો નિર્ણય સરકાર નક્કી કરે છે. સમાજમાં બીજાઓ સાથેનું વર્તન નાગરિકે કેમ કરવું તેનો નિર્ણય પણ રાજ્યનો અધિકાર મનાયો છે. કોઈ શેઠ આજે નોકરને મારી શકતો નથી, એટલું જ નહિ પરંતુ એને મનસ્વી રીતે કાઢી મૂકી શકતો પણ નથી. આમ ધર્મનો બ્રાહ્મણોનો વિભાગ એ પણ ધર્મનું

બાહ્ય સ્વરૂપ છે.

વેદનો ત્રીજો વિભાગ આરણ્યકો છે. તેમા કર્મકાંડને બદલે ઉપાસનાનુ ઊર્ધ્વ સ્થાન આવે છે. જે ધર્મની અમુક કક્ષાએ આગળ વધેલા હોય તેમને માટે કર્મકાડની જરૂર રહેતી નથી. કર્મકાડ વિનાની ઉપાસના એ સાધનાની મધ્યમકક્ષા છે. ગૃહસ્થાશ્રમથી આગળ વધી જે વાનપ્રસ્થાશ્રમમા પ્રવેશે તે કક્ષાને માટે એની યોજના થયેલી છે. આમા કર્મકાડ ન હોય તોપણ પ્રાર્થનાની—ઉપાસનાની જુદી જુદી પદ્ધતિઓ રહેવાની અને એ રીતે એ મધ્યમ કક્ષાનું ઊર્ધ્વીકરણ હોવાથી એ પણ અમુક અંશે આચારનો એક ભાગ છે, જે ધર્મનો દેહ ગણી શકાય. કર્મકાડને દેહનુ જાડચ રૂપ કહીએ તો ઉપાસનાને દેહનુ નમણું રૂપ કહી શકાય.

વેદનો છેલ્લો વિભાગ ઉપનિષદોનો છે. જે વેદનું, ધર્મનુ પ્રાણતત્ત્વ છે. એમા આત્મા પરમાત્માની નિર્ગુણબ્રહ્મની ઉચ્ચ મીમાંસા આવે છે. એ વેદનો અતભાગ હોવાથી ઉપનિષદોને વેદાંત કહેવામા આવ્યું છે. આ વેદાંત એ આર્ય ધર્મનુ, હિંદુ ધર્મનું સનાતન શાશ્વત સ્વરૂપ છે. હિંદુ ધર્મને જે જાણવા માગે તેણે એના આ પ્રાણતત્ત્વને જાણવુ રહ્યું. વ્યક્તિનું સાચુ સ્વરૂપ જેમ દેહ નથી પણ આત્મા છે, તેમ ધર્મનું સાચુ સ્વરૂપ એના દેહ જેવાં કર્મકાડ કે રૂઢિઆચાર નથી, પણ આત્મા જેવું તત્ત્વજ્ઞાન છે. કોઈ પોતાના કે પારકા ધર્મને પામવા ઇચ્છે છે એણે ધર્મના બાહ્ય દેહસ્વરૂપથી પ્રભાવિત થવાનુ નથી કે સુગાવાનું નથી, પરતુ એ દેહની અદર રહેલા તત્ત્વજ્ઞાનને પામવા યત્ન કરવાનો છે. જે એ પ્રયત્ન કરે છે તેને એ ધર્મની મહત્તા સમજાય છે.

વેદોએ શરૂ કરેલી ઉપનિષદની આ તત્ત્વધારા તે કાળ પછી પણ ચાલુ રહેલી જોવા મળે છે. આધ્યાત્મિક જ્ઞાનને ઉપનિષદ તરીકે ઓળખાવવાની પરિપાટીને લીધે વેદકાળ પછી પણ ઉપનિષદોની રચના થતી રહેલી જોવા મળે છે. આથી ઉપનિષદો તરીકે આજે

જે સાહિત્ય હયાતી ધરાવે છે તેની સખ્યા લગભગ એકસો આઠ જેટલી થવા જાય છે. પરતુ એમા કેવળ દશ ઉપનિષદ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે, જેમા લગભગ બધા તત્ત્વજ્ઞાનને સાર આવી જાય છે.

વેદમા વહેવારથી માડીને ઊચા તત્ત્વજ્ઞાન સુધીના વિષયો આવી જાય છે, છતા એમા જેનો સમાવેશ ન થયો હોય તેનો ચાર ઉપર વેદોમા વિસ્તાર કર્યો છે. ૧. આયુર્વેદ, ૨. ધનુર્વેદ, ૩. ગાંધર્વવેદ અને ૪. અર્થશાસ્ત્ર. આરોગ્ય જાળવવાના, આરોગ્ય સુધારવાના કાર્યોને ફરજનો, ધર્મનો એક ભાગ ગણી વેદનુ નામ આપ્યું છે. શાતિ મત્રની ઉપાસના ચીધનાર વેદ યુદ્ધવિદ્યાને પણ વેદનુ ધનુર્વેદ નામ આપે છે સગીતને (કલાને) પણ ધર્મનુ એક અગ ગણી વેદ – ગાધર્વવેદનું સ્થાન આપ્યું છે. એવો જ વેદ – અર્થના શાસ્ત્રને પણ ગણ્યો છે. આમ વેદ એટલે જ્ઞાનને હિંદુ ધર્મે મનુષ્ય-જીવનની ઉન્નતિ માટે અનિવાર્ય માન્યુ છે. જ્ઞાન બે પ્રકારના છે. એક ભૌતિક જીવનનુ અને બીજુ આધ્યાત્મિક જીવનનુ. અને એ બન્નેના જ્ઞાનને વેદરૂપે, ધર્મરૂપે ઉપાસના કરવાનુ માહાત્મ્ય આંકેલું છે.

વેદ પછી હિંદુ ધર્મમા સ્મૃતિઓનુ સ્થાન છે વેદો મૌલિક સર્જન છે. એ કોઈની નકલ કે કોઈનો આધાર લઈને સર્જેલ નથી. જ્યારે સ્મૃતિઓ મૌલિક નથી, પણ વેદના આધારે સપાદન કરેલ ગ્રથો છે. વેદોની સવિશેષ સમજણ સ્મૃતિઓમા આપેલી છે. જેમ વેદોમા બધા વિષયો આવરી લેવામા આવેલા છે તેમ સ્મૃતિઓમા ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય ફરજોનો વિગતે ઉલ્લેખ આવે છે. આજે હિંદુ સમાજનુ જે સામાજિક બધારણ હયાતી ધરાવે છે તે સ્મૃતિઓને આધારે રચાયેલું છે. મુખ્ય સ્મૃતિઓ વીસ છે અને વૈદિક કાળ પછી પૌરાણિક કાળ ( ઈ. સ. પૂ ૨૦૦૦ થી ઈ. સ. ૭૦૦)મા જુદે જુદે સમયે રચાયેલી છે મનુસ્મૃતિ સૌથી પુરાણી છે અને મુખ્ય છે. તે પછી યાજ્ઞવલ્ક્ય અને પરાશર સ્મૃતિ-

ઓનું મહત્ત્વ છે

અગ્રેજ અમલ ભારતમા શરૂ થયો અને તેણે ધર્મમા દખલ ન કરવાની નીતિ સ્વીકારી જુદા જુદા ધર્મના લોકો માટે જે સામાજિક કાયદા ઘડયા તેમા મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કય સ્મૃતિનો આધાર લઈને હિંદુ કાયદો ઘડવામા આવ્યો હતો. એ સ્મૃતિઓ વર્ણ અને જાતિભેદને સ્વીકારતી હતી એટલે હિંદુએ એની જ્ઞાતિમા લગ્ન કરવુ જોઈએ એવો કાયદો હતો પરજ્ઞાતિમા પરણે તો લગ્ન કાયદેસર ઠરે નહી. બાળલગ્ન અને અનેકપત્ની લગ્નનો નિષેધ ન હતો વિધવા લગ્નની છૂટ ન હતી દીકરીને દીકરાની માફક બાપના વારસાની હકદાર ગણી ન હતી. અસ્પૃશ્યતા માન્ય રાખી હતી એટલે હરિજનને મદિરમા પ્રવેશવાનો હક્ક ન હતો, વગેરે વગેરે આ કાય દામા શિક્ષિત હિંદુઓએ લોકમત કેળવીને સુધારાઓ કરતા રહેવાનો માર્ગ ગ્રહણ કર્યો હતો. એ દિશામા આરભ થયો રાજા રામમોહન રૉયના સતી થવાની પ્રથા બધ કરાવવાથી માડી છેલ્લે '૫૬મા નવો ઘડાયેલો હિંદુ કોડ સુધીના પ્રયાસ જોઈ શકાય છે

જે કાળમા સ્મૃતિઓ રચાઈ તે કાળમા ૧૮ પુરાણો લખાયા છે. ભાગવત અને વિષ્ણુ પુરાણ મુખ્ય છે સામાન્ય જનતા સમજી શકે તેવી ભક્તિપ્રધાન કથાઓ એમા છે એની સામે છેડે વિદ્વાનોની ચાચ પગણે ડૂબે એવા બુદ્ધિપ્રધાન ૭ દર્શનો છે રામાયણ અને મહાભારતમા કથારસ સાથે હિંદુ ધર્મના આતરબાહ્ય સ્વરૂપને સાકાર કરવામા આવ્યું છે હિંદુ ધર્મની ત્રણ મુખ્ય શાખાઓને આધારે વૈષ્ણવ, શૈવ અને શાક્ત આગમોના ગ્રથો રચાયા છે જે પુરાણોના જેવુ સ્થાન પોતપોતાના સપ્રદાયમા ધરાવે છે.

હિંદુ ધર્મના આ ગ્રથોને એક વટવૃક્ષનુ રૂપક આપવામા આવ્યુ છે જેમા વેદ એ મૂળ છે, સ્મૃતિઓ, રામાયણ, મહાભારત અને પુરાણો એનુ વિશાળ થડ છે. દર્શનો અને આગમો શાખાઓ છે, સુભાષિતો, કાવ્યો, નાટકો અને અલકાર ગ્રથો પુષ્પો છે અને

એનુ અમૃત ફળ ભગવદ્ગીતા છે

ભગવદ્ગીતા એ વેદની માફક મૌલિક સર્જન છે એમ કહી શકાય નહી એના કર્તા વ્યાસમુનિએ પણ એને ઉપનિષદનુ દોહન છે એમ સ્વીકારેલુ છે વળી એ મહાભારતનો એક નાનો સરખો ભાગ છે આથી ધર્મગ્રથોમાં એનુ સ્થાન સપાદિત થયેલ ગ્રથને સ્મૃતિ તરીકે ઓળખાવવામા આવે છે તેવુ કહી શકાય આમ એ ઉપનિષદોનુ દોહન હોવા છતા વ્યાસની પ્રતિભાને લીધે મૌલિક ધર્મગ્રથનુ ઊચુ સ્થાન પ્રાપ્ત કરેલ છે ઉપનિષદોમા પથરાયેલુ એ આધ્યાત્મિક જ્ઞાન વ્યાસે આત્મસાત્ કરીને ભગવદ્ગીતાના સ્વરૂપે પુનર્જન્મ આપ્યો છે ગીતાના એ પુનર્જન્મ પ્રભાવને લીધે પૂર્વજન્મના ઉપનિષદોની ખોજ તત્ત્વજ્ઞાનીઓ કરતા રહ્યા છે ઉપનિષદોનો જે જાતનો રચનાપ્રકાર છે તે જ જાતનો ગીતાનો રચનાપ્રકાર જોવા મળે છે ઉપનિષદમા જિજ્ઞાસુ શિષ્ય ગુરુ પાસે બેસીને, અતેવાસી બનીને જ્ઞાન પ્રાપ્ત કરે છે તેમ ગીતામા પણ અર્જુન કૃષ્ણનો સખા હોવા છતા શિષ્યભાવે જિજ્ઞાસુ થઈને પૃચ્છા કરે છે અને કૃષ્ણ સખા હોવા છતા ગુરુ રૂપે એની શકાનુ સમાધાન પૂર્ણ સતોષ થાય ત્યા સુધી કરતા રહે છે આ ગ્રથનો મહિમા કરતા કહેવામા આવ્યું છે કે ઉપનિષદોરૂપી કામધેનુઓને ગોપાળ બનીને કૃષ્ણે દોહી છે અને ગીતારૂપી અમૃતનુ અર્જુનરૂપી વત્સે પાન કર્યું છે અર્જુન જેવા ઋજુ-નમ્ર માણુસો એનુ પાન કરી જ્ઞાની બનતા રહ્યા છે આથી હિંદુ ધર્મશાસ્ત્રોમા ગીતા એ મુકુટમણિ છે અને જગતના ધર્મશાસ્ત્રો આગળ નાન મુકાવી શકે તેવો એનો ઝળહળતો પ્રકાશ છે

હિંદુ ધર્મના આ આત્માને જે પિછાને છે ત એના બાહ્યદેહના રગઢગથી અને રૂઢિઆચાર સાથે સમત ન હોય તોપણુ એથી એનુ મૂલ્ય ઓછુ આકતો નથી બાહ્ય સ્વરૂપમા ફેરફાર કરવાની જરૂર સ્વીકારીને એ દિશામા એ પ્રયત્નશીલ રહે છે અને એમા

પરિવર્તન શક્ય છે તેથી એ નિરાશ થતો નથી. મહાત્મા ગાંધીએ અસ્પૃશ્યતા રૂપી રોગી અંગને હિંદુ ધર્મના કલંક તરીકે ઓળખાવીને પોતાની વેદના વ્યક્ત કરી હતી અને અસ્પૃશ્યતા નિવારણને એમના જીવનના કાર્યનું એક અંગ બનાવ્યું હતું. છતાં એ રોગવાળા હિન્દુ અંગને ભેદીને એના આત્માને એ પામી શક્યા હતા. દેહના કલંકથી આત્માના અમરપણાને પામવામાં એમને કોઈ બાધા આવી ન હતી. ગાંધીજીએ ભગવદ્‌ગીતા અંગે પોતાનો અનુભવ જણાવતા લખ્યું છે કે—

'મારી સમજ મુજબનો હિંદુ ધર્મ મારા આત્માને સંપૂર્ણ સંતોષ આપે છે. મારા આખા અસ્તિત્વને ભરી દે છે. અને ભગવદ્‌ગીતા અને ઉપનિષદમાંથી મને જે આશ્વાસન મળે છે તે ગિરિપ્રવચન(બાઈબલ)માંથી પણ નથી મળતું.' જ્યારે શંકાઓ મારા મનને ઘેરી વળે છે, જ્યારે નિરાશાઓ મારી સામે ઘૂરકે છે અને જ્યારે ક્ષિતિજમાં આશાનું એકે કિરણ દેખાતું નથી ત્યારે હું ભગવદ્‌ગીતા તરફ વળું છું અને તેમાંથી મને આશ્વાસન આપનાર એકાદ શ્લોક મળી રહે છે અને કચડી નાખે એવા દુઃખની વચ્ચે હું મલકાવા લાગું છું. મારું જીવન અનેક બાહ્ય કરુણ પ્રસંગોથી ભરેલું છે, અને જો તે પ્રસંગો મારા ઉપર કશી દેખીતી અસર ન મૂકી ગયા હોય તો તે ભગવદ્‌ગીતાના ઉપદેશને આભારી છે.'

# હિંદુ ધર્મ સમન્વય સ્વરૂપ છે

આર્યો ભારતમા આવ્યા ત્યારે દેશના આદિવાસીઓને અનાર્યો, આર્યો નહીં, તેમ પોતાનાથી જુદા પાડયા હતા. આ અનાર્યોને તેમણે અસુર, રાક્ષસ, દસ્યુ વગેરે ઊતરતા ભાવના શબ્દોથી ઓળખાવ્યા હતા. વળી ગઈ કાલ સુધી એમ મનાતું હતું કે એ લોકો જગલી હતા અને તેમને કોઈ સસ્કૃતિ ન હતી. પરતુ ઉત્તરમા સિંધુની ખીણમા આર્યો આવતા પહેલા સસ્કૃતિ ખીલેલી હતી તેમ મોહન-જો-દરોની શોધ પછી પુરવાર થયેલું છે. એનો સગડ હમણા છેક લોથલ-ગુજરાત સુધી ખોદકામ થતા નીકળ્યો છે. આ ઉપરથી આર્યો આવતા પહેલા ભારતમા સસ્કૃતિ વિકસેલી હતી, તેના અવશેષો દટાયલા સ્વરૂપમા જોવા મળે છે. સિંધુની ખીણમા અસુરો, દક્ષિણમા દ્રાવિડિયનો અને મધ્ય ભારતમા વિવિધ જાતિઓમા વહેચાયેલા લોકોને અનાર્યોના એક સમહગત નામે ઓળખાવેલા જોઈ શકાય છે આર્યોની નજરે તો એ બધા પોતાની સસ્કૃતિ ધરાવતા હોવા છતા એક સરખા અસસ્કારી, અનાર્યો તરીકે એમનાથી ઊતરતું સ્થાન પામ્યા છે.

આજે પણ જગત સુધીના ઇતિહાસનો પરિચય થયા પછી પણ એક રૂઢિગત વલણ જોવા મળે છે કે દરેક પ્રજાને પોતાના જેવા જીવનરીતિ અને નીતિનિયમોમા સસ્કારિતા લાગે છે અને જ્યા એની ભિન્નતા હોય તેને અસસ્કારી માની લેવામા આવે છે. ભિન્ન-ધર્મીઓ વચ્ચેનુ અને દેશો વચ્ચેનુ અતર મહદ્અશે આ રૂઢિગત

વલણને આભારી છે. જો આ સ્થિતિ વીસમી સદીમાં પણ ચાલુ હોય તો વૈદિક કાળમા, લગભગ ત્રણ હજાર વર્ષ પૂર્વે આર્યોએ પોતાના સંસ્કારથી ભિન્ન એવા મૂળવતનીઓને અસંસ્કારી ગણીને હલકા માન્યા હોય તો એમા નવાઈ નથી.

વળી આજે પણ વર્ણનો, રંગનો, મહિમા વિજ્ઞાનમા આગળ વધેલા યુરોપ – અમેરિકામા જોવા મળે છે. રંગભેદ એ યુરોપ અને ખાસ કરીને અમેરિકાનો ઉગ્ર સામાજિક પ્રશ્ન છે. અમેરિકન નિગ્રો ધર્મે ખ્રિસ્તી છે અને ગોરા અમેરિકનો જેવા જ શિક્ષિત અને રહેણીકરણીવાળા હોય તોપણ વર્ણે કાળા હોવાથી સમાનતા પ્રાપ્ત કરી શકતા નથી. ચામડીનો ગૌરવર્ણ ઊંચા પ્રકારના માનવીનુ બાહ્ય લક્ષણ હોય તેમ આજે પણ જોવા મળે છે, તો એ લક્ષણ વૈદિક કાળમા મહિમાવાળુ હોય તો એમાં માનવપ્રકૃતિની બલિહારી માનવી રહી.

આર્યો વર્ણે ગૌર હતા અને દેખાવે ઘાટીલા હતા. જ્યારે અનાર્યો રંગે કાળા અને બેડોળ હતા. આથી આર્યો એમનાથી પોતાને ઊંચા માનતા હતા. આર્યોના આગમનથી ભારતમાં બે વર્ણના ભેદ આંખે ચડે તેવા શરૂ થયા. જ્યા સુધી આ બન્ને પ્રજાઓની ભિન્નતા ચુસ્તપણે જારી રહી ત્યા સુધી વૈદિક ધર્મની બોલબાલા ચાલુ રહી હતી. પરંતુ બે પ્રજાઓ રંગે જુદી હોય તોપણ એક દેશમા સાથે વસવા નિર્માઈ હતી એટલે તેને એકતાના બંધને બાંધનારું કોઈ તત્ત્વ સર્જાયા વિના ન રહે અને જો એવું તત્ત્વ સર્જાય નહીં તો એકતાનું બળ પ્રાપ્ત થાય નહી. ભિન્નતા વર્ગવિગ્રહ અને યુદ્ધો ચાલુ રાખે.

આજે ભિન્નભિન્ન ધર્મોની પ્રજાને એકતાથી બાંધનારું તત્ત્વ રાષ્ટ્રીયતાની ભાવના જોવા મળે છે. પરંતુ એ કાળે રાષ્ટ્રીયતાની ભાવનાનો જન્મ થયો ન હતો. ધર્મની ભાવના એ જ એક તત્ત્વ એકતા પેદા કરનારું હતું. ધર્મ જ પ્રજાજીવનનાં બધા અંગોનું

રખેવાળ હતું એટલે એની સત્તા સર્વોપરી હતી. આથી બન્ને પ્રજાઓ રંગે જુદી હોવા છતાં ધર્મે એક થવાની દિશામાં પ્રગતિ કરતી રહી હતી. આર્યોનો વૈદિક ધર્મ યજ્ઞયાગાદિવાળો હતો તેમ અસુરો અનાર્યોનો ધર્મ દેવોની પૂજા કરવાવાળો હતો અને દક્ષિણના દ્રાવિડો માતૃમૂલક સમાજ વ્યવસ્થાવાળા હોઈને માતા એ કુટુંબની અધિષ્ઠાત્રી હોઈ, દેવીઓના એ મુખ્યત્વે પૂજકો હતા. આમ ત્રણ ધારાઓ – ત્રિવેણીનો નવો સંગમ જે થયો તે રૂપ હિંદુ ધર્મ તરીકે પ્રગટયું છે.

હિંદુ શબ્દ કયાંથી આવ્યો, કેવી રીતે આવ્યો, એ અંગે કોઈ ચોક્કસ ઇતિહાસ મળતો નથી. પરંતુ એ અંગે કેવળ અનુમાનો કરવામાં આવે છે. એક અનુમાન એવું છે કે સિંધુ ઉપરની આર્યોની નવી વસાહતને માટે મધ્ય એશિયાના એમના પિતરાઓએ 'હિંદુ' ઉચ્ચાર કર્યો હોવો જોઈએ પોતાના પરદેશ ગયેલા પિતરાઈઓને એ સિંધુ ખીણમાં વસતા હોવાથી હિંદુ તરીકે ઓળખાવ્યા હોય અને એ એમની ઓળખાણને એમની ઉચ્ચતાને લીધે મહિમા પ્રાપ્ત થયો હોય તેમ બનવાનો સંભવ કાઢી નાખવા જેવો નથી.

યુરોપિયનોએ હિંદુસ્તાનનો ઉચ્ચાર ઇન્ડિયા કર્યો એટલે જગતની પ્રજાઓ તો એને ઇન્ડિયા તરીકે જ ઓળખે છે એ જ પ્રમાણે અંગ્રેજોએ ભારતના શહેરોના નામો એમના ઉચ્ચાર પ્રમાણે કરેલાં જોવા મળે છે ને તે જ નામે ઓળખાવામાં એ શહેરના લોકો ગૌરવ લેતા જોવા મળે છે મુંબઈનું બોમ્બે, ખેડાનું કેરા, ખંભાતનું કેમ્બે, ભરુચનું બ્રોચ એમણે કરી નાખ્યું છે. ખરી રીતે પરદેશી પ્રજા તરીકે એમને સાચા ઉચ્ચારો કરતા ફાવ્યું નથી. એ એની મર્યાદા ગણાવી જોઈએ. પરંતુ એ રાજકર્તા પ્રજા હતી એટલે એની ઉચ્ચતા લોકોના મનમાં સ્થાપિત થઈ ચૂકી હતી આથી એમની ઉચ્ચાર અશુદ્ધિ એ મર્યાદાને બદલે માહાત્મ્ય બની ગઈ! એ ખોટા ઉચ્ચારોવાળા નામો શહેરોના સુધરેલા નામો બની ગયા! જ્યારે વ્યક્તિને કે સમૂહને એવું માહાત્મ્ય મળ્યું હોતું નથી અને એની

મર્યાદાને લીધે, એના ઉછેરને લીધે એ અશુદ્ધ ઉચ્ચાર કરે છે ત્યારે એ પછાત, ગામડિયો, અસંસ્કારી વગેરે નીચાપણાનો ભોગ બને છે. આ માનવ પ્રકૃતિને લીધે આર્યો મધ્ય એશિયામાંથી આવ્યા હતા એટલે એમને પોતાના પિતરાઈઓનું ઉંચાપણું વસ્યુ હોય અને પોતે પછાત દેશમાં ગયા હતા તેમ લઘુપણુ વસ્યું હોય, તેને કારણે તેમણે, હિંદુ તરીકે ઓળખાવ્યાનો જે અશુદ્ધ ઉચ્ચાર કર્યો હોય તેને જ ગૌરવ માની માહાત્મ્ય તરીકે સ્વીકારી લીધો હોય અને તે પ્રચલિત બન્યો હોય તો નવાઈ નહી.

બીજી રીતે જોઈએ તો આર્યોએ દેશની મૂળ વસ્તી સાથે એકાકાર થવાની જે ધર્મવૃત્તિ બતાવી અને એને પ્રતાપે આર્યઅનાર્ય અને દ્રાવિડ ત્રણે ધર્મોનો, સંસ્કારનો, ત્રિવેણી સગમ થઈને એ ત્રણેય પોતપોતાનું આગવું સ્વરૂપ ત્યજી દઈને એક નવા સ્વરૂપે પ્રગટી તે હિંદુ. દરેકે પોતાનું આગવું નામાભિધાન જારી રાખવાનો આગ્રહ છોડી દીધો અને કોઈ એકનું નામ ચાલુ રાખીને બીજાને એનું સર્વોપરીપણુ સ્વીકારવું પડયુ એવી લઘુતા ન લાગે માટે એક નવું જ નામ પ્રજાએ, સંસ્કૃતિએ, સ્વીકાર્યું તે હિંદુ અને હિંદુ ધર્મ. વહેવારમાં અને વર્તનમાં કાળાગોરાનો, વર્ણનો અને નાતજાતનો, ઊંચનીચનો ભેદ હિંદુઓમાં આજ સુધી ચાલ્યો આવ્યો હોવા છતાં હિંદુ ધર્મ અંગે સૌને એકસરખું પોતાપણું, આત્મીયભાવ વસેલો જોઈ શકાય છે. આર્યને હિંદુધર્મ પોતાની દેણગી છે અને જે અનાર્ય છે તેને હિંદુ ધર્મ બીજાનો અપનાવવો પડ્યો છે એવો ભાવ જોવા મળતો નથી.

આર્યો યજ્ઞપૂજક હતા અને તેમના મુખ્ય દેવો ઇન્દ્ર, વરુણ, અગ્નિ હતા તેમ વેદની ઋચાઓમાં વારંવાર એમના ઉલ્લેખો આવે છે. હિંદુ ધર્મ બનતાં મૂર્તિપૂજાનો સમાવેશ થાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવો મુખ્ય સ્થાન લે છે. અનાર્યો લિંગપૂજા કરતા હતા તેને આર્યો શરૂઆતમાં નિંદતા હતા, પરંતુ મૂર્તિપૂજાનો

સ્વીકાર થયો એટલે શિવ-શંકરને હિંદુ ધર્મના એક મુખ્ય દેવ તરીકે સ્વીકાર્યા અને શિવલિંગની પૂજા દ્વારા લિંગપૂજાનો પ્રકાર આજે પણ ચાલુ છે.

આહાર, નિદ્રા, ભય, મૈથુન, એ ચાર પ્રાણીની મૂળ પ્રવૃત્તિ માનવામા આવી છે. ભય વિના પ્રીત નહિ એમ એ કારણે સ્વભાવની મર્યાદા માનવામા આવી છે. પ્રાણી અને માનવી જેનો ભય હોય તેને નમસ્કાર કરે છે. આ રીતે આદિવાસી પ્રજાઓમા જુદા જુદા પશુ પક્ષીઓને દેવ તરીકે માનીને પૂજવાની પ્રથા એક યા બીજે સ્વરૂપે જોવા મળે છે. નાગ દેવતાની પૂજા હિંદુ ધર્મમા ચાલી આવે છે આજે આટલો વસવાટનો વિકાસ થયા છતા દેશમા દર વરસે સર્પદંશથી સેંકડોની સખ્યામા માણસો મૃત્યુ પામે છે. જ્યારે આમ સસ્કૃતિની શરૂઆત હશે અને જ ગલો ગાઢા હશે ત્યારે આ સર્પદશનો ઉપદ્રવ કેટલો ભારે હશે? માણસનો જાન કેવળ સર્પની કૃપા હોય તો જ બચે તેમ ડગલે ને પગલે જ ગલમા વિહરતા લોકોને લાગે તો એમા નવાઈ નથી. એ રીતે નાગની પૂજા ભયમાથી પેદા થઈ હોય તે સ્વાભાવિક છે. આ નાગને ગૌરવ આપવા શંકરના કંઠનું આભૂષણ બનાવ્યું હોવાનો સભવ કાઢી નાખવા જેવો નથી. આમ જુદા જુદા પ્રાણીઓને દેવોના વાહન તરીકે પ્રયોજીને તેમનો સમાવેશ પૂજા તરીકે કરી લીધેલો હોવો જોઈએ

હિંદુ ધર્મમા આ રીતે વિવિધ દેવદેવતાઓની પૂજા છે અને બીજા ધર્મોમા એ નથી એટલે સામાન્ય રીતે પરધર્મી લોકોને આ વિચિત્ર લાગે અને હિંદુ લોકો પછાત, અંધશ્રદ્ધાળુ અને ઘેવલા દેખાય છે. આની અસર શિક્ષિત અને બુદ્ધિવાદી હિંદુઓ ઉપર પણ પડેલી જોવા મળે છે. બીજા કોઈ ધર્મમા આવા પ્રકાર ન હોય અને હિંદુ ધર્મમા હોય અને તે આટલા લાબા સમય સુધી ચાલુ રહે એ હિંદુઓ માટે શરમભર્યું ગણાય પરંતુ મૂર્તિપૂજાને જો ધર્મ શિક્ષણની દૃષ્ટિએ જોવામા આવે તો એ બાળવર્ગ – પ્રાથમિક કક્ષાની

શરૂઆતનું શિક્ષણ સ્વરૂપ છે. બાળકને મૂળાક્ષરના શિક્ષણમાં પ્રવેશ કરાવવામાં આવે છે ત્યારે એ અક્ષરોને મનમાં સ્થાયી કરવા એની સાથોસાથ ચિત્ર આપવામાં આવે છે. 'ક' લખીને સામે કલમનું ચિત્ર બનાવ્યું હોય છે અને શિક્ષક બાળકને 'ક'ની મગજમાં સ્મૃતિ જાળવી રાખવા કલમનો 'ક' એને ગોખાવે છે. આ કક્ષાથી બાળક આગળ વધે છે પછી એવી એવી મૂર્તિની જરૂર રહેતી નથી. શિક્ષણનો પ્રકાર આજે બદલાયો છે અને મૂળાક્ષરોનુ શિક્ષણ વાચનની સીધી શરૂઆતથી કરાવવામા આવે છે એટલે કલમના 'ક'ને બદલે પહેલે દિવસે એને 'પગ'નું શબ્દવાચન કરાવવામાં આવે છે અને એ શબ્દની સામે 'પગ'નુ ચિત્ર બતાવવામાં આવ્યું હોય છે. બાળકને પોતાને પણ પગ સાથે લોકીની સગાઈ છે એટલે એના મગજને 'પ' અને 'ગ'ની છાપ ઝીલવામાં સરળતા થઈ પડે છે.

શિક્ષણમાં જે સ્થાન ચિત્રનું છે તે સ્થાન હિંદુ ધર્મમાં કે બીજા ધર્મમાં મૂર્તિનું છે. મૂર્તિનો આમ શિક્ષણમાં સ્વીકાર કર્યા પછી સવાલ ઊભો થાય છે કે જુદા જુદા દેવોને બદલે એક ઈશ્વરની જ મૂર્તિ શુ કામ એક સરખી શિક્ષણ માટે ઊભી કરવામાં નથી આવી? માણસ જે ભૂમિકાએ હોય તે ભૂમિકાની સત્તાને એ ઓળખતો હોય છે અને એ સત્તા સાથે એને કામ પાડવાનું હોય છે એટલે એને માટે તો એ સત્તાધીશ નાનો હોય તોપણ સર્વસત્તાધીશ જેવો છે. ગામડા ગામમાં રહેતા મોટા ભાગના સામાન્ય લોકોને મુખી, તલાટી કે આજના તંત્રમાં સરપંચથી બહારના મોટા અધિકારી સાથે વહેવાર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી. એને માટે તો એ જ નાનામાં નાના અધિકારીઓ દેવાધિદેવ છે. એથી આગળની કક્ષાએ મામલતદાર સુધી ગામના એક નાના વર્ગને પાનું પાડવાનું હોય છે. કલેક્ટર સુધી કોઈક જ પહોંચે છે. આજે લોકશાહીમાં પ્રધાનો પ્રજામાંથી ચૂંટાયેલા હોય છે અને તેમનો લોકસંપર્ક હોવા છતાં ગામડામાંથી ભાગ્યે જ કોઈને પ્રધાન સાથે કામ પાડવાનું બને છે.

આમ પ્રધાન સુધી જેને પરિચય નથી તેને એ મૂર્તિ સાથે તાદાત્મ્ય થવું સહેલું નથી. મૂર્તિ મોટી હોવાથી તેનો મહિમા જેટલો અજાણ્યા ગ્રામજનને વસતો નથી, તેટલો મહિમા–આત્મસાતપણું એને નાની પણ એને પરિચિત મૂર્તિમા વસે છે. આથી માણસ જે ભૂમિકાએ હોય તે ભૂમિકાએથી મૂર્તિને ભજે તો એમા વિવિધતા હોવા છતા એકવિધતા રહેલી છે. મૂર્તિઓ ભલે જુદી જુદી હોય પણ તે મૂર્તિઓ દ્વારા હેતુ તો ધર્મનું શિક્ષણ આપવાનો છે. કલમનું ચિત્ર હોય, પગનું ચિત્ર હોય કે રેલગાડીને બદલે હવે નવી બાળપોથીમાં એરોપ્લેનનું ચિત્ર આવતુ હોય પણ એ બધાનો હેતુ અક્ષરજ્ઞાનનું શિક્ષણ આપવાનો છે. એટલે ચિત્રોમા દેખાતી વિવિધતામા એકતા જ રહેલી શિક્ષણ દૃષ્ટિવાળાને દેખાય છે. જેનામાં શિક્ષણદૃષ્ટિ ન હોય તેને કેવળ ચિત્રોની વિવિધતામાં વિચિત્રતા દેખાય તો એમા કોઈ શું કરે?

શિક્ષણની પદ્ધતિઓ જેમ જુદા જુદા દેશમા થોડાઘણા ફેરફારવાળી અને અમુક બાબતમા સાવ ભિન્ન જોવા મળે છે તેમ ધર્મના શિક્ષણની પદ્ધતિઓ જુદા જુદા ધર્મમા જુદી જુદી હોય તેથી એ પદ્ધતિ ભિન્નતાને જ ધર્મ માની લેવો એ અણસમજ છે. શિક્ષણપદ્ધતિ એ સાધન છે અને જ્ઞાન એ સાધ્ય છે, એ જ રીતે ધર્મમાં આચાર, રૂઢિઓ, પ્રાર્થનાઓ, પૂજનો, કર્મકાંડ, વ્રતો, ઉપવાસો વગેરે ધર્મની શિક્ષણપદ્ધતિઓ રૂપી સાધનો છે, એ પોતે કંઈ ધર્મ નથી. એ દ્વારા જે સાધ્ય કરવાનુ છે તે જ્ઞાન એ ધર્મ છે.

એક માણસ મૂર્તિમા ન માનતો હોય, નિરાકાર ઈશ્વરમાં માનતો હોય અને એ રીતે એ જ્ઞાનમાર્ગે ઉપાસના કરે, બીજો મૂર્તિમાં માનતો હોય અને તે પૂજા દ્વારા ભક્તિમાર્ગે ઉપાસના કરે અને ત્રીજો ઈશ્વરને ભૂતદયા સ્વરૂપે જોઈને એમા કર્મ દ્વારા ઉપાસના કરે, તો આ ત્રણેય ઉપાસનાના જુદા જુદા માર્ગો હોવા છતાં જો એ માર્ગથી એનું હૃદય નિર્મળ બને, તેનાં કાર્યો ઉદાત્ત બને અને એનું ચરિત્ર

સાત્ત્વિક બને તો એણે ધર્મનુ સાધ્ય પ્રાપ્ત કર્યુ છે તેમ કહી શકાય વિદ્યાર્થી સારામા સારી ગણાતી પદ્ધતિથી શિક્ષણ લેતો હોય પણ એ પરીક્ષામા નપાસ થાય તો એણે સારી પદ્ધતિથી શિક્ષણ લીધુ એ સાધનાનુ એને માટે કોઈ મહત્ત્વ રહેતું નથી. એ જ રીતે ધર્મને માણસ કાઈ પદ્ધતિથી આચરે છે તે મહત્ત્વનુ નથી, પણ એ સાધ્યને પ્રાપ્ત કરે એ મહત્ત્વનુ છે

હિંદુ ધર્મે શિક્ષણની એક જ પદ્ધતિ છે તેમ માનેલું નથી. મૂર્તિપૂજાનો જ્યારે વૈદિક ધર્મ સાથે સમન્વય કરવામા આવ્યો ત્યારે એ કોઈ રાજકીય જોડાણ જેવુ પોતાના પક્ષને બળવાન કરવા માટેનું વહેવારિક પગલું ન હતું વૈદિક ધર્મે પણ જુદા જુદા માર્ગો માન્ય રાખેલા હતા જ જ્ઞાન, ભક્તિ અને કર્મ વૈદિક ધર્મે સ્વીકારેલા છે યજ્ઞ એ ભક્તિનો એક પ્રકાર છે અને દેવોનો મૂર્તિ સિવાય તેમ સ્વીકાર થયેલો છે એ શિક્ષણને અનાર્યો સાથે સયોજન થતા મૂર્તિપૂજાના રૂપમા દાખલ કરવામા આવ્યુ છે આમ મૂર્તિપૂજા એ ધર્મશિક્ષણનો, ભક્તિનો પ્રકાર છે જે ધર્મોમા મૂર્તિપૂજા નથી તે ધર્મોએ પણ એમની રીતે ભક્તિનુ માહાત્મ્ય સ્વીકારેલું છે દરેક ધર્મમા કોઈ ને કોઈ પ્રકારના પ્રાર્થનાઓ, ઉપાસનાઓ, કર્મકાડ છે અને એ ભક્તિનો પ્રકાર છે આથી હિંદુ ધર્મમા વિવિધ મૂર્તિઓની પૂજા જોવા મળતી હોય તે કેવળ ભક્તિનો એક પ્રકાર જ છે તે કેવળ સાધન છે એ સાધન વિના જે ધર્મનુ શિક્ષણ લઈ શકે તેમ હોય તેને માટે એ ફરજિયાત નથી તેથી એ હિંદુ મટી જતો નથી આમ મૂર્તિપૂજા, એ હિંદુ ધર્મની વિચિત્રતા કરતા શિક્ષણની વિશિષ્ટતા છે

જ માણસને બંધન અને મુક્તિ આપનારુ છે. આથી તે ઉપર સંપૂર્ણ ભાર મૂકતા બુદ્ધે કહ્યુ છે: 'મારુ કર્મ તે મારી મિલકત છે મારુ કર્મ એ મને ઢાળનારુ બીજુ છે. મારુ કર્મ એ મારી જાતિ છે. મારું કર્મ એ મારુ શરણુ છે. આ કર્મની શુદ્ધિનો આધાર સમ્યક્ દૃષ્ટિ ને સમ્યક્ સંકલ્પ છે' આમ જે ભાર કર્મ ઉપર હિંદુ ધર્મ મૂકે છે તે જ ભાર બૌદ્ધ ધર્મ પણ મૂકે છે પરંતુ એ ધર્મ ઈશ્વરમા માનતો નથી, એટલે આત્મા-પરમાત્માના અને જીવ જીવ વચ્ચેનો હિંદુ ધર્મનો અદ્વૈતનો સિદ્ધાન્ત એને સ્વીકારવાનો સવાલ ઊભો થતો નથી.

ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મમા ઈશ્વરનો સ્વીકાર હોવા છતા પુનર્જન્મનો સિદ્ધાંત માન્ય નથી. માણસ મૃત્યુ પામે છે તે પછી એ ફરી જન્મતો નથી. પરંતુ એના કર્મનો બદલો કયામતને દિવસે, અંતિમ ન્યાય વખતે, મળવાનો છે તેમ બન્ને ધર્મોએ કયામતનો મહિમા કરેલો છે પુનર્જન્મમા નહિ માનવા છતા આ બન્ને ધર્મોએ પણ કર્મફળનો સિદ્ધાંત સ્વીકારેલો છે. અંતિમ ન્યાય કરતી વખતે માનવીના કર્મોને આધારે એનો ન્યાય થવાનો છે.

હિંદુ ધર્મમા માણસ મૃત્યુ પામ્યા પછી એના કર્મ પ્રમાણે તરત પુનર્જન્મ પામે છે અગર એના કર્મ પ્રમાણે અમુક સમય ભૂતયોનિમા રહી તે અવસ્થા પૂરી કર્યા પછી પુનર્જન્મ પામે છે. જ્યારે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મમા આવો પુનર્જન્મ સ્વીકારેલો ન હોવા છતા કયામતના અંતિમ ન્યાય પછી પુનર્જીવનનો સ્વીકાર કરેલો છે. કુરાનમા મહમ્મદ સાહેબે કહ્યુ છે કે, 'આ ગ્રંથ (કુરાન) તે નિઃસંદેહ તે લોકો માટે છે કે જેઓ બુરાઈથી બચવા માગે છે. આ ભોમિયા રૂપ છે. જેઓ પરલોકમા માને છે, જેઓ પ્રભુની પ્રાર્થના કરતા રહે છે અને ઈશ્વરે આપેલામાથી માગનારાઓને દાન દેતા રહે છે, અને જેઓ તે જ્ઞાન અને ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખે છે કે જે ઈશ્વરે તમને બક્ષેલ છે અને જેઓ મહમ્મદ સાહેબ પહેલા અલ્લાહે

બીજા અવતારી પુરુષોને બક્ષેલ હતું તેના ઉપર પણ શ્રદ્ધા રાખે છે ને જેઓ મરણ પછીના જીવનમાં વિશ્વાસ રાખે છે. આવા લોકો જ પોતાના પાલનહારની ભણી સન્માર્ગે જઈ રહ્યા છે. અને આવા લોકો જ કલ્યાણને પામશે.' (૨-૨ થી ૫)

આ જ રીતે ખ્રિસ્તી ધર્મમાં પણ અંતિમ ન્યાય પછી ધર્મિષ્ઠ માણસો જીવન પામશે અને અધર્મીઓને શાશ્વત સજા થશે. આ ધર્માધર્મનો નિર્ણય મનુષ્યોનાં કર્મો પ્રમાણે નક્કી થશે. ઈસુએ અંતિમ ન્યાય અંગે બાઈબલમાં કહ્યું છે :

"જ્યારે માનવપુત્ર બધા દેવદૂતો સાથે મહિમાપૂર્વક આવશે ત્યારે તે મહિમાભર્યા સિંહાસન ઉપર બિરાજશે. ત્યારે બધી પ્રજાઓને તેની સમક્ષ ભેગી કરવામાં આવશે. અને જેમ ભરવાડ ઘેટાંને બકરીથી જુદાં પાડે છે તેમ તે લોકોને એકબીજાથી અલગ પાડશે. તે ઘેટાંને પોતાને જમણે હાથે અને બકરાંને ડાબે હાથે ગોઠવશે. પછી રાજા પોતાના જમણા હાથ તરફનાને કહેશે—

'આવો મારા પિતાનાં કૃપાપાત્રો! સૃષ્ટિના પ્રારંભથી તમારે માટે તૈયાર રાખેલું રાજ્ય ભોગવો! કારણ, મને ભૂખ લાગી ત્યારે ખાવાનું આપ્યું હતું, મને તરસ લાગી હતી ત્યારે તમે મને પાણી પાયું હતું, હું અજાણ્યો પ્રવાસી હતો ત્યારે તમે મને આશરો આપ્યો હતો. હું ઉઘાડો હતો ત્યારે તમે મને વસ્ત્રો પહેરાવ્યાં હતાં. હું માંદો હતો ત્યારે તમે મારી ભાળ કાઢી હતી. હું કારાવાસમાં હતો ત્યારે તમે મને મળવા આવ્યા હતા.'

"ત્યારે એ ધર્મિષ્ઠ માણસો એમને પૂછશે, 'પ્રભો, અમે ક્યારે તમને ભૂખ્યા જોઈને ખવડાવ્યું હતું, અથવા તરસ્યા જોઈને પાણી પાયું હતું? તમને અમે ક્યારે અજાણ્યા પ્રવાસી જોઈને ઘરમાં આશરો આપ્યો હતો, અથવા ઉઘાડા જોઈને વસ્ત્રો પહેરાવ્યાં હતાં, અથવા ક્યારે અમે તમને માંદા અથવા કારાવાસમાં જોઈને ખબર કાઢવા આવ્યા હતા?' ત્યારે રાજા તેમને જવાબ આપશે :

'હું સાચું કહું છું કે, આ મારા ભાઈઓના અદનામાં અદના માટે જે કંઈ કર્યું હશે તે મારે માટે જ કર્યું છે.'

"ત્યાર પછી તે પોતાના ડાબા હાથ તરફનાઓને પણ કહેશે: 'ઓ શાપિતો, મારાથી દૂર હટો! શેતાન અને તેના દૂતો માટે તૈયાર કરાયેલા શાશ્વત અગ્નિમાં પડો! કારણ, મને ભૂખ લાગી હતી ત્યારે તમે મને ખાવાનું નહોતું આપ્યું, મને તરસ લાગ હતી ત્યારે તમે મને પાણી નહોતું પાયું. હું અજાણ્યો પ્રવાસી હતો ત્યારે તમે મને આશરો નહોતો આપ્યો. હું ઉઘાડો હતો ત્યારે તમે મને ઢાંક્યો નહોતો. હું માંદો અને કારાવાસમા હતો ત્યારે તમે મને મળવા નહોતા આવ્યા.'

"ત્યારે તે લોકો પણ કહેશે, 'હે પ્રભો, ક્યારે અમે આપને ભૂખ્યા કે તરસ્યા, અજાણ્યા કે ઉઘાડા, માંદા કે કારાવાસમાં જોયા અને ક્યારે આપની સેવા નહોતી કરી?' ત્યારે રાજા તેમને સંભળાવશે, 'હું તમને સાચું કહું છું કે, આ મારા ભાઈઓમાંના અદનામાં અદના માટે નથી કર્યું તે મારે માટે જ નથી કર્યું. આમ એ લોકોને શાશ્વત સજા થશે, પણ ધર્મિષ્ઠ માણસો જીવન પામશે.'

(માત્થી ૨૫-૩૧ થી ૪૬)

આમ ભલાં કે બૂરાં કર્મનો બદલો માનવીને મૃત્યુ પછી મળવાનો છે તેમ આ બધા ધર્મોનો એક સરખો સિદ્ધાંત છે. વળી મૃત્યુ પછીના પુનર્જીવનનો પણ એમાં સ્વીકાર થયેલો છે. પછી એ જીવન પૃથ્વી ઉપરનું હોય કે પરલોકનું હોય. આ રીતે જોતાં બધા ધર્મોનો કર્મફળનો સિદ્ધાંત એક સરખો છે.

સત્કર્મો કોને કહેવાય તે અંગે દરેક ધર્મે સ્પષ્ટતા કરેલી છે. કુરાનમાં જણાવ્યું છે કે, 'તમારા નિયંતાની આજ્ઞા છે કે, તમે તેના સિવાય બીજા કોઈની પૂજા ન કરો, અને પોતાનાં માબાપ સાથે સદાચારથી વર્તો. ઈશ્વર સારી પેઠે જાણે છે કે, તમારા મનમાં

શું છે. જો તમે ભલાઈ કરશો તો જે ઈશ્વર તરફ વરેલા છે તેમના દોષો ઈશ્વર માફ કરી દે છે.

'પોતાના સબંધીઓનો હક્ક મારો નહી, ગરીબોને તથા પરદેશીઓને દાન દો, પોતાની મત્તાને બરબાદ ન કરો, વ્યભિચારથી દૂર રહો. કોઈ અનાથના ધનની ઇચ્છા પણ ન કરો. આપેલ વાયદાઓ પાળો. તમને આખરે પૂછવામાં આવશે કે, તમે વચન પાળ્યુ હતું કે નહિ. જે વાતનુ તમને પૂરુ જ્ઞાન નથી તેને પકડી ન રાખો. તે અંગે કોઈના ઉપર આક્ષેપ ના કરો. ખરેખર તમારા કાન, આખ અને હૃદય, સૌને પૂછવામા આવશે કે, તેમણે કેવા કેવા અને કયાં કયા ભલાબૂરા કર્મો કર્યા હતા.

'મનુષ્યના ખૂનને માટે અથવા આ દુનિયામા ઝઘડાઓ પેદા કરવાની સજારૂપે કોઈની કતલ કરવામા આવે તે સિવાય જો કોઈ કોઈનો જીવ લેશે તો તે આખી માનવ જાતનો હત્યારો ગણાશે અને જે કોઈ પણ એકનો જીવ ઉગારશે તેણે સૌ મનુષ્યનો જીવ બચાવ્યો એમ ગણાશે. માત્ર ન્યાયના કારણ સિવાય બીજા કોઈનો જીવ ન લો. આ સર્વ ઈશ્વરના આદેશ છે. તેને તમે સમજો.

'ઈશ્વરના કાર્યોમા પોતાનુ ધન વાપરો. પોતાને હાથે પોતાને ખુવાર ન કરો. બીજાઓનુ ભલું કરો. ખરેખર ઈશ્વર તેને જ ચાહે છે જે બીજા ઉપર ઉપકાર કરે છે. તમે કોઈને દાન દઈ તેને નુકસાન પહોચાડો તેના કરતા લોકો સાથે પ્રેમથી બોલો તથા તેમની ભૂલોને માફ કરો તે વધારે સારુ છે. કોઈનો દ્વેષ કરવો ખરાબ છે. ઈશ્વર તમને આ બૂરાઈથી બચાવો. જેઓ અમીરીમા ને ગરીબીમા –બન્ને દશાઓમા છૂટે હાથે દાન દે છે, ક્રોધને વશ રાખે છે તથા બીજાઓના ગુનાઓને માફ કરી દે છે તેવાઓ માટે સ્વર્ગ સર્જાયું છે. ઈશ્વર તેને જ ચાહે છે, જે બીજાનુ ભલુ કરે છે. જેઓ અન્યાયથી અનાથોની મિલકત પચાવી પાડે છે તેઓ સાચેસાચ પોતાના પેટમાં આગ ઠાલવે છે. એમને બળતી આગમાં જ હોમાવું પડશે.

'લોકોને આદમના બન્ને દીકરાઓની વાત સાચેસાચી સંભળાવો. આ બનેએ ઈશ્વરની ઉપાસના કરી પરંતુ ઈશ્વરે એકની ઉપાસના સ્વીકારી, બીજાની નહીં. આ બેઉમાંથી એકે બીજાને કહ્યું કે હું તને સાચે જ મારી નાખીશ. બીજાએ જવાબ આપ્યો: 'જો તું મને મારવા આગળ વધીશ તોપણ હું તને મારવા નહીં ધસું. ખરેખર હું એ ઈશ્વરથી ડરું છું જે સૌને પાળે-પોષે છે. ઈશ્વરે આ બીજા છોકરાની ઉપાસના માન્ય રાખી, પહેલાની નહી. ઈશ્વર તેની જ પ્રાર્થના સ્વીકારશે જે બૂરા કામોથી બચતો રહેશે.'

આમ કુરાનમા દાન, દયા, પ્રેમ, અક્રોધ વગેરેને સત્કર્મો કહ્યાં છે. બાઈબલમા ઈશુએ ગરીબોની સેવાને સત્કર્મો કહ્યાં છે. તો સાથે ગિરિપ્રવચનમાં ક્ષમા અને પ્રેમનો એટલો જ મહિમા ગાયો છે !

'તમે જાણો છો કે, (યહૂદી ધર્મમાં) તમારા પૂર્વજોને એમ કહેવામાં આવ્યું હતું કે ખૂન કરીશ નહી. જે ખૂન કરશે તેણે અદાલતમા જવાબ દેવો પડશે. પણ હું તમને કહું કે, જે કોઈ પોતાના ભાઈ ઉપર ગુસ્સો કરશે, તેણે અદાલતમાં જવાબ દેવો પડશે અને જે કોઈ પોતાના ભાઈને મૂરખ કહેશે તેણે વડી અદાલતમાં જવાબ દેવો પડશે, તેમ જે કોઈ પોતાના ભાઈને નાસ્તિક કહેશે તેણે નરકના અગ્નિમાં પડવું પડશે.

'વ્યભિચાર કરીશ નહિ એમ કહેલું છે તે તમે જાણો છો. પણ હું તમને કહું છું કે જે કોઈ માણસ કોઈ સ્ત્રી પ્રત્યે વાસના-ભરી નજર નાખે છે તે મનથી તેની સાથે વ્યભિચાર કરી ચૂક્યો છે એટલે જો તારી જમણી આંખ તને પાપમાં પ્રેરતી હોય તો તેને કાઢીને ફેંકી દે, કારણ કે તારો આખો દેહ નરકમાં પડે એના કરતાં તારું એક અંગ નાશ પામે એ બહેતર છે.

'આંખને સાટે આંખ અને દાંતને સાટે દાંત, એમ કહેલું તે તમે જાણો છો. તેથી ઊલટું હું તમને કહું છું કે તમારું બૂરું કરનારનો સામનો કરશો નહીં, બલકે જો કોઈ તારા જમણા ગાલ

# ગીતા–માનવજાતિનો સનાતન સંદેશ

સ્વધર્મના પાયા ઉપર ભગવદ્ગીતાનુ અમર તત્ત્વજ્ઞાન રચાયેલુ છે. ગીતાના આરભમા કુરુક્ષેત્રની ભૂમિ ઉપર યુદ્ધ માટે તત્પર થયેલા કૌરવ પક્ષના સેનાનીઓમા પોતાના ગુરુઓ, દાદા, મામાઓ, ભાઈઓ, સખા, સસરા, પૌત્ર, સુહૃદો, સ્વજનો મોટા પ્રમાણમા જોઈને અર્જુનને વિષાદ ઉત્પન્ન થયો. તે કારણે એના ગાત્રો ઢીલા પડ્યા. મોઢામા શોષ પડ્યો. શરીર કપવા લાગ્યું. રૂવાડા ખડા થઈ ગયા. ત્વચા બળવા લાગી. ઊભા રહેવાની શક્તિ ન રહી. માથુ ભમવા લાગ્યું અને ગાંડીવ હાથમાથી છૂટી ગયુ.

પોતાના મનનો ભાવ જણાવતા અર્જુને કૃષ્ણને કહ્યુ: 'દુર્યોધનની લોભથી બુદ્ધિ હણાઈ છે અને તે કુળક્ષયને દેખતો નથી. પરતુ જો હું આમા કુળનો ક્ષય અને કુલ ધર્મનો લોપ જોતો હોઉ તો પૃથ્વીના રાજ્ય ખાતર તો નહી પણ ત્રણ લોકના રાજ્ય ખાતર પણ સ્વજનોને હણવા તૈયાર ન થાઉ, પછી ભલે જાતે મોતને ભેટવુ પડે.'

કૃષ્ણ અર્જુનનો વિષાદ દૂર કરવા સ્વધર્મ ચીધીને જે જે સશયો એને પેદા થયા છે તેને દૂર કરે છે. ગીતાના અતમા ન લડવાનો કેવળ એનો મોહ હતો તેમ સ્વીકારી અર્જુન સ્થિર બુદ્ધિથી યુદ્ધ માટે તૈયાર થાય છે

આ અગે એક એવો બુદ્ધિયુક્ત સવાલ ઊભો થાય છે કે કુરુક્ષેત્રના મેદાન ઉપર જ્યા પાડવો અને કૌરવોની સેનાઓ સામસામી યુદ્ધ માટે શસ્ત્રો સજીને ઊભી છે અને જ્યા યુદ્ધના આરભ ટાણાના

શખો ફૂકાઈ રહ્યા છે ત્યારે અર્જુન સાથે ગીતાનો આવો લાબો શાસ્ત્રાર્થ કરવાનો કૃષ્ણને સમય હોય ખરો? વળી યુદ્ધના અનિષ્ટો પાડવોની ધ્યાનબહાર નહોતા એટલે તે નિવારવા માટે સમાધાનનો એકેય માર્ગ અજમાવી જોવામા બાકી રાખ્યો ન હતો. અર્જુનને એ ખબર જ હતી કે ભાઈઓ, દાદા, ગુરુઓ અને સ્વજનો સામે યુદ્ધ હતુ આ જ્ઞાન એને કઈ કુરુક્ષેત્રની ભૂમિ ઉપર એમને ગોઠવાયેલા જોઈને પ્રથમ વખત જ થયું તેવુ ઓછુ છે? છતા માની લઈએ કે એ જ્ઞાન હોય તોપણ પ્રત્યક્ષ સામનો કરવાનો આવીને ઊભો રહે છે ત્યારે વ્યક્તિને એવી લાગણી થઈ આવે તો નવાઈ નથી. પરતુ અર્જુન જેવા સમર્થને એ સમજાવવા માટે આટલો લાબો સમય કૃષ્ણને લેવો પડે તે માની શકાતું નથી. મતલબ કે આવો કોઈ વાર્તાલાપ કુરુક્ષેત્રની ભૂમિ ઉપર કૃષ્ણ અર્જુનની વચ્ચે થયેલો હોવાનો સભવ નથી. પરતુ વ્યાસે એને કલ્પીને એ પાત્રોના મુખમા આ તત્ત્વજ્ઞાન મૂક્યુ છે.

મહાભારત અને ગીતાના રચયિતા વ્યાસ મુનિ છે. વ્યાસનુ ઋણ હિંદુ ધર્મ ઉપર ક્યારેય ન ફેડી શકાય એવુ મોટુ છે વ્યાસે કેવળ ગીતા અને મહાભારત રચ્યા એટલું જ નહી, પરતુ વેદોના પાઠો કઠસ્થ પરપરાથી જળવાતા આવ્યા હતા તેને સૌ પ્રથમ ગ્રથસ્થ કરવાનુ પ્રમાણભૂત સંપાદનનુ કાર્ય એમણે હાથ ધર્યું હતું. એ સપાદન કાર્ય પછી ઉપનિષદોના દોહનને એક જ ગ્રથમા સઘરી લેવા માટે તેમણે ગીતાનો ગ્રથ રચ્યો છે. આથી ઉપનિષદમા શિષ્ય ગુરુને નમ્રભાવે જિજ્ઞાસુવૃત્તિથી પ્રશ્ન પૂછીને જ્ઞાન મેળવવા પ્રયત્ન કરે છે અને ઋષિ તેના સશયનુ નિવારણ કરે છે એ જ પદ્ધતિ વ્યાસે ગીતાની રચનામા અપનાવી છે, જે તફાવત છે તે એની પૃષ્ઠભૂમિનો છે ઉપનિષદોમા આશ્રમના શાત-સાત્ત્વિક વાતાવરણમા બ્રાહ્મણ ધર્મની અધ્યાપનવૃત્તિનુ દર્શન થાય છે. એ જ્ઞાન આદર્શજીવન જીવવા માગતા ત્યાગીઓને જ પોસાય તેવુ હોય અને સસારમા

બેઠેલા વહેવારના સમાજમાં તે પાળવું પોસાય નહીં તેમ જાણ્યે અજાણ્યે ગેરસમજ થવાનો ભય છે. આજે પણ ધર્મનો માર્ગ ચીંધવામાં આવે છે તો તરત સામાન્ય માણસ બોલી ઊઠે છે કે વહેવારમાં એ રીતે વર્તવું પોસાય નહીં. જાણે કે ધર્મ એ સંસારમાં બેઠેલાઓનો માર્ગ નથી પણ સંસાર તજીને બેઠેલાઓનો પંથ હોય!

ગીતામાં વ્યાસે ઉપનિષદની અધ્યયન-અધ્યાપનની આશ્રમ-ભૂમિકાને બદલે કુરુક્ષેત્રની કર્મભૂમિ લીધી છે. પાંડવો અને કૌરવોના યુદ્ધનો શાસ્ત્રાર્થ તપોવનમાં બેસી કૃષ્ણ ને અર્જુન કરતા નથી. પરંતુ બન્ને પક્ષો યુદ્ધ કરવા ઉત્સુક થઈને શસ્ત્રો સજી ઊભા છે અને યુદ્ધની શરૂઆત થવાની ઘડીઓ ગણાય છે. અર્જુન પાંડવ સેનાનો સેનાપતિ છે. એના ઉપર જ પાંડવોનો વિજય અવલંબેલો છે. કૃષ્ણ પણ આ યુદ્ધને અનિવાર્ય માની અર્જુનના સારથિ થઈને એમાં સહાયક થવા આવેલા સક્રિય પુરુષ છે. મતલબ કે આ ભૂમિ સંસારની વાસ્તવિક સંઘર્ષભૂમિ છે. આ પશ્ચાદ્ભૂના કેનવાસ ઉપર ગીતાનો સંદેશ સંસારીઓને કહે છે કે ધર્મ એ કોઈ ત્યાગીઓનો જ વિષય છે એવું નહીં, સંસારીઓનો પણ એટલો જ વિષય છે. બલ્કે સંસારીઓનો જ એ મુખ્ય વિષય છે. ત્યાગીઓ તો સંસારથી વિરક્ત થઈને બેઠેલા હોઈ એમને પ્રત્યક્ષ કર્મ કરવાનું હોતું નથી. સંસારીઓને જ કર્મમાં પ્રવૃત્ત રહેવાનું હોય છે. આથી એ અંગે અર્જુનની માફક દરેકને એક વખત નહીં પણ અનેક વખત વિષાદ ઉત્પન્ન થાય છે કે આ કરું કે ના કરું?

અર્જુનની સ્થિતિમાં મુકાવાનું કોઈ વ્યક્તિને જીવનમાં ક્યાંય ન આવતું હોય તેમ બનવાનો સંભવ નથી. મોહ, શંકાઓ, નિરાશાઓ, વિષાદ માણસને જીવનમાં ક્યારેક ક્યારેક ઘેરી વળ્યા વિના રહેતાં નથી. તંદુરસ્તમાં તંદુરસ્ત માણસને પણ નાની મોટી બીમારી ક્યારેક આવી જતી હોય છે, તેમ જ્ઞાનીને અને અર્જુન જેવા વીરને પણ જીવનમાં વિષાદ જન્મે છે તો સામાન્ય માણસ આ બીમારીથી

સાવ મુક્ત રહી શકે એમ બનવું સંભવતુ નથી. કોઈ કોઈ વ્યક્તિ એ બીમારી કાયમ ભોગવતી હોય છે અને એવા સંશયાત્માઓ એમનામા બીજી શક્તિઓ હોવા છતાં જીવનમાં સફળ થતા નથી. આથી અર્જુન દ્વારા વ્યાસે કેવળ અર્જુનનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો નથી, કેવળ પાંડવ-કૌરવોનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો નથી, કેવળ એ યુગનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો નથી, કેવળ હિંદુ ધર્મ પાળતા હોય તેવા કોઈ એક વર્ગનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો નથી, પરંતુ આખી માનવ જાતનો સનાતન પ્રશ્ન રજૂ કર્યો છે.

જ્યારે એવો સનાતન પ્રશ્ન રજૂ કરવો હોય ત્યારે એ બીમારી કોઈ અસામાન્ય પાત્રની હોય તો જ એ સૌનું ધ્યાન ખેંચનારી બને. અર્જુન એવું અસામાન્ય પાત્ર છે. મહાભારતના યુદ્ધ પહેલાં એના પરાક્રમોથી એવી અસામાન્યતા સાબિત થયેલી છે અને આ યુદ્ધમાં પણ એ વિજયી બનીને એ યશમા વધારો કરે છે. એવો અસામાન્ય પુરુષ વિષાદની બીમારીમાં છેલ્લી ક્ષણે સપડાય ત્યારે એને તત્ક્ષણ સાજો કરી દે તેવો ધન્વંતરી કૃષ્ણ જેવો જ અસામાન્ય જોઈએ. ગીતાની શરૂઆતમા વાચક સમક્ષ કુરુક્ષેત્રની ભૂમિ અને કૌરવ-પાંડવોની સેનાઓ ખડી થયેલી સંજય તાદશ કરી દે છે અને શંખ ફૂંકાતા પણ ઘડીભર સંભળાવા લાગે છે. પરંતુ અર્જુન સગાંવહાલાઓને જોઈને રાંકભાવે ગળગળો થઈ કૃષ્ણને કહે છે કે, 'હું જીત પણ ઇચ્છતો નથી, રાજ્ય પણ ઇચ્છતો નથી અને સુખ કે ભોગ પણ ઇચ્છતો નથી. એ બધું જેમના વિના તુચ્છ છે તેમને હણીને મેળવવાનો મને કોઈ રસ નથી.' એ ક્ષણે વાચકની દૃષ્ટિ સમક્ષથી આખી કુરુક્ષેત્રની ભૂમિ અદૃશ્ય થઈ જાય છે અને રહે છે કેવળ રથમાં બિરાજેલી બે વિરાટ વ્યક્તિઓ, કૃષ્ણ અને અર્જુન. આ વિરાટ વ્યક્તિઓને લીધે જ અર્જુન દ્વારા પ્રગટ થયેલ માનવજાતનો સનાતન રોગ-વિષાદ, મોહ, ક્યારેય ન ભુલાય તેવી સચોટ અસર વાચકને કરે છે.

શેકસપિયરનું હેમ્લેટ નાટક પણ આજ રોગની બીમારીને તાદશ કરે છે, તે કારણે હેમ્લેટનું પાત્ર પ્રેક્ષકથી કયારેય વિસરાતું નથી. પિતાનું વેર લેવા એનું મન થનગની રહ્યું હોય છે. પરંતુ એ વેરી કાકો, હવે કેવળ કાકો જ રહ્યો નથી પરંતુ પોતાની માતાનો પતિ બન્યો છે. માતા પણ કાકાના જેવી જ પાપી છે, ખરી રીતે કાકા કરતાં પણ એ વધુ અધમ છે. એ એના પતિને મારી નાખવાના કાવતરામાં સામેલ થઈ છે. પતિનું કાસળ કાઢવામાં આવે તો જ એ પ્રેમીને પરણી શકે, છતાં એ ગમે તેવી અધમ હોય તોપણ મા છે એટલે તેના ખૂન દ્વારા પિતાનું વેર લેવાનો વિચાર એને સતાવતો નથી અને એ માતૃપ્રેમને લીધે એનો પતિ થયેલા કાકાનું ખૂન કરતાં પાછો પડે છે. એની પ્રેમિકા બેવફા નીવડે છે. આખો સંસાર એને ખાવા ધાય છે. આત્મહત્યા કરવાની નિરાશામાં ઘેરાઈ જાય છે. આ બીમારી જેવી તેવી નથી. શેકસપિયર નાટયકાર છે. એટલે એ બીમારીનું નિવારણ કરવાનો એનો ધર્મ નથી, પરંતુ એ બીમારીનું સચોટ, તાદશ, ભયંકર ચિત્ર મૂકીને નાટકને અંતે હાહાકાર વર્તાવે છે. માતા, કાકા ને એનો સહાયક મોતને ભેટે છે એટલું જ નહીં પણ હેમ્લેટ પણ જીવનની રંગભૂમિ ઉપરથી વિદાય લે છે!

ગીતાનું પ્રયોજન કેવળ માનવજાતની બીમારી આલેખવાનું નથી, પરંતુ એ બીમારીમાંથી માનવજાત શી રીતે મુક્ત થઈ શકે એ ઉપચાર કરવાનું છે. આથી પહેલા અધ્યાયમાં વિષાદની બીમારી જેને લાગુ પડે તેને કેવો મોહ ઊપજે અને કેવાં લક્ષણ એ રોગનાં દેખાય તે ધન્વંતરી નિદાન કરે તેમ રજૂ કરવામાં આવ્યું છે. બીજા અધ્યયથી કૃષ્ણ ઉપચાર શરૂ કરે છે અને એ માત્રા લેતા અર્જુનની પ્રકૃતિમાં જે જે પલટા આવે છે તે રજૂ કરે છે. કૃષ્ણ તે પ્રમાણે નવી માત્રાઓ આપે છે અને છેલ્લા અઢારમા અધ્યાયમાં કૃષ્ણની સારવારથી અર્જુનનો રોગ શમી જાય છે અને તે પૂર્ણ તંદુરસ્ત બની યુદ્ધ કરવા તત્પર થાય છે. વિજયી બને છે.

અર્જુન અને કૃષ્ણ વચ્ચે કુરુક્ષેત્રની ભૂમિ ઉપર આવો કોઈ સંવાદ થયો હશે કે કેમ એ કેવળ અનુમાનનો અને તર્કનો જ પ્રત્યુત્તર બની રહે. પરંતુ એ પ્રશ્ન મહત્ત્વનો નથી. જે મહત્ત્વનો છે તે એ કે માનવીને આવો વિષાદ, બીમારી લાગુ પડે છે કે નહીં ? અર્જુન જેવા મહારથીને પણ આવો વિષાદ જન્મે કે નહીં ? એનો જવાબ હકારમાં છે. જે કદી ફાટે કે ફીટે નહીં તેવી ભૂમિકા વ્યાસે લીધી એમા એની મહત્તા અને મૌલિકતા છે. ગીતા આમ તો ઉપનિષદનું દોહન છે એટલે બીજી રીતે વ્યાસનુ એમાં કર્તૃત્વ ન કહી શકાય. છતાં એનુ કર્તૃત્વ એવું મોટું છે કે એણે હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં મુખ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. કાળિદાસનું શાકુંતલ નાટક વિષયની નજરે મૌલિક નથી. મહાભારતમાં એ કથાનું વસ્તુ પડેલુ છે. આમ કાળિદાસે નાટકનો વિષય મહાભારતમાંથી લીધેલો છે પરંતુ એણે એનું સર્જન એવું મૌલિક કર્યું છે કે એ વિશ્વ સાહિત્યની ચિરંજીવ નાટ્યકૃતિ બની રહી છે. વ્યાસે ગીતામાં ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન દોહીને સીંચ્યું હોય તેથી એનું કર્તૃત્વ કોઈ રીતે ઊણું ઊતરતુ નથી. હિંદુ તત્ત્વજ્ઞાન ઉપર જે ભાષ્યો વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનીઓ તરફથી રચાતાં રહ્યાં છે તે બધાનો પાયો મહદ્-અંશે ગીતા રહ્યો છે.

ગીતાને મહાભારતના કુરુક્ષેત્ર ઉપર અર્જુન-કૃષ્ણ સંવાદ રૂપે યોજેલ છે તે એનું બાહ્ય સ્વરૂપ છે. રૂપક તરીકે એને જોવામાં આવે તો એનું આંતર સ્વરૂપ, કુરુક્ષેત્ર એ કોઈ બહારની ભૂમિ નથી, પરંતુ કામનાઓના પ્રગટીકરણનું સ્થાન-દેહ છે જે દરેક માણસનું કુરુક્ષેત્ર છે. મહાભારતનું યુદ્ધ પાંડવ-કૌરવો વચ્ચે લડાયું હતું તે જ યુદ્ધ દરેક વ્યક્તિની અંદર સદ્ અને અસદ્ વૃત્તિઓ વચ્ચે ચાલતું હોય છે. એ યુદ્ધ જીતવું હોય અને અસદ્ વૃત્તિઓ ઉપર જીત મેળવવી હોય તે માનવી અર્જુન જેવો હોવો જોઈએ. અર્જુન વીર અને પરાક્રમી હતો એની સાથે નમ્ર અને ઋજુ હતો તેથી

કૃષ્ણને તેણે સારથિ તરીકે સ્વીકાર્યા હતા. કૃષ્ણ અર્જુનનો રથ હાંકતા હતા એ પણ રૂપકની દૃષ્ટિએ જોવામાં આવે તો એ રથ કેવળ સ્થૂળ નહોતો, સૂક્ષ્મ સુધ્ધાં હતો. અર્જુનના જીવન માર્ગના પણ એ સારથિ હતા. ગીતાનો બોધ કૃષ્ણ આપે છે તે ઉપરથી એમનું બાહ્ય અને આંતરિક સારથિપણું પુરવાર થાય છે.

અર્જુનને કૃષ્ણ સારથિ તરીકે મળ્યા એવું સદ્ભાગ્ય સૌને મળતું નથી, બલ્કે તે બહુ અલ્પ જણના નસીબમા લખાયું હોય છે. કૃષ્ણ કંઈ એવા સુલભ નથી કે જેટલા અર્જુન તેટલા કૃષ્ણ હોય. એ સ્થિતિમાં જેમને કૃષ્ણ સારથિ તરીકે ન મળે તે જીવનનું કુરુક્ષેત્ર કઈ રીતે સફળતાપૂર્વક લડી શકે? કૃષ્ણને પણ રૂપક તરીકે જોવામા આવે તો તે બહાર શોધવા જવાનો નથી. અર્જુન એટલે બુદ્ધિની સજ્જતા અને નમ્રતા. એ જ રીતે કૃષ્ણ એટલે માણસનું અંતઃકરણ. આ અંતઃકરણ દરેકને કૃષ્ણની માફક સાચો માર્ગ ચીંધતું હોય છે. ગાધીજી પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે વર્તતા હતા એ સૌને વિદિત છે. પરંતુ એ પ્રમાણે સૌને અતંરાત્માનો અવાજ દોરતો ન હોય તો એમા અતરાત્માનો દોષ નથી, પરંતુ એને અવગણનાર આપણો છે. કૃષ્ણ અર્જુનને જ દોરવા તૈયાર હતા અને દુર્યોધનને ન હતા એવું મહાભારતમાં જોવા મળતુ નથી. દુર્યોધનની પાસે એ યુદ્ધના વિનાશમાથી બચાવી લેવા વિષ્ટિકાર થઈને ગયા હતા અને તેને સમજાવવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ દુર્યોધને એના વડીલોની સલાહ જેમ અવગણી હતી તેમ કૃષ્ણનું પણ કથન કાને ધર્યું ન હતું. દુર્યોધનની માફક માનવી અંતઃકરણની સલાહ સદા અવગણ્યા કરે તો અંતરાત્માનો અવાજ મંદ પડતો જાય છે. જાણે અંતરાત્મા એને છોડીને ચાલ્યો ગયો હોય તેમ એને અવાજ આવતો બિલકુલ સંભળાતો નથી.

એવાં મનુષ્યો પણ ઓછાં જોવા મળતાં નથી કે જે મોહના આવરણમાં અસદ્વૃત્તિઓને વશ થઈ સ્વધર્મ ચૂકી અધર્મના જ

આચરણ કરતા હોવા છતાં એમનો અંતરાત્મા ડખતો નથી. એ પોતાનાં કર્મોમાં એટલા રચ્યાપચ્યા હોય છે અને ભૌતિક સુખોમાં ડૂબેલા હોય છે કે અંતઃકરણના સુખની કે એના અવાજની વાત કરનારને એ હસી કાઢે છે અને તેને વેદિયા ગણી લે છે. આ સ્થિતિ થવાનું કારણ કે અંતઃકરણનું એમને માર્ગદર્શન, સલાહ જોઈતી નથી એમ જાણી લીધા પછી એ ચૂપ રહે છે. દરેકમાં અંતઃકરણ છે. પરંતુ એ અંતઃકરણને સારથિ તરીકે અર્જુનની માફક સ્વીકારીને જે ચાલે છે તેમને પૂર્ણ કૃષ્ણરૂપે જોવા મળે છે અને દુર્યોધનની માફક જે એની સદા અવગણના કરે છે તેનામાં તે કેવળ સાક્ષીરૂપે જોવા મળે છે. તે સિવાય જે ઓછાવત્તા પ્રમાણમા એને સારથિ તરીકે સ્વીકારે છે તેમાં સલાહકાર, સહાયક અને સાથીના ઓછાવત્તા સ્વરૂપે જોવા મળે છે.

આમ ગીતા દ્વારા મહાભારતના અર્જુનને પાત્ર તરીકે લઈને વ્યાસ મુનિએ કૃષ્ણના મુખેથી જીવનસંદેશ સમગ્ર માનવજાતિને સનાતન કાળ માટે આપેલ છે.

# કૃષ્ણ અને અર્જુનની દૃષ્ટિમાં રહેલો ભેદ

અર્જુન યુદ્ધ ન કરવાના જે કારણો આપે છે તે ત્યાગ, કુટુંબભાવના અને હિંસા અહિંસાની નજરે જોતા સ્વીકારવા જેવા લાગે છે. કેવળ હસ્તિનાપુરની જ ગાદી નહીં પણ ત્રણુલોકના રાજ્ય માટે પણ હુ કુળક્ષય કરવા તૈયાર ન થાઉ, તે સાભળી એની ભાવના ઉપર વારી જવાનુ મન થાય પરતુ કૃષ્ણ એની એ ભાવનાને ટેકો આપતા નથી એને ઊચી ભાવના તરીકે સ્વીકારતા નથી, એ કેવળ મોહ છે તેમ નિદાન કરે છે. સામાન્ય અર્થમા <u>મોહ</u> એટલે માનવી સ્વાર્થબુદ્ધિને વશ થઈ કોઈ વસ્તુ મેળવવા ધર્માધર્મનો વિચાર ન કરતા યેનકેનપ્રકારેણ કાર્ય સાધે તે વૃત્તિ પરતુ કોઈ શક્તિશાળી હોય, અર્જુનની જેમ યુદ્ધ જીતીને ન્યાયી હક્ક પ્રાપ્ત કરી શકે તેમ હોય, છતા તે જતો કરવાની તૈયારી બતાવે ત્યારે એ મોહને વશ થયો છે એમ કોઈ અર્થ કરતુ નથી તે ઉદાર છે, ભાવનાશીલ છે તેવો ગુણ તેનો સ્વીકારીને તેની કદર બૂજવામા આવે છે જ્યારે ગીતામા શ્રીકૃષ્ણ અર્જુનની આ વિચારસરણીને એવા કોઈ ગુણ તરીકે સ્વીકારતા નથી. તેને મોહ, દૈવાનો દૂણગો ભાવ, સમત્વ બુદ્ધિના અભાવમાથી જન્મેલી નિશ્ચયહીનતા માને છે.

આમ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેવાં આ મૂલ્યાકનો જોવા મળે છે એનું કારણ, આપણે જે નજરે મૂલ્ય કરીએ છીએ તેમા અને શ્રીકૃષ્ણ ગીતામા જે નજરે મૂલ્ય કરવાની અર્જુનને શીખ આપે છે એ બેમા રહેલી ભિન્નતા છે. સામાન્ય રીતે આપણી

સૌની પ્રવૃત્તિ ફળને લક્ષ્યમાં રાખી થતી જોવા મળે છે. પાંડવોને દુર્યોધન છેવટના સમાધાન તરીકે નિદાન પાંચ ગામની ઠકરાઈ પણ આપવા તૈયાર નથી. હવે જો એમને પોતાનું રાજ્ય મેળવવું હોય, મતલબ કે રાજ્યરૂપી ફળ મેળવવું હોય તો યુદ્ધ વિના બીજો એકેય માર્ગ નથી. અર્જુન એ ફળ મેળવવાની ગણતરીએ યુદ્ધ લડવા તૈયાર થયો છે. આપણે સૌ પણ ઇચ્છિત ફળ માટે કર્મ કરવા નીકળેલા છીએ. આથી અર્જુન રાજ્યપ્રાપ્તિ માટે યુદ્ધ કરે તેને અનિવાર્ય, સ્વાભાવિક ગણીએ છીએ.

પરંતુ કુળક્ષય કરીને રાજ્યપ્રાપ્તિના ફળની આશા અર્જુન ઇચ્છતો નથી તેથી એને યુદ્ધ કરવાની જરૂર રહેતી નથી. જો એને યુદ્ધને અંતે, કર્મને અંતે પ્રાપ્ત થતું ફળ ન જોઈતું હોય તો પછી શા માટે એણે કર્મ કરવું જોઈએ? વળી જો આ કર્મ લોકોનું કલ્યાણ કરનારું હોય તો નિઃસ્વાર્થભાવે, સેવાભાવે એ કરવા પ્રવૃત્ત થાય. યુદ્ધનું આ કર્મ તો એવું દારુણ ફળ આપનારું છે કે સ્વાર્થને લીધે કે નિઃસ્વાર્થ બુદ્ધિથી પણ કરવું ઉચિત નથી. યુદ્ધમાં આખા કુળનો નાશ થવાનો છે તેમ ચોખ્ખું અર્જુનને દેખાય છે. કુળનો નાશ થાય તો એ કુળમાં ચાલ્યા આવતા કુલધર્મનો આપોઆપ નાશ થાય. કુલધર્મ નાશ પામે એટલે એ યુદ્ધમાંથી બચેલો નાનો હતાશ વર્ગ અધર્મ તરફ વળે. અધર્મ પ્રવર્તે ત્યાં કુળની સ્ત્રીઓ ભ્રષ્ટ થાય અને પરિણામે કુળમાં વર્ણસંકરતા જન્મે.

યુદ્ધને લીધે પુરુષોનો મોટા પ્રમાણમાં સંહાર થાય છે. સ્ત્રીઓ વિધવા બને છે અને કુટુંબો અનાથ બને છે. આ સ્થિતિને લીધે જાતીય ભ્રષ્ટતા વધે છે. આ સદીમાં યુરોપમાં બે વિશ્વયુદ્ધ લડાયાં તેને પરિણામે એ દેશોમાં પુરુષોની વસ્તી ઘણી ઘટી ગઈ અને અનાચારમાંથી ગેરકાયદેસર બાળકોનો નવો જ પ્રશ્ન યુરોપમાં પેદા થયો. આ પરિણામને ટાળવા માટે બર્નાર્ડ શૉ જેવા વિચારકે અમુક સંજોગોમાં એક પત્નીત્વનો કાયદો હળવો કરી અનેક

પત્નીત્વની નવી પરિસ્થિતિ સ્વીકારવી જોઈએ એવો વિચાર વ્યક્ત કર્યો હતો. એની પાછળ ભ્રષ્ટતાને નિવારવાના આપદ્ધર્મની દૃષ્ટિ જોવા મળે છે. ઇસ્લામ ધર્મમા મહમ્મદ સાહેબે ચાર પત્ની સુધીની જે મર્યાદા બાધી છે તે પણ તે વખતે આરબોમા ચાલતા યુદ્ધોને લીધે વિધવા સ્ત્રીઓમા અનાચાર ન ફેલાય અને કુલધર્મો નાશ ન પામે તે માટે અનેક પત્નીનો સ્વીકાર કરેલો જોવા મળે છે. બાકી, પરસ્ત્રી સાથેના વ્યભિચારને ગુનો ગણવામા આવ્યો છે અને ઈશ્વરની આજ્ઞાનો તેમા ભગ છે તેમ સ્વીકારી વ્યભિચારીને સજા કરવામા દયા ન ખાવી જોઈએ તેમ જણાવ્યુ છે.

યુદ્ધને લીધે આવનાર આ અનર્થકારી પરીણામ જોઈને અર્જુન રાજ્યપ્રાપ્તિનું ફળ જતું કરવા તૈયાર થયો છે. કારણ કે કુળના ધર્મનો લોપ થાય તેમનો નરકે વાસ થાય છે મતલબ કે આ કર્મ રાજ્યપ્રાપ્તિનુ ફળ આપે તોપણ મૃત્યુ પછી એ યુદ્ધના પાપને લીધે નરકમા સ્થાન મળે. દુર્યોધનની બુદ્ધિ લોભથી વણસી છે તેથી એ આ પાપકર્મ કરવા તૈયાર થાય, પણ મોડુ થઈ જાય તે પહેલા એ પાપમાથી અમે શુ કામ પાછા ન વળીએ ? શ્રીકૃષ્ણને આમા અર્જુનની ઉદાત્તતા દેખાતી નથી પણ મોહ દેખાય છે, તેનુ કારણ બન્નેની દૃષ્ટિમા મૂળગત ભેદ છે. અર્જુનની દૃષ્ટિ એટલે આપણા સૌમા સામાન્ય રીતે જોવા મળતી દૃષ્ટિ-ફળને માટે કર્મ કરવા તૈયાર થનારી દૃષ્ટિ. શ્રીકૃષ્ણની દૃષ્ટિએ અસામાન્ય ધર્મની દૃષ્ટિ છે. બધા ધર્મો માનવીને સત્કર્મની શીખ દે છે હવે એ સત્કર્મ કરવામાં માનવી શી રીતે સ્થિર રહી શકે અને કામનાઓને વશ થઈને એથી વિમુખ ન થાય, તે હિંદુ ધર્મનો વિશિષ્ટ માર્ગ બતાવવા ગીતાનુ પ્રયોજન છે.

હિંદુ ધર્મ, ગીતા કહે છે કે જો ફળ તરફ લક્ષ્ય રાખીને કર્મ કરવાની વૃત્તિ રાખશો તો ભુલભુલામણીમાથી ક્યારેય બહાર નીકળી શકશો નહિ. ફળની લાલસાને લીધે કર્મમા સમત્વ બુદ્ધિ

નહીં અને સમત્વબુદ્ધિના અભાવે સત્કર્મ શું અને અસત્કર્મ શું તે જ પારખી શકાશે નહીં. ઘણી વખત સમત્વબુદ્ધિને અભાવે અસત્કર્મ તે સત્કર્મરૂપે દેખાશે અને તે આચરવામાં ધર્મનું આચરણ દેખાશે. જેમ અર્જુનને યુદ્ધ ન કરવામાં ધર્મ દેખાય છે.

કર્મ, એ મનુષ્યને તારનારું અને ડુબાડનારું છે તેમ સર્વ ધર્મોએ સ્વીકાર્યું છે. આથી કર્મ એ જ માનવીની સાચી મિલકત છે. માનવીએ મિલકત રૂપે જે પ્રાપ્ત કરવાનું છે તે કર્મ છે. જ્યારે અર્જુન અને એની જેમ આપણે કર્મને બદલે ફળને મૂડી માનીએ છીએ. આથી કર્મ કરતા પહેલાં ફળના લાભાલાભનો વિચાર કરીએ છીએ. હિંદુ ધર્મ કહે છે કે જે ફળનો વિચાર કરીને કર્મનો નિર્ણય કરે છે તે માયાવી માર્ગ છે. એ અર્જુનની જેમ ભુલાવામાં નાખે છે. કર્મનો નિર્ણય ફળની નજરે કરવાનો નથી પણ સ્વધર્મની નજરે કરવાનો છે, એ હિંદુ ધર્મનો જીવનમાર્ગ સૂચવતી ફિલસૂફી — તત્ત્વજ્ઞાન છે.

કર્મે જ અધિકારી તું, ક્યારેય ફળનો નહીં,
મા હો કર્મફળે દૃષ્ટિ, મા હો રાગ અકર્મમાં : (૨-૪૭)

માનવીએ સમવત્બુદ્ધિની દૃષ્ટિ પ્રાપ્ત કરવી હોય અને તે ગજથી મૂલ્યાંકન કરવું હોય અને જીવનમાર્ગ ગ્રહણ કરવો હોય તો ઉપરના શ્લોકને ધ્રુવ તરીકે સ્વીકારવો રહ્યો. એ જે કર્મમાં પ્રવૃત્ત થાય તેમાં એની દૃષ્ટિ, ફળ-પરિણામ તરફ ન હોવી જોઈએ. એનો સ્વધર્મ છે એટલે એ કર્મ કરવા પ્રવૃત્ત થયો છે. એનું જે પરિણામ આવે તે એણે નિર્લેપભાવે ભોગવવાનું છે. કર્મનો એને અધિકાર છે અને ફળનો નથી, એનો અર્થ એવો નથી કે એ કર્મમાંથી જે ફળ-પ્રાપ્તિ થાય તે એણે ભોગવવી નહીં. અર્જુન યુદ્ધમાં જીતે અને રાજ્ય પ્રાપ્ત થાય તે ઉપર એનો અધિકાર નથી એમ નહીં, પરંતુ રાજ્યગાદી પ્રાપ્ત થાય તો તે ભોગવે અને યુદ્ધમાં મૃત્યુને ભેટવું પડે તો એ પરિણામ માટે પણ એ અફસોસ ન કરે. યુદ્ધનાં દારુણ

પરિણામ એ જે માને છે તે નજરે જોવાં પડે તો તેથી એ વિશાદ ન પામે. ફળ તરફ નિઃસ્પૃહી થઈ જે પરિણામ આવે તે સહેવા તૈયાર રહેવું જોઈએ.

માનવીની ફળ-પરિણામ એ મૂડી નથી પણ કર્મ એ મૂડી છે. એ મૂડી એણે સંચિત કરવી હોય તો ફળની દૃષ્ટિ ન રાખતાં કર્મ તરફ રાખવી જોઈએ. વળી ફળની આશા ન હોય તેથી કર્મ પ્રત્યે નિરસતા ન હોવી જોઈએ. કર્મની ઉપેક્ષા ન કરવી જોઈએ. અર્જુનને રાજ્ય ન જોઈતું હોય તેથી એ સ્વધર્મની ઉપેક્ષા કરે તે સાચું નથી. કર્મ એ બીજો શ્વાસોચ્છ્વાસ છે. શ્વાસોચ્છ્વાસ લીધા વિના માનવી જેમ જીવી શકતો નથી તેમ કોઈ ને કોઈ પ્રકારનું કર્મ કર્યા વિના પણ જીવી શકતો નથી. શરીરના આરોગ્ય માટે સ્વચ્છ હવાનો શ્વાસોચ્છ્વાસ જરૂરી છે તેમ જીવનના ઊર્ધ્વીકરણ માટે, સાચા સુખ માટે સત્કર્મનો શ્વાસોચ્છ્વાસ અનિવાર્ય છે. આમ જીવન માટે કર્મની આવશ્યકતા છે તેમ સમાજ માટે પણ એ અપરિહાર્ય છે. અર્જુનને એમ લાગતું હોય કે પોતાની જીવનયાત્રા એ રાજ્ય વિના ચલાવી શકશે તોપણ શ્રીકૃષ્ણ એને કહે છે કે લોકસંગ્રહ માટે લોકહિતને લક્ષમાં લઈ એણે આ યુદ્ધ કરવું રહ્યું.

શ્રીકૃષ્ણ, ભીષ્મ, દ્રોણ, વિદુર, ગાંધારી સૌ પાંડવોનો વિજય ઇચ્છતાં હતાં, તે એમના પ્રત્યે પક્ષપાત તરીકે નહિ, પરંતુ એમનો પક્ષ ધર્મનો હતો અને દુર્યોધનનો અધર્મનો હતો. દુર્યોધનનો એ અધર્મ એટલી હદે પહોંચ્યો હતો કે એ સમાધાન તરીકે પાંચ ગામ પણ આપવા તૈયાર ન હતો. એ અંગે સર્વ વડીલોએ એને શિખામણ આપી હતી, પરંતુ એણે કોઈનું કહેલું માન્ય રાખ્યું ન હતું. મતલબ કે એનો અન્યાય છેલ્લી કોટિએ પહોંચ્યો હતો. સમાજમાંથી એવાં સાવ કોહી ગયેલાં તત્ત્વોને દૂર કરવાં એ લોકસંગ્રહનું કાર્ય હતું. અર્જુને અગાઉ જે જે યુદ્ધો કર્યાં હતાં, તે પાછળ અનર્થને દૂર કરવાનું પ્રયોજન હતું. રાજ્યપ્રાપ્તિનો લોભ ન હતો. એ જ રીતે

દુર્યોધન સાથેનું યુદ્ધ પણ કેવળ રાજ્યપ્રાપ્તિ માટે જ હતું તેમ એણે ન જોવું જોઈએ. બીજાં યુદ્ધો લોકસંગ્રહ તરીકે લડ્યો હતો તેમ આ પણ એણે લડવું રહ્યું. તે એનો સ્વધર્મ હતો. એ ક્ષત્રિય હતો. સમર્થ હતો. એના જેવો સ્વધર્મ આચરણ ન કરે તો એ અનર્થકારી બળોને સામાન્ય ક્ષત્રિય નિર્મૂળ કરી શકે નહિ. આથી અર્જુન ગાદીના ફળની ઇચ્છા જતી કરે તેથી યુદ્ધમાંથી નિવૃત્ત થઈ શકે નહિ.

યુદ્ધનું પરિણામ અર્જુને વર્ણવ્યું છે તેવું વિનાશકારી ન આવે તેમ શ્રીકૃષ્ણનું કહેવું નથી. પરંતુ એથી અર્જુન માને છે તેમ એ પાપનો ભાગીદાર બને અને નરકે જાય તે શ્રીકૃષ્ણને કબૂલ નથી. માનવીને જે બંધનકારક છે તે કર્મ નહિ, પરંતુ ફળની આસક્તિ. જો ફળની આસક્તિને વશ થઈને રાજ્યગાદી મેળવવાના કેવળ સ્વાર્થ માટે એ યુદ્ધ ખેલે તો અર્જુન કહે છે તેમ એ કર્મ એને બંધનકારક થાય, એને કુલક્ષયનું પાપ લાગે અને તેનું ફળ ભોગવવું પડે. પરંતુ જો ફળની આસક્તિ વિના કેવળ સ્વધર્મ તરીકે યુદ્ધ લડવાનું કર્મ કરે તો એને પાપ લાગતું નથી.

આ સ્વધર્મનું દર્શન ભીષ્મ અને દ્રોણમાં જોવા મળે છે. બંને વડીલો પાંડવોનો વિજય થાય તેમ ઇચ્છે છે, દુર્યોધનને યુદ્ધ ન કરવા અને સમાધાન કરવા સલાહ આપે છે, છેવટ યુદ્ધનો આરંભ થવાની ઘડીઓ ગણાય છે ત્યારે યુધિષ્ઠિર એમના આશીર્વાદ લેવા જાય છે ત્યારે પણ એ તમારો વિજય થાઓ તેવાં વચનો ઉચ્ચારે છે છતાં એ કૌરવપક્ષમાં રહીને પાંડવો સામે લડે છે! ભીષ્મે તે અંગે કારણ જણાવ્યું હતું. અર્થને કેવળ પૈસા-લક્ષ્મીમાં સીમિત કરીએ તો વ્યાવહારિક અર્થ થાય કે માણસ ધનનો દાસ છે, પરંતુ ભીષ્મ દુર્યોધનના સેવક ન હતા. એ દાદા હતા. એમણે ગાદીનો ત્યાગ કર્યો હતો. છતાં ગાદીના હિતમાં અનાસક્તભાવે ઠેઠ સુધી પરાક્રમ કર્યાં હતાં. તે જીવન જોતાં અર્થનો ધન લક્ષ્મીનો પર્યાય અભિપ્રેત નથી. વ્યવહારની ભાષામાં અર્થ એટલે પૈસો થાય છે.

અર્થશાસ્ત્ર(ઈકોનૉમી)માં અર્થ એટલે તેનો વિશાળ અર્થ થાય છે–પૈસો, મશીનરી, કાચોપાકો માલ, કાર્યશક્તિ વગેરે, આ જ રીતે ધર્મમા અર્થ એટલે મિલકત, મૂડી અને ગીતાની પરિભાષામાં સાચી મૂડી–મિલકત કર્મ છે. યુધિષ્ઠિર ધર્મપુરુષ છે. ધર્મયુદ્ધ લડવા એ તૈયાર થયા છે. એમની સાથે ભીષ્મ જ્યારે વાત કરે ત્યારે સામાન્ય વ્યવહારની ભાષામાં નહિ, પરંતુ ધર્મની પરિભાષામા કરે તે સ્વાભાવિક છે. આથી 'અર્થસ્ય પુરુષો દાસો'નો અર્થ એ થાય કે પુરુષ અર્થનો એટલે કર્મનો દાસ છે. 'દાસસ્ત્વર્થો ન કસ્યચિત્' પણ કર્મ કોઈનોય દાસ નથી. હે યુધિષ્ઠિર ! આ સત્યથી હુ ગાદી ઉપર જે હોય તેને પક્ષે લડવાનો છુ

આજના યુદ્ધોમાં પણ શુ જોવા મળે છે? બે દેશો યુદ્ધે ચડે છે ત્યારે સ્વધર્મ તરીકે પોતપોતાને પક્ષે લડતા લશ્કરી-સૈનિકો શુ એમનો પક્ષ ન્યાયી છે એમ માનતા હોય છે? ભીષ્મની માફક એ લશ્કરોના સેનાપતિઓને બધી વખત એમનો પક્ષ ન્યાયી છે તેમ લાગતું ન હોય છતાં એ લડવામા પાછી પાની કરતા નથી. એ એમનો સ્વધર્મ છે. ભીષ્મ, દ્રોણ એ સ્વધર્મને વશ થઈ કૌરવોના પક્ષે મન મૂકીને લડતા રહ્યા અને વિજય પાડવોનો ઇચ્છયો! આ ત્યારે જ બને કે કર્મનો પોતાનો અધિકાર છે—ફળનો નહિ તેવી અનાસક્તિ સધાઈ હોય.

આપણાં શાસ્ત્રોએ ધર્મમાર્ગને ક્ષુરસ્ય ધારા–અસ્ત્રાની ધાર જેવો કહ્યો છે તે આ અર્થમા. અર્જુનને રાજ્યપ્રાપ્તિનું ફળ ન જોઈતું હોય તોપણ એણે સ્વધર્મ ખાતર દાદા, ગુરુ, ભાઈઓ, પૌત્રો સર્વનો પોતાના હાથે વિનાશ કરવા તત્પર રહેવુ જોઈએ. એથા કુળક્ષય થતા જે દારુણતા ઊભી થાય તે એણે જીવતા રહીને નજરે નીરખવા તૈયાર રહેવું જોઈએ. આ માર્ગ ઉપર માણસ ત્યારે જ ચાલી શકે કે જ્યારે એ અનાસક્ત ભાવે કર્મ કરતો હોય. કર્મને જ પોતાની સાચી મિલકત માને અને ફળની આશા રાખતો ન હોય. ફળની આશા વિના પણ કર્મમાં એટલો જ પ્રવૃત્ત હોય.

## સ્વધર્મ કર્મ સૌને સરખું હિતકર છે

બધાય ધર્મોએ સત્કર્મની શીખ આપેલી છે પરંતુ માનવીની મુશ્કેલી જ એ છે કે એ બુદ્ધિથી સમજવા છતાં આસક્તિને પરવશ બની તે આચરી શકતો નથી આનું મૂળ હિંદુ ધર્મ પ્રકૃતિ માને છે દેહ અને આત્માનો માનવી બનેલો છે હિંદુ ધર્મની પરિભાષા પ્રકૃતિ અને પુરુષ તરીકે એને ઓળખે છે સત્કર્મની એ ઝંખના કરે છે તે આત્મા પુરુષની વૃત્તિ છે ઇન્દ્રિય સુખો, ભૌતિક સુખોના આસક્તિને વશ થઈ એ સત્કર્મ વિમુખ બને છે તે દેહ પ્રકૃતિની વૃત્તિ છે

આ પ્રકૃતિના ત્રણ પ્રકાર છે. સાત્ત્વિક, રાજસ અને તામસ દરેક માનવીની અંદર આ ત્રણે પ્રકૃતિઓ ઓછાવત્તા પ્રમાણમાં રહેલી છે પરંતુ એમાં એક પ્રકૃતિના ગુણો સવિશેષ મુખ્ય હોય છે અને બીજીના એનાથી ઓછા હોય છે. ત્રણે પ્રકૃતિના ૧૦૦ ગુણ માનીએ તો એક પ્રકૃતિના ૫૦ ઉપર ગુણ હોય તો એને મુખ્ય કહી શકાય બાકી ૫૦ ગુણમાં બીજીના ૩૦ હોય તો ત્રીજીના ૨૦ રહે કોઈમાં એકના ૭૫ ગુણ ઉપર પણ હોય, તો કોઈમાં ત્રણે લગભગ સરખા ગુણ ધરાવતી હોય કોઈ વ્યક્તિ સાવ એક જ પ્રકૃતિના ૧૦૦ ગુણ ધરાવતી હોય અને બીજા ગુણ મુદ્દલ ન હોય તેવું બનવું શક્ય નથી

આ ત્રણ પ્રકૃતિના ગુણો–લક્ષણોનું નિરૂપણ કરતો ગીતામાં ૧૪મો અધ્યાય છે માણસ જેમ દેહ કે આત્મા વિનાનો કલ્પી શકાય નહિ, તેમ આ પ્રકૃતિ વિનાનો પણ કલ્પી શકાય નહિ તે પ્રકૃતિ, દેહ, ઇન્દ્રિયો સાથે અવિભાજ્ય અંગ છે.

તમ, રજ, તથા સત્ત્વ, ગુણો પ્રકૃતિથી થયા
તે જ અવ્યય દેહીને બાંધે છે દેહને વિષે. (૧૪-૫)

આમ દેહ સાથે જોડાયેલી પ્રકૃતિના ગુણો આગળ ૧૭મા શ્લોકમાં જણાવે છે.

સત્વથી ઉપજે જ્ઞાન, રજથી લોભ ઉપજે;
પ્રમાદ, મોહ, અજ્ઞાન, ઉપજે તમથી સહુ. (૧૪-૧૭)

આ પ્રકૃતિના ગુણોને લીધે કર્મના ભેદ પાડવામાં આવ્યા છે. કોઈ પણ માનવી કર્મ કર્યા વિના રહી શકતો નથી. એના પોતાના માટે અને સમાજ માટે કર્મ કરવું એ એનું જીવન છે. માણસ ગમે તેટલો જ્ઞાની અને ત્યાગી હોય તોપણ એને જીવંત રહેવા ખોરાક લીધા વિના ચાલતું નથી. કેવળ જ્ઞાનના ખોરાકથી એનુ પેટ ભરાતું નથી. આથી દેહના પોષણ માટે આહાર અને રક્ષણ માટે વસ્ત્ર-રહેઠાણ ઓછામાં ઓછાં જોઈએ છે. આથી દેહયાત્રા માટે એક યા બીજું કર્મ કરવું રહ્યું. એ જ રીતે માનવી સમાજમાં રહે છે એટલે સમાજને જીવંત રાખવા પણ કર્મ અનિવાર્ય છે. જો સમાજ સુવ્યવસ્થિત ન હોય તો વ્યક્તિ એની જીવનયાત્રા સરળતાપૂર્વક ચલાવી ન શકે. બધા માણસો જો જ્ઞાનનું કર્મ–બ્રાહ્મણનું કાર્ય સ્વીકારે તો ખેતીના ઉત્પાદન વિના એમનો જીવનનિર્વાહ શી રીતે ચાલે? બ્રાહ્મણ અને વૈશ્યનું કાર્ય લોકો સ્વીકારે પણ રાજ્યની વ્યવસ્થા ન હોય તો ઉત્પાદનને લૂટી જનાર ધાડપાડુ આવે તો રક્ષણ શી રીતે થાય? એ પ્રદેશની સમૃદ્ધિ જોઈ કોઈ બહારનો રાજા કે પ્રજા આક્રમણ કરે તો એમાંથી કોણ ઉગારે? આથી ક્ષત્રિય કર્મ કરનાર પણ જોઈએ. આ બધાં કર્મો વ્યક્તિ એકલે હાથે કરી ન શકે. એટલે બતાવ્યું કામ કરી શકે તેવો સેવક વર્ગ પણ જોઈએ. બ્રાહ્મણ કાર્ય કરનાર વર્ગ હોય તો સમાજ સંસ્કારી, શિક્ષિત અને કાર્યમાં કુશળતાવાળો સર્જી શકાય. ક્ષત્રિય વર્ગ હોય તો સમૃદ્ધિનું રક્ષણ અને ઉપભોગ

થઈ શકે. વૈશ્ય હોય તો ઉત્પાદન અને વિનિમય થશે અને સેવક-વર્ગ હોય તો સહાયક બની શકે.

સમાજ અને વ્યક્તિ આધ્યાત્મિક જીવન ગાળવા માગતી હોય તોપણ એને જીવંત રહેવા અને ઉર્ધ્વગામી બનવા ઉપરનાં ભૌતિક કર્મો અનિવાર્ય છે. આજની પરિસ્થિતિ પ્રમાણે એ ચાર વર્ગ વધુ વિભાગમા વહેંચાયેલા જોવા મળતા હોય તોપણ એની પ્રકૃતિમાં ફેર પડતો નથી. આજના લોકશાહી સમાજમાં ક્ષત્રિયવર્ગ બે ભાગમાં વહેંચાયેલો છે. રાજકારણીઓને આપણે ક્ષત્રિય કહી શકીએ. રાજ્ય વ્યવસ્થાની અને વહીવટની જવાબદારી એમના દ્વારા ચાલે છે. અને એમના નિર્ણય પ્રમાણે મોરચા ઉપર યુદ્ધ દ્વારા રક્ષણનું પ્રત્યક્ષ કાર્ય લશ્કર કરે છે. બ્રાહ્મણના કાર્યને પણ વહેંચાયેલું કહી શકાય. પુરોહિત અને ધર્મગુરુ, શિક્ષક અને લેખક, ઓડીટર અને વકીલ, એમ એ કાર્યને લંબાવી શકાય. વેપાર અને સેવા વિભાગને પણ એ રીતે વહેચી શકાય. જૂનાં નામ આજે ન આપીએ અને નવાં પ્રચલિત નામ આપીએ તેમાં હરકત નથી. પરંતુ એ કાર્ય સાથે જે પ્રકૃતિના ગુણો હિંદુ ધર્મે માન્યા છે તે બદલાતા નથી. એ કાર્યો આજે પણ વ્યક્તિ અને સમાજ માટે એટલાં જ અનિવાર્ય છે.

સાત્ત્વિક પ્રકૃતિ જેનામાં મુખ્ય છે તેનુ કામ બ્રાહ્મણનું કહ્યું છે રાજસ પ્રકૃતિવાળાનું ક્ષત્રિય અને વૈશ્યનું કાર્ય અને તામસનું સેવા-શૂદ્રનું કાર્ય. આ પ્રકૃતિના ગુણો પ્રમાણે કર્મના ભેદ હિંદુ ધર્મે પાડ્યા છે તે પાછળ કોઈ કર્મ ઊંચું કે કોઈ નીચું તેવો ભેદ આજે વ્યવહારમાં જે જોવા મળે છે તેને સ્થાન નથી. માણસને જો કર્મ જ કરવાનું છે અને ફળની આસક્તિમાંથી ઊગરી જવાનું છે, તો એ ત્યારે જ સરળ બને કે એને કર્મમાં જ ફળની તૃપ્તિ મળે. માણસ કર્મનું ફળ શા માટે ઝંખે છે? એના સુખ માટે. પરંતુ એ સુખ એને કર્મ કર્યામાં જ મળી જતું હોય તો એને ફળની આસક્તિ નહિ રહે. રહેશે તોપણ એટલી તીવ્ર નહિ હોય.

જો માણસમા સાત્ત્વિક પ્રકૃતિ મુખ્ય હશે તો શિક્ષકના અધ્યયન-અધ્યાપનના કર્મમા જ એને સુખના એટલા ઘૂટ પીવા મળશે કે એની આવક કોઈ એન્જિનિયર કે ડૉક્ટર જેટલી નહિ હોય અને પ્રમાણમા એના કરતા એ સાદુ જીવન જીવતો હશે તો એને અસતોષ, ઈર્ષા કે લોભ નહિ જ-ભલે શિક્ષકની આવકમા એની જીવનયાત્રા ઓછી સુખપ્રદ નહિ હોય પરતુ એની પ્રકૃતિ રાજસ હશે, પરતુ વેપારધધામા પડવાની તક મળી નથી એટલે મજબૂરીને આધીન થઈ એને શિક્ષક થવુ પડયુ હશે તો એને અધ્યયન અધ્યાપનના કર્મમા સુખ મળશે નહિ અને એના ફળ રૂપે મળતો પગાર ગમે તેટલો વધશે તોપણ તેનોય સતોષ નહિ હોય.

આથી કર્મ પ્રત્યે નિષ્ઠા અને ફળ તરફ અનાસક્તિ જો કેળવવા માનવી માગતો હોય તો આ કઠણ, દુષ્કર કાર્યમા સિદ્ધિ મેળવવાનુ પ્રથમ પગથિયુ તેણે પોતાની પ્રકૃતિ ઓળખીને જે કર્મ સ્વભાવથી આનદ આપનારુ હોય તે પસદ કરવુ આ કાર્યની પસદગી એ એનો સ્વધર્મ છે. અર્જુનનો એ રીતે સ્વધર્મ ક્ષત્રિયનો છે. લાબો કાળ એણે તે સ્વીકારીને કર્તવ્ય કર્મ અદા કરેલુ છે. એ અગાઉ જે જે યુદ્ધ લડયો હતો તેમા એનો સ્વાર્થ ન હતો. વળી તે વખતે એ પોતાનો ધર્મ નથી એમ લાગ્યું પણ ન હતુ. વળી સ્વધર્મમા દોષ ન જ હોય તેવુ દરેક વખત બનવુ પણ શક્ય નથી. એ જમાનામા માસાહાર ત્યાજ્ય ન હતો અને આજે પણ જગત ઉપર ત્યાજ્ય બનેલો નથી. આ સ્થિતિમા જે ખાટકીનો ધધો કરે છે તેને પ્રાણીહસા કરવી જ પડે છે. જે કતલખાનામા કામગીરી બજાવતો હોય તેને હાથે દરરોજ કેટલાય પ્રાણી હણાતા હશે. ફાસીની સજા પામેલા ગુનેગારને ગળે ફાસો દઈને ફાસીખોરને પ્રાણ લેવો પડે છે એ સજા કાયદામા રહીને ન્યાયાધીશને કરવી પડે છે આ હિંસા દરેકને પોતાના કર્તવ્ય કર્મ તરીકે કરવી પડે છે અને યુદ્ધમા તો કેટલીય હિંસા થતી હોય છે મહાત્માજી અહિંસાના પૂજારી હતા, છતાં

કાશ્મીર ઉપરના પાકિસ્તાનના આક્રમણને મારી હઠાવવા નહેરુની સરકારે લશ્કર મોકલ્યુ તેમા એમની સંમતિ હતી, એમણે તેને સરકારનો સ્વધર્મ માન્યો હતો.

ખેડૂતનુ કર્મ નિષ્પાપ અને સમાજને પોષનારુ મનાય છે ઉત્તમ ખેતી એમ એનો મહિમા ગાવામા આવ્યો છે આહાર વિના મનુષ્ય જીવી શકતો નથી અને અન્નાહાર ઉત્તમ આહાર માનવામા આવ્યો છે એટલે કૃષિને ઉત્તમ ગણવામા આવે તેમા અતિશયોક્તિ નથી. છતા નાનામોટા જીવજંતુઓની હિંસા ખેડૂતથી થાય છે આથી કોઈ પણ કર્મ એવુ નથી કે જેમા ઓછો કે વત્તો દોષ ન હોય, તેનો સ્વીકાર કરતા ગીતા કહે છે—

સહજ કર્મમા દોષ હોય તોયે ન છોડવુ,
સર્વ કર્મે રહે દોષ ધુમાડો જેમ અગ્નિમા (૧૮-૪૮)

પરંતુ આ દોષ માનવીને બંધન કરતો નથી, જો એ સ્વધર્મ તરીકે ફળની આસક્તિ વિના કર્મ કરે તો. આથી માનવીએ પોતાની પ્રકૃતિ ઓળખીને કયા ક્ષેત્રના કર્તવ્યકર્મથી ચિત્ત પ્રસન્ન રહે તેમ છે અને જે ફળ તેનાથી સંતોષ માની એ જીવનયાત્રા ચલાવી શકે તેમ છે, તે વિદ્યાર્થી અવસ્થાના કાળમા વિચારી લેવુ જોઈએ

માનવીમા જે પ્રકૃતિભેદ છે તેનુ કારણ હિંદુ ધર્મ પૂર્વજન્મ માને છે માનવીને એના કર્મ પ્રમાણે નવો જન્મ મળે છે બીજા જન્મમા કાઈ સાથે આવતુ હોય તો એની પ્રકૃતિ છે અનેક જન્મો સુધી માનવીની જીવનયાત્રા ચાલુ રહે છે અનાસક્તના જે લક્ષણો ગીતાએ વર્ણવ્યા છે તે સિદ્ધિ કઈ હાથવેંતમા પ્રાપ્ત થાય તેવી સુલભ નથી પરંતુ એ લાબો પંથ એણે અનેક જન્મો દ્વારા કાપવાનો છે. આથી જેણે એ દિશામા પૂર્વજન્મે જેટલો માર્ગ કાપ્યો હશે ત્યાથી એણે નવા જન્મે આગળ પ્રયાણ કરવાનુ છે જુદા જુદા માનવીઓ જુદી જુદી પ્રકૃતિની કક્ષાએ જોવા મળે છે તેનુ કારણ તેના પૂર્વજન્મનુ કર્મ છે

માનવી ભવિષ્યનો વિચાર કર્યા વિના વર્તમાનકાળ વેડફી નાખે, આવક કરતા ખર્ચ વધારી દેવાદાર બને તો એને ડાહ્યો ગણવામા આવતો નથી, અવિચારી માનવામા આવે છે. એ જ રીતે પુનર્જન્મના ભાવિનો વિચાર કરતો નથી અને આજન્મ ફળની કામનાઓને વશ થઈ આસક્તિપૂર્વક વેડફી નાખે છે તે એટલો જ અવિચારી છે. સાચી મૂડી કર્મ છે, ફળ નહિ તેમ સમજી જે તે સચિત કરે છે તે આજન્મે સુખી થાય છે અને પુનર્જન્મમા પણ એ વારસો મળતો હોય છે એટલે સુખી થાય છે.

સુખ એટલે ઇન્દ્રિયસુખ કે ભૌતિક સુખ એવો સકુચિત અર્થ ધર્મને અભિપ્રેત નથી. ભૌતિક સુખની ક્ષુલ્લકતા એની છે કે જેમ જેમ તે ભોગવો તેમ તેમ એની કામના વધતી જાય છે. ચિત્તની પ્રસન્નતા–અત.કરણની પ્રફુલ્લતા એ સાચુ સુખ છે. સ્વધર્મને વશ થઈ જે કર્મનો અધિકાર માન્ય રાખી એ દ્વારા જે ફળ મળે તેમા સતુષ્ટ રહે છે તે સાચો સુખી છે. એને પુનર્જન્મમા એ પ્રકારની પ્રકૃતિ પ્રાપ્ત થાય છે અને સુખી કરે છે – નવા કર્મ દ્વારા એ મૂડીમા વધારો કરે છે

માનવી પૂર્વજન્મ પ્રમાણે બે પ્રકારની સપત્તિ લઈને જન્મે છે તેમ ગીતા માને છે. જે કર્મમા ફળની આસક્તિ વિના નિષ્ઠા ધરાવે છે કે ઓછી આસક્તિ રાખે છે તે દૈવી સપત્તિ લઈને જન્મે છે, જે કામનાઓની આસક્તિને લઈને જ કર્મ કરે છે તે આસુરી સપત્તિ લઈને જન્મે છે અર્જુન દૈવી સપત્તિ લઈને જન્મેલો છે તેમ શ્રીકૃષ્ણ એને ખ્યાલ આપતા કહે છે:—

મા કર શોક તુ જન્મ્યો દૈવી સપત્તિને લઈ (૧૬ ૫)

બીજી બાજુ દુર્યોધન આસુરી સપત્તિ લઈને જન્મ્યો છે એટલે તે કર્મબધનમાથી નીકળી શકતો નથી. જો આ જ ગતિ માણસની હોય અને તે પૂર્વજન્મથી પ્રકૃતિથી બધાયેલો હોય તો એ કામના–આસક્તિને વશ થઈ વર્તે તેમા એનો શો દોષ ? પ્રકૃતિથી એ પરતત્ર હોય તો

એની પાસેથી સ્વતંત્ર કર્મની આશા શી રીતે રાખી શકાય ? એ પ્રકૃતિથી પરતંત્ર છે, તેમાથી સ્વતંત્ર થવા પુરુષાર્થ કરે એ જ એની મહત્તા છે ભારત પરતંત્ર હતું, તેમાથી એ જાગ્યુ અને તેણે પુરુષાર્થ ખેડયો તો એ સ્વતંત્ર બન્યુ છે. એ વખતે એને આઝાદ થવાની ધગશ હતી ને આજે આબાદ થવામા જોવા મળતી નથી એટલે તેમાં એ જોઈએ તેટલી પ્રગતિ કરી શકયુ નથી. આ જ પ્રમાણે માણસને પ્રકૃતિની, કામનાઓની, ભૌતિક સુખોની પરતંત્રતા સાલવી જોઈએ એને બદલે સ્થિતિ ઊલટી જ જોવા મળે છે. માણસ પ્રકૃતિને વશ થવામા, એની કામનાઓમા રાચવામા સુખ-સ્વતંત્રતા માને છે.

અંગ્રેજોનુ રાજ્ય આવતા—પરદેશની ગુલામી આવતા સ્વતંત્રતાના સુખને ન ઓળખનારને ગુલામીમા સુખ દેખાતુ હતું અને ગાયુ હતું કે, હરખ હવે તું હિંદુસ્તાન ! શા માટે ? વેર ગયા અને ઝેર ગયા, ગયા કાળાકેર કરનાર. હિંદુસ્તાનમા જે આતરવિગ્રહ અને અંધાધૂંધી ચાલતી હતી તે દૂર થઈ હતી અંગ્રેજ સરકારના સબળ રાજ્યનો અમલ આવ્યો હતો, પરંતુ આ હરખ અજ્ઞાનતાનો હતો. પરદેશી સરકારે પોતાની સત્તા ટકાવી રાખવા નવા વેર અને ઝેર પેદા કર્યાં અને કાળો કેર કરવામા બાકી રાખી ન હતી. એ જ રીતે વ્યક્તિ કામનાઓના સુખની પરતંત્રતાથી હરખાય છે અને એમા જીવનની સિદ્ધિ માને છે. પરંતુ સાચુ સુખ આઝાદી છે – શું દેશની કે શું વ્યક્તિની. કામનાઓમાથી વ્યક્તિ જેટલા પ્રમાણમા મુક્ત થાય એટલી એ આઝાદ થઈ શકે.

ભારતને જેમ અંગ્રેજોએ ગુલામ બનાવ્યો હતો તેમ વ્યક્તિને પ્રકૃતિએ ગુલામ બનાવેલો છે. વ્યક્તિ લાચાર બની ગુલામીમા સબડ્યા કરે એ એને માટે શરમભર્યું છે અને સ્વતંત્ર થવા એ પુરુષાર્થ કરે એ એનું ગૌરવ છે. ગયા જન્મે એ દિશામાં કામગીરી ન બજાવી હોય અને તેની કામનાઓનાં બંધનવાળી પ્રકૃતિ મળી હોય તો જાગ્યા ત્યાથી સવાર ગણી આજથી એ માટે પુરુષાર્થ શરૂ કરી દેવો જોઈએ.

# શ્રદ્ધા-ભક્તિનો મહિમા શાથી છે?

માનવીને સતકર્મો સદ્દધર્મને બાધક કોઈ હોય તો એની પ્રકૃતિ છે. આથી એણે પોતાની પ્રકૃતિ ઓળખવાનું અને તેને મસ્કારવાનું કાર્ય કરવાનુ છે. જો એ પ્રત્યે એ ઉપેક્ષા સેવે અને સતકર્મોની મહેચ્છા રાખે, તો એ આકાશકુસુમવત્ નીવડે છે.

તમોગુણની પ્રકૃતિ નિમ્ન કોટિની છે. એ વ્યાપક પ્રમાણમા જોવા મળે છે. આળસ એ એનુ મુખ્ય લક્ષણ છે, એને પ્રાકૃત-પ્રાણીની પ્રકૃતિ કહી શકાય. સૃષ્ટિ તરફ નજર કરીશુ તો કુદરત આળસુ જોવા મળશે. સિંહને વનનો રાજા કહેવામા આવે છે, પરંતુ એ સિંહ પણ પ્રવૃત્તિશીલ જોવા મળતો નથી. એ ખોરાક માટે પ્રાણીનો શિકાર કરે છે અને પેટ ભરાય છે એટલે ત્યા ને ત્યા કલાકો સુધી ઘેનમા પડ્યો રહે છે. પ્રવૃત્તિ ન હોય અને સમય આળસમાં ગાળવાનો હોય એટલે ઊંઘ એનો સાથી બને છે.

માનવી પ્રાણીની ભૂમિકાએ નથી એટલે આળસ એના દેહ સુધી સીમિત રહેતી નથી, પરંતુ એની બુદ્ધિ ને મનને પણ આળસ ચડે છે. આળસુ માણસને કામ કરવાની વૃત્તિ હોતી નથી એટલુ જ નહિ, પરંતુ બુદ્ધિને કસવાનો પણ પ્રમાદ હોય છે. અમુક વાત હુ ભૂલી ગયો એમ માણસ અવારનવાર કહેતો હોય છે અને વીસરી જવુ એ જાણે સ્વાભાવિક હોય તેમ માની એ જાગ્રત બનતો નથી. પરંતુ ભૂલી જવાનુ કારણ બીજુ કઈ નથી પણ સ્મૃતિનો પ્રમાદ છે. બુદ્ધિએ સ્મૃતિને સતેજ રાખવા જે જાગૃતિ રાખવી જોઈએ તે..

ન રાખી માટે એ ભુલાઈ ગયું. એ જ રીતે એક ચિત્તે કાર્ય ન કરવાથી એ ઉત્તમ થતું નથી.

વ્યક્તિએ જે કક્ષાનુ કાર્ય કરવા ધાર્યું હોય તેવુ ન થઈ શકે ત્યારે એ પોતાની શક્તિ બહારનુ છે તેમ માની સતોષ માને છે દરેક કાર્ય દરેક માનવી કરી જ શકે, તેવી એનામા શક્તિ હોય તેમ માની લેવાની જરૂર નથી. પરતુ વ્યક્તિએ, કાર્યમા ઇચ્છિત કુશળતા ફળીભૂત ન થઈ હોય તો એમા એકચિત્ત દઈને કામ કરવાની એની ખામી હતી કે નહિ તે પ્રથમ તપાસી લેવુ જોઈએ માણસને કામ કરવાની આળસ હોય છે ત્યારે સજોગોને વશ થઈ ના છૂટકે એ કરવા પ્રવૃત્ત થાય છે, પરતુ મન સુદ્ધા પ્રમાદી પ્રકૃતિનુ હોય છે એટલે તે એકચિત્ત થતું નથી, બેધ્યાન રહે છે. જે તમોગુણી પ્રકૃતિનો હોય છે તે નાછૂટકે કર્મમા પ્રવૃત થાય છે. એનુ પ્રમાદી મન એકચિત્તે પ્રવૃત્ત થતું નથી એટલે કાર્ય ઉત્તમ પ્રકારનુ થઈ શકતું નથી.

જે તમોગુણી છે તે પોતાના લાભ માટે, સ્વાર્થ માટે પણ આળસ ત્યજી કર્મ કરવા પ્રવૃત્ત થતા નથી, એ પ્રગટ જોઈ શકાય તેવી પ્રકૃતિ છે. પરતુ જે પોતાના સ્વાર્થ માટે કાર્યશીલ રહે છે અને આળસ કરતા નથી, તેય પોતાનો સ્વાર્થ ન હોય તો બીજાને, સમાજને હાનિ થશે એમ જાણવા છતા પ્રવૃત્ત થતા નથી, તે પણ આળસનો જ પ્રકાર છે. આવા માણસો એ કામમાથી છટકવા પોતાને સમય નથી તેવુ બહાનુ કાઢે છે. સમય નથી તે પણ એક પ્રકારની આળસની પ્રકૃતિ છે. વળી જે લોકો પોતાના લાભ માટે અને સમાજના હિત માટે પ્રવૃત્તિશીલ રહે છે, તેમની નજર ફળ તરફ હોય છે આથી કાર્યની અગત્ય સમજવા છતા એમા સફળતા નહિ મળે તેવા સજોગો જોતા એ તેમા પ્રવૃત્ત થતા નથી એ દલીલ કરે છે કે નાહક શુ કામ શક્તિ વેડફી નાખવી સમય બગાડવો, ટીકાપાત્ર બનવુ? એ પણ સૂક્ષ્મ પ્રકારની આળસ જ છે.

આ રીતે તામસ પ્રકૃતિને નીરખીએ તો કોઈ વ્યક્તિ એવી

જોવા નહિ મળે કે એનામા મુદ્દલ પ્રમાદ ન હોય. કોઈમા સૂક્ષ્મ પ્રકાર, કોઈમા મધ્યમ પ્રકાર, તો કોઈમા સ્થૂલ પ્રકાર રહેલો છે. સાત્ત્વિક પ્રકૃતિવાળામા પહેલો પ્રકાર, રાજસીમા બીજો પ્રકાર તો તામસીમા ત્રીજો પ્રકાર. દરેકે પોતાની પ્રકૃતિમા રહેલી આળસને પિછાની લઈ તેને દૂર કરવા પ્રવૃત્ત રહેવાનુ છે. જો આળસને દેશવટો દેવામા આવે તો માણસે કર્મમા કાયમ પ્રવૃત્ત રહેવુ પડે. એથી માનવી યત્રવત્ બની જાય છે તેમ નિંદવામા આવે છે. ઔદ્યોગિક યુગમા પશ્ચિમનો માનવી એટલો બધો કામગરો થયો છે કે એને નવરાશ હોતી નથી અને યત્ર સાથે કામ કરતા એ પણ યત્ર જેવો બની ગયો છે

આ ગેરસમજ ત્યારે થાય છે કે આળસ ને આરામ વચ્ચે રહેલો તફાવત સમજાયો હોતો નથી. માણસે આળસ ન કરવી એટલે આરામ ન કરવો, નવરાશ ન ભોગવવી એવો અર્થ થતો નથી. માણસે જેમ અકરાતિયું ખાવુ ન જોઈએ, થોડુ પેટ ખાલી રહે તેવા મિતાહારી બનવુ જોઈએ, તેમ પ્રવૃત્તિ પણ અકરાતિયા ન કરવી જોઈએ. આગમનો – નવરાશનો સમય એમા પણ ખાલી રાખવો જોઈએ પરતુ આરામ એટલે આળસ નહિ, ઊઘ નહિ, પરતુ કાર્યનો ફેર બદલો કામથી સાજે ઘેર આવી પુરુષ નવરો પડતા ચોવટ કરવા બેસે કે નિંદામા સમય ગાળે કે ઘોળવા માડે તે આળસ, પરતુ સ્ત્રી બાળકો કુટુબ સાથે સમય ગાળે, એમની પ્રવૃત્તિ અગે જાણકારી મેળવે, એમને પ્રોત્સાહિત કરે અને પોતાના કાર્યથી માહિતગાર કરીને એમને પોતાનામા રસ ઉત્પન્ન કરે દિવસે બનેલો કોઈ પ્રસગ કે પ્રકરણ અગે ચર્ચા કરી ગુણદોષ તપાસે, એ દ્વારા સારાસારની દૃષ્ટિ બાળકોમા ખીલવે, કે મિત્રો સાથે એ રીતે સમય વિતાવે કોઈ શોખમા સમય ગાળી આનદ મેળવે કોઈ સમૂહનુ કાર્ય હોય તો એમા ભાગીદાર બને

રવિવારની રજાને દિવસે ઘણા મોડા ઊઠવામા આરામ માને

ગયો ત્યારે બીજા અધ્યાયમા શ્રીકૃષ્ણ એના એ વર્તનનુ નિદાન કરતા સૌથી પહેલું ઉચ્ચારે છે—

ક્યાથી મોહ તને આવો ઊપજ્યો વસમી પળે (૨-૨)

મોહ એટલે કોઈ વિષયમા કેવળ આસક્તિ જ નહિ, પરતુ અજ્ઞાનને કારણે પેદા થતો બુદ્ધિભેદ યુદ્ધ કરવુ એ જ અર્જુનનુ કર્તવ્ય હતું, છતા અજ્ઞાનને લીધે યુદ્ધ ન કરવાનુ એને કર્તવ્ય દેખાતુ હતું આ બુદ્ધિભેદને મોહ કહ્યો છે કેવળ પોતાના કર્તવ્યમા જ આવો મોહ ઉત્પન્ન થાય છે એમ નહિ, પરતુ સમાજ સાથેની અપેક્ષાઓમા પણ પેદા થાય છે. મોટે ભાગે સૌની એ ફરિયાદ જોવા મળે છે કે એમની જે કદર થવી જોઈએ, જે આર્થિક લાભ મળવો જોઈએ, તે સેવા, શક્તિ પ્રમાણે નથી મળ્યા આમા સત્યાશ હોય તોપણ મોહની માત્રા ઘણી વખત વિશેષ હોવાનો પૂરો સભવ છે

જે જ્ઞાનપૂર્વક સમાજનો વ્યવહાર નીરખે છે તે મહાન વૈજ્ઞાનિક આઇન્સ્ટાઈન સાથે મહદ્ અશે સહમત થશે. એમણે પોતાના વિષે કહ્યુ છે કે, મે સમાજ પાસેથી જે મેળવ્યુ છે તે કરતા સમાજને ઘણુ ઓછુ આપ્યું છે આ રીતે હુ સમાજનો ઋણી છુ જ્યારે જે અજ્ઞાનને વશ થઈ વ્યવહાર મૂલવે છે તેને સમાજ પોતાનો ઋણી હોય તેમ દેખાય છે આ ખોટા મૂલ્યાકનને પ્રતાપે એ સમાજને સાચા સ્વરૂપમા જોઈ શકતો નથી. આથી એ સાચુ વર્તન કરે એ બનવુ પણ મુશ્કેલ છે. સાચી વસ્તુ સાચા સ્વરૂપે માણસ ન જોઈ શકતો હોય તો એનુ કારણ અજ્ઞાન છે. એ અજ્ઞાનમાથી મોહ ઉત્પન્ન થાય છે, જે અર્જુનમા થયેલો જોવા મળે છે.

આમ જે માનવીમા તામસ પ્રકૃતિ બહુમતી ધરાવતી હોય અને રાજસ ને સાત્ત્વિક લઘુમતીમા હોય તેનો સ્વધર્મ શૂદ્રનો છે. શૂદ્ર એટલે હલકો, ગુલામ, એવો જે વ્યવહાર સમાજમા સર્જાયો તે અહીં અભિપ્રેત નથી. પરતુ જે પ્રકૃતિએ આળસુ છે, તે સ્વતત્ર કાર્યક્ષેત્ર કરે તો એને ફરજ પાડનાર કોઈ ઉપરી સત્તા ન હોય તો એ જવાબ

છે, પરંતુ એ ભૂલી જાય છે કે રોજના નિયમ પ્રમાણે ઊંઘ પૂરી થયા પછી પડી રહેવું તે આળસ છે. એને બદલે દરરોજ નિત્યકર્મને લીધે જે શોખનું કે રસનું કાર્ય ન થઈ શકતું હોય તે કરવામાં પ્રવૃત્ત થવું એ સાચો આરામ છે. આરામ એટલે માણુસના જીવનને અજવાળવાનું – માંજવાનું કાર્ય, માણુસ પ્રવૃત્તિમાં રહેવાથી શરીરના અંગોને જેમ થાક લાગે છે, તેમ મન-બુદ્ધિને પણ થાક લાગે છે. રાત્રે ઊંઘી જવાથી શરીરને આરામ મળે છે, તેમ નવરાશનો સમય બીજી પ્રવૃત્તિમાં ગાળવાથી મનબુદ્ધિને આરામ મળે છે અને નવા કાર્ય માટે એ પ્રફુલ્લ બને છે.

તમોગુણી આળસુ હોવાથી કાર્યમાં દરિદ્રી રહે છે તેથી બુદ્ધિમાં પણ દરિદ્રી હોય છે. કાર્ય અને બુદ્ધિ અરસપરસ સંકળાયેલાં છે તેવો ખ્યાલ ઘણાને નથી. કાર્યથી બુદ્ધિ ખીલે છે. બુદ્ધિ એ મગજનો વિષય હોવા છતાં કાર્ય સાથે એનો ગાઢ નાતો છે. માણુસ આળસુ પ્રકૃતિનો હોય તો એ કર્મ કરે છતાં એની બુદ્ધિ નહિ ખીલે. એ ઉદ્યમી પ્રકૃતિનો હોય તો કર્મ કરતાં કરતાં એની બુદ્ધિ ખીલતી જાય છે. આથી જે તમોગુણી હોય છે તે બુદ્ધિમાં દરિદ્રી હોવાથી અજ્ઞાની હોય છે. અજ્ઞાનીનું લક્ષણુ એ સાચું અને ખોટું પારખી શકતો નથી. જ્યાં એ પારખી જ ન શકે ત્યાં સાચાનો આગ્રહ અને ખોટાનો ત્યાગ, એવો ઈષ્ટ નિર્ણય શી રીતે લઈ શકે ? આમ એનામાં પરખશક્તિ હોતી નથી એટલે એનું કર્તવ્ય શું, અધિકાર શો અને સમાજ સાથે શી રીતે વર્તવું તેમાં ભૂલો પડે છે. પરિણામે જે એનું કર્તવ્ય નથી તેને કર્તવ્ય માને છે અને જે કર્તવ્ય છે તેને અકર્તવ્ય માને છે. પોતાની મર્યાદા શી તેની ખબર નથી એટલે જે એને પ્રાપ્ત થઈ શકે તેમ ન હોય તેની અપેક્ષા રાખે છે. આ વર્તનને–સ્થિતિને ગીતાએ

ગયો ત્યારે બીજા અધ્યાયમા શ્રીકૃષ્ણ એના એ વર્તનનુ નિદાન કરતા સૌથી પહેલું ઉચ્ચારે છે—

ક્યાથી મોહ તને આવો ઊપજ્યો વસમી પળે (૨-૨)

મોહ એટલે કોઈ વિષયમા કેવળ આસક્તિ જ નહિ, પરતુ અજ્ઞાનને કારણે પેદા થતો બુદ્ધિભેદ યુદ્ધ કરવુ એ જ અર્જુનનુ કર્તવ્ય હતું, છતા અજ્ઞાનને લીધે યુદ્ધ ન કરવાનુ એને કર્તવ્ય દેખાતુ હતું આ બુદ્ધિભેદને મોહ કહ્યો છે કેવળ પોતાના કર્તવ્યમા જ આવો મોહ ઉત્પન્ન થાય છે એમ નહિ, પરતુ સમાજ સાથેની અપેક્ષાઓમા પણ પેદા થાય છે મોટે ભાગે સૌની એ ફરિયાદ જોવા મળે છે કે એમની જે કદર થવી જોઈએ, જે આર્થિક લાભ મળવો જોઈએ, તે સેવા, શક્તિ પ્રમાણે નથી મળ્યા આમા સત્યાશ હોય તોપણ મોહની માત્રા ઘણી વખત વિશેષ હોવાનો પૂરો સભવ છે

જે જ્ઞાનપૂર્વક સમાજનો વ્યવહાર નીરખે છે તે મહાન વૈજ્ઞાનિક આઇન્સ્ટાઈન સાથે મહદ્ અશે સહમત થશે એમણે પોતાના વિષે કહ્યુ છે કે, મે સમાજ પાસેથી જે મેળવ્યુ છે તે કરતા સમાજને ઘણુ ઓછુ આપ્યું છે આ રીતે હું સમાજનો ઋણી છુ જ્યારે જે અજ્ઞાનને વશ થઈ વ્યવહાર મૂલવે છે તેને સમાજ પોતાનો ઋણી હોય તેમ દેખાય છે આ ખોટા મૂલ્યાકનને પ્રતાપે એ સમાજને સાચા સ્વરૂપમા જોઈ શકતો નથી. આથી એ સાચુ વર્તન કરે એ બનવુ પણ મુશ્કેલ છે સાચી વસ્તુ સાચા સ્વરૂપે માણસ ન જોઈ શકતો હોય તો એનુ કારણ અજ્ઞાન છે એ અજ્ઞાનમાથી મોહ ઉત્પન્ન થાય છે, જે અર્જુનમ થયેલો જોવા મળે છે

આમ જે માનવીમા તામસ પ્રકૃતિ બહુમતી ધરાવતી હોય અને રાજસ ને સાત્ત્વિક લઘુમતીમા હોય તેનો સ્વધર્મ શૂદ્રનો છે શૂદ્ર એટલે હલકો, ગુલામ એવો જે વ્યવહાર સમાજમા સર્જાયો તે અહી અભિપ્રેત નથી પરતુ જે પ્રકૃતિએ આળસુ છે, તે સ્વતત્ર કાર્યક્ષેત્ર કરે તો એને ફરજ પાડનાર કોઈ ઉપરી સત્તા ન હોય તો એ જવાબ

દારીમા બેતમા બનશે. આથી એણે બીજાના હાથ નીચે કાર્ય કરનારી નોકરી–શદ્રનુ કાર્ય સ્વીકારવુ જોઈએ. નોકરીના નિયમને લીધે ફરજ ઉપર જવાની આળસમાથી એ ઊગરી જશે. જો આળસ કરે અને ફરજ ઉપર જવામા વિલબ કરે તો એને જવાબ આપવો પડે છે. જ્યા આ સ્થિતિ છે ત્યા કર્મચારીઓ નિયમિતતા જાળવે છે અને જ્યા કોઈ પૂછનાર નથી ત્યા અનિયમિતતા પ્રવર્તતી હોય છે. ખાનગી ક્ષેત્રે જોવા મળતી નિયમિતતા અને જાહેર સરકારી ક્ષેત્રે જોવા મળતી અનિયમિનતા એના પ્રત્યક્ષ પુરાવા છે.

કાયદાને લીધે કર્મચારીઓ સમયસર આવે, પરતુ પ્રકૃતિમા આળસ છે એટલે ચિત્ત દઈને પૂરો સમય કામ કરતા નથી જેટલી વધુ આળસ પોષી શકાય તેટલી પોષીને ન છૂટકે જેટલું કામ કરવુ પડે તેટલું કરે છે. આથી માણસ પોતાના સ્વતત્ર ધધામા લાભની દૃષ્ટિએ વધુમા વધુ કામ કરે છે તે નોકરીમા કરતો નથી. જ્યા કામના માપ ઉપર કિમત ચૂકવવાની હોય છે ત્યા વધુ કામ થાય છે. છતા આપણા દેશના કર્મચારીઓ કરતા જાપાનના-પશ્ચિમના કામદારો વધુ કામ કરે છે આળસને પોષતા નથી. એમની પ્રકૃતિમા આળસનો ગુણ એટલો ઓછો થયો છે. ઓછા પગારને લીધે આપણા દેશમા કામ કરવાનુ પ્રોત્સાહન મળતું નથી તેમ બચાવ કરવામા આવે છે. એમા તથ્યાશ હોવા છતા મોટા પગારવાળા આળસને નથી પોષતા તેમ કહી શકાય તેમ નથી. મતલબ કે તમોગુણ – આળસની પ્રકૃતિ ભારતમા જાપાન કે પશ્ચિમ કરતા વિશેષ છે તે સ્વીકારવી જોઈએ અને તેમાથી બહાર નીકળવુ જોઈએ.

માનવીએ જીવનમા જે વિકાસ સાધવાનો છે તે ગુણધર્મનો. આથી જેનામા તામસ પ્રકૃતિ છે તેણે બીજાનો પોતાનો ઉપર અકુશ સ્વીકારીને ઉદ્યમી બનવાની પ્રગતિ સાધવાની છે. પોતાની આળસને ઓળખી લીધી છે એટલે સ્વતત્ર કાર્ય કરવાનો પરધર્મનો લોભ ન રાખતા નોકરીનો સ્વધર્મ ઊણો હોય તોપણ એ દ્વારા મુક્તિ મેળવવાની છે.

નોકરી એક રીતે પરતંત્રતા છે, પરતુ એ અકુશ સ્વીકારીને જો ઉદ્યમશીલતા સાધી શકાય અને આળસ ટાળી શકાય તો એ એને માટે સ્વતત્રતા છે વળી એકચિત્તે જો કામગીરી બજાવે તો આળસ તો જાય, સાથે સાથે કર્મમાં કુશળતા પ્રાપ્ત થતા બુદ્ધિનો પ્રમાદ પણ ખખેરાય. માણસ જ્યારે આળસને વશ થઈ કામ કરે છે ત્યારે એ વેઠ જેવુ કાર્ય કરે છે અને તેમા બુદ્ધિને મદદે બોલાવતો નથી. જ્યારે એ ચિત્ત દઈને કામ કરે છે ત્યારે બુદ્ધિ ખીલે છે.

સ્રીનુ ગૃહિણીકાર્ય સામાન્ય પ્રકારનુ, અભણ પણ કરી શકે તેમ માની લેવામા આવ્યું છે. પરતુ એમા પણ જે સ્ત્રી ચિત્ત દઈને આનદપૂર્વક કરે છે તેનુ અને આળસુ-વેઠ તરીકે વર્તતી ગૃહિણીનું ઘર પહેલી નજરે પરખાઈ આવે છે સ્વચ્છતા, સુઘડતામા બને ઘર જુદા પડે છે. પ્રફુલ્લતા અને ઉમગમા બને ગૃહિણીઓનુ અતર વરતાઈ આવે છે, રસોઈ અને સ્વાગતમા ભિન્નતા નજરે પડે છે. બાળકો અને કુટુબના સભ્યોના સુખ સગવડ ઘડતર અલગ પડે છે બને ગૃહિણીઓ સગી બહેનો હોય છે, છતા બનેની જુદી પદ્ધતિને લીધે બનેના જીવનમા, વિકાસમા મોટા તફાવત જોવા મળે છે. એકને પરણીને પતિ ધન્યતા અનુભવે છે અને બીજીને પરણીને દુર્ભાગ્ય માને છે અભણ સ્ત્રીઓમા જે ડહાપણ, બુદ્ધિ, સસ્કાર જોવા મળે છે તે ગૃહિણીકાર્યમાથી એને પ્રાપ્ત થયા હોય છે અને એ જ કાર્ય કરવા છતા એ ગુણો બીજી સ્ત્રીઓને પ્રાપ્ત થયા હોતા નથી કામ તો બનેનુ એક જ છે, પરતુ બને એને જુદી રીતે ભજે છે—કરે છે કે જેથી બનેના અલગ પરિણામો આવે છે.

આથી જે પ્રકૃતિએ તામસી-આળસુ છે તેણે રાજસપ્રકૃતિના લાભના પ્રલોભનને વશ થઈ સ્વધર્મને છોડી દેવાનો નથી. એ છોડી દેશે તેથી એને લાભ જ થશે તેમ માની લેવાનુ નથી. બે ભાઈઓને બાપનો સરખો વારસો મળ્યો હોય છે અને બનેને એકસરખી જમીનના ભાગ મળ્યા હોય છે. આમ બનેને સ્વતત્ર ખેતીનો -વૈસ્યનો

ધર્મ પ્રાપ્ત થયો હોય છે. છતાં એકમાં આળસુ–તામસ પ્રકૃતિ છે એટલે એના ઉપર અંકુશ ન હોવાથી ખેતીમાં જે મહેનત કરવી જોઈએ તે કરતો નથી. ખેતીમાં જે બુદ્ધિ જોઈએ તે પણ એ પ્રકૃતિને લીધે એનામા નથી, તેથી એ સ્વતંત્ર ખેતીનો લાભ લઈ શકતો નથી. બીજા ભાઈમા વૈશ્યના ગુણ છે એટલે તેને ફાયદો થાય છે. આ સ્થિતિમા પેલા ભાઈએ સ્વતંત્ર ન થતા, ભાઈનો અંકુશ સ્વીકારી એની સોપણી પ્રમાણે કાર્ય કર્યું હોત તો એને આર્થિક લાભ થાત એટલું જ નહિ પણ એની પ્રમાદી તામસી પ્રકૃતિ પણ ઓછી થઈ શકી હોત. આ જો એને સમજાય, છતા એની પ્રકૃતિ વિરુદ્ધનું કર્મ ઊંચું છે એમ માની કરવા નીકળે તો એ મોહને વશ થયો છે તેમ કહી શકાય.

તામસી પ્રકૃતિ હોય તેની બુદ્ધિકક્ષા પણ નિમ્ન હોય છે. દરેક વખતે એ પોતાના સારાસારનો સાચો નિર્ણય કરી શકતો નથી. કોઈ કોઈ વખત એ બીજો સલાહ આપે તોપણ બુદ્ધિની મર્યાદાને લીધે સમજી શકતો નથી, એ એને ગળે ઊતરતી નથી. આથી એણે પોતાની મર્યાદા સમજી લઈને એને જે શ્રદ્ધેય વસ્યા હોય તેની સલાહ પ્રમાણે ચાલવાનો શ્રદ્ધાળુ માર્ગ લેવો જોઈએ. અર્જુન તામસી પ્રકૃતિનો ન હતો, દૈવીસંપદા લઈને જન્મ્યો હતો. આથી એ સામાન્ય પ્રસંગોમા અજ્ઞાનને વશ થયો ન હતો. પરંતુ કુરુક્ષેત્રના કુળક્ષય જેવા અતિ દારુણ પ્રસંગે વિષાદને વશ થતો હતો. એ પોતાનો મોહ સમજી શકે તેવી કક્ષા ધરાવતો હતો એટલે શ્રીકૃષ્ણ એને જ્ઞાન, કર્મ અને ભક્તિનું મહત્ત્વ સમજાવી એને પ્રતીતિ કરાવી કે તારી સમજ સાચી નથી. અર્જુને પણ ગીતાના અંતે એનો સ્વીકાર કરતાં કહ્યું કે—

> ટળ્યો મોહ, થયું ભાન, તમ અનુગ્રહે, પ્રભો!
> થયો છું સ્થિર નિઃશંક, માનીશ તમ શીખને. (૧૮–૭૩)

આમ અર્જુને શ્રીકૃષ્ણની શીખ માની મોહનો ત્યાગ કરી

યુદ્ધ કર્યું. પરંતુ જે તામસી પ્રકૃતિ ધરાવે છે તેમની જ્ઞાનની કક્ષા અર્જુન જેટલી નથી કે તે એ ગ્રહણ કરી શકે એમને માટે શ્રદ્ધા ભક્તિનો માર્ગ બતાવવામાં આવ્યો છે શ્રદ્ધા એટલે પોતાના ધર્મે પોતાના શ્રદ્ધેય ધર્મસ્થાપકે, ગુરુએ, સંતે મહંતે, વડીલે જે બોધ આપ્યો હોય તેને સ્વીકારીને પ્રેમપૂર્વક આચરણ કરવું દરેક ધર્મે ભક્તિનો મહિમા ઘણો ગાયો છે અને એને વશ થઈ દરેક ધર્મનો મોટો સમુદાય શ્રદ્ધાપૂર્વક આચાર કરતો હોય છે

તામસી પ્રકૃતિવાળાએ શ્રદ્ધા રાખીને વર્તવું તે એનો સ્વધર્મ છે પરંતુ અંધશ્રદ્ધાભર્યું વર્તન કરવાથી તામસી પ્રકૃતિમાં જ સડયા રહેવું પડે છે, એમાંથી ઊર્ધ્વીકરણ થતું નથી દરેક ધર્મે શ્રદ્ધા ભક્તિનો મહિમા ગાયો છે, પણ અંધશ્રદ્ધાને ટેકો આપ્યો નથી જેનામાં જ્ઞાનયોગ દ્વારા ધર્મની સૂક્ષ્મતા સમજવાની બુદ્ધિ નથી તેમણે જ્ઞાનયોગીઓ ઉપદેશી ગયા હોય તે પ્રમાણે વર્તવું. આળસ ન કરવી ઉદ્યમી બનવું અને અજ્ઞાનને લીધે સારાસારનો ભેદ ન સમજાય તો શ્રદ્ધેયની સલાહ પ્રમાણે વર્તવું અને તે જેને સત્કર્મ ગણાવે તે કરવાં

તામસી પ્રકૃતિનો માનવી જો એનો સ્વીકાર કરીને પ્રેમપૂર્વક વર્તે તો એ શ્રદ્ધાળુ અને ભક્ત કહેવાય પરંતુ ચીંધેલાં કર્મ ન કરે અને કેવળ મંદિર, મહાદેવ, મસ્જિદ ચર્ચમાં જવાના બાહ્ય આચાર કરે અને એવા જ બાહ્ય વ્રત તપ તીર્થ કરે તો એ અંધશ્રદ્ધાળુ ગણાય આજે જે મોટા પ્રમાણમાં જોવા મળે છે તે શ્રદ્ધા નહિ પણ અંધશ્રદ્ધા પરિણામે, વ્રત તપ તીર્થ કરવા છતાં તામસ પ્રકૃતિમાંથી માણસ બહાર નીકળી શકતો નથી અર્જુન જેમ મોહને વશ થયો હતો તેમ એ પણ મોહને વશ થઈને ધર્મ માર્ગે છે તેમ માને છે શ્રદ્ધા અને ભક્તિ તામસી પ્રકૃતિ તરી પાર કરવાનું વાહન છે, સાધ્ય કે, એ પોતે સિદ્ધિ નથી એ વાહન દ્વારા તામસ પ્રકૃતિમાંથી માનવી બહાર નીકળી જાય તો એ સાચો ભક્ત, સાચો શ્રદ્ધાળુ

# નીતિ-ધર્મ કામનાઓને સંયમમાં રાખે છે

તમની પ્રકૃતિ પ્રમાદ છે, તો રજની પ્રવૃત્તિ છે. તામસી મનુષ્ય આળસુ હોય છે, તો રાજસી કામઢો હોય છે. એને નવરા બેસવું ગમતુ નથી. એ કોઈ ને કોઈ કર્મમા પ્રવૃત્તિ રહેતો હોય છે. પરંતુ આ પ્રવૃત્તિ પાછળ તૃષ્ણા, આસક્તિ, લોભ હોઈ એ જે સુખ અને શાંતિની આશા રાખે છે તે એને પ્રાપ્ત થતા નથી, પણ અશાંતિ અને દુઃખ ફળરૂપે મળે છે.

ગીતાએ કર્મ વિના કોઈ માનવી રહી શકતો નથી તેમ જણાવી કર્મને પ્રકૃતિ જેવું અનિવાર્ય માન્યુ છે. પરંતુ રાજસી માણસ કામનાઓને વશ થઈને કર્મ કરે છે એટલે સ્વધર્મના કર્મમા જે પ્રસન્નતા પ્રાપ્ત થાય છે તેના કરતાં આમાં જુદુ જ પરિણામ આવે છે. સ્વધર્મને વશ થયેલો માનવી એને ફરજ તરીકે સ્વીકારે છે. જ્યારે રાજસી પ્રકૃતિવાળો કોઈ ને કોઈ તૃષ્ણાને લીધે પ્રવૃત્ત થાય છે. પરિણામે એ પ્રવૃત્તિથી તૃષ્ણા સિદ્ધ થાય તોય તૃપ્તિ થતી નથી, પણ લોભ અને આસક્તિ જન્મે છે. જે એને એ કાર્યમાં પહેલાં કરતાં વધુ પ્રવૃત્ત રાખે છે.

તામસી પ્રકૃતિવાળો કામનાના અભાવે આળસુ રહે છે, તે કરતા રાજસી ઉદ્યમી રહે તે આવકારપાત્ર ગણાય તેમ પહેલી નજરે લાગે છે. પરંતુ પહેલા પ્રકારનો મનુષ્ય ભૌતિક સમૃદ્ધિમા વધારો નથી કરતો તેમ એ ગંદકી પણ કરતો નથી. જ્યારે બીજા પ્રકારનો ભૌતિક વૃદ્ધિ કરે છે તે સાથે સમાજમાં ગંદકી પણ વધારે છે. કામનાને

વશ થઈને પ્રવૃત્તિ કરતો માનવી યેનકેન પ્રકારેણ તે સાધ્ય કરવા માગે છે. આથી તે બીજાનો, સમાજનો વિચાર કરતો નથી. પોતાનો સ્વાર્થ સાધવા એ બીજાને અન્યાય કરવામા અચકાતો નથી. સમાજ પ્રત્યે એની કોઈ ફરજ છે તેમ માની એ અવિચારીપણે વર્તતા અટકતો નથી.

ઔદ્યોગિક મસ્કૃતિએ ય ત્રોના સાધનોને લીધે વિપુલ ઉત્પાદનની તક સર્જીને સમાજને રાજસી પ્રકૃતિમા સવિશેષ ધકેલી દીધો છે તેમ મનુષ્યોના વધેલી પ્રવૃત્તિ અને અનેકવિધ કામનાઓ જોતા પ્રત્યક્ષ થાય છે લોકોનુ જીવનધોરણ ઊચુ આવે અને ગરીબાઈ નાબૂદ થાય તે વિષે ધર્મને વાધો નથી. પર તુ તૃષ્ણાઓને સ તોષવા માણસ બીજાનો, સમાજનો વિચાર ન કરે અને છળકપટ, ઠગાઈ, વિશ્વાસઘાત કરતા પાછો ન પડે તેથી વ્યક્તિ ભૌતિક જીવનમા સફળ થાય તોપણ એને સાચુ ઊચુ જીવનધોરણ ન કહી શકાય. એક બાજુ વિશ્વનાગરિક સુધીની ભાવના વ્યક્ત થાય છે અને બીજી બાજુ પાડોશી અને પોતાના સમાજ સાથે દ્રોહભર્યુ વર્તન । નાગરિકતાનો બાહ્ય વિવેક વધે અને આતરિક સ સ્કારનો લોપ થતો જાય એમા સાચી નાગરિકતાનો વિકાસ નથી.

દિવસે દિવસે લોકોનો સમાજ સાથેનો વ્યવહાર પોતાનો સ્વાર્થ સાધવા છેતરપિ ડી ભર્યો બનતો જાય છે. કાયદાનો ભ ગ કરવો એમા જ હોશિયારી મનાય છે. આઝાદી પછી દેશમા જે ભૌતિક ક્ષેત્રે પ્રગતિ થઈ છે, તે સાથે માનવ વ્યવહારમા અવનતિ થઈ છે લાચરુશવત વધ્યા છે, ભેળસેળ વધ્યા છે, લોભ વધ્યો છે અને તે માટે અપ્રમાણિક માર્ગની છોછ રહી નથી. પશ્ચિમમા આપણા દેશ કરતા સારી સ્થિતિ છે તેમ કહેવામા આવે છે, પર તુ ત્યા બીજા વિશ્વયુદ્ધ પહેલા પ્રમાણિકતા હતી તે ઓસરી છે. ગરીબાઈને લીધે ભારતમા આ દુર્ગુણો છે તેમ માની લેવામા આવે છે, પર તુ અમેરિકામા એવી ગરીબાઈ નથી, દુનિયામા સૌથી ઊ ચુ જીવનધોરણ છે, છતા ત્યા ભ્રષ્ટતા વધતી રહી છે.

તામસી મનુષ્ય આળસુ છે એ એનો અવગુણ છે, તો એ શ્રદ્ધાળુ વિશેષ હોય છે એ એના ગુણ પક્ષે છે. ભૂતકાળમા પૂર્વ કે પશ્ચિમના લોકો પ્રમાણિકતાથી, ન્યાયથી, કાયદાથી, ધર્મથી ડરીને ચાલનારા હતા, કારણ કે અજ્ઞાનને લીધે એ શ્રદ્ધાળુ હતા. ઔદ્યોગિક યુગ પછી સમાજ તામસ પ્રકૃતિમાથી રાજસપ્રકૃતિમા પરિવર્તિત થઈ રહ્યો છે. તર્કો વધવાથી એનામા કામનાઓ પ્રગટે છે અને એને વશ થઈ એ પ્રવૃત્તિ આચરે છે.

આપણા સમાજમા શિક્ષણ કૂદકે ને ભૂસકે વધી રહ્યુ છે. તે પાછળ વિદ્યાની સાચી ભૂખ નથી, પરંતુ કામનાની તૃષ્ણા છે. શિક્ષણ લેવાથી, ડિગ્રી મેળવવાથી અમુક નોકરીના લાભ પ્રાપ્ત થાય છે. આથી વિદ્યા કરતા ડિગ્રીમા રસ છે એટલે અભ્યાસની સાધના વિના એ પાસ થવાનો માર્ગ શોધે છે. આથી પાઠ્યપુસ્તકોને બદલે એ ગાઈડ શોધે છે. જેમા પરીક્ષાની દૃષ્ટિએ તૈયાર સવાલો રાધીને આપ્યા હોય છે. એટલી મહેનત પણ ન કરવી પડે માટે કયા સવાલો પરીક્ષામા આવે તેવા છે તેની શોધમા નીકળે છે. શિષ્યો જેવા ગુરુઓ પણ છે, એ પણ કામનાને વશ થઈ અધ્યાપક થયા છે એટલે પરિક્ષકની તક મળતા એ પોતાના વિદ્યાર્થીઓને સૂચના દ્વારા એ લાભ આપ્યા વિના રહેતા નથી. એ પછી નપાસ થનાર માર્કસ વધારાવી પાસ થવાની પેરવીમા પડે છે, તો પાસ થનાર ઉપલો વર્ગ મેળવવાની ખટપટમા પડે છે.

આ કામના સિદ્ધ થયા પછી એ ડિગ્રીના સહારે સારી નોકરીની શોધમા નીકળે છે. સારી એટલે વધુ પગાર આપનારી. એ માટે લાગવગ કે લાંચથી પતતુ હોય તો તેમ. વળી એવી નોકરી મળે તોપણ એનો અત આવતો નથી. કામના સિદ્ધ થયા પછી આસક્તિ શરૂ થાય છે અને એ આસક્તિમાથી લોભ જન્મે છે એટલે જે પગાર કે કમાણી થતી હોય તેથી સતોષ થતો નથી. પારકે ભાણે મોટો લાડુ એને દેખાય છે. પોતાના કરતાં બીજો ઓછી શક્તિવાળો વધુ

ફાવી ગયો અને હું રહી ' ગયો તે લોભને વશ થઈ ફાવી જવા કોઈ પણ ગેરમાર્ગ આચરતાં એ અચકાતો નથી. અને અચકાતો હોય તો કેવળ ભયને લીધે, પકડાઈ જવાની બીકે. એ અન્યાયી માર્ગે મારાથી જઈ ન શકાય તેવા અંતઃકરણના અવાજથી એ ભાગ્યે થંભી જાય છે.

ટોલ્સ્ટોયે આ રાજસ પ્રકૃતિના લોભને સચોટ રજૂ કરતી એક સુંદર વાર્તા લખી છે. પાત્ર તરીકે એણે ખેડૂત લીધો છે. ખેડૂતને વધુમાં વધુ જમીન મેળવવાની તૃષ્ણા હોય છે. એને વશ થઈને એ જમીન મેળવવાના લોભમાં પ્રવૃત્ત થાય છે. જમીન ખેડાણ નીચે લાવવા જે ખેડૂતને જેટલી જમીન ખેડવાની શક્તિ હોય તેટલી આપવાની આકર્ષક તક પેદા થઈ છે. કેવળ ખેડૂનની શક્તિ એ રીતે માપવાની છે કે એ સવારથી સાંજ સુધી દોડીને જેટલું ક્ષેત્રફળ આંતરી શકે તેટલી જમીન એને મળે. આવી તક આખી જિંદગીમા એક વખત પણ આવવી દુર્લભ હોય છે એટલે પેલા ખેડૂતે કમર કસીને સૂર્યોદય થતાં દોડવું શરૂ કર્યું અને જેમ જેમ દિવસ નમતો ગયો તેમ તેમ ગતિ વધારતો ગયો. આ એક જ દિવસ દોડવાનુ હતુ પછી આખી જિંદગી જમીન ભોગવવાની હતી. સૂર્યાસ્ત થતા એ લાંબી જમીન આતરી શક્યો, પણ તે ભોગવવા ન રહ્યો. એ દોડથી એના શરીરને એવી ખેચ પહોચી કે એ નીચે ફસડાઈ પડ્યો અને તેનુ પ્રાણપંખેરુ ઊડી ગયું! એને દાટવામાં આવ્યો તેટલી જમીન કેવળ એને કામમાં આવી!

આ દોડ કેવળ વાર્તામાંના ખેડૂત પૂરતી સીમિત નથી. રાજસ પ્રકૃતિના માનવીનું ખેડૂત પ્રતીક છે. આપણે ચોમેર અને આપણી જાત તરફ નજર કરીશું તો એ ખેડૂત જેવી સ્થિતિ જોવા મળતી નથી શું? આપણામાંના કેટલાય જીવનયાત્રાની સફરે નીકળ્યા ત્યારે જે કામનાઓ રાખી હશે તે કરતાં વધુ પ્રમાણમાં એ ફળી હશે. છતાં એનું પરિણામ શું આવ્યું છે? એ કામનાઓ તૃપ્ત થઈ છે કે અગ્નિમાં ઘી હોમાય તેમ પ્રદીપ્ત થઈ છે? એ દોડ

મૃત્યુ જ છોડાવી શકશે તેમ નથી લાગતું ?

આ કામનાઓમાંથી પેદા થતી ગંદકીનો ભોગ કેવળ એમને થવાનું હોત તો સમાજને હાનિ ન પહોંચત. પરંતુ ગંદકીનું દૂષણ કોઈથી અજાણ્યું નથી. એનો ભોગ કેવળ ગંદકી કરનારને થવું પડતું નથી, એની વચ્ચે રહેનાર સમાજને પણ થવું પડે છે. આજે જે ગંદકી સમાજમાં પેદા થઈ છે તેણે કેવું વાતાવરણ સર્જ્યું છે ? પ્રામાણિકતાથી માણસ જીવી જ ન શકે તેમ લોકો માનતા થયા છે. આ શું સમાજની ઓછી કરુણતા છે ? કોઈ એમ કહે કે સ્વચ્છતામાં માણસ જીવી ન શકે તો એ કેવું હાસ્યાસ્પદ લાગે ? જ્યારે એ પ્રકારના સામાજિક જીવન અંગે કહે છે ત્યારે તેવું લાગતું નથી !

આ તૃષ્ણા, આસક્તિ, લોભમાંથી છૂટવાનો કોઈ માર્ગ જ નથી ? ગીતા કહે છે—છે. રજોગુણી વ્યક્તિનો સ્વધર્મ ક્ષત્રિય અને વૈશ્યનો ગણ્યો છે. અર્જુન એનો પ્રતિનિધિ છે. કર્મમાંથી એ મુક્ત થઈ સંન્યસ્તવૃત્તિ ગ્રહણ કરવાની મનોવૃત્તિ બતાવે છે. શ્રીકૃષ્ણ સંન્યસ્તવૃત્તિના વિરોધી નથી, પરંતુ અર્જુનની એ પ્રકૃતિ નથી તે જાણી એ માર્ગ એને લેવાની સલાહ આપતા નથી. કેવળ દાદા, મામા, ભાઈઓ પ્રત્યેની આસક્તિને લીધે એ લડવાની ના પાડે છે, એને સાચો વૈરાગ્ય પ્રગટચો નથી. આથી મોહને લીધે હાલ એ યુદ્ધ માંડી વાળે તોપણ એ સ્થિતિ કાયમની નથી રહેવાની. એનો મોહ-આસક્તિ દૂર થતાં એ પ્રકૃતિને વશ થઈને લડ્યા વિના ન રહે.

આથી રાજસ પ્રકૃતિવાળાએ એની કામનાઓને સંયમમાં લાવવા પ્રથમ સ્વધર્મ નક્કી કરી, બીજા ક્ષેત્રમાં સાધ્ય થઈ શકતી કામના-ઓથી મુક્ત થવું જોઈએ. એક સામટી લાકડીઓની ભારી ભાંગી શકાતી નથી, પરંતુ તેને છૂટી પાડીને એકએક કરીને ભાંગવા પ્રયત્ન થાય તો એ સુલભ બને છે. માણસ ખેડૂતનો સ્વધર્મ સ્વીકારે તો વેપારીને પ્રાપ્ત થતી કામનાઓની એણે ઇચ્છા ન કરવી જોઈએ. જો ક્ષત્રિયનો સ્વધર્મ સ્વીકારે તો એણે બીજા ક્ષેત્રની કામનાઓના

પ્રલોભનથી દૂર રહેવું જોઈએ. આમ જો કામનાઓને સ્વધર્મના પટમાં નાખવામાં આવે તો નદીની માફક એ બે કાંઠાની વચ્ચે વહેવા માડશે. આથી બીજી કામનાઓના તોફાનથી એ સુરક્ષિત બનશે, પણ એના ક્ષેત્રના પ્રલોભનનું તોફાન આપોઆપ ટળશે નહિ. નદીમા પૂર આવે છે ત્યારે એ બે કાંઠાની મર્યાદા ઓળગી જઈ આજુબાજુના પ્રદેશ એદાનમેદાન કરે છે. પરંતુ આવા પૂર દર વર્ષે આવતા નથી અને આવે છે તે પણ ચોમાસામાં. આ પૂરના તોફાનમાથી ઉગારવા માટે ઇજનેરી ખાતુ યોજનાઓ કરે છે અને નદીનાં તોફાન નાથી શકે છે.

સ્વધર્મમાં આવતાં પૂર પણ યોજનાઓ ઘડવામાં આવે તો નાથી શકાય છે. એ યોજના છે મધ્યમમાર્ગ ગ્રહણ કરવાની. ફળની આશા રાખ્યા વિના અનાસક્ત ભાવે કર્મ કરવુ એ ઉચ્ચ કક્ષા છે. તે કહેવા માત્રથી, બુદ્ધિથી ગ્રહણ કરવાથી સાધ્ય થઈ જતી નથી. તામસી પ્રકૃતિવાળો પ્રમાદમાથી નીકળવા ફળની આશાએ પણ કર્મમા પ્રવૃત્ત થાય તે એની એક પ્રકારની પ્રગતિ છે. આ વિકાસ દ્વારા એ રાજસી પ્રકૃતિમાં ઊંચે આવે છે. જ્યારે એ પ્રકૃતિનો સ્વભાવ ફળની–કામનાની સિદ્ધિ માટે કર્મપ્રવૃત્ત રહેવાનો છે. હવે તેમા એણે જે મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો છે તે એટલો જ કે વ્યવહારશુદ્ધિ રાખીને જેટલું ફળ મળે તે મેળવવા એણે દઢ રહેવાનુ છે. લોભ, આસક્તિને એણે નીતિ અને ધર્મના બે કાઠા વચ્ચે જ વહેવા દેવાના છે. આ અઘરું છે પણ અશક્ય નથી. અભ્યાસ અને આત્મસંયમથી એ સાધ્ય થઈ શકે છે. એક કામ જેને મહાવરો નથી તેને માટે મુશ્કેલ છે અને જેને અભ્યાસ છે તેને સહેલું છે. એક મજૂર બંદર ઉપર ગોદીમાં કામ કરે છે તેને ભારે વજનના દાગીના ઊંચકવા ચડાવવા અને ગોઠવવાનો મહાવરો છે તેથી એ કરી શકે છે, પરંતુ લાકડા વહેરવાનો એને અભ્યાસ નથી એટલે તે એ કરી શકતો નથી. જ્યારે વહેરણિયો તે કરી શકે છે, પણ દાગીના ઊંચકી શકતો નથી.

આત્મસંયમ, ઇન્દ્રિયસંયમ અભ્યાસથી સાધ્ય થાય છે. બ

વ્યસન પુરુષોને વળગે છે અને સ્ત્રીઓને કેમ વળગતું નથી? સ્ત્રીને માટે એ સયમનો સવાલ સુધ્ધા ઊભો થતો નથી. સમાજમા સ્ત્રીઓ એ વ્યસનથી દૂર રહેતી આવી છે તે સ્થિતિ જ સ્ત્રીને તેનાથી દૂર રાખે છે પુરુષને માટે એ સ્થિતિ નથી એટલે તે વ્યસનથી લોભાય છે આ વ્યસન જેને વળગ્યું હોય છે તેને તે છોડવુ મુશ્કેલ બને છે પરતુ એક વખત છૂટી ગયા પછી તે સહજ બની જાય છે સાઇકલ શીખનારને અનુભવ છે કે શરૂઆતમા સમતોલપણું જાળવવુ અઘરુ થઈ પડે છે અને અભ્યાસ થઈ ગયા પછી ગવર્નર પકડયા વિના સાઇકલ હાકે છે.

માધ્યમ માર્ગમા કામનાઓ ત્યાગવાની નથી. રાજસ પ્રકૃતિ માટે તે સુલભ નથી. સાત્ત્વિક પ્રકૃતિની કક્ષાએ પહોચ્યા પછી જ્ઞાનયોગના વાહન દ્વારા તે સિદ્ધિએ પહોચવાનુ છે આથી અર્જુનને ગીતામા ત્રણે પ્રકૃતિના ગુણધર્મો અને અનાસક્ત યોગનો મહિમા શ્રીકૃષ્ણે ગાઈ બતાવ્યો છે એની રાજસપ્રકૃતિ ફળની કામનાવાળી છે ત લક્ષમા લઈને તેને શરૂઆતમા, બીજા અધ્યાયમા કહે છે કે ક્ષત્રિય તરીકે ન્યાય માટે તારો લડવાનો ધર્મ છે અને તેમા તને નુકસાન પણ નથી-

હણાયે પામશે સ્વર્ગ, જીત્યે ભોગવશે મહી,
માટે, પાર્થ, ખડો થા તુ, યુદ્ધાર્થે દૃઢ નિશ્ચય (૨-૩૭)

અર્જુનને હણાયે મોક્ષ પામશે તેમ નથી કહ્યુ, પણ સ્વર્ગ પામશે તેમ કહ્યુ છે. હિંદુ ધર્મની જન્મ પુનર્જન્મ માન્યતા પ્રમાણે સ્વર્ગ પામનારને પણ તે પુણ્ય ક્ષીણ થતા મૃત્યુલોકમા અવતરવુ પડે છે. નર્ક અને સ્વર્ગ અહી જ છે તે બીજા પ્રકારના તત્ત્વદર્શન પ્રમાણે તું હાલના કરતા ઉચ્ચ પુનર્જન્મ ધારણ કરશે અને જો જીતશે તો હસ્તિનાપુરની ચક્રવર્તી ગાદી પ્રાપ્ત થશે. આમ કર્મનું ફળ બને રીતે સુખદાયક છે માટે તારે યુદ્ધમા દૃઢ થવુ જોઈએ.

આથી રાજસી પ્રકૃતિ તરી જવા માટે કર્મ છોડી દેવુ અને સન્યાસી થઈ જવુ તે અર્જુનની માફક કોઈ પ્રસગ કે પરિસ્થિતિને

લીધે લાગતું હોય તો એ સાચું નથી. એણે કર્મયોગ દ્વારા જ એ પ્રકૃતિ તરી જવાની છે. સ્વધર્મ આચરતા જે કામનાઓ–આસક્તિ! જાગે તેને અભ્યાસથી સયમમા રાખવાની છે. શરૂઆતમા મહાવરો ન હોવાથી રાજસ પ્રકૃતિ લોભવૃત્તિને વશ થઈ અસયમ તરફ, ગેર-માર્ગ તરફ ખેચશે. પરતુ જેમ જેમ મહાવરો–અભ્યાસ વધતો જશે તેમ તેમ ઇન્દ્રિયો નિયમમા, કાબૂમા રહેશે અને આત્મસયમ આવી જતા શરૂઆતમા જે કાર્ય મુશ્કેલ લાગતું હતું તે સહજ બનશે. વ્યવહારશુદ્ધિવાળા કર્મને કર્મયોગ કહ્યો છે. રાજસી પ્રકૃતિનુ વિકાસ સાધવા માટેનુ એ વાહન છે.

# સુખ જોઈતું હોય તો....

સુખમા જોડતો સત્ત્વ, કર્મમા જોડતો રજ.
ને ઢાકી જ્ઞાનને જોડ પ્રમાદે તો તમોગુણ. (૧૪-૯)

સત્ત્વનો ગુણ સુખ આપવાનો છે સુખ દરેક માનવી ઝખે છે અને તે માટે એ પ્રયત્ન કરે છે. પરતુ ગીતા કહે છે કે સુખ જોઈતુ હોય તો એણે તમોગુણ અને રજોગુણમાથી ઊચા ચડી સત્ત્વગુણમા પ્રવેશ કરવો પડશે. સત્ત્વગુણનુ ક્ષેત્ર બ્રાહ્મણનુ છે. જ્ઞાનની ખોજ–અધ્યયન અને અધ્યાપન. આ ક્ષેત્રમા પ્રવેશનારનુ સુખ બાહ્ય જગત સાથે નથી. એનુ સુખ આતરિક જગત સાથે છે.

શ્રી અને સરસ્વતી કદી સાથે જોવા મળતા નથી, એવી લોકોક્તિ દૃઢ થયેલી છે પરતુ સાચા અર્થમા બને સાથે હોવા સંભવિત નથી. સૂર્ય અને ચદ્ર સાથે હોવાની કોઈ આશા રાખતુ નથી, ઉત્તર અને દક્ષિણ ધ્રુવ સાથે હોય તેમ કોઈ કલ્પતુ નથી, તેમ શ્રી અને સરસ્વતી એક સાથે સભવિત નથી બનેને એકબીજાનો વિરોધ નથી, પરતુ બને જુદી દુનિયાના રહેવાસી છે. શ્રી એ બાહ્ય જગતની દેવી છે અને સરસ્વતી એ આતરિક જગતની શ્રી રજોગુણની દેવી છે, સરસ્વતી સત્ત્વગુણની.

સત્ત્વગુણીનું સુખ આતરિક છે. વિદ્યાની એની શોધખોળથી જેટલો સુખી થાય છે તેટલો એ ભૌતિક સુખોથી થતો નથી. કવિને કાવ્યની પક્તિ સ્ફુરતા જે અતરમા આનદની સરવાણી વહેવા લાગે છે, તેના સ્વાદ આગળ છપ્પનભોગના મિષ્ટાન્નનો સ્વાદ કઈ વિસાતમા

નથી. કલાકાર એની કલામાંથી જે આનંદ લૂટે છે તે બહારનું કોઈ સુખ એને પૂરું પાડી શકે તેમ નથી. વિચારકને કોઈ નવો વિચાર અને સંન્યાસીને જ્ઞાનની કોઈ કેડી લાધતાં જે સુખાનુભવ થાય છે તે રજોગુણીને ભૌતિક સુખમાં થવો શક્ય નથી અને થાય તોપણ એ સુખ સ્થાયી નથી, જ્યારે સત્ત્વગુણીનું સુખ સ્થાયી છે.

પરંતુ એવો અનુભવ પણ થતો હોય છે કે મહાન વિજ્ઞાની પણ રજોગુણી જેવો લોભી જોવા મળે છે. પ્રસિદ્ધ કવિ પણ દુન્યવી સુખોમાં આસક્ત હોય છે. તેવી જ સ્થિતિ કલાકાર, વિચારક અને સન્યાસીની પણ જોવા મળતી હોય છે. એનું કારણ એટલું જ છે કે એમની અંદર પણ રજોગુણ અને તમોગુણ હયાતી ધરાવતા હોય છે. વિજ્ઞાની સંશોધનમાં ડૂબી ગયો હોય છે ત્યારે એ સત્ત્વગુણી હોય છે. વળી એ ક્ષેત્રમાં એ રચ્યોપચ્યો રહે છે, એનો અર્થ જ એ કે એનામાં સત્ત્વગુણ મહદ્ અંશે છે. પરંતુ એ વ્યવહારની દુનિયામાં જીવતો હોય છે ત્યારે એની અંદર રહેલા સત્ત્વગુણને બાજુએ ધકેલી દઈને રજોગુણ અને તમોગુણ એનો કબજો લે છે.

આ કારણે વિજ્ઞાની, કવિ, કલાકાર, સંન્યાસી વગેરેની દશા બીજાઓના જેવી થાય છે. કાયમનો સાત્ત્વિકગુણ એમના જીવનમાં દૃઢ થયો નથી એટલો જ એનો અર્થ સમજવાનો છે. આ મર્યાદાને લીધે કોઈ મહાન વિજ્ઞાની થઈ શકે છે પણ મહાન બ્રાહ્મણ થઈ શકતો નથી. કોઈ મહાન કવિ થઈ શકે, કોઈ મહાન કલાકાર, કોઈ મહાન વિચારક, કોઈ મહાન ત્યાગી, પણ બ્રાહ્મણ તરીકે એ ઊણા ઊતરે છે. છતાં એમનું મુખ્ય સુખ આંતરિક છે તે એમની વિશિષ્ટતા છે. એ સુખને જોરે એ ભૌતિક સુખોની પરવા કરતા નથી એટલું જ નહિ, પણ એ માટે હાડમારીઓ વેઠવામાં પાછા પડતા નથી. આંતરિક સુખનું બળ એમની અંદર ન હોત તો એ ભૌતિક સુખ અંગે આટલા બેપરવા બની શકત નહિ. આથી તો વિજ્ઞાનીની શોધ, કવિનું કાવ્ય, કલાકારની કલા, ચિંતકનો વિચાર અને સંન્યાસીનો

ત્યાગ એકાંગી નીવડવાનો ભય રહે છે, જ્યારે સંત, મહત, પયગંબરનું દર્શન અખંડ, અવિનાશી જોવા મળે છે.

જ્યારે આ દેહમાં દીસે પ્રકાશ સર્વ ઇન્દ્રિયે,
ને જ્ઞાન પ્રગટે ત્યારે વધેલો સત્ત્વ જાણવો. (૧૪-૧૧)

આ દેહમા કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો રહેલી છે. બધાં દ્વારોમાંથી સત્ત્વનો પ્રકાશ જો પ્રગટે તો દર્શન અખડ બને. બાકી આંધળાઓના હાથી જેવું ખંડ દર્શન થાય સૂઢનો સ્પર્શ કરનારને એ દોરડા જેવો લાગે અને પગનો સ્પર્શ કરનારને થાભલા જેવો. બધી ઇન્દ્રિયોમાં સત્ત્વગુણ પ્રગટચો નથી તેનુ દર્શન જગત વિષે, વ્યક્તિ વિષે અને એના પોતાના વિષે અપૂર્ણ રહે છે.

એક કપનીની ટાકણીઓ બજારમાં એની ગુણવત્તાને લીધે સારી વેચાતી હતી, પરતુ પરદેશમાં તેણે પ્રયત્ન કર્યા તો એને બજાર મળ્યું નહિ. એ બજારમા જે ટાંકણીઓ ચાલતી હતી તેની જાત એના કરતાં ઊતરતી હતી. પ્રચારનું કારણ હશે માની સારા પ્રમાણમાં જાહેર ખબર કરવામાં આવી પણ એને બજાર ન મળ્યું તે ન મળ્યું. લોકો સારા માલની કદર ન કરે તેમ તો કેમ બને ? એના કારણથી શોધ આદરી તો છેવટ રહસ્ય જડી આવ્યું કે એ દેશમા લાલ રંગ અપ-શુકનિયાળ ગણાતો હતો અને ટાંકણીનાં પૅકિંગ લાલ રંગનાં કરવામા આવતા હતા. પૅકિંગનો રંગ બદલ્યો અને એને સારુ બજાર પ્રાપ્ત થયું. મતલબ કે ટાકણીઓની ગુણવત્તા સાથે પૅકિંગના રંગને કંઈ લેવાદેવા ન હતી, છતાં આંખની–દૃષ્ટિની પરંપરાએ ભાગ ભજવ્યો અને સારા માલની પરીક્ષામાં ગોથું ખાધુ.

સૂર્યનો પ્રકાશ સાત રગનો–મેઘ ધનુષ્યનો બનેલો છે, પરતુ એક શ્વેતરંગ તરીકે પ્રકાશતો જોવા મળે છે. મેઘનું જળ એને જ્યારે સ્પર્શે છે ત્યારે એ સપ્તરગો નરી આંખે નજરે પડે છે. આ સૃષ્ટિ પણ સપ્તરગી હોવા છતાં શ્વેતરગી–સુવ્યવસ્થિત (વેલઑર્ડર્ડ) છે. જેનાં સર્વ દ્વારોમાથી સાત્ત્વિક પ્રકાશ પ્રગટે છે. તેને એ સુવ્યવસ્થિત,

શ્વેતરંગી લાગે છે. જેના દેહદ્વારા વિવિધ રંગી છે. જેમાથી સાત્વિક, રાજસી, તામસી, પ્રકાશ નીકળે છે તેને સપ્તરંગી લાગે છે. આથી કોઈ વખત એવુ દર્શન જોવા મળે છે કે જેને આપણે ડાહ્યો, શાણો માણસ સમજતા માનતા હોઈએ છીએ તે ન કલ્પ્યું હોય તેવુ કાર્ય કરી બેસે છે બીજાની શુ કામ વાત, આપણે પોતે પણ એવુ પગલુ ભરી બેસીએ છીએ અને આપણે પોતાને જ સમજી શકતા નથી કે આવુ શી રીતે બની ગયું ?

કોઈ વખત એવુ બનતુ હોય છે કે સામાન્ય બુદ્ધિનો માણસ સમજી શકે, પામી જઈ શકે, તેમા તેજસ્વી ગણાતો ગોથુ ખાઈ જાય છે કારણ કે, મન તે સમયે રાજસીવૃત્તિ અને બુદ્ધિ તામસવૃત્તિથી રંગાયેલાં હોય છે માનવીનુ દર્શન અપૂર્ણ, રાગદ્વેષથી ભરેલું અને ગેરમાર્ગે દોરી જનારુ હોય છે તેનુ કારણ એ નહિ કે એનામા બુદ્ધિ ઓછી હોય છે, તર્કની કમીના હોય છે. ઘણી વખત સામાન્ય બુદ્ધિવાળાનુ દર્શન જેટલુ પૂર્ણ હોય છે તેટલુ પંડિતનુ નથી હોતું ઈસુ, મહંમદ, ગાધીના ચરિત્રમા નજર કરીશુ તો જેને બુદ્ધિની પ્રતિભા કહેવામા આવે છે તેવો વારસો એમનામા જોવા મળતો નથી ત્રીસ વર્ષની ઉંમર સુધી ઈસુ સુથારનો ધંધો કરનાર સામાન્ય માનવી હતા. જેને માતૃભાષાનુ જ્ઞાન હતું મૂળ લેટિનમા બાઈબલ લખાયેલું છે તે એમણે ઉચ્ચારેલી ભાષા નથી મહંમદ પણ પંડિત ન હતા ગાધીને એ બને જેવા સાવ ન કહી શકાય એ બેરિસ્ટર થયેલા હતા, છતા જે પ્રતિભા સામાન્ય રીતે બેરિસ્ટરમા હોવાની આશા રાખવામા આવે છે તે એમનામા ન હતી. બેરિસ્ટર થઈને આવ્યા પછી મુબઈમા વકીલાત ચાલતી ન હતી એટલે એક હાઈસ્કૂલમા રૂા. ૪૫ની પાર્ટટાઈમ નોકરી માટે ઈન્ટરવ્યુ આપવા ગયા હતા તેમા હેડમાસ્તરે એમને પસદ કર્યા ન હતા !

દેશમા વકીલાતમા ન ફાવવાથી દક્ષિણ આફ્રિકા જવા પ્રેરાયા હતા ત્યા સુધી એમનામા કોઈ અસામાન્ય શક્તિના દર્શન થવા ન

હતા. રામકૃષ્ણ પરમહંસ પ્રાથમિક ચાર ધોરણ માતૃભાષા બંગાળી ભણ્યા હતા. છતા આ સૌના જીવનમાથી જ્ઞાનના પ્રકાશનો પુંજ જે પ્રગટ્યો તે માનવજાતને અજવાળતો રહે તેવો સનાતન છે. બાહ્ય દૃષ્ટિએ જોઈએ તો આ ચમત્કાર જ લાગે, પરતુ ગીતાની પરિભાષામા, સાત્ત્વિક ગુણની નજરે જોઈએ તો એમા આશ્ચર્ય પામવાનુ કારણ રહેતું નથી. એમના સર્વ દ્વારોમાથી સાત્ત્વિક ગુણ પ્રકાશતો થયો હતો, જે કારણે એમને સત્યનુ દર્શન એટલુ સ્પષ્ટ થયું હતુ. બધા દ્વારોથી પ્રકાશ પથરાય છે ત્યારે હાથીનુ દર્શન સાચુ થઈ શકે છે એનામા નિરીક્ષણની, તોલનની, પૃથક્કરણની—અને—સમ સવેદન દ્વારા જીવત સપર્કમા રહેની શક્તિ છેલ્લી ઘડી સુધી રહે છે ૮૦ વર્ષની વયોવૃદ્ધ ઉમરે પણ નોઆખાલી દોડી જવાનુ સમ સવેદન એક નવજુવાન જેટલુ ગાધીજીમા હતુ જે પ્રત્યક્ષ જોવા મળ્યુ હતુ

સત્ત્વનો ગુણ ઊચે ચડવાનો છે રજનો ગુણ જેમ પ્રવૃત્તિમા, કામનાઓમા રત રહેવાનો છે, તેમ સત્ત્વ ગુણનો વિકાસ થય તેમ તેમ માનવી પવિત્ર, જ્ઞાની, આત્મસયમી બની ઊચે ચડતો જાય છે જેનામા એ ગુણ નથી તેને માટે એક મુશ્કેલ-અશક્ય લાગે છે પરતુ એક વખત એના સુખનો જેણે સ્વાદ ચાખ્યો છે તેને માટે એ સહેલું બને છે એક વખત આળસ દૂર થાય છે તેને નવરા બેસી રહેવુ ચેનદાયક લાગતું નથી. એ જ રીતે એક વખત શુચિતા તરફ ગતિ શરૂ થઈ એટલે આતરિક સમૃદ્ધિનો જ રસ રહે છે, બાહ્યસુખ માટેની કામનાઓ ખરતી જાય છે પરતુ સત્ત્વગુણીનો માર્ગ ક્વળ પુષ્પા ચ્છાદિત છે તેમ માની લેવાનુ નથી એને પણ સાત્ત્વિકનુ અભિમાન અને આસક્તિ વળગવાના ભયસ્થાનો રહેલા છે. સમાજનો મોટો વર્ગ રજોગુણ અને તમોગુણ ધરાવનારો છે, એટલે પોતે એના કરતા ઊચો છે તેમ એને અભિમાન પેદા થતું હોય છે. એને હાથે જે સારા સેવાભાવી કાર્યો થતા હોય છે તે અગે અભિમાન અને મારા-

સિવાય બીજો તે નહિ કરી શકે તેવી આસક્તિ.)

જો અભિમાન પેઠું તો એને લોકો – સમાજ ક્ષુદ્ર લાગે છે અને પોતે ઊંચે આસને બેઠેલા મહાન ભાસે છે. આથી એ બીજાઓ તરફ દયા-ઉપકારભાવ મુક્તિદાતાની દૃષ્ટિએ જુએ છે અને તેને લીધે પ્રેમ ભાવ, સમાનભાવ, ઋણભાવ, ચાલ્યો જાય છે પોતાનો સાત્ત્વિકગુણ સમાજના અસાત્ત્વિક વાતાવરણ વચ્ચે રહેવાથી દૂષિત થશે, એમા વૃદ્ધિ નહિ થઈ શકે, મુક્તિ મેળવવા માટે સન્યાસી થઈ સંસારથી દૂર જંગલમા, ગુફામા, હિમગિરિ શિખરે જઈને વસવુ જોઈએ તેમ માની લેવામા આવ્યું છે. પરતુ માણસે સન્યાસી થવાનુ છે તે અદરથી, કેવળ બાહ્યવેશ સંન્યાસીનો ધારણ કરવાથી કે દૂર જવાથી તે ગુણ સાધ્ય થઈ જતો નથી સાચો સન્યાસી સમાજના વાતાવરણથી દૂષિત થતો નથી, પરતુ એ વાતાવરણને સાત્ત્વિકતાના પ્રકાશે અજવાળે છે. માણસ સજોગોનુ–વાતાવરણનુ પ્રાણી છે, તેની અસર એના ઉપર પડયા વિના રહેતી નથી એ સાચુ, પરતુ એ સામાન્ય માણસની સ્થિતિ છે. સામાન્ય અને અસામાન્ય માણસ, બને એક સરખા નદવાઈ જાય તેવા પાત્રો હોય તો બને વચ્ચે તફાવત શુ ?

ઇસુ ક્રૂસ ઉપર ચડયા ત્યા સુધી લોકોની વચ્ચે રહીને તેમના નવા ધર્મનો બોધ આપતા રહ્યા હતા સોક્રેટિસે પણ એવો જ બોધ આપવા માટે ઝેરનો પ્યાલો પીવાની શિક્ષા–મૃત્યુ આવકાર્યું હતુ, પરતુ પોતાનો ધર્મ છોડયો ન હતો. મહંમદ પણ પોતાના ધર્મ માટે યુદ્ધ અનિવાર્ય બન્યુ તો એમાથી ભાગી છૂટયા ન હતા. ગાધી પણ ઠેઠ સુધી એમના વિચારો માટે ઝૂઝયા અને શહીદ થયા. ગીતાનુ જ્ઞાન જેમને શ્રીમુખે ગવાયું છે તે શ્રીકૃષ્ણ પણ સમાજની વચ્ચે જીવ્યા હતા અને પાડવોના પક્ષે યુદ્ધના સહાયક રહ્યા હતા. વ્યાસ, જેમણે ગીતાનું સર્જન કર્યું હતુ તેમણે ગુફામા ભરાઈ રહીને આ જ્ઞાન પ્રાપ્ત કર્યું નહોતું. એ પણ ફરજ–ધર્મ અદા કરવાના પ્રસગોએ પાંડવ-કૌરવો વચ્ચે ખડા થતા રહ્યા હતા. વેરથી વેર શમતુ નથી,

ક્ષમાથી, પ્રેમથી શમે છે, તેનો બોધ અશ્વત્થામાને આશરો આપી, એને ન હણવાનો અર્જુનને બોધ આપી ધર્મ અદા કર્યો હતો. વ્યાસે જો રક્ષણ ન આપ્યું હોત અને ક્ષમાનો ઉપદેશ આપનાર એમના સિવાય બીજો કોઈ ઋષિ હોત તો અર્જુનને એ બોધ સ્વીકાર્ય બન્યો ન હોત. ભીષ્મની માફક વ્યાસ પણ પાડવ-કૌરવના પિતામહ હતા. ધૃતરાષ્ટ્ર, પાંડુ, વિદુરના એ પિતા હતા. એમની સાથેના નિયોગથી ત્રણેની માતાઓ પુત્રવતી બની હતી. આથી અશ્વત્થામાનુ કુકર્મ એમને પણ ન સ્પર્શે એવું થોડું હતું? છતાં વેર, દુઃખ અને મામકાથી સેવાયા વિના તેમણે દ્રોણપુત્રને આશ્રય આપી, ઉગારી લઈને વેરને આગળ વધતું રોક્યું હતું.

આ સ્થિતિ ત્યારે જ સર્જાય કે દેહનાં સર્વ દ્વારોમાંથી સાત્ત્વિક પ્રકાશ પ્રગટતો હોય. એ જીવન સહજ થઈ જાય તો એનું અભિમાન ચાલ્યું જાય અને દૂર એકાંતમાં નંદવાઈ જવાની બીકે વસવાની આસક્તિય ચાલી જાય. વિદ્યાર્થી પહેલી વખત જ્યારે વર્ગમાં પ્રથમ નંબર પ્રાપ્ત કરે છે ત્યારે એ ઘેર દોડતો આવે છે અને માતાને અભિમાનપૂર્વક વધાઈ ખાય છે. પરંતુ એનો નંબર કાયમ પહેલો થઈ જાય છે ત્યારે એનું અભિમાન ઓસરી જાય છે. પરંતુ એ નંબર બીજાના હાથમાં ન જવા દેવાની આસક્તિ રહે છે. એ જ રીતે સાત્ત્વિક ગુણના અભિમાનમાંથી નીકળવાનો ઉપાય ગુણકાર્યો કામો માણસના હાથે સદાય થતા રહે. કોઈ વખત પહેલો નંબર આવે તો એનું અભિમાન થાય છે. તેમ કોઈ વખત સારું કામ થાય તો અહમ્ આવે છે, પરંતુ સારા કાર્યો કરવાનો જ સ્વભાવ બની જાય તો એનું અભિમાન માણસને થશે નહિ, એટલું જ નહિ પરંતુ બીજાના સારા કાર્યોની મોટી સિલક સમાજ પાસે જમા પડી છે તે નજર સમક્ષ દેખાશે એટલે એને પોતાના કાર્યોનો ભાર લાગશે નહિ.

આમ અભિમાનમાંથી ઊગરી જાય તોપણ આસક્તિ તરી જવાનું જોખમ ઊભેલું છે. શ્રીકૃષ્ણ, ઈસુ, મહંમદ, ગાંધી, સૌ બુદ્ધ

નહોતા ઇચ્છતા, શાંતિ અને પ્રેમ ઇચ્છતા હતા. છતાં શાંતિની આસક્તિમાં શ્રીકૃષ્ણ ન ફસાયા, તેમણે સમાધાનનો માર્ગ ન રહ્યો ત્યારે યુદ્ધના આહ્વાનને સ્વીકારી લીધું એટલું જ નહિ પણ અર્જુનની આસક્તિને દૂર કરી યુદ્ધ માટે દૃઢ કર્યો. ઈસુ એવી આસક્તિને વશ ન થયા કે પોતે ધર્મ ખાતર ક્રૂસે ચડશે તો પોતાના વિના એ ધર્મનો પ્રચાર બીજો નહિ કરી શકે અને તે અટકી જશે. જીવતો નર ભદ્રા પામે એ કહેવત રાજસી પુરુષ માટે છે, જેને કામના છે, ભદ્રની આસક્તિ છે, તે યેનકેન પ્રકારેણ જીવ બચાવવા મથવાનો. પરંતુ જેને કોઈ દુન્યવી કામના નથી, કેવળ એના જીવનમાંથી પ્રકાશ-જ્ઞાન-આંતરિક સુખ જ પ્રગટે છે તેને એવી આસક્તિ હોતી નથી કે એ મૃત્યુ પામશે તો પ્રકાશ અટકી જશે. ઈસુના દેહને ક્રૂસે ચડાવી શકાયો, પરંતુ એના પ્રકાશનો અસ્ત ન કરી શકાયો.

આજે સૌ બુદ્ધિને વશ થઈ પ્રામાણિક, પવિત્ર, નીતિમય જીવન ગાળવાની ઇચ્છા ધરાવતા હોય છે, પરંતુ સમાજનું વાતાવરણ એવું દૂષિત છે કે સંસારમાં બેઠેલાને એવું જીવન ગાળવું શક્ય નથી, તેમ બચાવ કરવામાં આવે છે. તામસ અને રાજસ પ્રકૃતિવાળાને માટે એ જેમ સાચું છે તેમ સાત્ત્વિક પ્રકૃતિવાળા બ્રાહ્મણધર્મી માટે એ સાચું નથી અને જો હોય તો એણે સમજી લેવું જોઈએ કે બુદ્ધિથી, સંજોગોથી કે અમુક કુદરતી સહજ વૃત્તિને લીધે એણે તે ધર્મ સ્વીકાર્યો છે અને એ સહજતાને લીધે એને અમુક પ્રમાણમાં આંતરિક સુખ પ્રાપ્ત થાય છે, છતાં સાત્ત્વિક ગુણ સર્વ દ્વારોમાં પ્રગટ્યો નથી તેથી સમાજનું વાતાવરણ એને ક્ષુબ્ધ-દૂષિત બનાવતું હોય છે. જો એમાંથી એણે ઊગરવું હોય તો સમાજ સુધરે તો એ શુદ્ધ થઈ શકે તેવું ગણિત મૂકીને નહિ ચાલવું જોઈએ. કાદવમાંથી કમળ પ્રગટતા હોય છે તેમ ક્ષુબ્ધ વાતાવરણમાં પણ સાત્ત્વિકતા પ્રગટી શકતી હોય છે. આથી જે સાત્ત્વિક વિચાર માણસમાં પ્રગટતા હોય છે તેને એણે કાર્યમાં વાળવા જોઈશે. વિચાર એ બીજ છે અને કાર્ય એ પાક છે.

વિચાર ગમે તેટલા સારા હોય પણ જો એને જીવનમા રોપવામા ન આવે તો એ વિચાર વાઝિયો છે ઉમદા વિચારો બુદ્ધિશાળી લોકો જાણતા હોય છે, પરતુ એ કાર્યો દ્વારા જીવનમા વાવતા નથી એટલે સત્ત્વગુણ પ્રગટતો નથી

સતકર્મો તામસી પ્રકૃતિવાળાએ શ્રદ્ધા ભક્તિયોગથી રાજસી પ્રકૃતિવાળાએ કર્મયોગથી, તો સાત્ત્વિક ગુણવાળાએ જ્ઞાનયોગથી કરવાના છે

નથી જ જ્ઞાનના જેવુ પવિત્ર જગમા કઈ (૪-૩૮)

અહી જ્ઞાનનો અર્થ કેવળ સત્યાસત્ય, સારાસાર જાણવુ એટલો જ નથી. પરતુ જ્ઞાનનો ફલિતાર્થ ગુણો-સતકર્મો બુદ્ધિથી સમજીને કરવા તે છે. એ કરવા જતા અભિમાન અને આસક્તિના તોફાનોને જ્ઞાનયોગથી તરી જવાના છે. તામસ અને રાજસ પ્રકૃતિમાથી માનવીએ બહાર નીકળવાનુ છે, ત્યારે સાત્ત્વિક પ્રકૃતિમાથી એણે બહાર નીકળવાનુ નથી, એ પ્રકૃતિને સ્થાયી બનાવવાની છે

# સર્વ ગુણોનો સરવાળો—અભય

કોઈ ધંધામા પડવુ હોય અને તેમા સફળ થવુ હોય તો એનુ જ્ઞાન જોઈએ અને મૂડી જોઈએ માણુસે ધર્મિષ્ઠ થવુ હોય, સદ્દગુણી થવુ હોય, સુખી થવુ હોય તો એનુ જ્ઞાન હોવુ જોઈએ અને મૂડી હોવી જોઈએ પ્રકૃતિને ઓળખવી તે એક પ્રકારનુ જ્ઞાન થયું, પરતુ એ ઉપરાત મૂડી ન હોય તો સફળતા ન મળે દરેક માણુસ ધાર્મિક, સદ્દગુણી અને સુખી થવાની ઝખના રાખતો હોય છે. એ અગેનુ જ્ઞાન પણ ઓછુવત્તુ ધરાવતો હોય છે, પરતુ એને મોટી ખોટ પડે છે તે મૂડીની

સામાન્યમા સામાન્ય માણુસને પણ જ્ઞાન હોય છે કે જન્મ જેનો છે તેનુ મૃત્યુ નિશ્ચિત છે છતા સૌથી વધુમા વધુ ભય કોઈનો હોય તો મત્યુનો છે અને દુ ખ પણ વધુમા વધુ હોય તો એનુ છે. ગમે તેટલો શોક કરવા છતા મૃત્યુ નિવારી શકાતું નથી અને ગમે તેટલુ એનાથી ડરીને ચાલવા છતા એ છોડતું નથી. મૃત્યુનો ઓછામા ઓછો ડર હિંદુને હોવો જોઈએ એ પુનર્જન્મમા માને છે જીર્ણ વસ્ત્ર દૂર કરીને માણુસ જેમ નવુ ધારણુ કરે છે તેમ અમર આત્મા જૂનો દેહ ત્યજીને નવો ધારણ કરે છે છતા આ જ્ઞાનથી મૃત્યુનો એનો ડર બીજા પરધર્મી–પુનર્જન્મમા ન માનનાર કરતા ઓછો હોતો નથી. કારણુ, અભયની મૂડી એણે સચિત કરી નથી.

માણુસને જુદી જુદી કામનાઓને લીધે ભિન્ન ભિન્ન પદાર્થો પ્રત્યે આસક્તિ હોય છે અને સૌથી વધુ આસક્તિ પોતાના વિષે

હોય છે. આ આસક્તિમાંથી ભય પેદા થયેલો છે. આ કામનાઓ માણસ દેહ હોય તો જ ભોગવી શકે છે એટલે સૌથી વધુ ભય એને મૃત્યુનો હોય છે. એ જ રીતે જેના જેના તરફ આસક્તિ હોય છે તે ગુમાવવાનો એને સતત ભય રહ્યા કરે છે. આથી એ કેવળ મૃત્યુથી જ બીએ છે એમ નહિ પણ ડગલે ને પગલે એ બીતો હોય છે.

માણસમાં બધાના પ્રીતિપાત્ર બનવાની લાલસા હોય છે એટલે કાણાને કાણો કહેવાની હિંમત ચાલતી નથી. એ ભય પામે છે કે સત્ય કહેવા જતાં એને માઠું લાગશે તો? એને માઠું લાગવાથી આર્થિક લાભ-હાનિ ન થવાનાં હોય, સંબંધ બગડવાનો ન હોય તોપણ આજે પોતે એનો જેટલો પ્રીતિપાત્ર છે તેમાં અસર પહોંચ્યા વિના નહિ રહે તેવો ભય એને સતાવે છે. શા માટે? પોતે અપ્રિય થવા તૈયાર નથી. જો માણસમાં આટલી હદે ભીરુપણું હોય તો એની નિંદા થાય, પ્રતિષ્ઠાને હાનિ પહોંચે તેવા પ્રસંગમાં એ શી રીતે નિર્ભયપણે વર્તી શકે?

વ્યવહારિક માણસ આશ્વાસન લેતો હોય છે કે અપ્રતિષ્ઠા વહોરવાથી પણ સારું પરિણામ ન આવવાનું હોય તો એ પગલું ભરવાનો શો અર્થ છે? પરંતુ આ એની આત્મવંચના છે. એ વર્તન નિર્ભયપણે ન કરવાથી એનામાં દુર્બળ પ્રવેશે છે, જે દંભ એને આત્મવંચના કરવા પ્રેરે છે. પ્રતિષ્ઠાભયના ભીરુપણાને લીધે એ અન્યાયનો મૂંગો સાક્ષી બન્યો હોય છે અને પોતાની એ નમતાને ઢાંકવા દંભ-પરિણામનું બહાનું આપી આશ્વાસન લે છે.

માણસ જેમ કર્મ કર્યા વિના રહી શકતો નથી, તેમ કર્મ પરિણામ વિનાનું હોઈ શકતું નથી. એ પરિણામ આપણે ન જોઈ શકીએ, પારખી ન શકીએ એથી એ આવ્યું નથી એમ માની લેવું ભૂલભરેલું છે. પાણીમાં નાનામાં નાની કાંકરી નાખવામાં આવે તોપણ એ અસર પહોંચાડે છે તેમ કર્મ ફળમાં પરિણમે છે. પ્રતિષ્ઠા ભંગની બીકે અન્યાયનો પ્રતિકાર ન કર્યો અને સ્વીકારી લઈએ કે

એ પ્રતિકારથી અન્યાય દૂર ન થઈ શકત, તોપણ એના બને પક્ષે પરિણામ આવવાનો પૂરો સભવ છે અન્યાયનો પ્રતિકાર ન કરવાથી અન્યાય કરનારને પરોક્ષ પ્રોત્સાહન મળે છે અને તેના મૂગા સાક્ષી બનનારમા પ્રતિકારની શક્તિ એટલી ક્ષીણ થાય છે

પ્રતિષ્ઠાભંગ થવાનો જ્યાં ભય હોતો નથી ત્યા વેર બાધવાનો ભય સતાવે છે. પાડોશી જોડે, મિત્ર જોડે, ભાઈ જોડે, ભાગીદાર જોડે વેરભાવ જન્મશે તે બીકે માણસ એના ધર્મથી અળગો રહે છે. કોઈ આપણને આવીને કહે કે આ તમારા મિત્ર છે, ભાઈ છે અને એમની સાથે અમુક ઝઘડો પડચો છે તો એમા સહાયરૂપ થઈને નિકાલ કરી આપોને! આપણને વસે કે એની વાત ન્યાયની છે, તોપણ એને લીધે આપણો સબધ મિત્ર કે ભાઈ સાથે બગડે, આપણા પ્રત્યે કડવાશ, વેરભાવ જન્મે એ બીકે આપણે વચ્ચે પડવા ના પાડીએ છીએ. આ પણ ભયનો જ પ્રકાર છે. એનો અર્થ એવો નથી કે આપણે સારી દુનિયાના કાજી થવાનુ છે અને એવો પણ નથી કે એ બહાનુ કાઢી આપણા સ્વધર્મમાથી ખસી જવુ. જગત ઉપર સ્વાર્થની ખેચાખેચ અને વેરભાવ ચાલ્યા કરતા હોય છે એટલે તે સમાવવા એક ખૂણેથી બીજે ખૂણે દોડી જવાનુ હોતું નથી. આપણે શેરી સાફ કરવા ન જઈએ એટલે ઘર પણ સાફ ન કરીએ તેનુ એવુ છે? સ્વધર્મ તરીકે જે આવી પડે તે કરવા પ્રવૃત્ત રહેવુ જોઈએ. પાડોશી ખરાબ સ્વભાવનો છે અને તેને કહેવા જનાર દુશ્મન બને તે બીકે એ પોળમા ગદકી કરતો હોય, પોળમા પાડોશી સાથે ઉદ્ધતાઈથી વર્તતો હોય અને લોક તે સહી લે તેથી તેના પોતાના દુર્ગુણોને પ્રોત્સાહન મળે છે અને લોકોમા કાયરતા પ્રવેશે છે

જો આ બીકુપણુ આપણામા ઘર કરી ગયું હોય તો સીધા સ્વાર્થની વાત આવે ત્યારે નિર્ભયતા શી રીતે બતાવવાના હતા? આજે લોકશાહી તત્ર છે દેશ આઝાદ છે, છતા અગ્રેજ સરકાર વખતે વેપારીઓ જેટલા સરકારથી નહોતા બીતા તેટલા આજે ભ

જોવા મળે છે. એમાં લોકતંત્રનો દોષ કરતાં વેપારીઓનો મુખ્ય છે. અગ્રેજો વખતે વેપારીઓને સરકારના કાનૂનો દ્વારા લાભહાનિની જે સ્થિતિ નહોતી તે આજે છે. આ કાનૂન વેપારીઓને હેરાન કરવા, વર્ચસ સ્થાપવા કર્યા છે તેવુ નથી. દેશના સંજોગોમાં એ જરૂરી છે. પરંતુ એ સાથે વેપારીઓનુ હિત જોડાયેલું છે એટલે સરકારનો વિરોધ કરશે તો ક્યાંક પોતાના લાયસન્સમાં મુશ્કેલી ઊભી થશે, કાળાં નાણા સંતાડાયા છે તે ઉપર દરોડો પડશે, એ બીકે લોકશાહીમાં સરકાર બદલવાનો એને હક છે તે ભોગવવાની જાહેર હિંમત નથી. માની લઈએ કે આ ભીરુ વેપારીઓ અને એવા બીજા લોકો બેલેટનો ચમત્કાર કરી સરકાર બદલે તોપણ નવું સરકારી તંત્ર એમનાથી બીને; એમને ન્યાય કરવા તત્પર રહે તેવું બનશે ખરું ? આ લોકો ભીરૂ છે તેનો પૂરો અનુભવ તો એમને થયો છે એટલે તેમની પરવા નહિ કરે. મતલબ કે સરકાર બદલાશે પણ નિર્ભયતાના ગુણને અભાવે સારી સરકાર નહિ મળે.

ગરીબ, મજૂર માણસ શેઠથી દબાયેલો રહે તે સમજી શકાય છે. એને રોજી ગુમાવવી ન પોષાય. પરંતુ વ્યવહારમાં એથી ઊલટું જોવા મળે છે. મજૂર રોજીની પરવા કર્યા વિના જે હિંમત બતાવે છે તે શિક્ષિત, વધુ પગાર મેળવતો નથી બતાવી શકતો. મજૂર એવી ખુમારી રાખે છે કે આટલા ઓછા પગારથી નોકરી એ બીજે પણ મેળવી શકશે. પરંતુ અમલદાર, હોદ્દેદાર નોકરી અંગે એવો લાચાર જોવા મળે છે કે એ શેઠની, અધિકારીની ખુશામત કરે છે. જ્યાં આ સ્થિતિ હોય તે નિર્ભય ક્યાંથી હોય ? ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય એવી કહેવતમાં આ વર્ગનો પણ ઉમેરો થાય છે. બલ્કે, દીકરીઓ હવે શિક્ષિત અને ચાર દીવાલની બહાર નીકળતી ગઈ છે એટલે તે એને સ્વીકાર્ય ન હોય તે માર્ગે માબાપ લગ્નમાં દોરવા ઇચ્છે તો એ ના પાડે છે. જ્યારે આ વર્ગ એમની ઇચ્છા પ્રમાણે મતદાન કરતા નથી, પરંતુ એમને નોકરીમાં રાખનાર અને એમને

લાભ આપનાર જ્યાં કહે ત્યાં કરે છે. એમને પણ એટલી ખબર હોય છે કે એ ખોટું આચરણ કરે છે પરંતુ અર્થના દાસ તરીકે ભયને વશ થઈને એ વર્તે છે.

અર્થની જે પરવા કરતા નથી, સાદા અને ગરીબ જીવનથી જેમણે સંતોષ માન્યો છે, તેમને આઝાદી આવતાં સેવા કરતાં કરતાં સત્તાસ્થાને જવાનું મળ્યું અને તેનો સ્વાદ ચાખતાં એના એવા દાસ થઈ ગયા કે હાઈકમાન્ડથી ભયભીત રહે છે—રખે ને પોતાના વર્તનથી એમને માઠું લાગી જાય અને અવકૃપાનો ભોગ બનવું પડે તો નવી ચૂંટણી પછી સત્તાસ્થાન છૂટવાઈ જાય! આથી, પેલા વેપારીઓ હાઈકમાન્ડનો–સર્વોચ્ચનો વિરોધ કરતાં બીએ છે. એમનું પગલું લોકહિતમાં ન લાગતું હોય છતાં હા જી હાથી ખુશામત કરે છે. ખુશામત કરવી પડે તેનો મનમાં ઉદ્વેગ પણ થાય છે, આપ્તજન સમક્ષ બળાપો પણ કાઢે છે કે આ નેતાગીરી સંસ્થાનું અને લોકોનું નિકંદન વાળવાની છે, પરન્તુ ચોકઠું એવું ગોઠવાઈ ગયું છે કે હા જી હા કર્યા વિના છૂટકો નથી.

આપણને થાય કે દુનિયામાં એવા લોકોમાં જ આ ભયવૃત્તિ હશે જે સંસાર છોડીને સાધુ થઈ ગયા છે તેમને મોટા ચમરબંધીની પણ શી પડી હોય? પરંતુ એમના જીવનમાં ડોકિયું કરવામાં આવે તો એ પણ ભયથી પીડાતા જોવા મળે જે ધર્મની ગાદીઓ ઉપર મહારાજો, સાધુઓ આવે છે તે પોતે પવિત્ર હોય તોપણ ગેરવહીવટ કરતા કારભારીઓને એ દૂર કરી શકતા નથી. એ ખોઈ ગયેલા હોય છે એટલે મહારાજ જો એને કાઢવા જાય તો એ લોકોમાં ભળતી વાતો વહેતી મૂકીને બદનામ કરે તેવી બીક એમને લાગે છે એ પોતે ભ્રષ્ટ વહીવટ જોતા હોય છે, એમને પસંદ હોતો નથી, કારભારીઓને છૂટા કરવા એ સ્વતંત્ર છે, છતાં ભયથી એમના હાથ બંધાઈ ગયેલા જોવા મળતા હોય છે

સંન્યાસીઓ—તેમાંય જૈન સંન્યાસીઓ અપરિગ્રહી હોય—છે અને ચાતુર્માસ વિના કોઈ સ્થળે વધુ રહેતા નથી, એ તો [

હોય જ ને ? હોવા જોઇએ પરંતુ એમને સંસારી જેવી લોકૈષણા વળગી હોય છે ત્યારે એ પણ લાચાર જોવા મળે છે. વ્યાખ્યાનમાં –ભરસભામાં એ અન્યાયનો પડકાર કરવાનો, અન્યાયીનો અસહકાર કરવાનો બોધ આપે છે. પરંતુ કોઈ એમને જ તે દાખલો બેસાડવા ગામના નગરશેઠને ઘરે વહોરવા ન જવાનું કહે છે અને કારણ આપે છે કે એમણે સંઘની રકમ દામી છે અને આપતા નથી. અમે સંસારીઓ વ્યવહારમાં બેઠા એટલે ગરજના માર્યા તે અન્યાય વેઠી લઈએ છીએ, પણ આપ એમને ખખડાવીને તે રકમ આપી દે તેમ કહો અને અમલ ન કરે તો એમને ઘેર વહોરવા ન જવાનો અસહકાર કરો

મહારાજશ્રીને ગળે ન ઊતરે તેવી કંઈ આમાં મોટી આંટી-ઘૂંટી નથી. પરંતુ એમને પ્રતાપે જ પોતાની ખ્યાતિ જાણીને નહિ, પરંતુ નગરશેઠની આગેવાનીને લીધે નગરશેઠ વ્યાખ્યાનમાં આવતા સંઘ થાય તે સાથે સભાસ્થાને કાગડા ઊડે. એ જો મોરચો માંડે તો જૈનો સુધ્ધાં એમની શરમે ખરી પડે, સાધુસંઘમાં પોતાની પ્રતિષ્ઠા જાય. અપકીર્તિ થાય. હું જ પહેલો ઓછો અહીં આવ્યો છું ? મારી અગાઉ બીજા સાધુઓ પણ આવી ગયા છે શેઠે રકમ કંઈ હમણાં ઓળવી નથી, વર્ષો થયાં મારે ઊંડા પાણીમાં ઊતરીને શું કામ છે ? સાધુ થઈને મારે વ્યવહારની વાતમાં શું કામ પડવું જોઈએ ? લોકૈષણાના ભયે મહારાજશ્રીએ શેઠને કહી જોવા જેટલી પણ હિંમત ન કરી !

આમ જો આપણે સમાજમાં અને આપણી પોતાની અંદર નજર કરીશું તો ભયનું સામ્રાજ્ય વ્યાપેલું જોવા મળશે. મૃત્યુનો ભય ગમે તેટલો ભયંકર અને ન નિવારી શકાય તેવો લાગતો હોય તોપણ જિજીવિષાને લીધે એનાથી હરહંમેશ એ બીતા રહેતા નથી. અમુક પ્રસંગોએ જ તે બીક ઊભી થતી હોય છે. પરંતુ આપણને સૌને આસક્તિ કાયમ ઘેરી રહેલી હોય છે એટલે એ કારણે કોઈ ને કોઈ ભય આપણો સાથી હોય છે. માણસને જેટલી

વધુ કામનાઓ અને તીવ્ર આસક્તિ તેટલો ભયનો વિસ્તાર વધારે માણસને ધાર્મિક થવા, સદ્દગુણી થવા, સુખી થવા અભયની મૂડી સૌથી પ્રથમ જોઈએ. માણસમા જે બધા ગુણો જોઈએ, તેમા સેનાપતિ સ્થાને અભયનો ગુણ રહેલો છે. સેનાપતિ વિનાનુ કોઈ લશ્કર કલ્પી શકાતું નથી અને નબળો સેનાપતિ હોય તો સજ્જ લશ્કરને પણ વિજય હાસલ કરવો મુશ્કેલ બને છે. ગુણોમા અભય એ સેનાપતિપદે છે.

પરંતુ સેનાપતિનુ પદ જેમ કોઈને સીધુ પ્રાપ્ત થતુ નથી. ઉત્તરોત્તર પાયરીઓ ચડીને, કાર્યદક્ષતા પુરવાર કરીને તે છેવટે પ્રાપ્ત થાય છે, તેમ અભયનો ગુણ પણ કેવળ ઇચ્છા કરવા માત્રથી પ્રાપ્ત થઈ શકતો નથી. કોઈ એમ વિચારે કે બીજા ગુણો કેળવ્યા વિના હુ એક અભયનો મુખ્ય ગુણ સાધ્ય કરી લઈશ તો એ મૂડી હાસલ થઈ શકે તેવી નથી કોઈ વેપારી એમ કહેતો નથી કે મા એક રૂપિયાની, પાચ રૂપિયાની, સો રૂપિયાની, હજાર રૂપિયાન પડી નથી, હુ તો સીધો લક્ષાધિપતિ થઈશ. વેપારી સારી પેં સમજતો હોય છે કે એ બધાનો સરવાળો થાય તો જ એ લખપતિ થઈ શકે. જેની પાસે દસ રૂપિયા નથી, તેની પાસે સો રૂપિય શી રીતે હોઈ શકે? હજાર રૂપિયા નથી તેની પાસે લાખ રૂપિય ક્યાથી હોય? અને જેની પાસે લાખ રૂપિયા છે તેની પાસે હજાર સો કે દસ રૂપિયા છે કે નહિ તે પ્રશ્ન જ ઊભો થતો નથી. લાખમા એ સૌ આવી જ જાય છે.

છતા એવુ બનવાનુ અસભવિત નથી કે જેની પાસે ગઈ કાલે દસ કે સો રૂપિયા ન હોય તે રાતોરાત લાખ રૂપિયા ધરાવતો બની જાય. પરતુ એ વેપારી ન હોય, લૂટારો હોય. તે જ પ્રમાણે જેનામા બીજા ગુણ ન હોય તોપણ અભયની મૂડી જોવા મળે તો એ ધર્મિષ્ઠ ન હોય, જાલિમ હોય. જેમનામા બીજા ગુણ ઓછાવત્તા હોય તે પણ અભયની મૂડી ધરાવતા જોવા મળતા નથી. ત્યારે, એ

વિના એ મૂડી હોય તો એ ચોર, લૂંટારો, જાલિમ હોય શકે. એ ગુણના લક્ષણને લીધે તે જાનને જોખમમાં મૂકીને ધાડ પાડવાની હિંમત કરે છે. પરંતુ સેનાપતિ એ જેમ લૂંટારો નથી, સંરક્ષક છે, તેમ અભયનો ગુણ પણ સંરક્ષક છે—લૂંટારો નથી. સંરક્ષકને કેવળ સંહાર જ કરવાનો નથી, રક્ષણ પણ કરવાનું છે. દુશ્મન લશ્કરનો સંહાર અને નાગરિકોનું રક્ષણ. આ દુશ્મન તરફ એ વજ્ર જેવો કઠોર હોય છે અને નાગરિકો તરફ પુષ્પ જેવો કોમળ-સહૃદયી હોય છે. અભયનો ગુણ જેનામાં સેનાપતિ પદે છે તે સજ્જન પણ એ કારણે દુર્ગુણો તરફ વજ્ર જેવો કઠોર અને સદ્દગુણો તરફ પુષ્પ જેવો કોમળ હોય છે.

આથી અભય એ એવો ગુણ-મૂડી છે કે એમાં બીજા ગુણો આપોઆપ સમાઈ જાય છે. જેમ નાની નાની રકમનો સરવાળો થતાં લાખની મૂડી થાય છે, તેમ બીજા ગુણોનો જેમ જેમ સરવાળો વધતો જાય તેમ તેમ અભયની મૂડી વધતી જાય છે. મતલબ કે જે અભયની મૂડી હાંસલ કરવા માગે છે તેણે બીજા ગુણોની મૂડી સંપાદન કરવી જ રહી! પરન્તુ એ ગુણ કેટલા પ્રમાણમા હાંસલ થાય છે તેની કસોટી અભયનો ગુણ કેટલો વિકસ્યો છે તે ઉપર છે. માણસ ડગલે ને પગલે બીજાઓ પોતાના વિષે શું કહેશે 'તેમ ડરી ડરીને જીવતો હોય અને એણે જે સદ્દગુણી આચરણ કરવું જોઈએ તે ન કરતો હોય અને તેનો દોષ સમાજ એવો બગડી ગયો છે કે સીધી રીતે જીવવું મુશ્કેલ છે તેમ આશ્વાસન લેતો હોય તો એ કાયરતા છે.

સમાજ બગડી ગયો છે એટલે જીવાશે શી રીતે તેવી બીક સેવવામાં આવતી નથી, કારણ કે જિજીવિષા એવી પ્રબળ છે કે કોઈ પણ ભોગે જીવન ટકાવવા એ મજબૂર બને છે. સમાજ બગડી ગયો છે એટલે પોતે હવે કમાશે શી રીતે તેવી બીકને વશ થઈને લાચાર બનતો નથી, કારણ કે ધનની કામના પણ એવી પ્રબળ છે. ફક્ત સદ્દગુણી જીવન ગાળવાની વાત આવે છે ત્યારે જ સમાજ

બગડી ગયો છે તે ભય આગળ કરવામાં આવે છે. કારણ કે જિજીવિષા, અને અર્થની કામના જેટલી તીવ્ર છે તેટલી સદ્ગુણની તીવ્રતા નથી. એ મિલકત વિના પણ ચાલશે તેમ માની લેવામા આવ્યું છે. જો સાચુ જ્ઞાન થયુ હોય તો એ મૂડીની તીવ્રતા પણ એટલી જ પેદા થવી જોઈએ અને અભયની સૌથી મોટી મૂડીએ પહોચવાની તૈયારી રાખવી જોઈએ

# હુંપણું કમળાનો રોગ છે

કમળો થયો હોય તે માણસને બધું પીળું દેખાય છે. મતલબ કે કમળાને લીધે એ પદાર્થનો મૂળ રંગ જોઈ શકતો નથી. એ જ રીતે હું પણ, અહમ્ એ કમળાનો રોગ છે. પોતાની જાતનું પ્રમાણ બહારનું મહત્ત્વ આંકવાથી અભિમાન પેદા થાય છે. આથી આ સંસારને અને પોતાને સાચા સ્વરૂપમાં જે ઓળખવા માગે છે તેણે સૌ પ્રથમ કમળાના રોગથી મુક્ત થવું જોઈએ.

ગીતાએ દૈવીસંપત્તિમાં અભયને પ્રથમ સ્થાન આપ્યું છે, તો ગુણોમાં – જ્ઞાનમાં અમાનિત્વને એવું જ પ્રથમ સ્થાન આપ્યું છે. આ અભિમાનરહિતપણું ત્યારે આવે કે પોતાના પ્રત્યે મમત્વનો અભાવ હોય, તટસ્થભાવ હોય સર્વ પ્રત્યે પોતાપણાનો ભાવ હોય તો તટસ્થતા આવે જ્યાં અભિમાન ગયું ત્યાં નમ્રતા આવીને ઊભી જ રહે.

આ સદ્ગુણ બુદ્ધિથી તરત સમજાઈ જાય છે, પરંતુ એ આરોગ્ય ઘણા ઓછાને જીવનમાં પ્રાપ્ત થાય છે. પંડિતો પણ અહમ્‌ના કમળાના રોગથી મુક્ત થઈ શકતા નથી. કારણ કે, એ આરોગ્ય પ્રાપ્ત કરવા જે મૂડી જોઈએ તે પંડિતોએ પણ પ્રાપ્ત કરી હોતી નથી હું જે છું તે આ દેહ નથી, પરંતુ દેહ રૂપી બાટલીમાં વસતો આત્મા એ હું છું. દૂધ બાટલીમાં ભરીને ગ્રાહકને ઘેર પહોંચાડવામાં આવે છે. ગ્રાહકને ખબર હોય છે કે બાટલી એ દૂધ નથી, એથી તે બાટલીને પીવાની ચેષ્ટા કરતો નથી, પરંતુ એની અંદર રહેલું દૂધ પીએ છે. એ જ રીતે માનવીને જે દેહ મળ્યો છે, તે આત્મતત્ત્વ, અમૃત ખાતર

મળ્યો છે. આથી જે આત્મતત્ત્વ ખાતર જીવે છે, એ દૂષિત ન થાય તેની ચિંતા રાખે છે, તે કમળાના રોગથી મુક્ત રહી શકે છે. બાકી જે દેહ માટે જીવે છે અને દેહની ઇન્દ્રિયોમાં ઊઠતી વાસનાઓને સંતોષવામાં સુખ માને છે, મન અને બુદ્ધિની આકાંક્ષાને પ્રાપ્ત કરવા ઘસડાય છે અને અંતઃકરણ–આત્મિક જિજ્ઞાસાની પરવા કરતો નથી, તે ગમે તેવો બુદ્ધિશાળી હોય, ધ્યાન કે યોગમાં પારંગત હોય કે સંન્યાસીનો અપરિગ્રહ પાળતો હોય પણ એ અહમ્–કમળાના રોગથી મુક્ત થઈ શકતો નથી.

આત્મતત્ત્વ એ હું છું એમ જે પિછાનતો નથી અને દેહ, ઇન્દ્રિયો, બુદ્ધિ, મન વગેરે હું છું તેમ માણસ માને છે એટલે અહમ્‌થી એ મુક્ત રહી શકતો નથી. જીવનમાં એને જે જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેનું કર્તૃત્વ એ પોતાના માથે લે છે. પોતાના બાહુબળથી, બુદ્ધિથી, સાહસથી પોતે સિદ્ધિ મેળવે છે તેમ માની એ ફુલાય છે. આથી જેમને પોતાના જેવી સિદ્ધિ મળી નથી તેમના તરફ એ તુચ્છભાવ સેવે છે. લોકો નમાલા છે, નાલાયક, કાયર છે, મૂર્ખ છે વગેરે અવગુણો આરોપીને એમને હલકા માને છે. જેમણે એમના કરતાં વધુ સિદ્ધિ મેળવી છે તેમના તરફ ઈર્ષાભાવ જન્મે છે. પોતે જે સિદ્ધિ મેળવી છે તે પોતાની લાયકાતથી મેળવી છે અને બીજાઓને જે મળી છે તે વગર લાયકાતે ! અમુક ખટપટ કરીને આગળ વધ્યો છે, બીજો નસીબ આધીન પૈસાદાર સસરો મળવાથી ફાવી ગયો, કોઈને ઉજ્જડ ગામમાં એરંડા જેવી સ્થિતિની તક મળી ગઈ, અમુકે ફગોફટકો કર્યો એમ વિવિધ કારણો માનીને એ સિદ્ધિ પોતા કરતાં ઊતરતી છે તેમ એ આત્મવંચના કરે છે. જ્યારે એ જ દોષો પોતાની સિદ્ધિમાં ઉઘાત હોવા છતાં એને એ કુશળતા, કુનેહ, જીવનસંઘર્ષની યુદ્ધકળા વગેરે ગુણોથી નવાજે છે !

ઈર્ષાવૃત્તિ કેવળ આત્મવંચના કરીને જ અટકી જતી નથી, પરંતુ એ સર્પના વિષ જેવી છે. સર્પ જે આહાર કરે છે તે

આહાર નોળિયો પણ કરતો હોય છે. છતાં સર્પમાં એ આહારમાંથી વિષ પેદા થાય છે અને નોળિયામા નથી થતું. સર્પનું વિષ એ એના આહારનું પરિણામ નથી, પરંતુ એની પ્રકૃતિનું ફળ છે. ઈર્ષા પ્રકૃતિનું ફળ છે. વેરવૃત્તિથી સર્પ કઈ ગુનેગારને ડસે છે અને નિર્દોષને એ આભડતો નથી, એવું જોવા મળતું નથી. સર્પદંશના જે બનાવો બને છે બધામા સાપ પગ નીચે આવવાથી ડસ્યો છે તેવું કહી શકાતું નથી. સાપ પોતે શરીરનો સ્પર્શ થતાં કરડે છે અને તેમા તેના ભોગ થનારનો કંઈ દોષ હોતો નથી. ઈર્ષામાંથી જન્મતી વેરવૃત્તિનુ પણ એવું જ છે.

માણસના સ્વાર્થ અથડાય અને એકનો સ્વાર્થ બીજાને હણે તો જ ઈર્ષા – વેર જન્મે છે તેવું બધી વખત જોવા મળતું નથી. બે પાડોશીઓનો ધંધો જુદો છે, બંને એકબીજાના હરીફ હોતા નથી, પરંતુ બંને શ્રીમંત થવા માગતા હોય છે અને એક થઈ શકતા નથી એટલે પાડોશી તે સિદ્ધિ મેળવે છે તે કારણે એના તરફ ઈર્ષાભાવ જન્મે છે. એ કારણે પાડોશીના ગુણ દેખાતા નથી અને જે ગુણ છે તે અવગુણ તરીકે પીળા દેખાય છે. એ જ રીતે જે પાડોશી નથી, પરંતુ એક ધંધામાં પડેલા છે, તેમાં એકને સંજોગો યારી આપે છે અને બીજાને નથી આપતા તેમાં પેલાનો કોઈ હિસ્સો નથી, છતાં એના તરફ ઈર્ષા જન્મે છે.

આ ઈર્ષાનું વિષ ખતરનાક છે. સાપ વિષે જેમ કહેવત છે કે દૂધ પાઈને સાપ ઉછેર્યો, મતલબ કે દૂધ પાનારને જ સાપ ડસ્યો! આમાં સાપના દોષ કરતાં એની પ્રકૃતિનો દોષ છે. વિષ પેદા થાય છે અને તેને કારણે એને કરડવાની વૃત્તિ પ્રબળ બનેલી છે એટલે તે દૂધ પાનાર પાલકને ન ડસવું જોઈએ તેટલો વિવેક બતાવી શકતો નથી. આ કહેવત અંગે એક વિવાદ પણ ઊભો થતો જોવા મળે છે કે સાપ દૂધ પીતો જ નથી, પછી તેને દૂધ પાઈને ઉછેરવાની કહેવત જ ખોટી છે. શબ્દાર્થ તરીકે આ કહેવત વિજ્ઞાન ખોટી પાડે તોપણ એનો

તત્વાર્થ બદલાતો નથી. દૂધનો ઉલ્લેખ એ ઉત્તમ ખોરાક છે એ અર્થમાં કરવામાં આવ્યો છે. સાપ એ ખોરાક લેવા છતાં વિષ પેદા કરે છે. વળી એ વિષ પેદા થવાથી તે પાલક કે વેરીનો ભેદ કરી શકતો નથી અને બનેને ડસે છે.

ઈર્ષાનું પણ એવું છે. માણસમાં તે અહમને લીધે જન્મે છે એટલે તેનો ભોગ પ્રગટ રીતે પારકાઓ થતા જોવા મળે છે, તો અપ્રગટ રીતે આત્મીયજન, મિત્રો-સ્નેહીઓ થતા હોય છે. સગા ભાઈઓને સારું બનતું હોય છે અને એકબીજાની સહાયમાં ઊભા રહેતા હોય છે. છતાં એ ભાઈઓના ઊંડા ખૂણામાં એકબીજા પ્રત્યે ઈર્ષા નથી હોતી એમ દરેક વખત કહી શકાય ખરું ? બહારથી શુભ ઇચ્છતો અને તે માટે પ્રગટ પ્રયત્ન કરતો ભાઈ જ્યારે પરિણામ એથી ઊલટું આવે છે ત્યારે એક પ્રકારનો હર્ષ અનુભવતો હોય છે. આ સ્થિતિ અપ્રગટ રહે છે એટલે બીજાની જાણમા આવતી નથી, પરંતુ એના પોતાનાથી અજાણ હોતી નથી. મિત્રોની બાબતમા પણ આવું બનતું હોય છે. એનો અર્થ આ લોકો દુષ્ટ છે શુ ? જો દુષ્ટ નથી તો આ પ્રકારની હીન ઈર્ષાવૃત્તિને વશ શાથી થાય છે ? કારણ કે, એમની અદર અહમને લીધે ઈર્ષાનું ઝેર પેદા થતું હોય છે—સાપની અદર જેમ થતું હોય છે તેમ. સાપ પ્રાણી કોટિમા છે એટલે દૂધ પાનારા પાલકને એ ન ડસવાનો વિવેક કરી શકતો નથી, જ્યારે મિત્ર–ભાઈ માણસ છે એટલે તે વિવેક કરી ઈર્ષાને વશ થઈ ભૂડું કરવા પ્રવૃત્ત થતા નથી, પરતુ આપોઆપ એ પરિણામ આવે છે તો એ ઈર્ષાનું વિષ મનોમન રાચ્યા વિના રહી શકતું નથી.

આ દર્પથી માણસ મુક્ત થઈ શકતો નથી તેનું કારણ દેહાભિમાન છે. હું જ આ બધું કરું છું. મારી બુદ્ધિનો એ પ્રતાપ છે. મારા જ પરાક્રમનું એ ફળ છે. આમ, હું દેહ છુ તે કક્ષાએ માણસ જ્યા સુધી રાચ્યા કરે છે ત્યાં સુધી એ માનીપણામાંથી મુક્ત થઈ શકતો નથી. પરતુ હું દેહ નથી, આત્મતત્ત્વ છું એમ એ માનીને

કમળા વિનાની આરોગ્યપ્રદ નજરે જગતને જોવા લાગે છે ત્યારે એને દુનિયા જુદી જ દેખાય છે.

માણસ જ્યારે દેહાભિમાનથી પર થઈને જુએ છે ત્યારે એની સિદ્ધિ એ એના આગવા કર્તૃત્વનું પરિણામ હોય તેમ દેખાતું નથી. હાલ ઇન્દિરા ગાંધી વડાપ્રધાન છે. એ પોતે માને કે એ પદ પ્રાપ્ત થવામાં પોતાનું આગવું કર્તૃત્વ છે અને કામરાજ માને કે મારું કર્તૃત્વ છે, તો એ બંને સાચાં નથી. કામરાજને ખાતરી થઈ હતી કે મોરારજીભાઈની સામે કોઈ હરીફ જીતે એવો ઊભો કરવો હોય તો વધુમતી ઇન્દિરાને મળે તેમ છે. આ ઇન્દિરાબહેનના ગુણ પક્ષે હતું. એ જ રીતે બીજા હરીફોને અંદર અંદર કપાઈ મરતા બચાવી મોરારજીભાઈ સામે એક રાખવાની કુનેહ કામરાજની હતી. બંનેના સંયુક્ત બળનું એ પરિણામ છે. કામરાજને જો ખાતરી થઈ હોત કે ઇન્દિરાબહેન મોરારજીભાઈ સામે ટકી શકશે નહિ, તો એ એમની ઉમેદવારીને ટેકો ન આપત. બંનેએ એ જીતનું કર્તૃત્વ આગવું પોતાની ઉપર લેવું ન જોઈએ. એટલું જ પૂરતું નથી, જો ભારતે આઝાદી પ્રાપ્ત કરી ન હોત તો એ સ્થાન ઇન્દિરાબહેનને મળવાનું ન હતું. આઝાદી પહેલાં ટિળક, મોતીલાલ, ચિત્તરંજનદાસ, ગોખલે વગેરે મહાન નેતાઓ એ પદ પ્રાપ્ત ન કરી શકયા તેનું કારણ શું એમની યોગ્યતા ન હતી? ઇન્દિરાબહેન કરતાં ઓછા શક્તિશાળી હતા? પરંતુ તે વખતે આઝાદી જ ન હતી, પછી એ સ્થાન મળે જ ક્યાંથી? આઝાદી પછી સરદાર વલ્લભભાઈ, ગોવિંદ વલ્લભ પંત, મૌલાના આઝાદ, રાજેન્દ્રબાબુ વગેરે નેતાઓ શું ઇન્દિરાબહેન કરતાં ઊતરતા હતા કે એ સ્થાન એમને પ્રાપ્ત ન થયું? જવાહરલાલ નહેરુની પ્રતિભા એ સૌથી વધુ તેજસ્વી હતી એટલે એમને એ પદ પ્રાપ્ત થયું. નહેરુ પહેલાં એ સૌએ વિદાય લીધી છે, બાકી એમાંના કોઈને તે સ્થાન પ્રાપ્ત થયું હોત.

આઝાદીના મુખ્ય સેનાનીઓમાં રાજાજી, કૃપાલાની, જયપ્રકાશ

ઉયાત છે, પરંતુ એ કોંગ્રેસ છોડી ગયા છે, બાકી એમાંથી કોઈની પસંદગી થઈ હોત મોરારજીભાઈ કોંગ્રેસમાં છે, નહેરુ સરકારમાં એ બીજું સ્થાન ધરાવતા હતા અને સિનિયોરિટી પ્રમાણે એ સ્થાનના અધિકારી પોતાને એ માનતા હતા અને એ હકલાયકાતને લીધે નહેરુ પછી એમણે તે પદ મેળવવા આકાંક્ષા રાખી પણ લાલ બહાદુર શાસ્ત્રીને તે સ્થાન મળ્યું. શાસ્ત્રી મોરારજીભાઈના સમકક્ષ નેતા ગણાય, પરંતુ તે પછી સરકારમાં સાવ નવાં અને ઉંમરમા જુવાન એવાં ઇન્દિરાબહેનને તે સ્થાન પ્રાપ્ત થયું અને મોરારજીભાઈ બીજે સ્થાને તો શું પણ પ્રધાનમંડળમા સ્થાન ન પામ્યા, તો શું મોરારજીભાઈ એ સ્થાનને માટે લાયક નથી અને ઇન્દિરાબહેન વધુ લાયક છે?

મોરારજીભાઈની ઉત્તરોત્તર ચડતી જો કેવળ એમની આગવી શક્તિનું બળ હતું, તો એ શક્તિ છેલ્લાં વરસોમાં મહાત શી રીતે થઈ? ગણિતના હિસાબ પ્રમાણે તો નહેરુ પછી એમને તે સ્થાન પ્રાપ્ત થવું જોઈતું હતું. એનાં બાહ્ય કારણો આપી શકાય તેમ છે કે એ શક્તિશાળી હોઈ તે પદના જે હરીફો છે તે એમને જૂથબંધી કરીને દૂર રાખવા એક થયા છે. ઇન્દિરાબહેન જેવા નવાં-બીન અનુભવી વડાંપ્રધાન થાય તો બીજા પ્રધાનોને નિરંકુશ સત્તા ભોગવવાની તક મળે અને મોરારજીભાઈ હોય તો એમના ઉપર અંકુશ આવે. રાજ્યોના મુખ્ય પ્રધાનોને લગામ લેવી પડે. વળી મોરારજીભાઈ જક્કી સ્વભાવના છે તે કારણે એ વિવાદાસ્પદ પ્રશ્નમાં સમાધાનભર્યું વલણ ન લે તેથી પ્રધાનમંડળમાં અને પક્ષમાં એકતા ન જળવાય. પરંતુ સાચું કારણ એ છે કે કોઈ સિદ્ધિ કેવળ માણસની અંગત શક્તિનું એકમાત્ર પરિણામ હોતું નથી. અર્જુન મહાભારતના યુદ્ધનો મહાન વિજયી યોદ્ધો હતો, છતાં દ્વારકાથી યાદવોની નિરાશ્રિત સ્ત્રીઓને આશ્રય આપવા એ હસ્તિનાપુર લઈ આવતો હતો ત્યારે જે ગાંડીવ ધનુષ્યથી એ કુરુક્ષેત્ર જીત્યો હતો, તે સાથમાં હોવા છતાં ભાબાએ એને મહાત કર્યો હતો અને એના રક્ષણ નીચેની સ્ત્રીઓને

લૂટી લીધી હતી.

સમય સમય બળવાન છે, નહિ પુરુષ બળવાન,
કાબે અર્જુન લૂટિયો એ જ ધનુષ્ય એ જ બાણ !

જો અર્જુન અભિમાન કરતો હોય કે મારા બાહુબળથી મહાભારતનુ યુદ્ધ જીત્યો, તો કાબાથી લૂટાયો એ પણ એ જ અર્જુન હતો જો એને ગાડીવનુ અભિમાન હોય તો એ જ હથિયાર તે વખતે પણ હતુ બાણવિદ્યા પણ એની એ હતી સજોગોનો પણ એ દોષ કાઢી શકે તેમ નહોતો એ જેમ એકલો યોદ્ધો હતો, તેમ સામે કાબો પણ એકલો જ હતો ભૂતકાળમા એણે એકલે હાથે મોટા સૈન્યોને પરાજિત કર્યા હતા કાબો એ સૌની વિસાતમા તુચ્છ હતો આમ સજોગો, કર્તા, કર્મ અને ક્રિયાનો સમન્વય થયો હતો, છતા અર્જુનનો પરાભવ થયો, કારણ કે પાચમુ દૈવ એમા ભળ્યુ ન હતુ

કામરાજ કોગ્રેસ પ્રમુખ તરીકે બીજી વખત ચાલુ રહે તેમ મોરારજીભાઈ ઇચ્છતા ન હતા સજોગો મોરારજીભાઈની તરફેણમા હતા પ્રમુખે એક ઓફ્કથી વધુ સમય ન રહેવુ તેવો ઠરાવ થયેલો હતો પરતુ તે ઠરાવ બદલવા બેગલોરની મહાસમિતિમા સુધારો આવ્યો અને મોરારજીભાઈએ પોતાના જીવનની એક કટોકટી તરીકે એને વર્ણવી વિરોધ કર્યો શાસ્ત્રીજીની વિનતીથી એ ઉપર મતદાન કરવાનો આગ્રહ એમણે જતો કર્યો અને ખાસ સજોગોમા પ્રમુખને બીજી વખત ચૂટાવાનો મૂળ ઠરાવમા સુધારો ઉમેરીને પસાર થયો તે પછી ચૂટણી થઈ હોત તો કામરાજ ચૂટાત કે નહિ તે ભવિષ્યનો પડદો ખૂલવાની તક જ ઊભી ન થઈ પાકિસ્તાનનુ આક્રમણ આવી પડતા સસ્થાની ચૂટણી મુલતવી રહી અને કામરાજ પ્રમુખ તરીકે ચાલુ રહ્યા આ જે પરિસ્થિતિ ઉદ્ભવી તે કાબૂ બહારની કહી શકાય અને તે મોરારજીભાઈને માટે દૈવી ગણી શકાય આથી ભવિષ્યમા મોરારજીભાઈ જો એ પદ ઉપર આવે તો એ કેવળ એમની

શક્તિનું પરિણામ ન માનવું જોઈએ પણ દૈવ અનુકૂળ થયું એટલે તે સ્થાન મળ્યું. બાકી કેવળ શક્તિ, લાયકાતના જોરે જ પ્રાપ્ત થયું માનવામાં આવે તો એ બધા ગુણો સત્તા ઉપર ન આવવાના કાળમાં પણ હયાતી ધરાવતા હતા.

જ્યારે મનુષ્ય સિદ્ધિને કેવળ પોતાનું આગવું પરાક્રમ માનતો નથી, પરંતુ પોતે કેવળ નિમિત્ત છે એમ આત્મતત્ત્વની નજરે જોઈ શકે છે ત્યારે કર્તૃત્વના અભિમાનથી એ દૂર રહી શકે છે. જ્યાં અહમ્ ગળી જાય છે ત્યાં પોતાને ફાળે સિદ્ધિનું ફળ આવ્યું હોય તોપણ એ ફુલાઈ જતો નથી. બીજાઓને એવું ફળ મળ્યું નથી તે કારણે એ તુચ્છ છે તેમ એ માનતો નથી અને જેમણે વધુ સિદ્ધિ પ્રાપ્ત કરી છે તેમના તરફ ઈર્ષ્યાભાવ જાગતો નથી. આમ કમળા વિનાની આરોગ્યપ્રદ દૃષ્ટિ પ્રાપ્ત થવાથી એ પોતાને અને સંસારને શુદ્ધ સ્વરૂપે જોઈ શકે છે.

અભિમાન જ્યાં ગયું ત્યાં નમ્રતાના ગુણે આસન જમાવ્યું જ માનવાનું. જે મનુષ્યમાં કર્તૃત્વનું અભિમાન ન રહ્યું, તે એને કારણે મળતાં ધન, સત્તા, કીર્તિ વગેરે ફળ ગ્રહણ કરવા છતાં અહમ્‌ને વશ થતો નથી. રામની પાદુકાને અયોધ્યાની ગાદી ઉપર મૂકી ભરતે જેમ પ્રતિનિધિ તરીકે રાજ્યનો ભોગવટો કર્યો હતો અને તેની રૂએ હક-માન સ્વીકાર્યા હતાં, તેવું વર્તન નિરહંકારપણું જેનામાં આવ્યું છે તેનું જોવા મળે છે. મહાત્મા ગાંધીને પ્રેમ, કીર્તિ ઓછાં નહોતાં મળ્યાં. તે ઇચ્છે તોપણ એનાથી દૂર ભાગી શકે તેમ ન હતું. પરંતુ એ કીર્તિ પ્રાપ્ત થવા છતાં એમનામાં અભિમાન નહોતું આવ્યું. વધુ ને વધુ નમ્ર બનતા ગયા હતા. આવા નમ્ર માનવીને એના કાર્ય બદલ લોકો માન આપે ત્યારે એ તેનાથી ફુલાતો નથી. એ માનનો, પ્રેમનો સ્વીકાર કરતો હોવા છતાં એ પોતાના કર્તૃત્વનું પરિણામ છે તેમ અભિમાનને વશ થતો નથી. તે સ્વીકારતી વખતે એ વધુ નમ્ર બને છે કે લોકો કેવા ગુણગ્રાહી છે કે પોતાના નાના

કાર્ય બદલો આટલો મોટો આપે છે. તેનામા ભરતભાવ વસેલો હોય છે એટલે એ કયારેય ધન કીર્તિ, પદ પાછળ દોડતો નથી, પરતુ એના કાર્યને લીધે એ પદો એની પાછળ દોડે છે સિદ્ધિ અભિમાની અને નમ્ર બનેને મળે છે. પરતુ બનેના વર્તનમા બે ધ્રુવ જેટલુ અતર રહે છે અભિમાની સિદ્ધિ પાછળ દોડે છે અને તેને કારણે પોતાના આત્માને–ગૌરવને હણે છે નમ્ર, નિરભિમાની કાર્યમા રત હોય છે અને સિદ્ધિ એની દાસી બનીને પાછળ પાછળ આવે છે આ સિદ્ધિ એના ગૌરવને ઉજાળે છે.

જે વાસણમા દૂધ રાખવાનુ હોય છે તેને માજીને સાફ કરવુ પડે છે જો પાત્ર અસ્વચ્છ હોય તો એમા ભરેલુ દૂધ ફાટી જાય છે જે વ્યક્તિ સદ્‌ગુણો રૂપી દૂધ એના જીવનપાત્રમા સઘરવા માગતી હોય તેણે અભિમાનની અસ્વચ્છતા ન રહે તેમ એને માજી નાખવુ રહે છે અને નમ્રતાની સ્વચ્છતા કાયમ સાચવવી પડે છે જો આ બાબતમા બેદરકારી રાખવામા આવે તો બીજા સદ્‌ગુણો શુદ્ધ સ્વરૂપે જીવનમા માનવી જાળવી શકતો નથી. આથી નિરહંકારીપણુ, નમ્રતા એ બીજા ગુણોને શુદ્ધ સ્વરૂપે જાળવવાનુ સ્વચ્છ જીવનપાત્ર છે

## દંભ–સ્થૂલ અને સૂક્ષ્મ

જ્યા અભિમાન ત્યા દભ ખરો જ પરતુ એનુ સમીકરણ એવુ નથી કે જ્યા અભિમાન નહિ ત્યા દભ પણ નહિ જો એવુ હોત તો ગીતાએ નિરભિમાનપણામા અદભપણુ આવી ગયું માની એનો જુદા ગુણ તરીકે ઉલ્લેખ કર્યો ન હોત. અહમ્‌ને દભના વાઘા પહેર્યા વિના ચાલતું નથી. એ ન પહેરે તો એની પોકળતા ખુલ્લી પડી જાય. અભિમાનીમા પોતાની શક્તિ કરતા વધુ દેખાડવાની વૃત્તિ છે એ કારણે દભનો આશરો લેવો પડે છે. પરતુ જે નિરભિમાની છે તેને પોતાની સાચી શક્તિ જગત જાણે તેવી ઇચ્છા નથી હોતી એમ ન કહી શકાય એને અભિમાન નથી પોષવુ, ગૌરવ સ્થાપવુ છે અભિમાનમા પોલાપણુ છે અને ગૌરવમા નક્કરપણુ છે એમા અહમ્ નથી, આસક્તિ છે અહમ્ સાથેનો દભ પ્રગટ છે જે નગી આખે જોઈ શકાય છે આસક્તિનો દભ સૂક્ષ્મ છે, વ્યક્તિ પોતે આતરવૃત્તિથી જુએ તો જ દેખી શકે

માનવીમા ગૌરવ લઈ શકાય એવી સમૃદ્ધિ હોવી જોઈએ પરતુ એ સમૃદ્ધિ પ્રદર્શન માટે નથી દૈવીસપત્તિ તરીકે જીવન માટે છે માણસ પાસે ધન હોય છે, તેને એ દીવાનખાનાના શોકેસમા મૂકતો નથી, તિજોરીમા કોઈની નજરે ન ચડે તેમ મૂકે છે તિજોરીમા મૂકવા પાછળ ચોરીનો ભય છે એ સાચુ, છતા એ ભય ન હોય તોપણ શાણો માણસ એને શોકેસમા મૂકવાનુ નથી ઇચ્છતો

રવિશકર મહારાજ આ અગે એક પ્રસગ એમના વ્યાખ્યાનમા

અવારનવાર ટાંકતા હોય છે. એક શેઠે ગામડાંની એની દુકાન સાંજે બંધ કરીને જે વકરો થયો હતો તે રકમ કોથળીમાં ભરીને હાથમાં લીધી, અને તે કોઈની નજરે ન પડે માટે ખભા ઉપરનો ખેસ ઓઢી લઈ હાથ ઢાંકી દીધો. મહારાજને થયું કે આ તો ગામડું ગામ છે અને શહેરની માફક રસ્તે કોઈ ચીલઝડપ મારીને લૂંટી જાય તેવી બીક નથી, છતાં આ શેઠે નાણાકોથળી છુપાવી શું કામ? ગામમા ચોરીનો પણ ઉપદ્રવ ન હતો કે એ રીતે એમના હાથમાં સિલક જુએ તો રાત્રે ઘરમાં ખાતર પડે. મહારાજે પોતાનો આ ભાવ શેઠને જણાવ્યો. શેઠે ચીલઝડપ કે ચોરીનો ભય નકારી કાઢતાં કહ્યું કે એવી બીક ન હોય પણ ધનનું પ્રદર્શન થાય તેવી રીતે વર્તવું ન જોઈએ. ઈર્ષા, હતાશા કે દુર્વૃત્તિ એ પ્રદર્શનમાંથી કોઈને જાગે તેવો ભય રહેલો છે.

આ મનોવૃત્તિ કેવળ ધનના પ્રદર્શનમાંથી જાગે છે એવું નહિ, પરંતુ બીજા પ્રકારની સમૃદ્ધિના પ્રદર્શનમાંથી પણ પ્રગટે છે. જે લોકો અભિમાની નથી, અને કેવળ એમની શક્તિના પ્રતાપે ધન, સત્તા, પદ કે કીર્તિ પ્રાપ્ત કર્યાં હોય છે તેમાંના એક વર્ગ તરફ લોકોને ઈર્ષા હોતી નથી અને બીજા તરફ હોય છે. બને શ્રીમંત હોય છે, નિરભિમાની હોય છે, ધનનો સદ્વ્યય કરતા હોય છે, પરંતુ એકમાં પ્રદર્શનવૃત્તિ હોય છે. પોતે શ્રીમંત છે, દાતા છે તે લોકોએ જાણવું જોઈએ અને બીજાને મોટાઈ દેખાડવાની વૃત્તિ નથી. આથી એક તરફ ઈર્ષાભાવ, નિંદાવૃત્તિ જન્મે છે અને બીજા તરફ માનવૃત્તિ.

માણસની જીવાદોરી હૃદય છે, એ હૃદયને પુરવઠો પૂરું પાડનાર જઠર છે અને દેહ આખાની જવાબદારી સંભાળનાર મગજ છે. છતાં માણસ ક્યારેય એમ નથી વિચારતો કે લાવ એનું પ્રદર્શન કરું. એ કાયમ તિજોરીમાં છુપાયેલાં રહે છે. દુનિયાને તો શરીરના બાહ્ય અંગો જ જોવા મળે છે, એટલું જ નહિ પણ વ્યક્તિને ખુદને પણ તે નજરોનજર જોવા મળતાં નથી. છતાં એમની મહત્તા

ઢંકાયેલી રહેતી નથી શરીરની તંદુરસ્તી, બૌદ્ધિક તેજસ્વિતા અને આત્મિક તેજ છૂપુ રહેતુ નથી.

માણસે પણ પોતાની સાચી સમૃદ્ધિ બતાવવાની છે તે પોતાના કાર્ય દ્વારા. ધન જેમ તિજોરીમા છૂપુ રહેવુ જોઈએ તેમ ગુપ્તદાન દ્વારા એ સમાજમા વહેતુ પણ થવુ જોઈએ. માણસની મોટાઈનુ પ્રદર્શન થવાની જરૂર નથી, પણ એ કાર્ય દ્વારા ગુપ્ત રીતે સમાજમા ફેલાઈ જવુ જોઈએ. કોઈ વિદ્વાનની મોટાઈ સમાજે ન જાણી તેથી એ એળે ગઈ તેમ માનવાને કારણ નથી તેના વિદ્યાર્થીઓ દ્વારા તે અપ્રગટ રીતે સમાજમા ફેલાઈ જાય છે એની સમૃદ્ધિએ સમાજની સમૃદ્ધિમા વધારો કર્યો છે. એ પંડિતાઈનુ પ્રદર્શન ન થવાથી બીજામા ઈર્ષાભાવ જાગ્યો નહિ અને એના વિદ્યાર્થીઓમા માનવૃત્તિ છલકાતી રહી છે. મતલબ કે માણસમા પોતાની સાચી મોટાઈનુ ગૌરવ સમાજ કરે તેવી વૃત્તિ ન હોવી જોઈએ આ ગુણને અદંભ કહ્યો છે

આનો અર્થ એવો નથી કે સમાજે નગુણા થવુ અને કોઈની સમૃદ્ધિનુ ગૌરવ ન કરવુ. વ્યક્તિ માનીપણાથી દૂર રહે એટલે એને માન આપવાની જરૂર નથી એમ સમાજે સમજવાનુ નથી માની પણાથી અને દંભીપણાથી દૂર રહેવુ તે વ્યક્તિનો ગુણ છે, તો લાયકને માન આપવુ અને એની શક્તિનુ ગૌરવ કરવુ એ સમાજનો ગુણ છે જેનેમા આ ગુણો હોય તો સમાજમાથી મિથ્યાભિમાન અને દંભનો કીચડ ઓછો થાય છે જે સમાજ ગુણશીલતાની કદર કરતો નથી તે જાણ્યેઅજાણ્યે અભિમાન અને દંભને પોષે છે એ સામે ચાલીને કોઈની કદર કરતો નથી, એટલે જે માનવાળુ હોય છે તે સામે ચાલીને માન મેળવવાનો પ્રયત્ન કરે છે અને નિષ્ક્રિય સમાજ શરમમા ખોટા મૂલ્યોને વશ થાય છે.

કોઈ પણ લેખકની સાચી સમૃદ્ધિ એનુ લખાણ છે લેખક પોતાનુ સાચુ ગૌરવ વધારવા માગતો હોય તો લેખનસમૃદ્ધિમા એણે

વધારો કરતા જવો જોઈએ પરંતુ જ્યારે એ સમૃદ્ધિ નથી હોતી ત્યારે એ મિથ્યાભિમાનને વશ થઈ અને હોય છે તોપણ માન મેળવવાના પ્રલોભનમાં ખેંચાય છે લેખક પ્રીતિભાવે અમુક વ્યક્તિને પોતાનું પુસ્તક અર્પણ કરે તે ગુણભાવ છે પરંતુ તે સિવાય, કોઈની ખુશામત કરવા કે પાતાનો અમુક હેતુ સાધવા અર્પણ કરે તેવું બનતું જોવા મળે છે. કોઈ વખત કોઈ મોટા માણસને તે અર્પણ કરી તેનો સમારંભ કરવા પાછળ એ વૃત્તિ હોય છે કે પોતાની જાનમાં તો કોઈ નહિ આવે પણ એ મોટી વ્યક્તિની જાનમાં સૌ આવશે અને એ નિમિત્ત પોતાને મોટાઈ મળશે

વ્યક્તિઓ મોટાઈ મેળવવા જે પ્રયત્નો કરતી હોય છે તેમાં આ પ્રકાર કંઈ આશ્ચર્ય પમાડે તેવો નથી પરંતુ એમાં આશ્ચર્યજનક એ છે કે પોતાનું એ પુસ્તક અર્પણ કરવાનો સમારંભ રાખવા માટે કમિટી રચવા લેખક જાહેર વ્યક્તિઓની સંમતિ લેવા નીકળે છે રાજકારણથી માડીને સાહિત્યિક ક્ષેત્ર સુધીની વ્યક્તિઓ કમિટીમા જોડાવાનું અનુચિત માનતી નથી।

કોઈને એવું પૂછવાની જરૂર લાગતી નથી કે તમારા ગ્રંથને મોટા નેતાને અર્પણ કરવાનો શો હેતુ છે? વ્યક્તિગત તમારે એમના પ્રત્યે આદરભાવ હોય અને અર્પણ કરો તેમા અમને વાંધો ન હોઈ શકે, પરંતુ એ અર્પણવિધિની કમિટીમાં અમારે સામેલ થવું કેવી રીતે યોગ્ય છે? નેતા અર્પણવિધિના સમારંભનું માન લેવાનું સ્વીકારે છે એટલે એમને પણ એમા ઔચિત્યભંગ નહિ જ દેખાયો હોય ને? આમા કોઈને માન મળે કે કીર્તિ મળે તેનો વિરોધ નથી, પરંતુ ખોટું ચલણ વ્યવહારમાં ચાલતું જોવા મળવાથી બીજાઓ તે માર્ગ લેવા લલચાય છે અને ખોટાં મૂલ્યો જોર પકડે છે

વ્યક્તિ આવો માર્ગ લેવાની હિંમત ત્યારે જ કરી શકે કે એને સાથ આપનાર મળી રહે છે. લેખકે એ ગ્રંથ આદરભાવને વશ થઈ વગર સંમતિ મેળવ્યે મોટી વ્યક્તિને અર્પણ કરી દીધો

હોય તો એના એ હકનો સ્વીકાર કરીએ. ગમે તેટલો નાનો કે મોટો, અભ્યાસી કે સામાન્ય હોય, પણ પ્રીતભાવે અર્પણ થયેલને આભાર સાથે આગેવાન વ્યક્તિ સ્વીકારે એ વિવેક ગણાય. પરંતુ એ માટે લેખક સમારંભની ખટપટ કરે ત્યારે એમ ન પૂછવું પડે કે એ ગ્રંથમાં મારું શું કર્તૃત્વ છે કે એ બદલ મને અર્પણ કરવાનો સમારંભ હોય? જેમને અર્પણ થાય છે તે તો માન લેવા તૈયાર થાય, ના ન પાડે, પરંતુ અર્પણવિધિ સમારંભની કમિટીના સભ્યો થનાર પણ ના પાડતા નથી. પછી એ સમારંભની શોભામાં અભિવૃદ્ધિ કરનાર પ્રેક્ષકો ન મળે એમ શી રીતે બને?

જો સમાજમાં ગુણશીલતાનું સન્માન કરવાનો સંસ્કાર સમૃદ્ધ થયેલો હોત તો લેખકની સામેથી માન ઉઘરાવવાની વૃત્તિને એકેય બાજુથી સહકાર મળ્યો ન હોત. અર્પણવિધિના સમારંભનો નેતાએ સ્વીકાર કર્યો ન હોત, એમણે કર્યો હોત તોપણ કમિટીના સભ્યો થનાર મળ્યા ન હોત, એ મળ્યા હોત તોપણ પ્રેક્ષકો મળ્યા ન હોત. આ નાનો લાગતો પ્રસંગ અહીં એટલા માટે વિગતે રજૂ કર્યો છે કે અદંભના ગુણનો સમાજમાં કેટલા મોટા પ્રમાણમાં અભાવ છે. કોઈ રાજકારણી સત્તાશીલ વ્યક્તિ કે કોઈ શ્રીમંત સ્થાપિતબળ ધરાવતી વ્યક્તિ આ સમારંભની ગોઠવણ કરવા નીકળી હોત અને શેહમાં તણાઈને કમિટીમાં રહેવાની ફરજ પડે તેવી લાગવગવાળી વ્યક્તિ લેખક હોતી નથી. એને નારાજ કરવાથી એ પોતાના હિત સંબંધને ધોકો પહોંચાડે તેવો ભય હોતો નથી. છતાં એવી વ્યક્તિના પગલાને પણ ના પાડવાની કોઈ તૈયારી બતાવતું નથી. કારણ? પ્રશ્નમાં ઊંડા ઊતરીને જોવાની વૃત્તિનો અભાવ. ગતાગતિક ચાલવાની ટેવ. અમુક જાહેર વ્યક્તિએ પોતાનું નામ આપ્યું છે, પછી પોતાને શું વાંધો હોઈ શકે? વળી મોટાની જાનમાં કોઈ સામેથી તેડું કરવા આવે તો જવામાં શું ગુમાવવાનું છે? એવા સમારંભમાં પોતાની પણ શોભામાં અભિવૃદ્ધિ થશે.

અદ્રોહમાં આવી જાય છે. બીજાના હિતને પોતાના હિત જેટલું મહત્ત્વનું ગણવું એટલે સમાજવાદ. આ દૃષ્ટિ જો વ્યક્તિમાં આવે અને તેને પાળવા જેટલો સંસ્કાર દૃઢ થાય તો અદ્રોહવૃત્તિ આવી ગણાય. માણસ દ્રોહ કરવા તેથી તૈયાર થાય છે કે એને પોતાનું હિત વસ્યું હોય છે તેટલું પારકાનું વસ્યું હોતું નથી. દરેકે પોતાના હિતનો વિચાર કરવો જોઈએ, પારકાના હિતનો વિચાર આપણે કરવાની જરૂર નથી, એ મત્સ્ય ગલાગલ વૃત્તિને વશ વર્તે છે તે દ્રોહ કરવામાથી ઊગરી શકતો નથી.

જે વ્યવહારિક માણસો હોય છે તે સ્નેહી–મિત્રોનો દ્રોહ ન કરવો જોઈએ તેટલી સીમા સુધીમાં એ ગુણને ખીલવે છે, પરંતુ વેપારી ગ્રાહકનું હિત જોવાનું વિચારતો નથી. શેઠ નોકરનું, કામદાર કારખાનાનું, સરકારી કર્મચારી જનતાનું, જનતા દેશનું, એક પ્રદેશ બીજા પ્રદેશનું. આ વલણ એવું સ્વાભાવિક બની ગયું છે કે એમાં કોઈને બીજાનો દ્રોહ કરે છે તેમ ડંખતું પણ નથી. કારણ કે દ્રોહ ન કરવો એ ગુણ એટલો સંકુચિત અર્થમા વ્યવહારમા પ્રચલિત છે કે એ સમાજવાદનો પર્યાય છે તેમ વ્યાપક જોવા મળતો નથી. અદ્રોહપણું એટલે પોતાનું હિત જેટલા પ્રમાણમા જોવું તેટલા પ્રમાણમા બીજાનુ—સમાજનું હિત જોવું તે.

સત્તાસ્થાને બંને વ્યક્તિ આવે છે, એક સરખું સન્માન બંને મેળવે છે, છતાં બંનેની અંગત સ્થિતિ સાવ જુદી છે.

મતલબ કે જે વ્યક્તિમાં પોતાની શક્તિનું–ગૌરવનું માન થાય તેવી વૃત્તિ પડી છે, તેને એ પ્રાપ્ત થશે તોપણ કાયમ એમ લાગ્યા કરશે કે એને જોઈએ તેટલું માન મળ્યું નથી. તેની કાયમ ફરિયાદ રહે છે કે લોકો નગુણા છે, કદરહીન છે. જ્યારે જે વ્યક્તિમાં અદંભવૃત્તિનો ગુણ વિકસ્યો હોય છે તેને માન ન મળ્યું હોય તોપણ ફરિયાદ રહેતી નથી અને જે માન મળ્યું છે તે ઘણું બધું મળ્યું છે તેમ એ અંતઃકરણથી માને છે. એ કાયમ લોકોની કદર બૂજતા ઉદ્‌ગારો કાઢે છે – સમાજ એવો ગુણજ્ઞ છે કે આપણી શક્તિ કરતાં વધુ કદર કરે છે. ગુજરાતના બે સદ્‌ગત લેખકોના ઉદ્‌ગારો આ બાબતમાં વિરોધાભાસી કાયમ રહ્યા છે તે એનો પુરાવો છે. બંનેને ગુજરાતે લાડીલા લેખકો તરીકે આવકારીને એમની કૃતિઓ હોશે હોશે વાંચી છે. એમાંથી જેમને પ્રમાણમાં આર્થિક રીતે ઓછું મળ્યું છે તે કાયમ હર્ષ વ્યક્ત કરતાં કહેતા કે ગુજરાતે મારી ઘણીબધી કદર કરી છે. જ્યારે જેમને સારો લાભ પ્રાપ્ત થતો હતો તેમની કાયમ ફરિયાદ હતી કે ગુજરાત કદરહીન છે!

સત્તાસ્થાને બંને વ્યક્તિ આવે છે, એક સરખું સન્માન બંને મેળવે છે, છતાં બંનેની અંગત સ્થિતિ સાવ જુદી છે.

મતલબ કે જે વ્યક્તિમાં પોતાની શક્તિનું-ગૌરવનું માન થાય તેવી વૃત્તિ પડી છે, તેને એ પ્રાપ્ત થશે તોપણ કાયમ એમ લાગ્યા કરશે કે એને જોઈએ તેટલું માન મળ્યું નથી. તેની કાયમ ફરિયાદ રહે છે કે લોકો નગુણા છે, કદરહીન છે. જ્યારે જે વ્યક્તિમાં અદભવૃત્તિનો ગુણ વિકસ્યો હોય છે તેને માન ન મળ્યું હોય તોપણ ફરિયાદ રહેતી નથી અને જે માન મળ્યું છે તે ઘણું બધું મળ્યું છે તેમ એ અંતઃકરણથી માને છે. એ કાયમ લોકોની કદર બૂજતા ઉદ્ગારો કાઢે છે—સમાજ એવો ગુણજ્ઞ છે કે આપણી શક્તિ કરતાં વધુ કદર કરે છે. ગુજરાતના બે સદ્ગત લેખકોના ઉદ્ગારો આ બાબતમાં વિરોધાભાસી કાયમ રહ્યા છે તે એનો પુરાવો છે. બંનેને ગુજરાતે લાડીલા લેખકો તરીકે આવકારીને એમની કૃતિઓ હોશે હોશે વાંચી છે. એમાંથી જેમને પ્રમાણમાં આર્થિક રીતે ઓછું મળ્યું છે તે કાયમ હર્ષ વ્યક્ત કરતાં કહેતા કે ગુજરાતે મારી ઘણીબધી કદર કરી છે. જ્યારે જેમને સારો લાભ પ્રાપ્ત થતો હતો તેમની કાયમ ફરિયાદ હતી કે ગુજરાત કદરહીન છે!

અદંભની જેમ અદ્રોહનો ગુણ માણસે કેળવવાનો છે. સામાન્ય રીતે પોતાના સ્વાર્થ માટે બીજાનું અહિત કરતાં વ્યક્તિ અચકાતી નથી. જ્યારે અદ્રોહનો ગુણ વિકસ્યો હોય છે તેને બીજાના અહિતનો વિચાર સરખો પણ આવતો નથી. દ્રોહ ન કરવો જોઈએ, એ સમજ સામાન્યમાં સામાન્ય નાગરિકને પણ હોય છે. છતાં તે પ્રકારનું વર્તન પ્રમાણમાં ઘણું ઓછું જોવા મળે છે. માણસ પ્રસંગ આવે છે ત્યારે સ્વાર્થને કાબૂમાં લઈ શકતો નથી. કારણ, એ માટે જે શિક્ષણ જોઈએ તે ગ્રહણ કરેલું હોતું નથી. સમાજમાં સૌનું હિત એક સરખું સલામત હોવું જોઈએ અને એક સરખું સધાવું જોઈએ. તે સમાજવાદનો આજની પરિભાષાનો સિદ્ધાંત ગીતાની પરિભાષામાં

આવાં ખોટાં મૂલ્યોનું પ્રમાણ વધારે હોય તો સાચું નાણું પણ એવું ખોટું તો નહિ હોય તેમ લોકોને શંકા પડે છે. સાચાનું જે ગૌરવ વસવું જોઈએ તે વસતું નથી. આથી વ્યક્તિ પોતે અદંભી હોય તે પૂરતું નથી. સામી વ્યક્તિ એનો દંભ પોષવા પોતાને નિમિત્ત બનાવવા માગતી હોય તો એને સ્પષ્ટ ના પાડવાનું અદંભપણું પણ હોવું જોઈએ. અદંભી બીજાનો કાજી ન બને તે સમજી શકાય, પરંતુ બીજો એને એમાં ખેંચવા માગતો હોય ત્યારે એ નિષ્ક્રિય બની એમાં તણાવો પણ ન જોઈએ. સમાજ અભિમાનીનો દંભ તો જાણે છે એટલે તે એથી ખાસ છેતરાતો નથી, પરંતુ નિરભિમાનીનો દંભ ઓળખાવો એટલો સહેલો નથી. એથી એ ગેરમાર્ગે દોરવાય છે અને એ રીતે સમાજમાં ખોટાં મૂલ્યો સ્થાપવામાં એનો મોટો હિસ્સો છે. તેથી નિરભિમાની પુરુષો દંભથી દૂર રહે તે વધુ અગત્યનું છે.

સમાજ ગુણશીલતાની કદર બૂઝે તેવો સંપન્ન હશે તો એ સામે ચાલીને લાયક વ્યક્તિને સન્માન્યા વિના નહિ રહે. એ જેમ એનો ગુણ છે, તેમ સન્માન લેનાર ગુણજ્ઞ વ્યક્તિ એ માનનું અભિમાન નહિ લે, પણ એથી પોતાની જવાબદારી વધે છે તેમ અર્થ ઘટાવે છે. વળી એ માન લેવા ઉત્સુક નથી હોતો. બનતાં લગી ટાળવા પ્રયત્ન કરે છે અને તે સ્વીકારે છે તોપણ સમાજમાં ગુણશીલતાનો સંસ્કાર પોષવા, વ્યક્તિ તરીકે નહિ પણ પોતાના ક્ષેત્રના એક અદના પ્રતિનિધિ તરીકે. કોઈ વ્યક્તિ પોતે સર્વસત્તાધીશ છે એમ માની વડાપ્રધાનપદના સ્થાન ઉપર બેસે તો એની વૃત્તિ પોતાની જાતને આગળ ધરીને સન્માન લેવાની રહે છે અને પોતાની શક્તિ–લાયકાતને એ માન મળી રહ્યું છે તેમ માને છે. બીજી વ્યક્તિ એ જ સ્થાન ઉપર લોકોએ પોતાને ચૂંટ્યો છે એટલે એમના પ્રતિનિધિ તરીકે બેઠો છે એ વૃત્તિ ધરાવે છે ત્યારે પોતાને જે માન મળે છે તે પોતાને નહિ, લોકોના પ્રતિનિધિને મળે છે તેમ ઘટાવે છે. એક જ

સત્તાસ્થાને બંને વ્યક્તિ આવે છે, એક સરખું સન્માન બંને મેળવે છે, છતાં બંનેની અંગત સ્થિતિ સાવ જુદી છે.

મતલબ કે જે વ્યક્તિમાં પોતાની શક્તિનું–ગૌરવનું માન થાય તેવી વૃત્તિ પડી છે, તેને એ પ્રાપ્ત થશે તોપણ કાયમ એમ લાગ્યા કરશે કે એને જોઈએ તેટલું માન મળ્યું નથી. તેની કાયમ ફરિયાદ રહે છે કે લોકો નગુણા છે, કદરહીન છે. જ્યારે જે વ્યક્તિમાં અદંભવૃત્તિનો ગુણ વિકસ્યો હોય છે તેને માન ન મળ્યું હોય તોપણ ફરિયાદ રહેતી નથી અને જે માન મળ્યું છે તે ઘણું બધું મળ્યું છે તેમ એ અંતઃકરણથી માને છે. એ કાયમ લોકોની કદર બૂજતા ઉદ્‌ગારો કાઢે છે – સમાજ એવો ગુણજ્ઞ છે કે આપણી શક્તિ કરતાં વધુ કદર કરે છે. ગુજરાતના બે સદ્‌ગત લેખકોના ઉદ્‌ગારો આ બાબતમાં વિરોધાભાસી કાયમ રહ્યા છે તે એનો પુરાવો છે. બંનેને ગુજરાતે લાડીલા લેખકો તરીકે આવકારીને એમની કૃતિઓ હોશે હોશે વાંચી છે. એમાંથી જેમને પ્રમાણમાં આર્થિક રીતે ઓછું મળ્યું છે તે કાયમ હર્ષ વ્યક્ત કરતાં કહેતા કે ગુજરાતે મારી ઘણીબધી કદર કરી છે. જ્યારે જેમને સારો લાભ પ્રાપ્ત થતો હતો તેમની કાયમ ફરિયાદ હતી કે ગુજરાત કદરહીન છે!

અદંભની જેમ અદ્રોહનો ગુણ માણસે કેળવવાનો છે. સામાન્ય રીતે પોતાના સ્વાર્થ માટે બીજાનું અહિત કરતાં વ્યક્તિ અચકાતી નથી. જ્યારે અદ્રોહનો ગુણ વિકસ્યો હોય છે તેને બીજાના અહિતનો વિચાર સરખો પણ આવતો નથી. દ્રોહ ન કરવો જોઈએ, એ સમજ સામાન્યમાં સામાન્ય નાગરિકને પણ હોય છે. છતાં તે પ્રકારનું વર્તન પ્રમાણમાં ઘણું ઓછું જોવા મળે છે. માણસ પ્રસંગ આવે છે ત્યારે સ્વાર્થને કાબૂમાં લઈ શકતો નથી. કારણ, એ માટે જે શિક્ષણ જોઈએ તે ગ્રહણ કરેલું હોતું નથી. સમાજમાં સૌનું હિત એક સરખું સલામત હોવું જોઈએ અને એક સરખું સચવાવું જોઈએ

ર. સમાજવાદનો આજની પરિભાષાનો સિદ્ધાંત. ગીતાની પરિભાષામ

અનેકમા આવી જાય છે બીજાના હિતને પોતાના હિત જેટલું મહત્ત્વનુ ગણવુ એટલે સમાજવાદ. આ દૃષ્ટિ જો વ્યક્તિમા આવે અને તેને પાળવા જેટલો સસ્કાર દૃઢ થાય તો અદ્રોહવૃત્તિ આવી ગણાય. માણસ દ્રોહ કરવા તેથી તૈયાર થાય છે કે એને પોતાનુ હિત વસ્યુ હોય છે તેટલુ પારકાનુ વસ્યુ હોતું નથી દરેકે પોતાના હિતનો વિચાર કરવો જોઈએ, પારકાના હિતનો વિચાર આપણે કરવાની જરૂર નથી, એ મત્સ્ય ગલાગલ વૃત્તિને વશ વર્તે છે તે દ્રોહ કરવામાથી ઊગરી શકતો નથી

જે વ્યવહારિક માણસો હોય છે તે સ્નેહી–મિત્રોનો દ્રોહ ન કરવો જોઈએ તેટલી સીમા સુધીમા એ ગુણને ખીલવે છે, પરતુ વેપારી ગ્રાહકનુ હિત જોવાનુ વિચારતો નથી. શેઠ નોકરનુ, કામદાર કારખાનાનુ, સરકારી કર્મચારી જનતાનુ, જનતા દેશનુ, એક પ્રદેશ બીજા પ્રદેશનુ. આ વલણ એવુ સ્વાભાવિક બની ગયુ છે કે એમા કોઈને બીજાનો દ્રોહ કરે છે તેમ ડખતુ પણ નથી. કારણ કે દ્રોહ ન કરવો એ ગુણ એટલો સકુચિત અર્થમા વ્યવહારમા પ્રચલિત છે કે એ સમાજવાદનો પર્યાય છે તેમ વ્યાપક જોવા મળતો નથી. અદ્રોહપણુ એટલે પોતાનુ હિત જેટલા પ્રમાણમા જોવુ તેટલા પ્રમાણમા બીજાનુ—સમાજનુ હિત જોવુ તે.

## અહિંસા જીવંત ગુણ છે

શ્રીકૃષ્ણ અર્જુનને યુદ્ધ એનો સ્વધર્મ છે તેમ એક બાજુ ઉપદેશ આપે છે અને માનવીએ જે ગુણો-દૈવીસંપત્તિ આત્મસાત કરવી જોઈએ તેમા અહિંસાને ગણાવે છે. એક બાજુ યુદ્ધમા સ્વજનો-વડીલોનો વિનાશ કરતા પાછા પડવુ ન જોઈએ તેવી કરુણ હિંસા-ખોરીને ટેકો અને એને સામે છેડે અહિંસા, આ બે એક સાથે શી રીતે સભવી શકે ? ગીતામાથી અહિંસાની પ્રેરણા મેળવનાર મહાત્મા ગાધી પરદેશીઓએ ભારત પચાવી પાડ્યો છે તે પ્રાપ્ત કરવા હિંસાનો-યુદ્ધનો આશરો લેવાની ના પાડે છે અહિંસક યુદ્ધ—અસહકારનુ એલાન આપે છે. આ કેવુ !

કોઈ બાળક મોસાળમા ગયું હોય ત્યારે એને મામાના ઘરનુ ગોરટિયું ગલૂડિયું ગમી જાય અને મઝમી ભાઈને પત્ર લખે ત્યારે પણ બાળાએ ગલૂડિયુ યાદ કર્યું છે તેમ એની લાગણી વ્યક્ત કર્યા વિના ન રહે એક વર્ષ પછી બાળાને ફરી મોસાળ જવાનુ થાય છે ત્યારે એને ગલૂડિયાને રમાડવાનો આનદ સમાતો નથી. પરતુ એની બાળબુદ્ધિએ એવી આશા રાખી હોય છે કે એણે ગયે વરસે જેવડુ ગલૂડિયુ જોયુ હતુ તેવડુ જ એ આજે પણ હશે. પરતુ એણે જોયુ તો એનુ ગલૂડિયુ ગુમ થયુ હતું. એને જે બતાવવામા આવે છે તે તો ગલૂડિયુ ન હતું, નાનો સરખો કૂતરો હતો. એ ઝડપથી મોરો થયો હતો તેથી ઘરના સૌએ બહારના સ્નેહીઓ સમક્ષ વખાણ કરવામા બાકી રાખી ન હતી. પરન્તુ

બાબો એ હકીકત સ્વીકારવા તૈયાર ન હતો કે એ જ એનુ ગલૂડિયુ હતું. એનો કજિયો હતો કે મને મારુ ગલૂડિયુ આપો !

આ હકીકત આપણને તરત સમજાઈ જાય છે. કારણ કે પ્રાણીઓ અને વનસ્પતિઓના વિકાસની જાણકારી આપણે ધરાવીએ છીએ પરતુ ધર્મ વિષે–એમા સૂચવેલા ગુણો વિષે આપણને એવો ખ્યાલ છે કે એ કઈ જીવત નથી કે એમા વૃદ્ધિ થાય શ્રીકૃષ્ણના જમાનામા એ જે રૂપે હોય તે જ સ્વરૂપે આજે પણ હોવા જોઈએ જો ન હોય તો, કૃષ્ણની અહિસા અને ગાધીની અહિસા એક નથી જ એમ આપણે તરત બોલી નાખીએ છીએ – જેમ પેલું બાળક કહી નાખે છે કે મારુ રમાડેલું ગલૂડિયુ અને આ કૂતરો એક નથી !

પરતુ ધર્મ સજીવન છે. એ કોઈ નિર્જીવ, જડ, પદાર્થ નથી. ધર્મ, પોથીમા મઢરાયેલો ભલે હોય એ વેદ, બાઈબલ, કુરાનના ધર્મગ્રથ રૂપે ભલે ઓળખાતો હોય, પરન્તુ એ ગ્રથો જીવત નથી તેમ માનવાની ભૂલ કરવાની નથી. વેદ ઋષિઓના ઉન્નત જીવનમાથી પ્રગટેલો છે, બાઈબલ ઈસુ અને કુરાન મહંમદના એવા જ ઉન્નત જીવનનો આવિષ્કાર છે જેમ બી યોગ્ય ધરતીમા પડતા ઊગી નીકળે છે અને વિકાસ પામે છે, તેમ ધર્મ પણ ઋષિ–પયગબરોના હૃદયમાથી પ્રગટી નવી નવી ધરતીમા મૂળ નાખી પોષણ મેળવતો રહે છે અહિંસા પણ એ રીતે વિકસતી રહી છે. કૃષ્ણની અહિંસા અને ગાધીની અહિંસા એક જ છે, જે ભિન્નતા દેખાય છે તે બનેના નાના મોટા વિકાસના સ્વરૂપમા.

આજે પણ શુ સ્થિતિ છે ? આખી પૃથ્વી ઉપર કોઈ દેશ એવો નથી કે જે હિંસા–યુદ્ધ ઇચ્છતો હોય. સામ્યવાદ–રશિયા કામદાર ક્રાન્તિ માટે યુદ્ધ–વર્ગવિગ્રહ અનિવાર્ય માનતું હતું, જે આજે તે મત ધરાવતું નથી. સામ્યવાદી ચીન હજુ તે મત ધરાવે છે, પણ તેને જગતના દેશોનો ખાસ ટેકો નથી. આ પણ અહિસાનુ એક પ્રકારનુ સ્વરૂપ છે પરન્તુ આ દેશો માનવ અહિસા સુધી

જ મર્યાદા સ્વીકારે છે. ખોરાક તરીકે પ્રાણીઓની હિંસા ન કરવી તે ભૂમિકાનો એમાં સ્વીકાર નથી. પશ્ચિમ શું કામ, પૂર્વના ચીન અને જાપાન બૌદ્ધધર્મી હોવા છતાં જીવદયા સુધીની અહિંસાને સ્વીકારીને શાકાહારી બન્યા નથી. જ્યારે ભારતે બૌદ્ધધર્મને દેશવટો આપ્યો છે, છતા એની શાકાહાર સુધીની અહિંસાની અસર વધુમાં વધુ એણે ઝીલી છે, પરંતુ આ ઉપરથી ભારત જ સાચો અહિંસાવાદી છે તેવો અર્થ કરીશું તો એ બાળકબુદ્ધિ ગણાશે.

અહિંસાનો છોડ બધા પ્રદેશોમાં વિકાસ પામેલો છે. પરંતુ કોઈ દેશમાં એ જેમ પૂર્ણ જોવા મળતો નથી, તેમ એક સરખા સ્વરૂપેય જોવા મળતો નથી. એનાં રૂપ જુદાં હોવાથી એ અહિંસા નથી તેમ પણ ભૂલ કરવા જેવી નથી. ઋષિઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ હતા. વિશ્વામિત્રની અંતરની ઊંડી ઇચ્છા હતી કે તે પોતાને બ્રહ્મર્ષિનું–શ્રેષ્ઠ ઋષિનું પ્રમાણપત્ર આપે. વસિષ્ઠ એ પ્રમાણપત્ર નહોતા આપતા અને તેમને રાજર્ષિ તરીકે સબોધતા હતા. આ કારણે વિશ્વામિત્ર એમની ઈર્ષા કરતા અને વેરથી વર્તતા હતા, છતાં વસિષ્ઠમાં એમના પ્રત્યે ઈર્ષા કે વેર જન્મ્યાં ન હતા. કેવળ વિશ્વામિત્રમાં જે આસક્તિ હતી તે જ કારણે તે એમને શ્રેષ્ઠ–બ્રહ્મર્ષિ કોટિમાં મૂકતા ન હતા; તે સાથે એમના તપનું મૂલ્ય એ ઓછું પણ આંકતા ન હતા.

એક રાત્રે વિશ્વામિત્ર વેરવૃત્તિને વશ થઈ વસિષ્ઠની પર્ણકુટિની પાછળ છુપાઈને ઊભા હતા અને ઋષિદંપતી ચાંદનીનો પ્રકાશ માણતાં બહાર બેઠાં હતાં. અરુંધતીએ તે વખતે પ્રશ્ન કર્યો : 'આ ચાંદની જેવું નિર્મળ તપ કોનું કહી શકાય? વસિષ્ઠે કહ્યુ : 'વિશ્વામિત્રનુ.' એ સાંભળીને વિશ્વામિત્રના આશ્ચર્ય અને આનંદને સીમા ન રહી. વસિષ્ઠ તરફ એમણે ઈર્ષા અને વેર ઓછાં આચર્યાં ન હતા. છતાં એ મારો દુશ્મન, એની પત્ની સમક્ષ મારા તપનાં ગુણગાન કરે છે! વિશ્વામિત્રમાં પોતે વસિષ્ઠ કરતાં શ્રેષ્ઠ છે અને તે એને મોએ કબૂલ

કરાવીને જ જપ્યુ, તે અભિમાન-આસક્તિ હતા તે એ ક્ષણે ગળી ગયા વસિષ્ઠની મહાનુભાવના સમક્ષ પોતે નાચીજ છે, તે નમ્રતા અંતરમા વસતા એ પર્ણકુટિની પાછળથી નીકળી ઋષિના પગમા જઈને નમી પડચા. તેમને બને હાથે પકડી લઈ ઊભા કરતા વસિષ્ઠે કહ્યુ. 'અરે! અરે! બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર, મને આ માન શોભે નહિ' એ સાથે એમને આદર આપીને પોતાની પાસે બેસાડયા. આમ, જે પદ વિશ્વામિત્ર પ્રાપ્ત કરવા માગતા હતા તેની આસક્તિ છોડી દેતા આપોઆપ તે એમને પ્રાપ્ત થયુ

વસિષ્ઠની શ્રેષ્ઠતાના આ પ્રસંગ સાથે વાલ્મીકિના આશ્રમમા એ અતિથિ તરીકે ગયા ત્યારે એમના ભોજન માટે નાની વાછરડી હલાલ કરીને એના માસનુ ભોજન તૈયાર કરવામા આવ્યુ તે પ્રસગ મૂકીએ તો કેવો વિરોધાભાસ લાગે છે! વળી વાછરડીના માસના ભોજનનુ આતિથ્ય કરનાર પણ એવા બીજા શ્રેષ્ઠ ઋષિ વાલ્મીકિ હતા, તે જોતા આશ્ચર્યની અવધિ રહેતી નથી. પરતુ એમા વિરોધાભાસ કે આશ્ચર્ય જેવુ એ માટે નથી કે માસાહારી ભોજનનો આજે જે નિષેધ છે, અહિસાનો ગુણ માસાહાર ત્યાજ્ય સુધી વિકસેલો છે, તે એ કાળે પ્રગટચો ન હતો એ જ રીતે આજે પણ યુરોપએશિયામા ભારતના સ્વરૂપે એ પ્રગટેલો નથી તે કારણે એ માસાહારી લોકો અહિસાનો ગુણ ધરાવતા નથી તેમ ન કહી શકાય વસિષ્ઠ અને વાલ્મીકિની માફક એ માસાહારી હોય છતા એમના સતો ભારતના શાકાહારી સતો કરતા દૈવી સપત્તિમા ઊણા ન હોય. એનો અર્થ અહિસાનો વિકાસ શાકાહારી ખોરાક સુધી થવો જરૂરી નથી એમ કહેવુ અભિપ્રેત નથી. ભારતે શાકાહાર સુધી અહિસાનો કેળવેલો ગુણ એ એની વિશિષ્ટતા છે અને માનવજાતે અહિસાના-પ્રેમના ગુણવિકાસ માટે ત્યા સુધી પહોચવુ અનિવાર્ય છે

પરતુ પશ્ચિમ અને એશિયા ત્યા સુધી ન પહોચ્યુ હોય તેથી એ હિસક છે અને ભારત અહિસક છે તેમ ગણિત મુકાય નહિ

ભારતના લોકો-હિંદુઓ પ્રાણીહિંસાથી દૂર રહે છે તે સ્વીકારીએ તોપણ એ પ્રાણીઓ પ્રત્યેના વર્તનમા ક્રૂર નથી એમ ન કહી શકાય પશ્ચિમના લોકો રખડતા કૂતરાને જીવતા રાખવામા માનતા નથી. એને ઝેર આપીને મારી નાખે છે. હિંદુઓ જીવદયાને વશ થઈ તેની હિંસા કરતા નથી, સાથે એ કૂતરાની કનડગતથી ટેવાઈ ગયા છે એટલે દર વર્ષે હજારો લોકોને કૂતરા કરડે છે અને હડકાયા છે કે નહિ તે જાણવાનુ સાધન ન હોવાથી એ લોકોને ઇન્જેક્શનો લેવા પડે છે કૂતરાની આ હિંસા હિંદુઓને-જૈનોને ચળાવતી નથી, તેમ એવા રખડતા ઢોરને પ્રત્યે સમાજ જે ક્રૂર વર્તન કરે છે, એમને રિબામણી-ત્રાસ આપે છે તેમા હિંસા દેખાતી નથી. જ્યારે પશ્ચિમના લોકો એવી ક્રૂરતાથી દૂર રહે છે. એને એ હિંસા ગણે છે જીવદયા વાળા હિંદુઓ તરફથી પ્રાણીઓને જે ક્રૂરતા સહન કરવી પડે છે તે પશ્ચિમના પ્રાણીઓને વેઠવી પડતી નથી. આમ બે પ્રજાઓ વચ્ચે જે વિરોધાભાસ જોવા મળે છે તે એમના સમાજમા વિકસેલા અહિંસાના સ્વરૂપને આભારી છે બને સ્વરૂપો અપૂર્ણ છે, છતા ભવિષ્યમા એ સમાજમા પાકનાર મહાપુરુષો દ્વારા વિકસ્યા વિના રહેવાના નથી.

અહિંસાનુ સ્વરૂપ ભારતમા ગૌતમબુદ્ધ અને મહાવીર સ્વામી મારફત જીવસૃષ્ટિના હિંસાના નિષેધ સુધી વિસ્તરેલું છે, પરતુ એ અગત જીવન સુધી વિકસેલું જોવા મળે છે સામૂહિક સ્વરૂપે અને યુદ્ધના હથિયાર તરીકે નવતર સફળ પ્રયોગ વિશાળ ફલક ઉપર ગાધીએ કરી બતાવ્યો છે અશોકે નવા રાજ્યો હિંસાથી જીતવાનો લોભ -મહત્ત્વાકાક્ષા બુદ્ધના અહિંસાના સદેશથી પ્રેરાઈને જતો કર્યો અને હથિયાર મ્યાન કર્યા એટલુ જ નહિ પણ એણે એ સદેશો ફેલાવવાનુ મિશનકાર્ય હાથ ધર્યું આ અહિંસાનો રાજકીય ભૂમિકા ઉપરનો નવતર પ્રયોગ એટલો જ ભવ્ય છે છતા એમા નવા રાજ્યો પ્રાપ્ત કરવાના લોભ ઉપર અહિંસાનો વિજય છે. પરતુ અશોકના રાજ્ય ઉપર કોઈએ આક્રમણ કર્યું ન હતું, એટલે એના રક્ષણ

માટે એ હથિયારનો એમા પ્રયોગ થયો નથી. જ્યારે ગાધીએ પોતાના પરાધીન દેશ ઉપરનું અગ્રેજોનું આધિપત્ય હઠાવવા અહિંસક યુદ્ધનો માર્ગ ગ્રહણ કર્યો. આમા જે વિજય છે તે કેવળ અહિંસક યુદ્ધનો નહિ, પરતુ અગ્રેજોએ લોકશાહી પદ્ધતિ સ્વીકારેલી છે, તેમા જે અહિંસાનુ અમુક કક્ષાનુ સ્વરૂપ ખીલેલુ છે તેના સમન્વયને આભારી છે ગાકી એ અહિંસક યુદ્ધ હિટલર સામે લડવુ આસાન ન હતું. વ્યક્તિ તરીકે ગાધી લડી શકે, પણ દેશ સમૂહ તરીકે તે હથિયાર વાપરે તેવી સિદ્ધિ એણે હાસલ કરી નથી. પરિણામે, કાશ્મીર ઉપરના પાકિસ્તાનના આક્રમણ વખતે નહેરુને લશ્કર દ્વારા સરક્ષણ કરવાની સલાહ ગાધીજીએ આપી હતી. સરકારની ફરજ રક્ષણ કરવાની છે એટલે તે અહિંસાનો આદર્શ સ્વીકારી પોતાની ફરજમાથી ચ્યુત થઈ શકે નહિ, તે વિવેક એ સમંતિમા અભિપ્રેત છે.

વળી અત્યારે જગત ઉપર જે વસ્તી ફદકે અને ભૂસકે વધી રહી છે તે જોતા ખોરાક પેદા કરવાની ધરતીની શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવામા આવે તોપણ એ બધી વસ્તીને પહોચી શકે નહિ, એ ભાવિ નકારી શકાય તેમ નથી. પ્રાણીઉછેરને વિકસાવવામા આવે તોપણ એનુ માસ પહોચી વળે નહિ. વિજ્ઞાન જો કઈ નવો ઉકેલ કાઢે તો જ, બાકી આજની કલ્પના પ્રમાણે જમીન કરતા ત્રણ ગણો દરિયો છે, તે વિસ્તારનો ઉપયોગ કરવો પડે, દરિયામા માછલાનો ઉછેર આજે આપોઆપ થાય છે તેને બદલે તેની ખેતી વ્યવસ્થિત કરીને તે પાક વધારવો જોઈએ. એમા એટલી મોટી શક્તિ પડેલી છે કે તે ખેતી ઘણી મોટી વસ્તીને ખોરાક પૂરો પાડી શકે જો આ સ્થિતિ ઊભી થાય તો જગતના લોકો આજે શાકાહારી છે તેમને પણ મચ્છીઆહારનો સહારો લેવો પડે જે બગાળીઓ શાકાહારી છે તે પણ મચ્છીઆહારમા બાધ માનતા નથી, તેને દરિયાની ભાજી ગણે છે–માંસ નહિ! આવુ જ તત્ત્વજ્ઞાન બીજા હિંદુઓ સ્વીકારીને પોતાને શાકાહારી માને તો નવાઈ નહિ! દૂધને આપણે શાકાહાર

ગણીએ છીએ, પરંતુ એ પણ સૂક્ષ્મ માંસાહાર છે તેમ ગણી મહાત્માજીએ તેનો ત્યાગ કર્યો હતો. આરોગ્ય માટે તેની અનિવાર્ય જરૂર છે તેમ ડૉક્ટરોનો અભિપ્રાય પડતાં એમણે બકરીનું દૂધ લેવા માંડ્યું હતું. પરંતુ ગાય અને ભેંસનું દૂધ જો શુદ્ધ શાકાહાર ન હોય તો બકરીનું દૂધ પણ ન જ હોઈ શકે, છતાં જીવનના ધારણપોષણ માટે ગાંધીજીએ એટલી હિંસા સહી લેવી પડી.

વળી, હિંસા કેવળ ખોરાક કે હત્યામાં જ સમાઈ જતી નથી. માણસ કોઈને દંડો લઈને મારે નહિ, પરંતુ એવાં વેણ કાઢે કે એના સોળ એવા ઊઠે કે એ પીડા આપે. શારીરિક માર એવો છે કે તે અમુક સમય જતાં દૂર જાય છે. પરંતુ શાબ્દિક માર એવો છે કે માણસ લાંબા સમય સુધી ભૂલતો નથી. અમુક વેણ આખી જિંદગી સુધી જાણે વાગ્યાં હોય તેમ ચાલે છે. જે હિંદુઓ શાકાહારી છે, પ્રાણી સાથે ક્રૂરતાથી વર્તતા નથી, તેમણે એમ માની લેવાનું નથી કે એમનામાં અહિંસાનો ગુણ પૂરો વિકાસ પામ્યો છે. એ જો માનસિક હિંસાનો વિચાર કરશે તો એમને ખ્યાલ આવશે કે એ વાણીની હિંસા ઓછી કરતા નથી. પશ્ચિમના લોકોની અહિંસા પ્રમાણમાં માનવજાતિ સુધી વધુ વિકસી છે એટલે સામાનું દિલ દુભાય તેવું કડુ વેણ ઝટ કાઢતા નથી. એ વેણથી સામાને કેવું દુઃખ થશે તેનો એ વિચાર કરે છે.

આપણા સમાજ તરફ નજર કરીએ તો શિક્ષિત કે અશિક્ષિત આ બાબતમાં અહિંસાની દૃષ્ટિએ વિચાર કરીને વર્તન કરતા હોય તેવું ઓછું જોવા મળે છે. વળી આ બાબતમાં એ એટલા અશિક્ષિત છે કે પોતાના વેણનો સામા ઉપર કેવો ઘા થશે તેની ઝાઝી પરવા કરતા નથી. અને કોઈ એ અંગે ધ્યાન ખેંચે તો એ એમાં અઘટિત થયું તેમ સ્વીકારવાને બદલે, તે એ દાવનો હતો તેમ સંતોષ લે છે. પરિણામે, આપણી કોઈ વિષયની ચર્ચા એના

ગુણદોષની ભૂમિકાએ રહેવાને બદલે, અગર એ વિષય પૂરતો વ્યક્તિનો હવાલો આપવાને બદલે એ વ્યક્તિના બીજા પાસાને પણ એમા સંડોવવામા આવે છે મોટે ભાગે વિષય ઉપરની ચર્ચા મૂકીને વ્યક્તિ ઉપર સીધો પ્રહાર કરવામા આવે છે

તાજેતરની એક ચર્ચામા ધર્મથી આપણા લોક વિમુખ થઈ રહ્યા છે તે મુદ્દો ચૂકીને એક જુવાને વયોવૃદ્ધ વડીલને સીધો પ્રહાર કર્યો તમે ધર્મવિમુખતાનુ દુ ખ કરો છો, પરતુ તમારુ પોતાનુ જીવન ધર્મ અભિમુખ નથી તેનુ શુ ? આને ચોખ્ખો હિસાનો પ્રકાર કહી શકાય જે ચર્ચા ચાલતી હતી તે વ્યક્તિગત નહોતી, સામાન્ય પ્રકારની હતી તે વખતે યુવકે જે કહ્યુ તે બીજા પ્રકારે કહી શકાત અને ચર્ચાને અનુરૂપ એ જ ગણાય કે ધર્મ કેવળ બાહ્ય આચારમા સમાઈ જતો નથી, તે જીવનમા ઊતરવો જોઈએ પરતુ આજે સ્થિતિ એ જોવા મળે છે કે જે ધર્મનુ મહત્ત્વ માને છે તેમાનો મોટો વર્ગ પણ ધર્મ જીવનમા ઉતારવાને બદલે કેવળ તેના બાહ્ય સ્વરૂપથી રાચે છે

આનો અર્થ એવો પણ નથી કે જ્યા જરૂર હોય ત્યા સામાની લાગણી દુભાશે એ હિસાથી ડરીને સત્ય ન કહેવુ સ્થૂળ હિસા જેમ અમુક હદ સુધી જીવન ટકાવવા માટે અનિવાર્ય છે, તેમ માનસિક હિસા અવગણી ન શકાય બાળકને એના હિત ખાતર મા કે બાપ મારે તો એ હિસા નથી પરતુ એ અગે વિવેક જળવાય અને કુશળતા-કુનેહથી ઉછેર કરવાની અનાવડતને લીધે માબાપ મારનો જ આશરો લીધા કરે, તો એ હિસા છે આમ કડવુ સત્ય હિત ખાતર જરૂરી હોવ ત્યારે ન બોલવુ તે અહિસા નથી એમા વાણીની અહિસા આચરેલી દેખાય છે તોપણ વ્યક્તિનુ એ દ્વારા વધુ અહિત થતુ રોકવાની ફરજ ન બજાવી એટલે બીજા પ્રકારની—માનસિકથી આગળની સૂક્ષ્મ હિસા આચરી કહી શકાય આથી જરૂર પડે ત્યારે કડવુ—સામાની લાગણી દુભાય તેવુ બોલતા અચકાવુ ન જોઈએ

પરંતુ માતાપિતાને બાળક પ્રત્યેના પ્રેમને લીધે જેમ તે અધિકાર મળે છે તેમ વેરવૃત્તિ કે પૂર્વગ્રહ વિના વ્યક્તિના હિતથી પ્રેરાઈને ઉચ્ચારેલું એ વેણ હોવું જોઈએ એ સત્ય કડવું અને લાગણી દુભાવનાર હોવા છતાં ડૉક્ટરની છરી જેવું આરોગ્ય માટેનું હોઈ હિંસક દેખાતું હોવા છતાં અહિંસક છે.

## કસરતની ગરજ સારતા નકારાત્મક ગુણો

ગીતામા જે ગુણો-સપત્તિનો ઉલ્લેખ છે તેમા બે પ્રકાર છે-એક નકારાત્મક અને બીજો હકારાત્મક. જે ગુણોની અગાઉ ચર્ચા કરી તે પહેલા પ્રકારમા આવે છે અભય, અમાનિત્વ, અદભ, અદ્રોહ, અહિસા અને જેનો ઉલ્લેખ હજી બાકી છે તે અક્રોધ. ભય ન રાખો, દભ ન કરો, દ્રોહ ન કરો, હિસા ન કરો, ક્રોધ ન કરો આ બધા ગુણોમા અમુક ન કરવાપણુ છે. જ્યારે બાકીના જે ગુણો છે તે હકારાત્મક છે – અમુક કરો. જેમ કે યજ્ઞ કરો, તપ કરો, ચિત્તશુદ્ધિ કરો, દાન કરો, સયમ રાખો, વેદોનુ પઠન કરો, સત્ય બોલો, દયા રાખો, નમ્ર થાઓ, પવિત્ર બનો વગેરે.

નકારાત્મક ગુણો અગે ગીતાએ વાપરેલ પરિભાષા સહેતુક છે. બાકી એ જ ગુણો હકારાત્મક રૂપે મૂકવા હોત તો મૂકી શકાત સસ્કૃત ભાષા પાગળી નથી કે એ કારણે નકારાત્મક શબ્દો યોજવા પડ્યા છે. ગીતાને કહેવુ છે કે ગુણો બે પ્રકારના છે-નિષેધાત્મક અને વિધેયાત્મક. જેમ ખેતી માટે બે પ્રકારના કર્મ કરવા પડે છે પ્રથમ, વર્ષા આવતા અગાઉ ખેડૂત જમીનમા જે બાધક તત્ત્વો હોય તેને કાપી-કૂટીને, વાળીઝૂડીને, બાળીને સાફ કરે છે તે પછી વર્ષા થતા ખેડૂત જમીન ખેડી નાખે છે અને ખાતર ભેળવીને વાવવા માટે તૈયાર કરી દે છે પરતુ આ પ્રથમ પ્રકારનુ કાર્ય કર્યા પછી ખેડૂત એમા વાવણી ન કરે તો ? અગાઉનુ એનુ કર્મ કઈ પરિણામદાયી નીવડતુ નથી. એ અર્થમા સારી વાવણી કરી ઉત્તમ પાક

લેવા પ્રથમનું કાર્ય અગત્યનું છે. જો એ ન કરવામાં આવે અને ખેડૂત એમાં બી વાવે તો એ ઊગે, તોપણ સારો પાક થઈ શકે નહિ. જમીનની અંદર નકામું ઘાસ–ચીઢો એટલો બધો ઊગી નીકળ્યો હોય કે પાકના છોડને જમીનમાથી પોષણ ન મળે અને ફસલ નિષ્ફળ જાય. જે જીવનની ખેતીને પણ એટલું જ લાગુ પડે છે.

ગીતાએ નિષેધાત્મક ગુણોનો જે મહિમા કર્યો છે તે આ અર્થમાં. જો જીવનની ખેતીમાંથી સત્કર્મનો ઉત્તમ પાક લેવો હોય તો એ ક્ષેત્ર પ્રથમ સાફસૂતરું કરવું પડે. તેને ખેડી નાખવુ પડે. આ નકારાત્મક ગુણોથી જીવનનું ક્ષેત્ર ખેડીને વાવણી કરવા તૈયાર કરવાનું છે. પરંતુ એ ગુણો જ પૂરતા નથી, જો હકારાત્મક ગુણોની વાવણી જ ન કરી તો કેવળ નકારાત્મક ગુણોથી જીવન સમૃદ્ધ થઈ શકનું નથી. આ ગુણોને બીજી રીતે કસરત સાથે સરખાવી શકાય. શરીરના આરોગ્ય માટે કસરત જરૂરી છે. બાળકોનું શરીર સુદૃઢ બને તે માટે વ્યાયામનું મહત્ત્વ શિક્ષણમાં સ્વીકારાયેલું છે. દંડ, બેઠક, મલખમ વગેરે કસરત કરીને આરોગ્ય પ્રાપ્ત કર્યું, પરંતુ એવું તંદુરસ્ત શરીર જો કંઈ બીજો પુરુષાર્થ ન કરે, તો એ આરોગ્યપ્રાપ્તિને કારણે જ કોઈ સિદ્ધિ હાંસલ થતી નથી. પુરુષાર્થ કરવા માટે સૌ પ્રથમ શરીર તંદુરસ્ત જોઈએ એ અનિવાર્ય છે. એ પૂરતું આરોગ્ય–વ્યાયામનું મહત્ત્વ પણ છે. પરંતુ એ સમાપ્તિ નથી, શરૂઆત છે.

કોઈ પુરુષ અંગે એમ કહેવામાં આવે કે તેમણે અમુક અમુક ખરાબ કામો કર્યાં નથી, તો એ ગુણો સ્વાભાવિક રીતે અપેક્ષા જગાડે છે કે એમણે સારાં કાર્યો પણ કર્યાં હશે. એમનું જીવન તંદુરસ્ત છે એટલે એમણે આરોગ્યવાનને શોભે તેવો પુરુષાર્થ કર્યો હશે. પરંતુ આપણે નકારાત્મક અને હકારાત્મક ગુણોના ભેદ અને મહત્ત્વને એના સાચા અર્થમાં સમજ્યા નથી એટલે કેવળ પહેલા પ્રકારના ગુણોને જ સિદ્ધિ માની લઈએ છીએ. આપણા સૌનો અનુભવ છે કે કોઈ અજાણ્યા વિસ્તારમાં જઈએ છીએ અને

અપરિચિત વ્યક્તિનુ ઓળખાણુ આપવામા આવે છે ત્યારે કહેવામા આવતુ હોય છે કે એ સજ્જન છે એ ભલા અને એમનુ કામ ભલુ. કોઈ ખટપટમા પડવુ નહિ અને બીજાના કામમા માથુ મારવુ નહિ કોઈની નિંદા નહિ અને કોઈનો પક્ષપાત નહિ. આ નકારાત્મક ગુણોથી વિશેષ ઓળખાણુ આગળ વધતી નથી, છતા સાભળનારને એમા ઊણપ લાગતી નથી. તે પ્રભાવિત થાય છે

પરતુ સજ્જન શબ્દનો અર્થ સામાન્ય વ્યવહારમા આપણે કરીએ છીએ તેવો બોદો નથી સતજન એટલે સાચો માણસ. સત્ય આચરનાર અને સત્યને પક્ષે ઊભો રહેનાર આપણે જેમને સજ્જનની હરાળમા મૂકીએ છીએ તેમનામા આ ગુણો હોય છે ખરા ? બીજાને આપણે સજ્જન માનીએ છીએ કે નહિ તે વાત બાજુએ મૂકીએ, પરતુ આપણે સૌ મોટે ભાગે પોતાની જાતને તો સજ્જન માનતા હોઈએ છીએ! છતા આપણામા આ ગુણો છે કે નહિ તેવો સવાલ કદી પેદા થાય છે ખરો ? વિયેટનામના પ્રશ્નમા માથુ મારવુ, સત્યનો પક્ષ લેવો, તે દેશનો, સરકારનો પ્રશ્ન છે અને તેમા સામાન્ય નાગરિક માથુ ન મારે તે સમજી શકાય પરતુ એ બાબતમા દેશની સરકાર લોકશાહી નીતિને લાછન લાગે, રાષ્ટ્રના ગૌરવનો ભગ થાય તેવુ અઘટિત, હિણપતભર્યુ વર્તન કરતી હોય ત્યારે નાગરિકોએ લોકમત વ્યક્ત કરી પડઘો પાડવો જોઈએ છતા જો લોકો અમારે એમા કઈ લાગેવળગે નહિ તેમ માની પડઘો ન પાડે તો એ એમનો સરકારની વાતમા માથુ ન મારવાનો ગુણ ન ગણાય, અવગુણ ગણાય ૧૯૫૬મા સુએઝના પ્રશ્નમા બ્રિટિશ સરકારે-ઈડન સરકારે આક્રમણ કરીને એવુ વર્તન કર્યુ હતુ ત્યારે બ્રિટનના લોકમતે પડઘો પાડયો હતો અને એ સરકારને હોદ્દા ઉપરથી જવુ પડયુ હતુ

આનરરાષ્ટ્રીય પ્રશ્નોમા કે રાષ્ટ્રીય પ્રશ્નોમા સક્રિય ભાગ ભજવવાનો સામાન્ય નાગરિકોને ઝાઝો રસ હોતો નથી. પરતુ એ નાગરિકો કુટુબી હોય છે, પાડોશી હોય છે, ધંધાદારી હોય છે, શહેરી કે

ગ્રામજન હોય છે, એમને એમના નજીકના ક્ષેત્રમા કોઈ ને કોઈ ભાગ ભજવવાનો આવતો હોય છે. છતા એ જે સત્ય માનતો હોય છે તેનો પક્ષ લેવાનુ એ ટાળે છે–કચા એમા પડીને બીજાના અપ્રિય થવુ ? સત્યનો પક્ષ લેવાની એની ફરજ એ ચૂકે છે, પછી એ સતજન, સજ્જન શી રીતે ?

આપણા દેશે ગુલામી ફેડવાનો, આઝાદી પ્રાપ્ત કરવાનો મોટો પુરુષાર્થ કર્યો. પરતુ આઝાદીનુ મહત્ત્વ એટલા માટે છે કે વ્યક્તિ અને દેશ પોતાની ઇચ્છા અને ભાવના પ્રમાણે વિકાસ કરી શકે, વ્યક્તિ અને સમાજ આબાદ બને. અગ્રેજો પરદેશી હતા એટલે એમની સરકારને ભારત કે ભારતીય જનની આબાદીમા રસ ન હોય, એમના વેપાર–સ્વાર્થમા રસ હોય. પરતુ આઝાદી પહેલા જે લોકો ગુલામી ફેડવાના ગુણો બતાવી ચૂકયા હતા તે નિષ્ક્રિય બની જાય કે પોતાના સ્વાર્થમા પડી જાય ને એમના વર્તનથી દેશને લાભ થવાને બદલે હાનિ થાય, તો એમનામા પહેલા પ્રકારના નિષેધાત્મક ગુણો હતા અને વિધેયાત્મક ગુણોનો અભાવ છે તેમ કહી શકાય.

આઝાદી પછી આપણે સેવેલા સ્વપ્ના સિદ્ધ ન થઈ શકયા હોય તો એનુ કારણ ગુલામીકાળમા જેમનામા નિષેધાત્મક ગુણ જોવા મળતા હતા, તેમનામા વિધેયાત્મક ગુણો હોય જ તેમ માનીને સૌ ચાલ્યા હતા. પરતુ આઝાદી પછી નવસર્જનમા એ ગુણોની જરૂર પડી ત્યારે પારખુ થયું કે એ ગુણો એમનામા નહોતા એટલુ જ નહિ, પરતુ બીજા લોકો પણ એ ગુણો સાથે આગળ આવ્યા નથી. લોકોમા આ ગુણો ન વિકસે ત્યા સુધી આબાદી હાસલ ન થઈ શકે જે દેશનુ તે જ વ્યક્તિનુ. કોઈ વ્યક્તિને કે આપણી જાતને નિષ્ક્રિય ગુણોની મૂડીની મદાર ઉપર સજ્જન માની છાતી ફુલાવીએ તેથી સાચી શ્રીમતાઈ પ્રાપ્ત થતી નથી. જ્યા સુધી તમે ખેતરમા વાવણી ન કરો, ઉત્તમ પાક માટે જરૂરી માવજત ન કરો, ત્યા સુધી ફસલ પાકે નહિ એ જ રીતે નાગરિકોમા વિધેયાત્મક ગુણો કેળવાય નહિ

ત્યાં સુધી તેજ પ્રગટે નહિ.

આથી જે જીવન સમૃદ્ધ કરવા માગે છે તેણે ગીતાએ કહ્યું છે તેમ બને પ્રકારના ગુણો ખીલવવા પડશે. નિષેધાત્મક ગુણો ખીલ્યા નહિ હોય તો વિધેયાત્મક ગુણોની ખીલવણી માટે જીવનક્ષેત્ર ખેડાઈને તૈયાર થયેલું નહિ ગણાય. છતા એવા ક્ષેત્રમાં વિધેયાત્મક ગુણોની વાવણી કરવામાં આવશે તો એ બિલકુલ નહિ ઊગે તેમ માનવાનુ નથી. પરંતુ એ ઊગશે તોપણ ઈસુએ કહ્યું છે તેનું એનું ભાવિ થશે.

બાઈબલમા માથ્થીના શુભસદેશમાં ઈસુએ નીચેનું દૃષ્ટાંત આપ્યું છે—

'એક માણસ વાવવા ગયો. વાવતાં વાવતાં કેટલાંક બી પગથી પર પડ્યાં અને પંખીઓ આવીને તે ખાઈ ગયાં. કેટલાંક ખડકાળ જગ્યાએ પડ્યાં, જ્યાં માટી ઝાઝી નહોતી અને ઊંડી નહોતી એટલે એ બી એકદમ ઊગી નીકળ્યાં, પણ તડકો નીકળ્યો એટલે કરમાઈ ગયાં અને મૂળ બાઝ્યાં નહોતાં એટલે સુકાઈ ગયાં. કેટલાંક બી ઝાંખરામાં પડ્યાં અને ઝાંખરાં ફાલ્યાં એટલે તે રુંધાઈ ગયાં. પણ કેટલાક બી સારી જમીનમા પડ્યાં અને તેને સારો પાક આવ્યો. કેટલાકને સોગણો, કેટલાકને સાઠગણો, કેટલાકને ત્રીસગણો.'

આ ખેતીનુ દૃષ્ટાંત જીવનની ખેતી સાથે યોજતાં ઈસુ કહે છે: 'હવે તમે વાવનારના દૃષ્ટાંતનો અર્થ સાભળો. જ્યારે કોઈ ઈશ્વરના રાજ્યનો સદેશ સાંભળે પણ સમજે નહિ ત્યારે સેતાન આવીને, તેના હૃદયમાં જે વાવ્યું હોય છે તે ઝડપ મારીને લઈ જાય છે. પગથી ઉપર પડેલાં બી તે આ. પથરાળ જમીન ઉપર પડેલાં બી એટલે એવો માણસ, જે સદેશ સાંભળતાં જ તેને તત્ક્ષણ આનંદથી વધાવી લે છે, પણ તેનામાં મૂળ બાઝેલાં હોતા નથી એટલે તે બહુ ટકતો નથી; સદેશને કારણે દુઃખ કે સતામણી સહન કરવાની વેળા આવે છે ત્યારે તે તરત જ ખરી પડે છે. ઝાંખરાંમાં

પડેલાં બી એટલે એવો માણસ, જે સંદેશ સાંભળે છે ખરો, પણ સંસારની ચિંતાઓ અને ધનની માયા એ સંદેશને ગૂંગળાવી મારે છે અને એ નિષ્ફળ જાય છે. સારી જમીનમાં પડેલું બી એવો માણસ, જે સંદેશ સાંભળે છે અને સમજે છે, અને જેના જીવનમાં પાક પણ બેસે છે – કોઈમાં સોગણો, કોઈમાં સાઠગણો, કોઈમાં ત્રીસગણો,' આ પ્રમાણે જે જીવનમાંથી સોગણો, એટલુ જેનું ગજું ન હોય તે સાઠગણો અને જેનું એટલું પણ ગજું ન હોય અને પાસ થવા જેટલો ત્રીસગણો પાક લેવા માગે છે તેણે જમીનને સારી તૈયાર કરવા માટે નિષેધાત્મક ગુણોથી ખેતર ખેડીને પ્રથમ તૈયાર કરવું પડશે અને તેમાં વિધેયાત્મક ગુણોનાં બી નાખવાં પડશે.

આમાં અક્રોધનો ઉલ્લેખ બાકી છે તે જોઈએ. કામ, ક્રોધ અને લોભ, એ ત્રણને ગીતામાં નરકનાં દ્વાર કહેવામાં આવ્યાં છે. જેનામાં એ દુર્ગુણો હોય તેને મૃત્યુ પછી નરક ભોગવવાનું દૂરનું ભાવિ નથી, પરંતુ એ જીવતે જીવ પૃથ્વી ઉપર ગમે તેટલો ભૌતિક સુખોમાં આળોટતો હોય, છતાં એ નરકની યાતના વેઠે છે તેમ માનવું રહ્યું.

ક્રોધ એવો દુર્ગુણ છે કે એને વશ થઈને માણસ જો કોઈ ગુનો કરી બેઠો હોય અને તે સાબિત કરી શકે કે એનો હેતુ ગુનો કરવાનો ન હતો, પરંતુ ક્રોધને લીધે ભાન ભૂલી જવાથી એ કરી બેઠો હતો, તો એને શિક્ષામાં રાહત મળે છે. એક ગુનેગારે ખૂન કર્યું હોય અને જો તે ઇરાદાપૂર્વક યોજનાબદ્ધ પાર પાડ્યું હોય તો એને ફાંસી કે જનમટીપની સજા થાય છે; પરંતુ એનો કોઈ ઇરાદો નહોતો, છતાં એ પ્રસંગે એ ક્રોધને વશ થઈને ઉશ્કેરાઈ ગયો ને આવેશમાં ખૂન થઈ ગયું તેમ પુરવાર થાય તો એને વરસ, બે વરસની નજીવી ગણાય તેવી સજા થાય છે.

આમ ખૂન કે બીજા ગુના ક્રોધને લીધે પ્રમાણમાં ઓછા બનતા હોય તોપણ એ અવગુણ એવો છે કે એના આવેગમાં માણસ

ભાન ભૂલી જાય છે અને સારાસારનો વિવેક વીસરી અવિચારી પગલુ ભરી બેસે છે. જો વ્યક્તિ એ અવગુણમાંથી ઊગરી ન શકે તો તેનામાં ગમે તેટલી સમજ કે બુદ્ધિ હોય પણ તે એ પ્રમાણે વર્તન કરી શકે નહિ. ક્રોધને વશ થઈ અવિચારી વર્તન જ થઈ જાય. કિનારે આવેલુ વહાણ જેમ ડૂબી જાય તેમ જીવનખેતીમાં તૈયાર થયેલો પાક પણ એ લણી શકે નહિ. તેનું જે ફળ વ્યક્તિને મળવું જોઈએ તે ન મળે. આથી અક્રોધ – ક્રોધને વશ ન થવાનો નિષેધાત્મક ગુણ કેળવવો રહ્યો.

અહિંસા સંપૂર્ણ પ્રમાણમાં જેમ અશક્ય લાગે છે અને જીવનને ધારણ કરવા અમુક અંશે હિંસા અનિવાર્ય થઈ પડે છે, તેમ અક્રોધનું પણ સમજવું. ક્રોધ ન કરવો, એ ગુણ જરૂર કેળવવો જોઈએ, પરંતુ માનવી કોઈપણ સંજોગોમાં બિલકુલ ક્રોધને વશ ન થાય તેવું બનવું સંભવિત નથી. ગમે તેટલો શાંત અને ધીર માણસ પણ અમુક એવા સંજોગ ઊભા થતાં ઓછોવત્તો ક્રોધે ભરાયા વિના રહેતો નથી. એથી ક્રોધી અને શાંત બંને સમાન છે તેમ માની લેવાનું નથી. જે ક્રોધનો અવગુણ ધરાવે છે અને જે અક્રોધનો ગુણ ધરાવે છે, તે બનેના પ્રત્યાઘાતમાં મોટો તફાવત હોય છે. બને વ્યક્તિઓમા સામા ઉપર ક્રોધ પ્રગટે છે—કોઈ પ્રસંગ, વર્તન નિમિત્તે. પરંતુ જે ક્રોધી છે તેનો ક્રોધ પ્રસંગ કે વર્તનમાં સીમિત ન રહેતાં તે વ્યક્તિ ઉપર ઊતરે છે. અક્રોધીનો ક્રોધ પણ ઊતરે છે વ્યક્તિ ઉપર જ, પરંતુ એ પ્રસંગ કે વર્તન નિમિત્ત હોવાથી એ પૂરતો જ સીમિત રહે છે અને તે પતી જતાં વ્યક્તિ સાથેનો મીઠો સંબધ ઊણો બનતો નથી. ક્રોધીનો ક્રોધ વ્યક્તિ ઉપર આક્રમણ કરે છે અને તે કાયમનો બને છે, એટલે પહેલાંના મીઠા સંબંધમાં ભંગાણ પડે છે. પરિણામે અક્રોધીમાં ક્રોધ કોઈ વખત ભભૂકી ઊઠે તોપણ એ પાણી ઉપરના લિસોટા જેવો ક્ષણજીવી હોય છે, કાયમની અસર મૂકી જતો નથી.

વળી ક્રોધી અને અક્રોધીમા અમુક પ્રસગ કે વર્તનને લીધે ક્રોધ જન્મતો હોય તોપણ એ બનેના ઉત્પત્તિસ્થાન ભિન્ન હોય છે. જે પ્રસગથી ક્રોધીને ક્રોધ ઉત્પન્ન થાય છે, તે જ કારણને લીધે શાત માણસને ક્રોધ ઉત્પન્ન નથી થતો અને જ્યા શાતને તે ઉત્પન્ન થાય છે ત્યા ક્રોધીને થતો હોતો નથી. બનેમા ભેદ છે તે, જે અભિમાની છે તેનામા એ ઘવાતા ક્રોધ ભભૂકી ઊઠે છે અને તે કારણે એ પ્રસગ પૂરતો મર્યાદિત ન રહેતા વ્યક્તિ ઉપર સીમિત થાય છે શાત, નિરભિમાનીમા તે અન્યાયને કારણે ભભૂકે છે અને તેય અગત કરતા સમાજને કારણે, એટલે તે વ્યક્તિને લક્ષ બનાવતો નથી. આથી ક્રોધને એ કાબૂમા લઈ શકે છે જે નિરભિમાની હોય છે માણસ જો પોતાના ક્રોધને તપાસે તો આ ભેદ એને ચોખ્ખો જોવા મળે છે એ પોતે કેટલો અભિમાની છે તે માપવાનુ થર્મોમિટર એ કેટલો ક્રોધી, પૂર્વગ્રહયુક્ત છે, તે છે

ક્રોધનો અગ્નિ એવો છે કે માણસને બાળવા માટે પ્રત્યક્ષ અગ્નિની જરૂર નથી કાયદો પણ ક્રોધને કારણે થયેલા ગુનાને એ કારણે ઓછી શિક્ષા કરે છે. દયા બતાવે છે કે જે ગુનેગાર ક્રોધને વશ થઈ ખૂન જેવો ગુનો હેતુ વિના કરી બેસે, તો એ ક્રોધને વશ થઈ બીજુ અવિચારી વર્તન કેટલુ કરતો હશે ? એ ક્રોધ એના જીવનને આમેય બાળી રહ્યો છે ત્યા એને દાઝ્યા ઉપર ડામ દેવાની ભારે શિક્ષા કરવાની જરૂર નથી ક્રોધના અવગુણની એ નાની એવી શિક્ષા ભોગવી રહ્યો નથી, કામ ક્રોધ અને લોભના નરકના ત્રિદ્વાર માથી ક્રોધનુ દ્વાર વચલુ એટલે મોટુ છે કિલ્લાના દરવાજામા બાજુના બે નાના દ્વાર હોય છે અને વચલો મોટો મુખ્ય દરવાજો હોય છે. ક્રોધ પણ એ રીતે નરકનો મુખ્ય દરવાજો છે એમાથી ઊગરવા માટે અક્રોધનો ગુણ કેળવવો જોઈએ

## યજ્ઞભાવનાના હકારાત્મક ગુણો

હિંદુ ધર્મની વિધેયાત્મક વિશિષ્ટતાનો સૂચક કોઈ એક શબ્દ હોય તો એ 'યજ્ઞ' છે. પરંતુ એ કેવળ સ્થૂળ અવશેષ રૂપે જોવા મળતો હોઈ તેની ભવ્યતા હિંદુઓનેય વસતી નથી. યજ્ઞનો રૂઢ અર્થ અગ્નિમા હોમવું. લોકભાષામાં યજ્ઞ એટલે હોમ. વૈદિકકાળમાં માંસાહાર ત્યાજ્ય ન હતો એટલે પશુ હોમાતાં હતાં. શાકાહારનો સંસ્કાર સ્થાપિત થયા પછી યજ્ઞમાં પશુ હોમાતાં બંધ થયાં. એને બદલે ફળ હોમાવા લાગ્યાં. આજે આવા હોમ કેવળ રૂઢિનો ભાગ બની ગયા હોઈ તેમાં પરંપરાગત આચારની અંધશ્રદ્ધાનાં દર્શન થાય છે. શિક્ષિત વર્ગને એમાં હિંદુ તરીકે પછાતપણું દેખાતું હોય છે.

પાણી જ્યારે વહેતું બંધ થઈ જાય છે ત્યારે એ નિર્મળ રહી શકતું નથી. એ જ પ્રમાણે ધર્મ જ્યારે સ્થગિત થઈ જાય છે ત્યારે એના જળ ઉપર લીલ બાઝી જાય છે. યજ્ઞમાં પશુને બદલે ફળ હોમાતાં થયાં, એ જેમ ધર્મના જીવતપણાનું લક્ષણ છે, તેમ ફળ હોમાતાં બધ થઈને યજ્ઞવૃત્તિ નવા સ્વરૂપે પ્રગટે તો જ જીવંતપણું લાધે.

યજ્ઞ પાછળ જે ઉદાત્ત હેતુ છે તે જીવનમાં પ્રગટે તો યજ્ઞોનો સ્થૂલ આચાર બધ થાય, તોપણ એ નવા સ્વરૂપે ચાલુ રહેશે. યજ્ઞ એટલે કર્મ–ફરજ. આ ફરજની આડે કોણ આવે છે? આસક્તિ, લોભ, મોહ. એ છોડવાનો અને ફરજ અદા કરવાનો સંસ્કાર એટલે યજ્ઞ. અગ્નિમાં આહુતિ હોમતી વખતે 'ઈદં ન મમ' એમ આસક્તિ

ત્યજીને હવિ અર્પણ કરવામા આવે છે. વૈદિક કાળમા પશુનો આહાર થતો તે કારણે દેવોને અર્પણ કરી પ્રસાદ રૂપે ગ્રહણ કરવામા ત્યાગ કરીને ભોગવવાનો સસ્કાર થતો હતો.

આજે એ પરંપરાગત યજ્ઞની રૂઢિ ચાલુ રાખવાની જરૂર નથી, પરતુ એ યજ્ઞમા જે ત્યાગનો અને ફરજનો મહિમા છે, તે નવે રૂપે જીવનમા ઉતારવાની ઓછી જરૂર નથી. મનુષ્યને એના જન્મ સાથે ફરજ પ્રાપ્ત થાય છે અને એ ફરજ અદા કરવા માગતો હોય તો એનામા ત્યાગવૃત્તિ અનિવાર્ય છે. માણુસ એ પશુ નથી અને માણુસને માણુસાઈ બક્ષનાર ધર્મ-સસ્કૃતિ છે. વૈદિકકાળમા વેદાભ્યાસ માણુસ બનવા-દ્વિજ બનવા અનિવાર્ય ગણાતો આજે વેદાભ્યાસ એના પરપરાગત પઠન પ્રમાણે ભણવો તે અભિપ્રેત ન હોય તોપણ સસ્કારી થવા-દ્વિજ બનવા બીજા રૂપે વિદ્યા ભણવી તે એક યજ્ઞ છે. એને વૈદિક ભાષામા ઋષિયજ્ઞ કહેતા, આજે એને આપણે સસ્કારયજ્ઞ કહીએ

આપણે જે સસ્કારનો વારસો ધરાવીએ છીએ એ આપણા પૂર્વજોના પુરુષાર્થનો પ્રતાપ છે. આપણે ગમે તેટલા લોભી હોઈશુ અને પારકાના ઘરમા એકાતને કારણે ચોરી કરવાની તક હશે ને આપણા ઉપર વહેમ જવાની બીક ન હોય છતા ચોરી કરવાનો વિચાર આવતો નથી તે બળ કેવળ આપણુ નથી, આપણા પૂર્વજોના સસ્કારનો વારસો છે. આવા ઘણા ગુણો અહી ગણાવી શકાય, જે વર્તન આપણુને સહજ બની ગયેલા લાગે છે. આપણે દારૂ પીતા ન હોઈએ, માસાહારી ન હોઈએ, અને એ તરફ આપણુને આકર્ષણ-લોલુપતા ન હોય, તો એ સહજતા કોને આભારી છે? આપણે બધા જાતીય આકર્ષણુના પ્રભાવને વશ થતા હોઈએ છીએ, છતા થોડી સખ્યાને બાદ કરતા લગ્નજીવનની મર્યાદામા રહી તે સુખથી સતોષ માનીએ છીએ અને વ્યભિચારી જીવન ગાળવા તરફ ઘસડાતા નથી, કે એ પ્રકારનો જાતીય આવેગ આપણુને વિવશ કરી

શકતો નથી, તેમા કેવળ આપણો અંગત સયમ ભાગ ભજવે છે તેવો શ્રમ સેવવાનો નથી. આપણામા રહેલું એ સયમબળ એ પૂર્વજોનો સસ્કાર વારસો છે.

આ સસ્કાર વારસો જાળવવો હોય, તેમા સવર્ધન કરવુ હોય તો તેના અધ્યયનનો યજ્ઞ કરવો જોઈએ. તે વેદના અભ્યાસથી આજે સમાપ્ત થાય તેવો સકુલ નથી. ઉપરાત એ વેદના–હિંદુ ધર્મના પાયા વિના સવર્ધિત પણ થઈ શકે તેમ નથી. પર ભાષાઓ ગમે તેટલી ખેડાયેલી અને વિસ્તાર પામેલી હોય, પરતુ માતૃભાષા દ્વારા એ પોતાનુ વિત્ત–મૌલિકતા પ્રગટ કરી શકે છે તેટલું પરાઈ ભાષાથી થઈ શકતું નથી. ઈશુએ એમના ઈશ્વરના રાજ્યનો ઉપદેશ એમની પ્રાદેશિક માતૃભાષામા આપ્યો હતો. એમના શિષ્યોએ તેને લેટિન ભાષામા ઉતાર્યો હતો. આમ જગતના એ મહાન સદેશને એક નાની પ્રાદેશિક, અવિકસિત ભાષાનુ માધ્યમ, અવરોધરૂપ નીવડયુ ન હતું. જેવો માતૃભાષાનો મહિમા છે તેવો જ ધર્મનો મહિમા છે. સસ્કારનો નવો વારસો આજનો માનવી ગમે ત્યાથી ગ્રહણ કરે તેની હરકત ન હોય તોપણ એના પોતાના ધર્મના પાયા ઉપર જ ઊભા રહીને તે સ્વીકારશે તો એ બળવત્તર બનશે, બાકી તે નકલી નીવડશે. આથી આજનો હિંદુ વ્યવસાય માટે પશ્ચિમનુ શિક્ષણ ગમે તેટલુ લે, પરતુ સસ્કાર માટે એના ધર્મનુ શિક્ષણ નહિ લે ત્યા સુધી એનો સસ્કારયજ્ઞ બાકી રહેશે. એ એની જન્મથી પ્રાપ્ત થયેલી ફરજ ચૂકયો ગણાશે.

બીજો પિતૃયજ્ઞ ગણાય છે. માબાપે સસાર માડયો ન હોત તો બાળકનો જન્મ ન થાત અને એમણે પાલણપોષણ કર્યું ન હોત તો એ પૃથ્વી ઉપર જન્મીને હયાતી ધરાવતો ન હોત. આથી એ જ સસારનો તતુ ચાલુ રાખવાની એની ફરજ છે. સસાર માડવો, માબાપ બની કુટુબનો વશ આગળ વધારવો એ પિતૃયજ્ઞનો વૈદિક અર્થ થતો હતો. આર્ય સસ્કૃતિએ જીવનનુ જે આયોજન કર્યું

છે તેમાં ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ છે. પિતૃયજ્ઞ માટે ગૃહસ્થાશ્રમ અનિવાર્ય માન્યો છે. મહાભારતના આદિ પર્વમાં જરત્કારુનું આખ્યાન તેનું દૃષ્ટાંત છે. એ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યા વિના સંન્યાસી બનીને તપશ્ચર્યામાં લાગી ગયો તેથી એના પૂર્વજોની અવગતિ થઈ અને એને આકાશમાં લટકતા દેખાવા લાગ્યા. પિતૃઓના ઉદ્ધાર માટે એણે લગ્ન કર્યું. આજે પણ પુત્ર ન હોય તે પુન નામના નર્કમા પડે છે તેવી પુરાણના કથનની શ્રદ્ધા લોપ થઈ નથી.

આજે વૈદિક કે પુરાણકાળના એ પ્રકારના પિતૃયજ્ઞની જરૂર સ્વીકારી લેવામા ન આવે તોપણ પિતૃઋણ બીજા પ્રકારે અદા કરીને નવા પ્રકારનો યજ્ઞ કરી શકાય છે. શંકરાચાર્ય અને વિનોબા જેવા આચાર્યો, વિવેકાનંદ અને દયાનંદ જેવા સંન્યાસીઓ ગૃહસ્થાશ્રમ વટાવી જનાર પાકવાના. મોટા ભાગના વિદ્યાર્થીઓ ક્રમિક ધોરણ પ્રમાણે પરીક્ષાઓ પસાર કરી આગળ વધતા હોય છે, પરંતુ અપવાદરૂપ તેજસ્વી વિદ્યાર્થીઓ અમુક ધોરણ છલંગ મારી વટાવી જાય છે. વળી જે ગૃહસ્થાશ્રમ ગાળે તેમાથી અમુકને સંતાન ન હોય તેથી એ નરકમાં જાય તેવી પરંપરાગત અંધશ્રદ્ધા ન રાખીએ તોપણ પિતૃયજ્ઞ પાછળ જે ભાવના છે તેને બાધ આવતો નથી.

માણસે કુટુંબની ફરજ અદા કરવાની છે તે પિતૃયજ્ઞનું હાર્દ છે. એ ફરજમા પુત્ર તરીકે માબાપ, વડીલોની વૃદ્ધાવસ્થામા સેવા અને પોષણ, ગૃહસ્થાશ્રમી તરીકે પતિ કે પત્નીની ફરજ, માબાપ તરીકે સંતાનો પ્રત્યેની ફરજ. સામાન્ય રીતે આ ફરજો સૌ અદા કરતા જોવા મળે છે. પરંતુ એ યજ્ઞ રૂપે છે તેમ કહી શકાય તે કેટલા ટકા? આ ફરજ કોઈને એકલદોકલ બજાવવાની નથી, સમાજમા એમના જેવા બીજા ગૃહસ્થો છે તે સૌને બજાવવાની છે. આની સૌએ એ ફરજ એવી રીતે અદા કરવાની છે કે તે બીજાને બાધક ન નીવડે, અનુકૂળ નીવડે. આ ફરજમાં પાર ઊતરવાનો

મંત્ર ઈશાવાસ્યે આપેલો છે–તેન ત્યક્તેન ભુંજીથાઃ મા ગૃધઃકસ્યસ્વિદ્ ધનમ્. ત્યાગીને ભોગવ, કોઈના ધનની વાસના રાખીશ નહિ.

ત્યાગીને ભોગવવુ એ આમ વદતોવ્યાઘાત જેવું દેખાય છે. ત્યાગમાં અને ભોગમા જુદી વૃત્તિઓ રહેલી છે. જો ત્યાગવૃત્તિ હોય તો પછી ભોગવવાની આકાક્ષા શી રીતે હોય? આ સંસારમાં તુ છે તેમ બીજા જીવો છે. સૌ ઇશ્વરની લીલા છે. જો કોઈનો સૌ ઉપર અધિકાર હોય તો એનો છે. આથી તારો જેટલો હક છે તેટલો સામાનો પણ છે, તારો કોઈ વિશેષ હક નથી. વળી કોઈને વિશિષ્ટ-દૈવી હક પ્રાપ્ત થતો નથી. સર્વને કર્મ કરીને જીવવાનો હક છે.

પારકાનું ધન મેળવવાની આકાક્ષા એટલે કર્મ ટાળવાની મનોવૃત્તિ. એમાથી ઊગરવાનો એક જ માર્ગ છે. માણસ જીવવાની–ભોગવવાની ઇચ્છા રાખતો હોય તો એણે કર્મ કરવાની પણ તૈયારી રાખવી જોઈએ. સો વર્ષનુ દીર્ઘ આયુષ્ય મનુષ્યે કર્મ કરતાં કરતાં ગાળવાનું છે તેમ એ જ ઉપનિષદના બીજા મત્રમાં કહ્યું છે. માનવી કર્મ કરીને ખરા પરસેવાનું ભોગવવા માગતો હશે તો એનામાં આપોઆપ સયમ આવશે. રસોઈ અને વાસણ માંજવાનું, બંને કાર્ય ગૃહિણીને કરવાનુ હશે તો એ ઓછાં વાસણો બગાડશે. એને માંજવાનાં નહિ હોય અને તે નોકરને માથે જવાનાં હશે તો વાસણ છૂટથી વાપરશે. એ જ રીતે રસોઈ કરનારને જ તે રસોઈ જમવાની હશે તો એ ઓછી વાનગીઓથી સતોષ માનશે અને જમનારને રસોઈ નહિ કરવાની હોય તો એ વધુ વાનગીઓ ઝંખશે. મતલબ કે કર્મ કરીને તે ભોગવવાનું હશે તો સંયમ આવશે અને છતાં ભોગની તૃપ્તિ ઓછી નહિ હોય. હાથે બનાવેલી રસોઈમાં વાનગીઓ ઓછી હશે તોપણ સ્વાદ ઓછો નહિ હોય.

માણસ પ્રમાણિક રીતે કમાણી કરતો હશે તો એ સારું એવું કમાતો હશે તોપણ એ ખોટો ખર્ચ–બગાડ નહિ કરે. જ્યારે

અપ્રમાણિક ધન મેળવતો હશે તો એનામાં ઉડાઉગીરી આવ્યા વિના નહિ રહે. પારકાના ધનની ચોરી જે કરતા નથી, તે પણ વેપારમાં અપ્રમાણિક રીતે બીજાનું ધન મેળવે છે. અણુકતું કે મર્યાદા બહારનો નફો, તે ચોરીનો જ પ્રકાર છે. પારકાના ધનની ઇચ્છા ન રાખવી તે એ અર્થમાં છે. સરકારના કરવેરા ચોરવા એ પણ ચોરીનો પ્રકાર છે. એ ધન સરકારનુ, સમાજનુ પારકું જ છે. પરંતુ બીજાનો હક સ્વીકારવાની તૈયારી નથી એટલે ફરજનું ભાન નથી એમ જ થયું. જો પિતૃયજ્ઞ કરવો હોય તો ગૃહસ્થ જીવન પ્રામાણિક રીતે ગાળીને જે પ્રાપ્ત થાય તેમા સુખ માનવું જોઈએ.

દેવયજ્ઞ દેવોને રીઝવવા કરવામા આવતા હતા. વૈદિકકાળના દેવો અને પુરાણકાળના દેવોમા ફેરફાર થયેલો છે. એ જ રીતે આજના કાળમાં દેવો બદલાય તો એમા નવાઈ નથી. યજ્ઞથી વૃષ્ટિ થાય છે તેમ ગીતામાં કહ્યુ છે, પરતુ આજે તે માન્યતા ઉપર શ્રદ્ધા ન રાખવામાં આવે તેમા વિકાસ છે તે સ્વીકારીએ તોપણ યજ્ઞનું ચક્ર ચાલતું રહે તો જ લોકસગ્રહ થાય તે સિદ્ધાંત મિથ્યા થતો નથી. આજે ઇન્દ્ર, વિષ્ણુને બદલે રાષ્ટ્ર અને આંતરરાષ્ટ્રના નવા દેવો સ્થાપિત થયા છે. રાષ્ટ્રદેવ માટે યજ્ઞ કરવો એટલે રાષ્ટ્ર ઉપર આફત આવે ત્યારે એના નિવારણ માટે જે ત્યાગ કરવાની જરૂર પડે તે કરવો, તે દેવયજ્ઞ છે. રાષ્ટ્રમાં ગરીબાઈ હોય, દુકાળ હોય, પછાતપણુ હોય, તે ફેડવા માટે જે કર્મ કરવાની જરૂર પડે તે એક પ્રકારનો દેવયજ્ઞ કહેવાય. એને બદલે એ સ્થિતિનો ગેરલાભ લઈ જો સ્વાર્થ સાધવામાં આવે તો એ પાપનું ધન છે.

રાષ્ટ્રદેવથી મોટા આંતરરાષ્ટ્રીય દેવનો યજ્ઞ કરી શકીએ તેવી સ્થિતિ આપણા દેશની નથી. અમેરિકા, રશિયા વગેરે દેશોની છે. ભારતને અને બીજા અવિકસિત દેશોને એ જેટલા પ્રમાણમાં સ્વાર્થ-રહિત સહાય આપે તે દેવયજ્ઞનો પ્રકાર છે. ભારતમાં ગઈ સાલ

દુકાળ હતો અને અમેરિકા ને પરદેશોએ અનાજની મદદ ન કરી હોત તો લાખો માણુસોને ભૂખમરાને લીધે મૃત્યુશરણ થવુ પડત. એ દશા સન ૧૯૦૦ (સવત ૧૯૫૬–છપ્પનિયા દુકાળ)માં દેશે ભોગવેલી છે. એમાથી એ ઊગરી ગયો હોય તો પરદેશોના દેવયજ્ઞને આભારી છે. એ જ રીતે પરદેશોને બીજા પ્રકારે સહાય કરવી તે એ યજ્ઞનો પ્રકાર છે. વેદ કે ગીતાકાળમા દેવયજ્ઞના જે પ્રકાર હોય તે જ આજે ચાલુ રહેવા જોઈએ તેવુ આધળુ અનુકરણ જરૂરી નથી, પરતુ એનો હેતુ લક્ષમા રાખીને સ્વરૂપ બદલાય તે આવશ્યક છે.

ભૂતયજ્ઞ પણ એ સદર્ભમા મૂલવવાનો છે. ભૂતયોનિને સ્વીકારી તેની મુક્તિ કાજે ભૂતબલિ યજ્ઞ કરવામા આવતા હતા. ભૂતયોનિને માન્ય રાખીએ તોપણ આવા કોઈ યજ્ઞથી તેમનો ઉદ્ધાર થાય તેવી શ્રદ્ધા આજે રહી નથી કર્મ જ જો મનુષ્યને તારનારુ અને બધનમા નાખનાર હોય તો, જે કર્મને લીધે મનુષ્ય ભૂતયોનિને પામ્યો હોય તે જ એના કર્મથી મુક્ત થઈ શકે. પરતુ પૂર્વજોનો સારો વારસો જેમ અનુજોને મુક્તિ આપનારો છે, તેમ એનો ખરાબ વારસો બધનમા નાખનારો છે. આ ભૂતકાળના અનિષ્ટ વારસામાથી મુક્તિ મેળવવી તે નવા યુગમા ભૂતયજ્ઞ કહી શકાય.

હિંદુઓને જે ભૂત વળગેલા તે નાતજાતના, ઊચનીચના, અસ્પૃશ્યતાના, કુરૂઢિઓ વગેરેના ગણાવી શકાય. જગતમા એક આધુનિક રાષ્ટ્ર તરીકે વિશિષ્ટ સસ્કૃતિના ગૌરવ સાથે દેશે ઊભા રહેવુ હોય તો એ વળગાડમાથી મુક્ત થવુ જોઈએ હિંદુઓ ભૂતયજ્ઞનુ રહસ્ય સમજે તો એમણે એવો યજ્ઞ પ્રગટાવવો જોઈએ કે જેમા એમની નાતજાતો, ઊચનીચ ભેદ, અસ્પૃશ્યતા, કુરૂઢિઓ બળીને ભસ્મ થઈ જાય. શિક્ષિત હિંદુ અને પોતાને અદ્યતન ગણાવતો હિદુ પણ આ ભૂતના વળગાડમાથી છૂટવા માગતો નથી. એક વખત છૂટેલો હિદુ પણ એ ચક્કરમા પાછો પાડવાની મનોવૃત્તિ

સેવતો જોવા મળે છે. ગઈ પેઢીમાં આઝાદીના સંગ્રામ કાળે સામાજિક ભૂતોને ભસ્મ કરવાની જે તાલાવેલી જોવા મળતી હતી તે આઝાદીની નવી પેઢીમાં જોવા મળતી નથી. લોકશાહીમાં ચૂંટણી પ્રથાને લીધે એ ભૂતો, નવા શીશામાં જૂના દારૂની માફક જોરશોરથી ધૂણતાં જોવા મળે છે. એને નાબૂદ કરીને જ ભૂતયજ્ઞ સફળ કરી શકાય.

પંચમહાયજ્ઞમાં રોજિંદો યજ્ઞ છે ગૃહસ્થ યજ્ઞ. એમાં અતિથિ-સત્કાર, જીવદયા, પાડોશી ધર્મ એવી વિવિધ ફરજો આવે છે. માણસની શક્તિને મર્યાદા છે એટલે વિશાળ સમાજ સુધી પોતાની સેવાઓ આપી ન શકે. એવી પ્રતિભા દરેકમાં હોતી પણ નથી. પરંતુ એની આજુબાજુ, પાડોશનો કહી શકાય તેવો જે સમાજ છે તેને ઉપયોગી થવાની એનામાં તત્પરતા હોવી જોઈએ. માણુસ કેવળ પોતાના નિર્વાહ માટે જ ઉદ્યમ કરે, પોતાના સ્વાર્થમાં જ રચ્યોપચ્યો રહે, તે એના પોતાના હિતમાં નથી તેમ સમાજના હિતમાં પણ નથી. માણુસ જો પોતાનો સાચો સ્વાર્થ સમજતો હોય, દીર્ઘદૃષ્ટિથી એ સ્વાર્થને જોતો હોય તો, બીજાના સ્વાર્થમાં એનો સ્વાર્થ રહેલો છે તે જોઈ શકે. એ પરમ સ્વાર્થથી દોરવાવા એણે ગૃહસ્થયજ્ઞ–સમાજનું કાર્ય, ફરજ કોઈ ને કોઈ પ્રકારે અદા કરવા તૈયાર રહેવું જોઈશે.

અતિથિ સત્કારનો આપણે ગમે તેટલો મહિમા કરીએ તોપણ જૂના સ્વરૂપમાં તે કાયમ રહી શકે તેવા સંજોગો નથી. અતિથિ એટલે જેની તિથિ આગળથી નક્કી નથી, ગમે ત્યારે અણધારી રીતે આવી ચડનાર મહેમાન, તે અતિથિ. આજના ઔદ્યોગિક યુગની પ્રવૃત્તિમાં કૃષિયુગની નિરાંત લુપ્ત થઈ છે ત્યારે અતિથિનું આતિથ્ય કરવાની અનુકૂળતા ગૃહસ્થને ન હોય તે સ્વીકારવું જોઈએ. તેમાંય વળી પતિ-પત્ની બંને બહારના ક્ષેત્રે કામગીરી બજાવતાં હોય ત્યારે અતિથિને ઘરનું તાળું જ સ્વાગત કરવા મોજૂદ હોય તેમ બનવાનું. આથી સત્કાર, આતિથ્યનો પ્રકાર બદલાય તેનો અફસોસ ન કરવો જોઈએ. અતિથિએ સમજવું જોઈએ કે એણે તિથિ નક્કી કરીને, સમય,

જણાવીને જવુ જોઈએ. અને કેવળ પોતાની જ નહિ પણ યજમાનની અનુકૂળતાનોય મહેમાન થવા માટે વિચાર કરવો જોઈએ. માન ન માન પણ મૈ તેરા મહેમાન, તે અતિથિધર્મનો બળાત્કાર નજમાન ઉપર કરી શકાય નહિ

ગૃહસ્થ જૂનો અતિથિધર્મ નવા સ્વરૂપે પાળે એ જ તાત્પર્ય છે કેવળ પોતાના એકલા માટે જ નહિ, પરતુ આજુબાજુના નિકટ દૂરના સ્નેહીજનોનો પણ એના ગૃહસ્થજીવનમા હિસ્સો છે એ હિસ્સો-ફરજ અતિથિની સગવડે નહિ તો એની અનુકૂળતાએ તેણે અદા કરવાની છે માણસ કેવળ પોતાના માટે, કુટુબ માટે, કર્મ કરે તે પૂરતું નથી પરતુ જે સમાજમા એ જીવે છે અને હવા લે છે, તેના સુખદુ ખમા પણ એ ભાગ લે, તેને પોતાનાં ગણે તે ગૃહસ્થ યજ્ઞ છે આ પચમહાયજ્ઞો હિદુઓના જીવનમાથી લુપ્ત થયા છે તેથી એ અને સમાજ દરિદ્ર બન્યો છે એના પુનર્જીવન વિના બનેના સમૃદ્ધિ સુખ શકય નથી

# જીવનક્ષેત્રના કૈલાસમાં તપ કરવાનું છે

યજ્ઞ જેવો જ તપ શબ્દ હિંદુ ધર્મમા મહિમાવતો છે ધ્રુવ જેવા બાળકથી માંડી રાવણ જેવા અભિમાની સુધીનાઓએ તપ કરીને અમુક સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, તવા આખ્યાનો પ્રસિદ્ધ છે સૌથી ઉગ્ર તપ કૈલાસ ઉપર શિવને પ્રસન્ન કરવાનુ મનાયુ છે વળી મહાદેવને પ્રસન્ન કરવા જેમ કઠિન ગણાય છે, તેમ એ રીતે તો ભોળાનાથ ગમે તેવી મોટી સિદ્ધિ આપવામા આનાકાની ન કરે એ વિરાગી શભુ પાર્વતીના તપથી પ્રસન્ન થઈ ગયા અને તેનુ વરદાન માન્ય રાખી સસારી બની ગયા ! જો પાર્વતીએ તપ કર્યુ ન હોત અને એમની સાથે લગ્નનુ વરદાન માગ્યું ન હોત તો એ અઘોરી દેવે સસાર માડવાની કલ્પના સુધ્ધા કરી ન હોત !

તપનો આવો મહિમા ગાવામા આ યો હોવા છતા ઘણા ઓછો હિમાળે હાડ ગાળવા ગયા છે તપ કરવુ એટલે સહન કરવુ હિમાલયની હાડ થિજાવી દે તેવી ઠડી સહન કરવી એ સહેલુ કામ નથી આ સહનશીલતા કેવળ શરીરની એકલાની નથી સમજવાની એવી ઠડી હિમાલયમા રહેતા ગરીબ લોકો વેઠે છે તે સિવાય પણ દેશમા ગરીબાઈને લીધે લોકો દેહની હાડમારી ક્યા ઓછી વેઠે છે ! એ બધા તપ કરે છે એમ કહી શકીશુ ખરા ? એ હાડમારી એમને ફરજિયાત વેઠી લેવી પડે છે એટલે એ તપ નથી પણ લાચારી છે એમને માટે એને હઠાવવાનુ પરાક્રમ કરવુ એ તપ છે

તપ એટલે સ્વેચ્છાપૂર્વકની ઉદાત્ત વૃત્તિને વશ વર્તી કેળવેલી

સહનશીલતા જે કેવળ કાયિક નથી, પરંતુ વાચિક અને માનસિક સુધ્ધા છે દેવને રીઝવવા નીકળનાર તપસ્વીને કેવળ કૈલાસની ઠંડી જ સહન કરવાની નથી, પરંતુ મન, વચન અને કર્મથી તપ કરવાનું છે તપથી દેવ રીઝે તો એને સિદ્ધિ આપે છે પરંતુ તપ પૂર્ણતાએ પહોંચે તો જ દેવ રીઝે તે એની કસોટી છે જ્યાં સુધી દેવ ન રીઝે ત્યાં સુધી તપ અપૂર્ણ સમજીને તપસ્વીએ ધીરજ ધરવાની છે. વળી આ તપનો ભંગ કરાવવા વિશ્વામિત્ર સમક્ષ મેનકા આવી હતી તેમ પ્રલોભનો આવવાના ભયસ્થાનો રહેલાં છે, જે એને વટાવવાનાં છે.

તપ વિના સિદ્ધિ નહિ, ને એનો સાર સ્વીકારીએ તો જીવનને જે ઉજાળવા માગે છે, ઉન્નત બનાવવા માગે છે તેણે તપ કરવું પડવાનું, સહનશક્તિ–સંયમવૃત્તિ કેળવવા જ રહ્યાં એ માટે કૈલાસ જવાની જરૂર નથી. એનું જીવનક્ષેત્ર એ જ એનું કૈલાસ છે

કૈલાસ ઉપરનો તપસ્વી જેમ સ્થિર આસન લગાવી એકાગ્ર-ચિત્તે ધ્યાનમાં બેસી ગયેલો આખ્યાનમાં વર્ણવવામાં આવેલો છે, તે જ પ્રમાણે સંસારીને જે કાર્યો વ્યવહારમાં કરવાનાં હોય છે, તેમાં એણે આળસ કર્યા વિના સ્થિરતાપૂર્વક લાગી જવું જોઈએ આ ગૃહસ્થનું તપ છે જે પોતાની ફરજમાંથી છટકવા ફરે છે આળસ સેવે છે કે શ્રમથી ભાગે છે, તે તપ કરવા તૈયાર નથી એમ જ સમજવાનું છે

માણસ પોતાના કાર્યમાં નિયમિત ન હોય અને વહેલો મોડો થતો હોય, તો એની પાસે એનાં કારણો હોય છે એને એ સાચાં પણ લાગતાં હોય છે, પરંતુ એ ઊંડે ઊતરીને જોશે તો એમાં આળસ તપનો અભાવ જ દેખાશે માણસ મોડો પડવા અંગે બચાવ કરતો હોય છે કે બસ મોડી આવી, એમાં જગા ન મળી એટલે બીજી બસમાં આવવું પડ્યું, અચાનક કામ આવી પડ્યું, વગેરે. પરંતુ એ જ વ્યક્તિ રેલ્વેમાં મુસાફરી કરવા સ્ટેશને જવાની હોય છે ત્યારે મોડી પડતી નથી. ગીર્દીને લીધે બસ ચૂકી ન જવાય માટે એ એક

ટાઈમ વહેલો ઘેરથી નીકળે છે. એને ખાતરી હોય છે કે એ મોડો થશે તો ટ્રેન એને માટે થોભવાની નથી, ઊપડી જ જશે. આથી એ ટ્રેન પકડવામાં મોડો પડતો નથી. જ્યારે કામ ઉપર મોડો જશે તો ચાલશે તેમ માને છે એટલે અનિયમિત બને છે.

ઘણા નિયમિત જતા હોય છે, પરંતુ એ સમય દરમિયાન હાડકાં નમાવીને જેટલું કામ કરવું જોઈએ તે કરતા નથી. એ સ્થિર આસન લગાવીને બેસી જતા નથી, પરંતુ આસન છોડવાના કંઈ ને કંઈ બહાના શોધે છે. ચાપાણી, પેશાબપાણી વગેરે માટે કેન્ટીન અને મુતરડીઓમાં જતા-આવતા જોવા મળે છે. વળી તે સિવાય બીજાઓ સાથે ગપ્પાં મારતા હોય છે. આજે આ દેશમા બધા ક્ષેત્રે કર્મચારીઓની ભરતી વધતી જાય છે અને કામમા નિયમિતતા, ચોકસાઈ અને ઝડપ જોવા મળતા નથી, તેનુ કારણ તપવૃત્તિનો અભાવ છે.

આજે શિક્ષિત વર્ગમાંથી કોણ એ નાગરિક સસ્કારથી અજાણ છે કે બસ કે ટ્રેનમાં સ્રી કે વૃદ્ધને બેઠક ઉપર પ્રથમ સ્થાન આપવું જોઈએ? ગીર્દીની હાડમારી આ દેશમાં સખ્ત છે એટલે એ સસ્કારને થોડો મોળો કરીએ અને નાના બાળકવાળી સ્રી કે વૃદ્ધ પૂરતી એ મર્યાદા સ્વીકારીએ તોપણ એમને સ્વેચ્છાપૂર્વક – તપવૃત્તિથી જગા કરી આપવાનુ વલણ જોવા મળે છે? શહેરના બસ વહેવારમાં દસ પદર મિનિટનો ટૂંકો પ્રવાસ હોય છે. છતાં એટલી સામાન્ય તપવૃત્તિ પણ લોપ થયેલી છે, ત્યા બીજાને માટે લાબી હાડમારી વેઠવાનું તપ જોવા જ ક્યાંથી મળે?

મન, વચન અને કર્મના તપમાં સૌથી સુગમ-સહેલું તપ કાયિક છે. ટ્રેન કે બસમાં જે સ્રી કે વૃદ્ધને પોતાની જગા આપીને ઊભા રહેવાનું તપ કરે છે, તે બધા કંઈ મનથી એનો હરખ – ફરજ અદા કર્યાનો સંતોષ અનુભવે છે એમ ન કહી શકાય. આપણે સૌ જો આપણી જાતનું નિરીક્ષણ કરીશું તો મોટો ભાગ પ્રથમ તો એ ફરજ ટાળવાની મનોવૃત્તિ રાખતો હોય છે. જાણે એ ફરજ

પોતાની ઊભી ન થઈ હોય તેમ એ પોતે થોડો દૂર છે અને બીજો એની પાસે છે–જેની જગા આપવાની ફરજ છે. એ મનથી ઇચ્છતો હોય છે કે બીજો ફરજ અદા કરે અને પોતે એમાથી ઊગરી જાય તો સારુ, પરન્તુ બીજા એ પ્રત્યે જે ઉદાસીનતા બતાવી શકે છે તે એને બતાવવી મુશ્કેલ હોય છે. એ પોતાની નજર સ્ત્રી કે વૃદ્ધ તરફથી ટાળવા પ્રયત્ન કરે છે. છતા એને મનમા ડખે છે કે પોતે આ રીતે વર્તે એ કેટલુ ખોટુ કહેવાય? છેવટે, કચવાતે મને એને ઊભા થવાની ફરજ પડે છે અને તે સ્ત્રીને જગા આપે છે. આમ એણે કાઈક તપ કર્યું, પરન્તુ મન વચન એમા સામેલ ન હતા એટલે બીજાઓએ તે ફરજ અદા ન કરી તેને લીધે એમની તરફ કરડી નજર થયા વિના ન રહી. મોએ વચન ન ઉચ્ચાર્યું એટલુ જ, પરન્તુ મનથી એ લોકોને સભળાવી તો દીધુ જ કે તમારા જેવા નઘરોળને લીધે મારા જેવાને કાયમ સહન કરવુ પડે છે. જો આ બધા પોતાની ફરજ બજાવતા હોત તો મારા જેવાને વારવાર મુશ્કેલીમા મુકાવા વખત ન આવત અને તે ફરજ અદા કરતા ઉમગ થાત!

આમ જે કાયિક તપ કરે છે તે નિમ્ન કોટિનું હોવા છતા એનો લાભ એ છે કે એમાથી વાચિક માનસિક તપની કક્ષા કેળવાતી જાય છે. જે માણસ નિયમિત નથી, મોડો પડે છે, તે એનું સાચું કારણ આપવા જેટલુ સત્ય વચનનું તપ કરી શકવાનો કયાથી હતો? એ તપનો ભગ થતા જ, એ અગે જૂઠો બચાવ કરી વાચિક તપનો ભગ કર્યા વિના રહેતો નથી. એનો અર્થ એવો નથી કરવાનો કે જે કાયિક તપ કરતા હોય તે વાચિક માનસિક તપ આચરનાર જ હોય એ એને માટે સુલભ છે એ ખરુ, પરન્તુ એને તપનો મહિમા વસ્યો ન હોય તો એ જાગૃતિ બતાવતો નથી.

સત્ય બોલવુ એ જ કેવળ વાચિક તપ છે એટલો મર્યાદિત એનો અર્થ ઘટાવવાનો નથી. વાણીનો સંયમ એ વાચિક તપ છે.

સત્ય બોલવું એટલું જ નહિ, પણ પ્રિય સત્ય બોલવું, કટુ નહિ. મા એ પ્રિય સત્ય છે. બાપની વહુ એ કટુ સત્ય છે. સત્યવાદી થવા માગનારને પણ પ્રિય સત્યના તપની યાદ દેવડાવવામા આવી છે. જે સત્યનુ તપ કરવા માગે છે, તે પોતાને લાધેલું સત્ય જ એકમાત્ર છે તેમ માની લઈને ઝનૂનપૂર્વક વર્તવા તૈયાર રહેતો નથી. તે એના વિવિધ પાસા તપાસવા તત્પર રહે છે અને તે લક્ષમા લઈને વાણી ઉચ્ચારે છે.

એક ભાઈ બનારસ ગયા હતા. એમના યજમાને ત્યા વખણાતા બટાકાના પાપડ નવીન ભેટ રૂપે પ્રેમપૂર્વક આપ્યા. એ ભેટની મહેમાન પત્નીએ ઘેર આવીને પાડોશમા લ્હાણુ કરી. પાડોશણે એના વખાણ સાભળી એનો કેવોય સરસ સ્વાદ હશે તે ઉમગથી શેકયા. પરન્તુ ચાખી જોતા એનો સ્વાદ જ મોમા ન પેઠો. લ્હાણી કરનાર બહેને આશા રાખી હતી કે ભેટ બદલ પડોશણ ખુશી વ્યક્ત કરશે. પરતુ એ મૂગી રહી એટલે એને પેલી બહેને પૂછ્યુ—બનારસી પાપડ કેવા લાગ્યા? તે સાથે પડોશણ તૂટી પડી – મારા તો મોમા જ એ ન પેઠા. નાખી દેવા કરતા કામવાળીને આપવા સારા માની મે એને આપ્યા તો એણે બીજે દહાડે એ જ ફરિયાદ કરી – મોટાં બા! તમે તો એવા પાપડ આપ્યા કે અમારા મોમા તો ન પેઠા, પણ કૂતરાને નાખ્યા તે એણેય ન સૂધ્યા!

દિવાળી ઉપર એક વેપારીએ કેલેન્ડર કાઢ્યુ હતું તે ગ્રાહકને આપ્યું. તેણે જોઈને ચૂપચાપ બગલમા માર્યું. વેપારીએ સામી પ્રોત્સાહનની આશા રાખી હતી. એ તક ચાલી જતી જોઈ એણે ગ્રાહક દુકાનનો ઉબરો છોડે તે પહેલાં પૂછ્યુ : 'કેમ કેવુ લાગ્યુ?'

કેલેન્ડર ઉપર લક્ષ્મીનો ફોટો હતો. લક્ષ્મી તરફના અહોભાવ–ભક્તિભાવને લઈને વેપારીએ તે પસંદ કર્યો હતો. પરતુ એ લક્ષ્મીનું ચિત્ર ચિત્રકારે આધુનિક નટીના રંગઢગ જેવું દોર્યું હતું. જે જોઈને કલારુચિવાળા ગ્રાહક બેચેન બની ગયા હતા. વાણીનો સંયમ જાળવી

એ મૂગા રહ્યા હતા, પણ સામેથી મોમા આગળા નાખીને બોલાવ્યું એટલે ભભૂકયા વિના ન રહી શકયા – લક્ષ્મીનો ભાવ એ જોતા જન્મે તેવું એકેય લક્ષણ એમા નથી સિનેમાની નટીને શરમાવે તેવું કઢંગુ છે !

વેપારીએ એવા જવાબની આશા રાખી ન હતી એટલે બચાવમા એમના જ મિત્રનો હવાલો આપતા કહ્યુ—એમને ગઈ કાલે કેલેન્ડર આપ્યું ત્યારે વખાણ કર્યા હતા

પેલા ભાઈ છતા પાછા ન હઠયા—એ મારા મિત્ર છે અને મારા કરતા વધુ કલાસૂઝ ધરાવે છે, પણ ચાલતી વહેલમા બેગી જનારા છે તમને એ પસદ પડયુ હશે માટે જ એ કેલેન્ડર કાઢયુ હશે માની એમણે ખોટા વખાણ કર્યા છે. બાકી મારી હાજરીમા એ વખાણ કરે તો એમની ધૂળ કાઢી નાખુ !

આમા કેવળ કડવુ સત્ય છે એવુ માનીને ચાલવુ પૂરતુ નથી બનારસી પાપડનો સ્વાદ મોમા પેસે તેવો પાડોશણને ન લાગ્યો અને તેનો પુરાવો કામવાળીએ ને કૂતરા જેવા પ્રાણીએ સુધ્ધા આપ્યો તે સાચુ છતા એ પાપડ સ્વાદિષ્ટ હોય તેની શકયતા એમા રહેલી છે. કડવૂ અને ગળ્યું એ સ્વાદ જેમ પારખવા સુગમ છે અને તેનો રસાસ્વાદ જેટલો સ્વાભાવિક છે, તેવુ સરળ ભિન્ન ભિન્ન સ્વાદ વિષે શકય નથી. એક ભોજનની વાનગી પજાબના લોકોમા એટલી પ્રિય હોય કે જે ગુજરાતને અજાણી હોય પ્રથમ વખતે એ સ્વાદની ટેવ ન હોવાથી મોમા ન પણ પેસે કોઈ વાનગી જેનાથી આપણે ટેવાયા નથી, તેનો સ્વાદ જીભને પસદ ન પડે તેથી તે ખરાબ જ છે તેવો અભિપ્રાય સત્ય ન પણ હોય આથી બનારસી પાપડનો સ્વાદ મિષ્ટ ન લાગ્યો હોય તોપણ સત્યને પિછાણવાની જાગૃતિ હોય અને પ્રિય સત્ય બોલવાનું તપ સાધ્યું હોય તો એ અગે અભિપ્રાય બીજી રીતે આપી શકાય. બનારસમા એ પાપડ ઘણા વખણાય છે એટલે સ્વાદિષ્ટ હોય તેમા બે મત ન

હોય. પરંતુ આપણને એ સ્વાદ દાઢે લાગ્યો ન હોય એટલે સીદી ભાઈને સીદકા વહાલા તેમ આપણા પાપડ વધુ સ્વાદિષ્ટ લાગે. ચાકલેટ મે પહેલવહેલી ચાખેલી ત્યારે એનો સ્વાદ પણ મજાનો નહિ લાગેલો. મે 'એમને' કહ્યુ ત્યારે એમણે જવાબ આપેલો કે આપણે ગામડાના, નાનપણમા શેકેલા કચૂકાના સ્વાદથી ટેવાયેલા એટલે ચાકલેટનો નવો સ્વાદ શી રીતે સારો લાગે? ચોકલેટથી ટેવાયા પછી એનો સ્વાદ દાઢે લાગ્યો, તેમ આ પાપડથી પણ જો ટેવાઈ જઈએ તો આપણા પાપડને કદાચ ભુલાવી દે.

કેલેન્ડરની બાબતમા ટેવના અભાવનો પ્રશ્ન નથી કલારુચિવાળા ગ્રાહકનો અભિપ્રાય સાચો છે. પરંતુ એમણે એ સમજવુ જોઈએ કે કેલેન્ડર કાઢવા પાછળ વેપારીનો હેતુ કલાની રુચિ કેળવવાનો નથી ઘરાકોને તે દિવાળી ઉપર ભેટ આપી તેમને સંતોષ આપવાનો, આકર્ષવાનો ઉદ્દેશ છે વેપારીની રુચિ ઘડાયેલી નથી એટલે એની રુચિ પ્રમાણે ફોટો પ્રસંદ કર્યો છે મોટા ભાગના ઘરાકોની રુચિ પણ એવી છે એટલે એને સૌએ વખાણ્યું છે એમા અમુકે ન પસંદ પડવા છતા વિવેક ખાતર વખાણ્યું હોવાનો સંભવ છે પેલા ભાઈને એ પસંદ ન પડ્યુ હોય તો એમણે તે અંગે અભિપ્રાય ટાળીને બીજી રીતે સંતોષ, આનંદ વ્યક્ત કર્યો હોત—આ વરસે ઘણાએ ખર્ચમા બચાવ કરવા કેલેન્ડર કાઢ્યા નથી, છતા તમે દર વર્ષની માફક ચાલુ રાખીને ગ્રાહકોને નારાજ નથી કર્યા, ને ખુશી થવા જેવુ છે

આમા કટુ સત્યને ટાળવાનો સવાલ નથી, પરંતુ વિવેકનો છે દિવાળીના દિવસમા વેપારી કેલેન્ડર આપીને ઘરાકો તરફથી કદરની આશા રાખતો હોય ત્યારે એ સંતોષવી તે વિવેક–સંસ્કાર છે. એ દિવસો ગયા પછી કેલેન્ડરની કામગીરી ભૂતકાળ બની ગઈ હોય અને વેપારી ખુશમિજાજમા હોય ત્યારે એ તક ઝડપી લઈને કેલેન્ડરની યાદી આપી જરૂર કહી શકાય—તે દિવસે કેલેન્ડર અંગે

તમે અભિપ્રાય પૂછ્યો હતો, પરંતુ દિવાળીના નવા દિવસોમાં તે મે જાણીને ટાળ્યો હતો. આપણે લક્ષ્મીનો ફોટો એવો ભાવપૂર્ણ અને સુરુચિવાળો પસંદ કરવો જોઈએ કે તે ગ્રાહકોને પૂજામાં મૂકવાનું મન થાય. નવે વરસે જો મને કહેશો તો સારો ફોટો પસંદ કરવામાં તમને મદદ કરીશ. કેલેન્ડર તો ઘણા વેપારીઓ કાઢે છે, પણ તમારે એવું સુંદર કાઢવું કે બીજા કેલેન્ડર મળ્યા હોય તોપણ તમારું જ એ દીવાનખાનામાં ટાંગે.

હિંદુ ધર્મ પ્રિયસત્ય બોલવાની શીખ આપે છે એનો અર્થ એવો નથી કે કટુ સત્ય ન બોલવું. પરંતુ એ એવી પ્રિય રીતે બોલવું કે એમાં કટુતાનો આઘાત ન હોય. પ્રિય રીતે ઉચ્ચારેલું સત્ય ગ્રહણ કરવાનું સામાનું વલણ રહે છે અને કટુ સત્ય તે કાર્ય સાધી શકતું નથી. નિંદા, ચાડીચુગલી એ પણ વાણીના તપનો અભાવ સૂચવે છે. કોઈ પણ પ્રશ્નની ચર્ચા કે વિષયના અવલોકન માટે વ્યક્તિઓની કામગીરીનો ઉલ્લેખ જરૂરી બને છે. એનાં સારા-ખોટાપણાની ટીકા પણ કરવી અનિવાર્ય હોય છે. જેમાં વાણીનું તપ છે તેમાં એ પ્રશ્ન કે વિષય પૂરતી તે ચર્ચા સીમિત હોય છે. વ્યક્તિઓ એમાં નિમિત્ત છે. જ્યારે નિંદા કે ચાડીચુગલીની વૃત્તિ છે તેમા પ્રશ્ન કે વિષય મહત્ત્વનાં નથી. વ્યક્તિઓને કારણે તે ચર્ચા થતી હોય છે. પરિણામે, પહેલી સ્થિતિમાં વ્યક્તિ વિજ્ઞાનીના હાથે સત્યશોધન માટે પીંખાતી હોય છે ત્યારે બીજી સ્થિતિમાં ઈર્ષા, દ્વેષ, વેરભાવનો ભોગ બનતી હોય છે.

જે તપ વાણીને અભિપ્રેત છે તે બીજી ઇન્દ્રિયોને એટલું જ અનિવાર્ય છે. જેમ ગંદકી જોઈને આંખ તે તરફથી નજર ફેરવી લે છે, નાક ગૂગળાય છે અને મનને ચીતરી ચડે છે, તે જ સ્થિતિ અશ્લીલતા જોઈને થવી જોઈએ. એવું ન બનતું હોય તો તપની ઊણપ માનવી જોઈએ. આપણે એવાં કોઈ તપ કરવા તૈયાર નથી અને છતાં આશા રાખીએ છીએ કે અમે સુખી થઈએ તેવું

વરદાન ઇષ્ટદેવે આપવું જોઈએ. અમે સવારસાજ પ્રાર્થના કરીએ છીએ વ્રતજપ કરીએ છીએ, એ શું પૂરતું નથી ? પરંતુ એ વખતે ભૂલી જઈએ છીએ કે દેવ કોઈના ઉપર પક્ષપાત કરીને સુખ બક્ષી શકે નહિ જેણે એ પ્રાપ્ત કરવું હોય તેણે તપ કરવું જોઈએ. જે પ્રલોભનો તપ ચળાવવા આવે તેને વશ થવું ન જોઈએ

સત્ય, અહિંસા, સંયમ, સરળતા, દયા, નમ્રતા, ક્ષમા, ધૈર્ય, દાન, ભક્તિ, અધ્યાત્મવૃત્તિ વગેરે ગુણો ગીતામાં કહ્યા છે તેને જીવનમાં સાધ્ય કરતાં તૃપ્તિ–સુખનો અનુભવ થવો જોઈએ, જો એ જ્ઞાન જીવનમાં ઉતારતાં દુ:ખ લાગે તો માનવું કે સાચા સુખના સ્વાદની ટેવ પડવી બાકી છે બનારસી પાપડના સ્વાદથી આપણે ટેવાયા ન હોઈએ તેથી એ જેમ બેસ્વાદ લાગે છે, તેમ સાચા સુખની ટેવ પડી હોતી નથી એટલે તેમાં કડવાશ લાગે છે અને જેમાં સાચી કડવાશ છે તે દુ:ખમાં સુખનો સ્વાદ લાગે છે.

ગીતા કહે છે કે સાચા સુખનો સ્વાદ ચાખવો હશે તો તપ કરવું પડશે ચોકલેટનો સ્વાદ પણ જો ટેવાયા વિના દાઢે લાગતો ન હોય તો, સાચા સુખનો સ્વાદ પણ તપની ટેવ વિના શી રીતે સમજાય ? કાયિક, વાચિક અને માનસિક આંતર બાહ્ય સમાનતા સધાય ત્યારે તપની સિદ્ધિ થઈ ગણાય

# અજ્ઞાની કોણ કહી શકાય?

માણસ અમુક વિષયની બાબતનો અજાણ હોય તો એને અજ્ઞાની ગણવામા આવે છે. આ સામાન્ય વ્યવહારનો ગજ છે. પરતુ ગીતાની પરિભાષામા કોઈ ગમે તેટલો બહુશ્રુત હોય, તોપણ એ મહા અજ્ઞાની હોઈ શકે, અને માતૃભાષાની ફક્ત ચાર જ ચોપડી ભણેલો રામકૃષ્ણ પરમહસ જેવો દુનિયાદારી વિષે ખાસ ન જાણતો હોય તોપણ મહા જ્ઞાની હોઈ શકે. હિંદુ ધર્મના શબ્દકોષ પ્રમાણે જે કેવળ ભૌતિક જીવનનો ખ્યાલ કરી તેના સુખ માટે પ્રવૃત્તિ કરે છે તે અજ્ઞાની છે.

આ અજ્ઞાનને લીધે જ ઊચનીચના ભેદ પેદા થયેલા છે. કેવળ ભૌતિક જીવનનો સ્વીકાર કરે છે તેને હુ કુલીન છુ અને શ્રીમત છુ એટલે બીજા કરતા ઊચો છુ તેવો ભેદ વસે છે. એનો અર્થ માણસ કુલીન હોય, શ્રીમત હોય, તે ઇચ્છવા યોગ્ય નથી એમ કહેવુ નથી. કુલીન એટલે સસ્કારી, પરપગાગત ઊંચા ગણાના કુટુબમા જન્મ્યો માટે એ પોતાને કુલીન કહેવડાવતો હોય, પરતુ એનામા સસ્કાર ન હોય તો? સસ્કાગી કુટુબનો જન્મ એને એ માટે ઉપ-કારક છે કે સારા ગુણો જીવનમા વિકસાવવાનું વાતાવરણ મળે છે.

વાતાવરણ મળ્યું હોય તેને એ વારસા માટે વધુ પુરુષાર્થ કરવો પડે છે. મદિરાપાન કરતા કુટુંબના સંતાનને એમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો પડે છે, જ્યારે તે વ્યસન વિનાના કુટુંબને તેનાથી અલિપ્ત રહેવું સહજ છે.

આથી કુલીનતા–સંસ્કારી કુટુંબ એ આવકારપાત્ર છે, પરંતુ એનું અભિમાન એ કુલીનતાને ખંડન કરનારું છે. માણસને પોતાનો પાડોશી–હરીફ નબળો હોય તો આનંદ થાય છે કે હું એનાથી બળવાન છું, પરંતુ એવો નબળો પુત્ર હોય તો માતા કે પિતાને દુઃખ થાય છે. શાથી? પુત્ર અને પોતા વચ્ચે પરાયાભાવ નથી. આથી પુત્રનું નબળાપણું શી રીતે દૂર થાય તે માટે માબાપ પ્રયત્ન કરે છે. એ જો દૂર ન થાય તો દુઃખ વસમુ બને છે. પરંતુ પોતે એનાથી ઊંચા છે તેવું અભિમાન–ભેદ પેદા થતો નથી. બલ્કે બીજાં સંતાન સબળ હોય તો પોતાની મદદને, સહાયને પાત્ર એ છે તેમ એના તરફ સવિશેષ ફરજ વસે છે.

સાચા કુલીન અને શ્રીમંતનું વર્તન પણ એમના કરતાં સમૃદ્ધિમાં ઊણા છે તેમના પ્રત્યે એ પ્રકારનું હોય તો એ જ્ઞાન ગણાય અને ભેદભાવભર્યું હોય તો એ અજ્ઞાન છે. આ અજ્ઞાન કેવળ ભૌતિક જીવનના સ્વીકારને લીધે પેદા થયેલું છે. એણે આધ્યાત્મિક–અંતઃકરણના સુખનો સ્વાદ ચાખ્યો નથી એટલે ભૌતિક સુખની તોલે કોઈ બીજું સુખ આવે તે અનુભવથી એ બાકાત છે એટલું જ નહિ, પરંતુ એ અનુભવ ચાખી જોવાની પણ એની તૈયારી હોતી નથી.

આ અજ્ઞાનના પ્રતાપે જ લોકોને મુખે સાંભળવા મળતું હોય છે કે સત્ય અને ધર્મનો મહિમા સાંભળવામાં ગમે તેટલો સારો લાગતો હોય, પણ વ્યવહારમાં જૂઠ–અસત્ય–અનીતિ વિના ચાલે નહિ! જેમણે કેવળ ભૌતિક જીવનનો સ્વીકાર કર્યો છે તેમને એ અનુભવ થાય છે તેની ના પણ નહિ. ભૌતિક જીવન એટલે કામનાઓનું જીવન.

હુ આજ આટલુ કમાયો છુ, આવતી કાલે બમણુ કમાઈશ અને પરમ દિવસે સૌથી વધુ કમાઈશ મે મોટા ભાગના મારા હરીફોને ધૂળ ચાટતા કરી દીધા છે, બાકી રહ્યા છે તેને કાલે પૂરા કરીશ, પરમ દિવસે મારા તરફ કોઈ ઊચી આખ કરવાની હિમત નહિ કરે! હુ આજે રાજવૈભવ ભાગવુ છુ, આવતી કાલે ઇંદ્રવૈભવ ભોગવીશ અને પરમ દિવસે ખુદ વિષ્ણુને પણ ઈર્ષા થશે તેવા વૈકુઠમા બિરાજીશ અને મારી સોડની રૂપસુદરીને જોઈ લક્ષ્મીનુ અભિમાન પણ ઊતરી જશે!

આ પ્રકારની કામનાઓ માનવી કપટ છેતરપિંડી, જૂઠ વગેરે અનીતિને માર્ગે સાધ્ય કરતો જાય છે અને ધર્મ એને કયાય આડે આવતો નથી કે અસત્યને લીધે એના પાસા કયાય પોબાર ન પડયા હોય તેવુ બનતું નથી આથી એને ઘડીભર થાય છે કે ઈશ્વરનુ તૂત થોડા વેદિયાઓએ નાહક ઊભુ કર્યું લાગે છે એ છે જ નહિ, કેવળ અજ્ઞાનીઓને એની બીક બતાવી પુરોહિતો એમનો ધધો ચલાવે છે! જો એ હોય તો ધર્મ કહે છે તેમ મને દડ ન દે! હું ભોગવિલાસ માણું છુ છતા મારી તદુરસ્તીને આચ આવી નથી દગાફટકાથી ધધો કરુ છુ છતા ખોટ આવી નથી નફો જ નફો લણુ છુ. મારી પ્રતિષ્ઠા પણ વધતી જ રહી છે સત્તા ઉપર બેઠેલા પ્રધાનો પણ મારી ખુશામત કરે છે, પુરોહિતો–સેવકો પણ મને માન આપે છે, પછી લોકો મારી રોહમા તણાય એમા શી નવાઈ છે? આ દુનિયામા હું નથી માનતો કે મારા જેવો કોઈ સુખિયો હોય! જો પ્રભુ છે અને તે અધર્મીને શિક્ષા કરે છે, તેમ વેદિયા માને છે તો એ કયા ઊઘે છે?

આ પ્રકારના અજ્ઞાનમા કેવળ એ વર્ગ જ ખેચાય છે તેમ નહિ, જે ધર્મભીરુ છે અને નીતિથી જીવવા પ્રયત્ન કરે છે, તેને પણ શકા થતી હોય છે કે આવા અનીતિમાનોને પ્રભુ કેમ શિક્ષા નહિ કરતો હોય? અમુક શ્રદ્ધાળુ એવુ પણ માનતા હોય છે કે કૃપાળુએ

એવાં કાળાં કામો કર્યા છે કે એ મરશે ત્યારે કીડો પડશે !' મતલબ કે રોગથી રિબાઈ રિબાઈને મરશે. વળી અનીતિથી ધન મેળવ્યું છે એટલે એનું ભગવાન ઝૂંટવી લીધા વિના નહિ રહે. પરંતુ એવી શિક્ષા પ્રત્યક્ષ થતી જોવા મળતી નથી ત્યારે ધર્મનો જય અને અધર્મનો ક્ષય એ ન્યાય કેમ ન થયો, તેમ વિમાસણ થાય છે.

આ પ્રકારના ન્યાયની કલ્પના ઈશ્વરને કોઈ રાજા જેવો હાજરાહજૂર કલ્પવામાંથી ઊભી થયેલી છે. જેમ કોઈ ગુના બદલ પૃથ્વી ઉપરનો રાજા નાગરિકને સજા કરે અને તેની માલમિલકત લૂંટી લે, તેમ સ્વર્ગમાં બેઠેલા પ્રભુએ શિક્ષા કરવી જોઈએ. પરંતુ ઈશ્વર દેહધારી દેવ નથી, સર્વવ્યાપક ચૈતન્ય સ્વરૂપ છે. એના વિનાની કોઈ જગા ખાલી નથી એમ કહેવામાં આવે છે, તે કેવળ એનો મહિમા ગાવાની કલ્પના નથી, હકીકત છે. છતાં સર્વ જગાએ એ ચૈતન્ય નરી આંખે ન દેખાતું હોય તો તેનું કારણ એ ચૈતન્ય એક સરખુ વિદ્યમાન નથી.

માનવીમાં એ ચૈતન્ય જે કોટિએ જોવા મળે છે, તેના કરતા પ્રાણી જીવ સૃષ્ટિમાં બીજી કક્ષાએ છે, વનસ્પતિમાં ત્રીજી, જેમાં વધઘટ નથી થતી તેવા પદાર્થોમાં ચોથી, એમ વિવિધ કક્ષાએ ચૈતન્ય વિલસે છે. વનસ્પતિમાં જીવ છે તેમ વિજ્ઞાને થોડાં વર્ષ પહેલાં જ સ્વીકાર કરેલો છે જ્યારે ગીતાના દસમા અધ્યાયમા વિભૂતિવર્ણન કરતા શ્રીકૃષ્ણે ચૈતન્ય બધે વિલસી રહ્યું છે તેમ જુદાં જુદા તત્ત્વોનો ઉલ્લેખ કરીને જણાવ્યું છે.

અનાજ લઈએ. તે આપણા સ્ટોર રૂમના ડબામાં ભરેલું છે એ કારણે એ જડ છે તેમ માની લઈએ તો એ અજ્ઞાન છે. એને જમીનમાં વાવવામાં આવે છે તો એ ઊગી નીકળે છે. જો એ માન્યું હતું તેવું જડ હોત તો એમાંથી ચૈતન્ય કયાંથી પ્રગટ થાત ? એમાં ચૈતન્ય સુષુપ્ત રૂપે પડેલું છે. એ જ અનાજનો દાણો દીવાનખાનાની ફરસબંધી ઉપર ગમે તેટલો સમય પડી રહે તોપણ એમાંથી ફણગો

ફૂટતો નથી. જમીનમા દટાય તો જ ઊગે છે. ધરતીમા ચૈતન્ય પડ્યું છે તેને કારણે એ ફૂટે છે. વળી એ ધરતી એકલી પણ એવું ચૈતન્ય ધરાવતી નથી કે અનાજ ઊગી શકે. પાણીના ચૈતન્યની એને સહાય જરૂરી છે, ગરમીના અને શીતળતાના ચૈતન્યની જરૂર છે, તેમ હવાના ચૈતન્યની પણ. હવાની અદરના ઓક્સીજનનુ ચૈતન્ય માનવીને જીવત રાખે છે, તો નાઈટ્રોજનનુ ચૈતન્ય વનસ્પતિને. હવામા ઓક્સીજન ન હોય તો માણસ ગૂગળાવા માડે છે એટલે એ એમ કહે કે નાઈટ્રોજનમા ચૈતન્ય નથી, તો એ એના પૂરતું સત્ય થયું. વનસ્પતિ નાઈટ્રોજન ન હોય તો ફરિયાદ કરે કે હવામા ચૈતન્ય નથી ! આમ હવા હોવા છતા જે અવકાશ લાગે છે તે પણ ચૈતન્યથી ભરપૂર છે આ જ દષ્ટિથી જડ પથ્થર લાગતા ડુગરા પણ ચૈતન્યથી ભરેલા લાગશે. જે તફાવત છે તે એટલો જ કે ચૈતન્ય તત્ત્વ સર્વવ્યાપક હોવા છતા ભિન્ન ભિન્ન કક્ષાનુ છે.

આ સર્વવ્યાપક ચૈતન્યનો ન્યાય પૃથ્વીના રાજાના કાયદા જેવો નથી. એનો ન્યાય સર્વ ધર્મે સ્વીકાર્યો છે તે પ્રમાણે કર્મફળનો ન્યાય છે. કર્મમા ફળ અને શિક્ષા બને સમાયેલા છે. માણસે જીવન-નિર્વાહ માટે કર્મ ન કરવુ, કમાવુ નહિ, તેમ ગીતાએ કહ્યુ નથી. ગીતા તો આગ્રહ કરે છે કે કર્મ કરીને, કમાઈને જ જીવનનિર્વાહ કરવો જોઈએ ઈશાવાસ્ય ઉપનિષદે કર્મ કરતા કરતા સો વર્ષ જીવવાનો હક માણસને છે તેમ બોધ ઉચ્ચારેલ છે. જીવનનિર્વાહમા જરૂરિયાતોને સ્થાન છે અને ભૌતિક જીવનની એ જરૂરિયાતો અન્ન, વસ્ત્ર અને રહેઠાણ સ્વીકારાયેલી છે. ગીતા કાળમા એનુ જે સ્વરૂપ હતુ તે જ આજે પણ રહેવુ જોઈએ એમ જડ વલણ રાખવાનુ ન હોય. આ જરૂરિયાતો જમાને જમાને બદલાતી રહે તોપણ એણે એક ધ્યેય ચૂકવાનુ નથી કે ભૌતિક જીવન જેવુ જ માનવીને આધ્યાત્મિક જીવન પણ છે અને જેનો ભોગ લેવાય તેવી વકરેલી એ જરૂરિયાતો ન હોય. જો એ જરૂરિયાતોને વકરાવશે અને કામનાઓને

છૂટો દોર આપશો તો એની શિક્ષા એ કર્મમા જ રહેલી છે

યુરોપ અમેરિકામા ઔદ્યોગિક યુગની પ્રગતિથી ભૌતિક જીવનમા જે સુવિધાઓ પ્રાપ્ત થઈ છે, તે વિકાસ ભારત અને એશિયા-આફ્રિકાએ સાધવો જોઈએ પરતુ એ સાથે સૌથી ઊચા જીવન-ધોરણવાળા અમેરિકામા એના કારણે જે દુઃખ વ્યાપ્યુ છે તે ભેગુ આયાત ન થાય, તો એમા ભારતની મૌલિકતા ગણાશે, બાકી આધળુ અનુકરણ થશે.

અમેરિકાનો બહુજન નાગરિક, યત્રયુગ પહેલાના કાળમા જે સુખ સગવડો રાજામહારાજાએ પણ ભોગવી નહોતી તે આજે ભોગવતો થયો છે અને આવતી કાલે ચદ્ર ઉપર પણ સવ રી લઈ જશે. પરતુ આ જરૂરિયાતો-સુવિધાઓ વટાવી જઈને કામનાની દોટમા પ્રવેશ થયેલો હોઈ એની શિક્ષા પણ એને ભોગવવી પડે છે. જગતના એ સમૃદ્ધમા સમૃદ્ધ દેશમા ગાડાઓની સખ્યા સૌથી વધુ છે. માનસિક દર્દોથી પીડાતાની સખ્યા પણ વધુ છે ગરીબાઈ જ ગુનાઓની જનેતા મનાય છે, પરતુ શ્રીમતાઈ પણ સરખી જ જનેતા છે એટલે અમેરિકામા ગુનાઓનુ પ્રમાણ, ચોરી, લૂટ, ખૂન, બળાત્કાર ભૌતિક સમૃદ્ધિ વધવા સાથે વધતા રહ્યા છે!

માનવી આધ્યાત્મિક જીવનની અવગણના કરીને કેવળ ભૌતિક સુખની કામના કરે છે ત્યારે એ સફળ થાય તો લોભની અને નિષ્ફળ જાય તો ક્રોધની શિક્ષા થાય છે કામનામા સફળ થતા આજે આ મેળવ્યુ તો આવતી કાલે પેલુ, એમ એનો લોભ બળતામા ઘી હોમાય તેમ પ્રદીપ્ત થતો જાય છે. એ આધ્યાત્મિક જીવનની પરવા ન કરે કે ઈશ્વરના ન્યાયને ઉસી કાઢે, તેથી એ કઈ મિથ્યા થતા નથી. અધ પ્રકાશનો ઇન્કાર કરે તેથી પ્રકાશનુ અસ્તિત્વ લોપ થતુ નથી કામનાઓની શિક્ષા લોભ અને ક્રોધ છે. લોભ વધતો જાય તેમ અસતોષ વધતો રહે છે લોભની આ દોડથી

એને માનસિક તાણ પડે છે. એને કારણે એનું લોહીનું દબાણ વધી જાય છે, મીઠી પેશાબ કે હૃદયરોગનો હુમલો થાય છે. આ દર્દો નવા યુગમા માનસિક તાણને લીધે પેદા થયેલા છે અને કૃષિજીવનમા એ તાણ નથી. ત્યાં એ દર્દો પ્રમાણમા જવલ્લે જોવા મળે છે.

જ્યા લોભ પેદા થાય તેટલા પ્રમાણમા કામના ન સતોષાય ત્યા એનાથી ઊલટી ક્રોધની શિક્ષા થાય છે એને પોતાને ખબર હોતી નથી કે એની કામના જરૂરી છે કે નહિ? સુખદાયક છે કે નહિ? ગરીબ માણસ માને છે કે એને રહેવાને નાનું સરખુ ઘર, સારી રીતે નિર્વાહ ચાલે તેટલી આવક હોય તો એ સુખી થશે. પરતુ એ પ્રાપ્ત થાય છે ત્યારે એને નાના ઘરથી સતોષ થતો નથી. એનુ કારણ એ નહીં કે મોટાની એને જરૂર છે, પરંતુ બીજાઓ એથી મોટા અને વૈભવી આવાસમા રહે છે એટલે એના જેવું રહેઠાણ ન મળે ત્યા સુધી સુખ દૂર લાગે છે. એ પગે ચાલતો કામે જતો હતો ત્યારે એને સાઇકલની જરૂર લાગી સાઇકલ આવી ત્યારે સ્કૂટરની જરૂર દેખાઈ. એ પ્રાપ્ત થયું ત્યારે કાર વિના સુખ દૂર જતું રહ્યું. કાર આવ્યા પછી એને નવી ઝખના નહિ રહે તેમ માન્યું હતું, પરતુ એ આવી ત્યારે ખબર પડી કે બીજાના જેવી મોટી-સગવડવાળી કારનું દુ ખ સાલવા માડયુ. એ બધાને એ જીવનની જરૂરિયાત માને છે અને એને પ્રાપ્ત કરવાથી જીવનધોરણ ઊચુ જાય છે તેમ એને ભણાવવામા આવ્યું છે. એ માટે એને વધુ ને વધુ ધન જોઈએ છે અને એ ધન મળવાને કારણે એની જરૂરિયાતો વધતી જ જાય છે.

ગામડા ગામમા સ્ત્રીને જાતે દળવાનુ, ખાડવાનુ, કૂવેથી પાણી ભરવાનુ હોય છે એટલે એને હલર, ઘંટી અને પાણીના નળ આવતા સુખ લાગે છે. પરતુ શહેરમા એ સુખ ગૃહિણીને પહેલેથી પ્રાપ્ત થયેલુ છે એટલે ઘર સાફસૂફ કરનાર, કપડા-વાસણ ધોનાર નોકરની જરૂરિયાત લાગે છે. એ હોય તો એ બહારની પ્રવૃત્તિ કરી શકે, અને એનું જીવન ચાર દીવાલની બહાર નીકળે. પરંતુ નોકરની જરૂરિયાત

સતોષાતા એને બાળકો સાચવનાર આયાનો અનેતે પ્રાપ્ત થતા રસોયાની જરૂર લાગે છે. જે ઘરમા રસોયા છે તે ઘરમા નજર કરવામા આવશે તો મોટા ભાગમા રસોયાની જરૂરિયાત એ માટે ઊભી થઈ છે કે ધનની છત થઈ છે ઘરમા એટલુ બધુ કામ વધી ગયુ હોતુ નથી કે રસોયાની જરૂરિયાત હોય. આમ જરૂરિયાતો વધારતા જવાથી તે વધતી જ જાય છે અને તે માટે ધન પાછળ રેસમા ઊતરવુ પડે છે આ રેસ એવી નથી કે બધાનો ઘોડો વીનમા આવે જેનો ઘોડો પાછળ રહી જાય છે તેને ક્રોધ હતાશ, ઈર્ષા, વેર વગેરે લાગણીઓ જન્મ્યા વિના રહેતી નથી આ માનસિક તાણુને લીધે મગજના દર્દો વધતા રહે છે.

ભારતમા વાહનો ઝડપથી હાકવાથી અકસ્માતો થાય છે ત્યારે અમેરિકામા એથી ઊલટુ છે—વાહનો ધીમે હાકવાથી અકસ્માતો થાય છે! ત્યા વાહનો એટલા બધા છે કે એક રસ્તા ઉપર જવા આવવાની ત્રણ ત્રણ લાઈનો હોય છે દરેક લાઈનમા ગતિનો તફાવત હોય છે સૌથી ઝડપથી હાકનારની એક હાર મધ્યમની બીજી અને તેથી ઓછી ત્રીજી. એ ગતિ પ્રમાણે લાઈનની બદલી કરી નાખવાની હોય છે આથી ઝડપની ગતિ ધીમી કરવા જાય કે પાછળથી સ્પીડે આવતા વાહનનો અકસ્માત થતો હોય છે. મતલબ કે અમેરિકામા વાહનની માફક જીવનની ગતિ ધીમી ચાલતી નથી આથી, ભારતમા ગરીબાઈના દુખોના ભોગ લોકોને થતા જોવા મળે છે, તો અમેરિકામા શ્રીમતાઈના દુખોનો ભોગ થાય છે પ્રભુ ધન શિક્ષા કરીને ઝૂટવી લેતો નથી, પરતુ કર્મના ફળ રૂપે લોભ અને ક્રોધનિરાશાના ફળની શિક્ષા મળતી હોય છે.

ગરીબ માણસને ધનમા જ સુખ દેખાય છે એટલે એને લોભ અને ક્રોધની શિક્ષા ધનનો લાભ મળતો હોય તો કઈ વિસાતમા લાગતી નથી એ શિક્ષા વેઠી લઈને પણ શ્રીમતાઈનુ ફળ ચાખવા મળતુ હોય તો એમા એ નફાનો ધધો માને છે પરતુ ગીતા–હિદુ

ધર્મ એને સૌથી મોટામાં મોટી શિક્ષા માને છે. કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકના દ્વાર છે. ગરીબાઈના દુઃખ માણસ ધર્મ માર્ગે પુરુષાર્થ કરે તો સહેલાઈથી ફેડી શકે છે, પરંતુ શ્રીમંતાઈ માટે ધર્મવિહીન માર્ગ લીધા પછી એના જે દુઃખ પેદા થાય છે તે ફેડવા એટલા સહેલા નથી. અજ્ઞાનને લીધે માણસને તે સમજાતું નથી. જે કામનાઓ પાછળ ધર્મવિમુખ થઈને પડેલો હોય તે સાચા અર્થમા અજ્ઞાની છે.

# ધ્રુવ સમાન અધ્યાત્મનું સ્થિર સુખ

હિંદુ ધર્મના ગજ પ્રમાણે જ્ઞાની-ધર્મિષ્ઠ કોણ ? જે શાસ્ત્રો ભણ્યો છે તે ? જે મંદિર-મહાદેવે નિયમિત દેવદર્શન કરે છે તે ? જે કથા કીર્તનમાં જાય છે તે ? જે દાન તીર્થ કરે છે તે ? આ બધાં જ્ઞાની-ધર્મિષ્ઠ થવા માટેનાં સાધનો છે—અભ્યાસક્રમ છે. જેમ અભ્યાસ કરનાર સર્વ વિદ્યાર્થી એ શાળા-મહાશાળામા નિયમિત જતા હોવાથી પાસ થતા નથી, તેમ આ ધર્મના અભ્યાસક્રમથી સર્વ પાસ થાય તેવું નથી. જો વિદ્યાર્થી ઉત્તીર્ણ ન થાય તો અભ્યાસનો સમય નિરર્થક ગયો ,મનાય છે, તેવું ધર્મના અભ્યાસનું છે.

ધર્મિષ્ઠની કસોટી શી ? અજ્ઞાનની ઓળખ જેમ કામ, લોભ અને ક્રોધ ઉપરથી થઈ શકે છે, તેમ જ્ઞાનીની કસોટી નિષ્કામ, સંયમ અને શાંતિના ગુણો દ્વાર' થાય છે. ગીતાએ જે ગુણો ગણાવ્યા છે તે જીવનમાં કેટલા પ્રમાણમાં ઊતર્યા છે તેનુ પ્રમાણ નિષ્કામવૃત્તિ છે. ભૌતિક જીવનની જેમ આધ્યાત્મિક જીવનનો સ્વીકાર કરી તે સુખ માટે માણસ જો પ્રયત્ન કરતો થાય તો કામમાથી નિષ્કામ, લોભમાંથી સંયમ અને ક્રોધમાંથી શાંતિ તરફ ગતિ થયા વિના ન જ રહે.

આપણે ભૌતિક સુખમાં રચ્યાપચ્યા રહીએ છીએ એટલે નિષ્કામવૃત્તિને એવો આદર્શ માની લઈએ છીએ કે જે સાધ્ય ન જ થઈ શકે. આમ એ માર્ગે જવાનો પ્રયત્ન કર્યા વિના અને તેનો સ્વાદ ચાખ્યા વિના એનો ઇન્કાર કરીએ છીએ. પરન્તુ સૌને એક સરખો અનુભવ થાય છે કે ભૌતિક સુખ ગમે તેટલું પ્રાપ્ત થાય

નિષ્કામ એ કારણે હતી કે એમાં અંગત સ્વાર્થની આસક્તિ-લોભ ન હતો. એ-બીજા પુરુષોની માફક સંસારી હતા. પત્ની, બાળકો હતાં. પોતે પણ ખાતા પીતા, ઊંઘતા જાગતા અને સંસ્થાનો વહીવટ કરતા અને તેના સંચાલન માટે એમને પણ ધનની જરૂર પડતી હતી. પરંતુ આધ્યાત્મિક સુખને જીવનના સિંહાસને બેસાડયું હતું એટલે એ નિષ્કામવૃત્તિ સાધવાના માર્ગે હતા.

ડૉ. ફૂક મિશનરી હતા એટલે તે કરી શકે, પરંતુ સંસારમાં બેઠેલા ધંધાદારી તે ન કરી શકે તેમ આપણે શંકાશીલ બની જઈએ છીએ. પરંતુ એક સંસારી સ્નેહીને ઓળખું છું કે જે વ્યવસાયે ઑડિટર છે. સારો વ્યવસાય ચાલે છે. એમણે સયમ કેળવ્યો છે કે વાર્ષિક અમુક રકમથી વધુ કમાવું નહિ. આથી એ મર્યાદા કરતાં આવક વધે છે તેના પોતાને ટ્રસ્ટી માને છે અને તે રકમ સાર્વજનિક કાર્યોમાં ખર્ચી નાખે છે.

આ સ્નેહી બીજા ઑડિટરોની માફક જ કામ કરે છે, વધુ કામ મળે તો પોતાને શો લાભ છે તેમ માની તેને જતું કરતા નથી. પરંતુ એ કામ પ્રત્યે લોભની આસક્તિ ન રહી એટલે તે ઑડિટરનો ધર્મ ચૂકી ગેરરીતિ ચલાવી લેવા તૈયાર ન થાય. ફરજ બજાવવાને લીધે તે કામ ગુમાવવાની ભીતિ પણ એમને ન રહે. આ સ્નેહી જાહેરજીવનમાં પડેલા નથી કે એમના જીવનધ્યેયની એમણે જાહેરાત પણ કરી નથી કે એની વાહવાહ થાય. સૌ જેવા ધંધાદારીઓ છે તેવા જ એ પણ છે. પરંતુ એમણે નિષ્કામવૃત્તિનો માર્ગ લઈને આધ્યાત્મિક માર્ગે પ્રયાણ કર્યું છે એટલે એમનામાં અર્થની બાબતમાં સંયમ આવે અને લોભવૃત્તિને અભાવે શાંતિ મળે જ. એ જ વૃત્તિ વિકસતી જાય એટલે બીજા ક્ષેત્રમાં પણ એવી જ સંયમવૃત્તિ પેદા થાય. આધ્યાત્મિક જીવન એટલે ચમત્કારિક લાગે તેવું કોઈ જીવન નહિ, પરંતુ વાસના અને આકાંક્ષાને સંયમમાં લેવાની પ્રક્રિયા.

વિજ્ઞાનયુગમાં માનવીએ અણુકલ્પી સિદ્ધિ મેળવી તે કારણે

તોપણ એ ઊણું પડે છે અને જીવનમાં જે સુખની ઝંખના રાખી હોય છે તે દૂર ને દૂર રહે છે. આ જ શું સાબિતી નથી કે આધ્યાત્મિક જીવન વિના સુખની પૂર્ણતા નથી?

આણંદમા સોલ્વેશન આર્મી મિશનમા ડૉ. કૂક બે અઢી દાયકા રહી ગયા તે ગાળામા એમની ખ્યાતિને લીધે દૂર દૂરથી દર્દીઓ હૉસ્પિટલમા આવતા હતા. દર્દીઓને જગ્યાના અભાવે વરંડામાં મુકામ કરવો પડતો હતો. ડૉ. કૂકને મે એમની વૃત્તિ જાણવા પૂછયું હતું કે 'આપને લીધે હૉસ્પિટલની આટલી ખ્યાતિ છે, તો આપને કોઈ વખત એમ નથી થતું કે હું ખાનગી પ્રેક્ટિસ કરું? શહેરોમાં જાણીતા મોટા ડૉક્ટરો સાર્વજનિક હૉસ્પિટલોમાં સેવાઓ આપતા હોય છે અને પોતાનાં ખાનગી ક્લીનિક પણ ચલાવતા હોય છે'

ડૉ. કૂકે એનું જીવનલક્ષ્ય જણાવતાં કહ્યું કે, આ વિચાર મારે ડૉક્ટર થઈને વ્યવસાયમાં પ્રવેશવાના સમયે કરવાનો હતો. મારી સમક્ષ બે માર્ગ હતા—એક વ્યવસાયી ડૉક્ટર થઈ ધન કમાવું અને ભૌતિક સુખ વધુમાં વધુ મેળવવું, જે સુખ ક્ષણભંગુર છે. બીજો માર્ગ હતો—આધ્યાત્મિક. જેમાં ભૌતિક સુખો સંયમપૂર્વક ભોગવવાનાં હોય છે, પરન્તુ આધ્યાત્મિક સુખ કાયમનું છે. મે બીજો માર્ગ–કાયમના સુખનો માર્ગ પસંદ કરી મારા પિતાના પગલે મિશનરી જીવન ગાળવાનો નિર્ણય લીધો. મને જે વેતન મળે છે તે ડૉક્ટર તરીકે મળતું નથી. આ મિશનના મુખ્ય કર્મચારી તરીકે જે ડૉક્ટર ન હોય અને શિક્ષક–પાદરી હોય તેને પણ એટલું જ મળતું હોય છે પરન્તુ આ સુખ કાયમનું છે તેમ હું માનતો હોઉં—અનુભવતો હોઉં તો ખાનગી પ્રેક્ટિસ કરી વધુ કમાવાની—વધુ ભૌતિક સુખની ઝંખના શું કામ થાય?

ડૉ. કૂક બીજા ખાનગી પ્રેક્ટિસ કરતા ડૉક્ટરની માફક આખો સમય કામગીરીમાં રચ્યાપચ્યા રહેતા હતા અને એમના દર્દીઓ સારા થાય તેવી કામના એમને પણ રહેતી હતી. પરન્તુ એમની કામગીરી

નિષ્કામ એ કારણે હતી કે એમાં અંગત સ્વાર્થની આસક્તિ-લોભ ન હતો. એ બીજા પુરુષોની માફક સંસારી હતા. પત્ની, બાળકો હતાં. પોતે પણ ખાતા પીતા, ઊંઘતા જાગતા અને સંસ્થાનો વહીવટ કરતા અને તેના સંચાલન માટે એમને પણ ધનની જરૂર પડતી હતી. પરંતુ આધ્યાત્મિક સુખને જીવનના સિંહાસને બેસાડયું હતું એટલે એ નિષ્કામવૃત્તિ સાધવાના માર્ગે હતા.

ડૉ. ટ્રુક મિશનરી હતા એટલે તે કરી શકે, પરંતુ સંસારમાં બેઠેલા ધંધાદારી તે ન કરી શકે તેમ આપણે શંકાશીલ બની જઈએ છીએ. પરતુ એક સંસારી સ્નેહીને ઓળખુ છું કે જે વ્યવસાયે ઑડિટર છે. સારો વ્યવસાય ચાલે છે. એમણે સયમ કેળવ્યો છે કે વાર્ષિક અમુક રકમથી વધુ કમાવું નહિ. આથી એ મર્યાદા કરતાં આવક વધે છે તેના પોતાને ટ્રસ્ટી માને છે અને તે રકમ સાર્વજનિક કાર્યોમા ખર્ચી નાખે છે.

આ સ્નેહી બીજા ઑડિટરોની માફક જ કામ કરે છે, વધુ કામ મળે તો પોતાને શો લાભ છે તેમ માની તેને જતું કરતા નથી. પરતુ એ કામ પ્રત્યે લોભની આસક્તિ ન રહી એટલે તે ઑડિટરનો ધર્મ ચૂકી ગેરરીતિ ચલાવી લેવા તૈયાર ન થાય. ફરજ બજાવવાને લીધે તે કામ ગુમાવવાની ભીતિ પણ એમને ન રહે. આ સ્નેહી જાહેરજીવનમાં પડેલા નથી કે એમના જીવનધ્યેયની એમણે જાહેરાત પણ કરી નથી કે એની વાહવાહ થાય. સૌ જેવા ધંધાદારીઓ છે તેવા જ એ પણ છે. પરંતુ એમણે નિષ્કામવૃત્તિનો માર્ગ લઈને આધ્યાત્મિક માર્ગે પ્રયાણ કર્યું છે એટલે એમનામાં અર્થની બાબતમાં સંયમ આવે અને લોભવૃત્તિને અભાવે શાંતિ મળે જ. એ જ વૃત્તિ વિકસતી જાય એટલે બીજા ક્ષેત્રમાં પણ એવી જ સંયમવૃત્તિ પેદા થાય. આધ્યાત્મિક જીવન એટલે ચમત્કારિક લાગે તેવું કોઈ જીવન નહિ, પરંતુ વાસના અને આકાંક્ષાને સંયમમાં લેવાની પ્રક્રિયા.

વિજ્ઞાનયુગમાં માનવીએ અણુકલ્પી સિદ્ધિ મેળવી તે કારણે

બુદ્ધિનું ગુમાન આવ્યું છે. આધ્યાત્મિક જીવન એને જૂનુંપુરાણું અને અંધશ્રદ્ધાળુ લાગે છે. બુદ્ધિથી સકળ સૃષ્ટિને અને જીવનને પામી શકાય અને જે ન પામી શકાય તેનું અસ્તિત્વ સ્વીકારવું તે પછાતપણુ માનવામા આવે છે. મધ્યયુગમાં બુદ્ધિનો ઇન્કાર કરવામાં આવ્યો હતો અને જે એને વશ થઈ વાદવિવાદ કરે કે પરંપરાગત માન્યતાથી વિરુદ્ધ મત જાહેર કરે તેને નાસ્તિક ગણવામાં આવતો હતો. બુદ્ધિનો ઇન્કાર એ જેમ અપૂર્ણતા છે, તેમ બુદ્ધિથી ન સમજાય તેવા જીવનનો ઇન્કાર તે પણ અપૂર્ણતા છે. બુદ્ધિવાદી માનવી એનું રહસ્ય માનસશાસ્ત્રમાં શોધવા પ્રયત્ન કરે છે. એ ધર્મને શરણે જવામા નાનમ માને છે અને માનસશાસ્ત્રને શરણે જવામાં ગૌરવ લે છે. પરંતુ જે માનસશાસ્ત્રીઓ એમાં ઊંડા ઊતરે છે તેમને તાગ મળે છે કે બને માર્ગ જુદા હોવા છતા જઈને મળે છે એક જ સ્થાનને. ચાલીસ વર્ષના દીર્ઘ સમયથી મનઃચિકિત્સક તરીકે વ્યવસાય કરતા ડૉ. સ્માઈલી બ્લેન્ટન કહે છે કે આપણા દરેકની અંદર સૌથી વધારે સમજણ ધરાવતા એવા ઈશ્વરે ધૃતિ, શક્તિ અને શાણપણનો અખૂટ સ્રોત મૂકેલો છે, જેનો આપણે ભાગ્યે જ ઉપયોગ કરીએ છીએ. અમે માનસશાસ્ત્રીઓ એ સ્રોતને નિમ્નચિત્ત (Subconscious mind) અથવા અજ્ઞાત મન (Un-conscious mind) કહીએ છીએ. તેને સેન્ટ પોલ ઈશ્વરના નામે ઓળખાવે છે.

પશ્ચિમમા પોતાને બુદ્ધિવાદી તરીકે ઓળખાવતો એક વર્ગ કહે છે કે ઈશ્વર મરી ગયો છે ! પરંતુ એમણે જો ઈસુના પરમપિતાને ઓળખવા પ્રયત્ન કર્યો હોત તો ખાતરી થાત કે એ માનવી જેવો સદેહી નથી કે માનવીનું જેમ મૃત્યુ થાય છે તેમ એનું થઈ શકે. ઈસુએ, ઈશ્વરનું રાજ્ય માનવીના અંતઃકરણમાં આવેલું છે તેમ કહ્યું છે. મતલબ કે ઈશ્વર કોઈ સ્વર્ગમાં વસતો નથી, પરંતુ અંતઃકરણમાં વસે છે. જ્યાં સુધી માનવી છે અને તેને અંતઃકરણ છે ત્યાંસુધી ઈશ્વર શી રીતે મૃત્યુ પામી શકવાનો હતો ? ઈશ્વર નામાભિધાન

સામે એમને વાંધો હોય તો એ બીજું નામ પાડી શકે છે—જેમ માનસશાસ્ત્રીઓએ 'અજ્ઞાત મન' પાડયું છે. બુદ્ધિવાદીઓ માને છે કે માનવીથી કોઈ મોટું નથી તેમ આધ્યાત્મિકવાદીઓ-ઈશ્વરાભિમુખ લોકો પણ માને છે કે માનવી જ સર્વશ્રેષ્ઠ છે. મહાભારતમાં વ્યાસે પણ માનવીથી કોઈ ઊંચું નથી તેમ ધર્મ-ઈશ્વરના સ્વીકાર સાથે કહેલું છે માનવીમાં જ અંતઃકરણ વિકસેલું છે અને એ અંતઃકરણનું સુખ એ જ અધ્યાત્મ સુખ છે.

વિજ્ઞાને ભૌતિક સાધનોની શોધ અને સુવિધા કરી છે, તેનો સ્વીકાર કરવો એ જેમ બુદ્ધિનું લક્ષણ છે, તેમ આધ્યાત્મિક સુખની દિશામાં ધર્મોએ પ્રગતિ કરેલી છે તેનો સ્વીકાર કરવો એ પણ બુદ્ધિનું લક્ષણ છે. વિજ્ઞાન એમાં વિશેષ વિકાસ સાધશે ત્યારે એ સ્વીકારવા તત્પર રહેવું એ આવશ્યક છે, પરંતુ એણે એ દિશામાં પગરણ માંડયું ન હોય તેથી એ સુખનો ઇન્કાર કરવો તે પણ અંધશ્રદ્ધાનો પ્રકાર છે. નિષ્ણાત દાક્તરનો અભિપ્રાય દર્દમાં પ્રમાણભૂત કહી શકાય પરંતુ ન્યાયના ક્ષેત્રમાં એમનો અભિપ્રાય એવો ન ગણાય. એ જ રીતે આધ્યાત્મિક સુખનો જેમને અનુભવ નથી તેવા બુદ્ધિવાદીઓનો અભિપ્રાય એ બાબતમાં પ્રમાણભૂત ન ગણી શકાય. આધ્યાત્મિક જીવન ગાળીને જેમણે એનો અનુભવ કર્યો છે તે સાધુસંતો, મહંતો, સજ્જનો અને મહાપુરુષોનો બોધ અને ચરિત્ર એ અંગે પ્રમાણભૂત ગણી શકાય

બધા ધર્મોએ આચારના જુદા જુદા માર્ગો બતાવ્યા છે, પરંતુ એ ભિન્નભિન્ન સ્કૂલના અભ્યાસક્રમનો સાર એક છે—ગીતા. હિંદુધર્મ જેને નિષ્કામભાવ કહે છે તેને બાઈબલ પ્રેમભાવ કહે છે કર્મ કરવું અને ફળની આસક્તિ ન રાખવી એ ત્યારે જ બને કે એ પ્રેમભાવે કરવામાં આવ્યું હોય મા બાળકને ઉછેરે છે અને આયા પણ ઉછેરે છે, પરંતુ પહેલામાં પ્રેમભાવ છે એટલે ફળની, બદલાની આસક્તિ નથી, બીજામાં ફળની આશાથી તે કર્મ થયેલું છે પ્રેમનો બીજો

પર્યાય ભક્તિ છે. મીરા, નરસિહ, હનુમાન ઉત્તમ ભક્તો તરીકે ગણાય છે, તેમના જીવનમા કૃષ્ણ અને રામ વિષે ભારોભાર પ્રેમ જોવા મળે છે. 'મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ' એ પ્રેમનો ભાવ છે. નરસિહ મોક્ષ-કરતા જન્મોજન્મ અવતાર માગે છે કારણ કે એ પ્રભુભક્તિની તક જતી કરવા માગતો નથી.

આ પ્રેમભક્તિનુ લક્ષણ શુ? આપણુને બીજા તરફ પ્રેમ છે કે નહિ તેની કસોટી શી? એના સુખે સુખી અને દુઃખે દુઃખી. ભક્તિ એટલે કેવળ દેવદર્શન કે જપમાળા નહિ, પરતુ એને સહાયરૂપ થવાનું કાર્ય. મદિરોમા પ્રભુને ભોગ, વસ્ત્રાભૂષણ, શયન વગેરે ક્રિયાઓ કરવામા આવે છે. આ ભક્તિનો પદાર્થપાઠ છે. પદાર્થપાઠનું મહત્ત્વ એ માટે છે કે જીવનમા એનો પાઠ લેવામા આવે જો આ ભક્તિ કેવળ પરપરા રૂઢિ-જડતા સ્વરૂપ ન પામી હોય તો પ્રભુની ભક્તિ—પ્રેમ જે જીવોમા પ્રભુ વિરાજમાન છે, તેની સેવામા પરિણમવી જોઈએ ઈસુએ કહ્યુ છે કે ગરીબોની સેવા, સહાય, મદદ એને જ હુ મારી ભક્તિ ગણુ છુ અને તેને સત્કર્મ તરીકે ગણીને ન્યાય તોળાશ. દેવળોમા જવાનો, ક્રિયાકાડ, ઘેર પ્રાર્થનાપૂજાનો નિત્યકર્મ, આ પ્રેમભક્તિની જીવનમા સરવાણી ચાલુ રહે અને તેના વહેણ સુકાઈ ન જાય તે માટે છે. પરતુ એ આચારવિધિ કરવા છતા જો બીજાઓ પ્રત્યે પ્રેમ ન હોય, પ્રેમ હોવાનો દાવો કરનારમા તેને સહાય કરવાનુ કર્મ ન હોય, તો ધર્મનુ ગમે તેટલુ જ્ઞાન હોય તોપણ એને આધ્યાત્મિક જીવન લાધ્યું નથી તેમ જ કહી શકાય.

ગીતા, હિંદુ ધર્મ જેને જ્ઞાન માને છે તે જો માનવીને લાધે તો એનામા અનાસક્તિ—પ્રેમ પ્રગટવો જોઈએ. પ્રેમ કર્મમાં પરિણમવો જોઈએ. આથી હિંદુ ધર્મે સૌથી વધુ મહિમા જ્ઞાનનો કર્યો છે. જ્ઞાન એટલે સત્ય, સત્ય એટલે અમૃત. અમર. આથી આજસુધી જે સત્ય તરીકે સ્વીકાર પામ્યું હોય, તે આવતી કાલે જ્ઞાનના પ્રકાશમા અસત્ય પુરવાર થાય તો હિંદુ ધર્મ એને ફેકી

દોષ કાઢવાનો નથી, એ પણ પુરુષાર્થ કરીને બેકબેલેન્સ જમા કરાવી શકે છે, કરવું જોઈએ. પરંતુ એવો પુરુષાર્થનો બોધ ન લે અને નિરાશાને ગ્રહણ કરે તો હિંદુ ધર્મની એની સમજણ ખોટી છે.

પરંતુ એ અંગે ગમે તેટલો પુરુષાર્થ કરવામાં આવે તોપણ માનવજાતિનો મોટો વર્ગ હાલ જે ભૂમિકા ઉપર છે, તે જ્ઞાનના એક જ માર્ગે ધર્મ ગ્રહણ કરી શકે તેમ નથી એને માટે શ્રદ્ધાનો માર્ગ રહે છે શ્રદ્ધા એટલે શ્રદ્ધેય પુરુષના અનુભવ ઉપર વિશ્વાસ ઈશુ, સંત પોલ, સંત ઝેવિયર ઉપર ખ્રિસ્તીઓને શ્રદ્ધા છે, કારણ કે એ એમની શ્રદ્ધેય વ્યક્તિઓ છે હિંદુઓની એ શ્રદ્ધેય વ્યક્તિઓ નથી એટલે તેમને એ વાણી એટલી શ્રદ્ધા પ્રેરી શકતી નથી. રામ, કૃષ્ણ, પાંડવો, તુલસી, મીરાં, નરસિંહ, વિવેકાનંદ જે શ્રદ્ધા હિંદુઓને પ્રેરી શકે છે તે બીજા ધર્મીઓને નથી પ્રેરી શકતા, કારણ કે એમના અંતઃકરણમાં એમણે શ્રદ્ધેયનું સ્થાન લીધું નથી. આપણે જેમ બીજા ક્ષેત્રોમાં, જ્યાં આપણે બીન અનુભવી હોઈએ છીએ ત્યાં એ ક્ષેત્રના અનુભવી અને જેનામાં આપણને વિશ્વાસ છે તેની સલાહ ઉપર ભરોસો મૂકી ચાલીએ છીએ, તેમ ધર્મની બાબતમાં શ્રદ્ધેય પુરુષો ઉપર શ્રદ્ધા રાખીને એમણે જે માર્ગ ચીંધ્યો હોય તેને અનુસરવો, તે શ્રદ્ધામાર્ગ છે. એક વ્યક્તિ સ્વતંત્ર બુદ્ધિથી જ્ઞાનપૂર્વક પોતે માર્ગ નક્કી કરીને પ્રયાણ કરે છે, બીજી વ્યક્તિ શ્રદ્ધેય પુરુષો ઉપર શ્રદ્ધા રાખી એમણે ચીંધેલે માર્ગે પ્રયાણ કરે છે પહેલો જ્ઞાની છે અને બીજો શ્રદ્ધાળુ છે.

ભૌતિક જીવનની ઉપેક્ષા કર્યા વિના અને તેમાં આસક્ત થયા વિના આધ્યાત્મિક જીવનની સમૃદ્ધિ પ્રાપ્ત કરવી એ ઉન્નતિનો, શ્રેયનો માર્ગ છે એ સમૃદ્ધિની કસોટી જ્ઞાન કે શ્રદ્ધામાંથી પ્રેમ ભક્તિ અને પરગજુ કર્મમય જીવનમાં સુખ શાંતિનો આનંદ. આનું નામ અમૃત માર્ગ, અધ્યાત્મમાર્ગ, હિંદુ ધર્મે ચીંધેલ જીવનમાર્ગ. એનાથી વિરુદ્ધ ઋત–અસત્ય માર્ગ, ભૌતિક માર્ગ, અહિંદુ માર્ગ.

# મહાભારતના
# મનોહર અને આશ્ચર્યકારક કથા

કોઈપણ વિષયને સચોટ રીતે સમજાવવો હોય તો દૃષ્ટાંતનો આશરો લેવામાં આવે છે. ગીતાના જ્ઞાનને સર્વસુલભ કરવા માટે વ્યાસ મુનિએ મહાભારતની કથા પ્રયોજી છે. એ કથા કેવળ શ્રદ્ધાળુ ભાવિક હિંદુઓને જ આકર્ષી શકે એવી નથી. દરેક ઉમરના અને દરેક કક્ષાના, હિંદુ કે અહિંદુને તેનું વચન રસપ્રદ થઈ પડે છે. જગત ઉપર જે વિકસિત ભાષાઓ છે તેમાં મહાભારતનો એક યા બીજા પ્રકારે અનુવાદ પ્રગટ થયેલ છે. માનવ સ્વભાવ અને પ્રકૃતિનો લીલા વિસ્તાર મહાભારતમાં એવો વ્યાપક છે કે ગાગરમાં સાગરની માફક બ્રહ્માની સૃષ્ટિ એમાં આખી સમાઈ જાય છે. આથી સર્વ કથાકારો વ્યાસનું ઉચ્છિષ્ટ ખાય છે, તેમ કહેવામાં આવ્યું છે.

જે જનસમાજ વેદ, ગીતા જેવા નક્કર ગ્રંથો સમજી શકે તેમ ન હોય તેમને માટે આ કથા છે તેવું જો માની લેવામાં આવે તો એ મોટી ભૂલ થશે. જે બુદ્ધિશાળી હિંદુઓએ આવી ગેરસમજને વશ થઈ એનો સત્સંગ નહિ કર્યો હોય તેનું શિક્ષણ અધૂરું રહી જશે. યતો ધર્મસ્તતો જયઃ આ એક જ સૂત્રનો ગીતામાં વિસ્તાર છે, તેમ મહાભારતની કથામા પ્રતાપી પાત્રોના વર્તન દ્વારા તેને પ્રત્યક્ષ કરી બતાવવામાં આવે છે. એવું જ બીજું સૂત્ર છે–સત્યમેવ જયતે. મતલબ કે ધર્મ એ જ સત્ય છે અને સત્ય એ જ ધર્મ છે. તો સવાલ થાય કે સત્યની અને ધર્મની વ્યાખ્યા શી? જે સર્વને માટે અત્યંત હિતકર હોય તે જ સત્ય અને તે જ ધર્મ છે.

સત્ય અને ધર્મ અત્યત સૂક્ષ્મ છે એમ શાસ્ત્રોએ અને જ્ઞાનીઓએ કહ્યુ છે તે આ અર્થમા સર્વનુ હિત દરેક વખત એક જ પ્રકારે હોઈ શકે નહિ. એક સરખા બે પ્રસગે જુદુ જુદુ વર્તન કરવા છતા એ સત્ય અને ધર્મ હોઈ શકે અને એકરૂપ વર્તન કરવામા તેનો હ્રાસ થવાનો એટલો જ મભવ છે. શાતિપર્વમા ભીષ્મ કહે છે: 'બધી બાજુનો સમ્યક વિચાર કરીને ધર્મનો નિર્ણય કરવો ધર્મની ચાલુ માન્યતાઓમા સુધારો વધારો પણ કરી લેવો જોઈએ'

આ બધી સૂક્ષ્મતા પ્રત્યક્ષ જોયા વિના સમજવી મુશ્કેલ છે. એ જોવાનુ સાધન મહાભારતની કથા છે. આથી એ બહુજન સમાજને માટે તેમ જ્ઞાની પંડિતને માટે મહત્ત્વની છે. માનવી વેદ, ઉપનિષદ ગીતા વગેરે શાસ્ત્રગ્રથોના અધ્યાયનથી જ્ઞાની–પડિત થઈ શકે, પરતુ મહાભારતને આત્મસાત્ કર્યા વિના વિચક્ષણ ન થઈ શકે આ કથાના ઉપોદ્ઘાતમા એની સમૃદ્ધિ રણકે છે. નૈમિષારણ્યમા શૌનક ઋષિએ બાર વર્ષનો યજ્ઞ માડ્યો હતો. ઘણા ઋષિઓની એ કારણે આવન જાવન રહેતી. એક દિવસ સૌતિ ઋષિ દર્શનાર્થે આવી પહોચ્યા. એમનો આદરસત્કાર કરી ઋષિમડળે એમની સમક્ષ ઇચ્છા પ્રદર્શિત કરી કે, અમે પૂર્વે ન સાભળી હોય એવી કોઈ આશ્ચર્યકારક કથા સંભળાવો.

સૌતિ ઋષિ એવી કથા સભળાવતા પહેલા સ્પષ્ટતા કરે છે કે વેદવ્યાસે ધૃતરાષ્ટ્રના મરણ પછી ત્રણ વર્ષ સુધી અવિરત પરિશ્રમ કરીને મહાભારતની કથા લખીને શિષ્ય વૈશપાયનને સભળાવી હતી. વૈશપાયને એ કથા જનમેજય રાજાને કહી સભળાવી ત્યારે હુ હાજર હતો અને તે સાભળતા મને વસી ગયુ કે એના જેવી મનોહર અને આશ્ચર્યકારક બીજી કથા મારી જાણમા નથી.

આમ કથાકાર જ કથા વિષે શ્રદ્ધાભર્યો મત ઉચ્ચારે છે. કથાના બે ગુણો, મનને હરી લેવું અને આશ્ચર્યકારક ઘટનાઓ દ્વારા પ્રભાવિત કરવું, એ એનું મુખ્ય લક્ષણ હોવાથી બાળકો, કિશોરોથી

માંડી વૃદ્ધ સુધીનાં સૌ કથામાં રસ-તરબોળ થઈ જાય છે. યુદ્ધની કથા રમણીય બને છે, તે રસવૃત્તિને આ કથા પૂરેપૂરી પોષે છે. પરાયા લોકો કે દુશ્મનો સાથે યુદ્ધ થાય તે આશ્ચર્યકારક નથી, પરંતુ ભાઈઓ વચ્ચે યુદ્ધ થાય છે અને વડીલજનો બેઠા હોય અને તે યુદ્ધ ન ઇચ્છતા હોય છતાં એ ટાળી શકાતું નથી. સમાધાનની છેલ્લી શરત, શ્રીકૃષ્ણ વિષ્ટિકાર તરીકે કેવળ પાંચ ગામો પાંડવોને આપવાનું કહે છે અને દુર્યોધન પાંચ તો શું પણ એક તસુ જમીનનો નન્નો સુણાવી દે છે. છેવટ મહાભારત થઈને રહે છે! આ ઓછું આશ્ચર્યકારક છે?

એવું જ આશ્ચર્ય વાચકને બીજું થાય એમ છે કે જો પાંચ ગામથી પાંડવો સમાધાન કરવા તૈયાર હતા, તો એ શું મોટી વિસાત હતી કે એટલું જતું કરીને એમણે યુદ્ધને ન ટાળ્યું? યુધિષ્ઠિરે પોતે જ કૃષ્ણને સમાધાન શોધવાનો હેતુ જણાવતાં કહ્યું હતું: 'હે કેશવ! વેરથી વેર શમતું જ નથી. એ તો હવિષ હોમવાથી અગ્નિ જેમ વધુ પ્રજ્વલિત થાય તેમ વેરથી વેર વધે છે.' તો પછી એ વેર વધે તેવો યુદ્ધનો માર્ગ એમણે શું કામ લીધો? શ્રીકૃષ્ણે શું કામ એમને એમાં પ્રેર્યા?

પાંચ ગામની ઓછામાં ઓછી માગણી પાછળ દુર્યોધનની કસોટી કરવાની નીતિ પડેલી છે. જો એનામાં પાંચ ટકા પણ સારાપણું, ધર્મપણું હોય તો એનો નાશ કરતાં પહેલાં વિચાર કરવો જોઈએ. પરંતુ એણે તો તસુ જમીનનોય ઇન્કાર કરી ખાતરી કરાવી આપી કે એનામાં એક અંશ પણ ધર્મવૃત્તિ રહેલી નથી. આવી સત્તાને નિર્મૂળ કરીને જ ધર્મસત્તા સ્થાપી શકાય માની શ્રીકૃષ્ણે યુદ્ધમાં અર્જુનને પ્રેર્યો હતો. કંસ, શિશુપાલ, જરાસંધ વગેરે રાજાઓનો કૃષ્ણે નાશ કરાવ્યો હતો તેમાં કોઈ રાજ્યલોભ, સત્તાલોભ કે વેરભાવ ન હતો, પરંતુ અધર્મી બળોને ડામીને ધર્મી બળોને મજબૂત કરવાનો કેવળ સત્યનો, ધર્મનો, સર્વના હિતનો હેતુ હતો.

'પાંડવોની સત્યનિષ્ઠા અને કૌરવોના અધર્મીપણા દ્વારા સનાતન મૂલ્યાંકન કરી આપ્યું છે કે ધર્મથી ઉન્નતિ થાય છે અને અધર્મથી અધોગતિ. ગંગા અને યમુનાના પવિત્ર પ્રવાહો એકત્ર થઈને દેશને ફળદ્રુપ બનાવે છે અને સૌના ચિત્તને પાવન કરીને આખરે સાગરને જઈને મળે છે, તેમ મહાભારતની અદ્ભુત કથા શ્રોતાના ચિત્તનું રંજન કરતી, તેમના હૃદયમાં અનેક પ્રકારના જ્ઞાનનું સિંચન કરતી, તેમના મનને ઉદાર અને ઉન્નત કરતી વહ્યા કરે છે. કોકિલાનો ટહુકાર સાંભળ્યા પછી કાગનો કર્કશ અવાજ સાંભળવો ગમતો નથી, તેમ મહાભારતની પુણ્યકથા કાને પડ્યા પછી બીજી કોઈ કથા સાંભળવી ગમતી નથી. આ ઇતિહાસ રૂપી પ્રદીપ મોહરૂપી અંધકારનો નાશ કરતો અખિલ વિશ્વને અજવાળી રહ્યો છે.'

બધાય જીવનના નાનામોટા અંગોને મહાભારતમાં કેવી ખૂબીથી સમાવી લેવામાં આવ્યા છે તેના નમૂના ડગલે ને પગલે જોવા મળે છે. પાંડવો બાર વરસના વનવાસ દરમિયાન કામ્યક વનમાં હતા ત્યારે કૃષ્ણ સત્યભામાની સાથે તેમને મળવા ગયા હતા. તે વખતે બંને સ્ત્રીઓ, સત્યભામા અને દ્રૌપદી એકાંતમાં સંસારની વાતો કરતાં હતાં. વાતવાતમાં સત્યભામાએ પૂછ્યું : 'દ્રૌપદી, સખી, મારે એક રહસ્ય જાણવું છે. એક પતિને હું વશ રાખી શકતી નથી, તો તમે પાંચ પાંચ પ્રતાપી પતિઓને કઈ રીતે વશ રાખી શકો છો ? જરૂર કોઈ મંત્ર તંત્રથી તમે એમને વશ કર્યા હોવા જોઈએ. મને એ જડીબુટ્ટિ ન બતાવો ?'

'મારી વહાલી સખી,' દ્રૌપદીએ સત્યભામાનો ભ્રમ ભાંગતાં કહ્યું 'તુંય કમાલ છે ને ! મંત્ર-તંત્રથી પતિ વશ થાય કે નારાજ થાય ? જો કોઈ પતિને એમ ખબર પડે કે એની પત્નીએ એને વશ કરવા મંત્રજંત્ર કર્યાં છે, તો શું એ પત્નીથી દુ:ખી થયા વિના રહે ? જો પુરુષ પત્નીથી દુઃખી હોય તો એવી સ્ત્રીને પતિનું સુખ શી રીતે પ્રાપ્ત થાય ? જો કોઈ સ્ત્રી આવી મૂર્ખાઈ કરે તો માનવું કે

એણે પતિને ઝેર આપ્યું છે. એ ઝેરને પ્રતાપે એ અને પતિ બને દુઃખી જ થાય.'

સત્યભામાના ભ્રમનું નિરસન થતાં એણે કહ્યું: 'તો જે ઉપાય વડે તમે પતિઓને વશ કરી શક્યાં છો, તે કળા મને શીખવો.'

દ્રૌપદી: 'હું તો પતિની સેવાને જ મોટામાં મોટો વશીકરણ મંત્ર માનું છું. હું હમેશ નમ્ર બનીને પતિઓની સેવા કરું છું. તેમની સમક્ષ જૂઠું બોલતી નથી કે અસત્ય આચરણ કરતી નથી. તેમના ઉપર ગુસ્સે થતી નથી. જે તેમને પ્રિય તેને હું મારું પ્રિય સમજું છું. વનમાં હોઉં કે મહેલમાં, જે સગવડ હોય તેનાથી પ્રસન્ન રહું છું. પતિઓની પ્રકૃતિ ઓળખી લઈને તેમની રુચિ પ્રમાણે સગવડ કરું છું. કોઈ વખત એ લડ્યા હોય તોપણ એને યાદ કર્યા કરતી નથી. એ દુઃખમાં હોય ત્યારે એમનું એ દુઃખ દૂર કરવા જાગ્રત રહું છું. મારા પતિઓની બીજી સ્ત્રીઓની સાથે સગી બહેનના જેવો સ્નેહ રાખું છું. મહેલમાં પણ સાસુની સેવા મારે હાથે જ કરતી, નોકર-ચાકર ઉપર છોડતી નહિ. મહેલના દરેક નોકરની કાળજી રાખતી. આવકખર્ચનો હિસાબ રાખતી. સૌની પહેલાં હું ઊઠતી અને સૌને જમાડીને જમતી અને સૌને સુવાડીને સૂતી. આથી હું પતિઓની પ્રીતિપાત્ર થઈ છું.'

આ લાંબી સેવાની યાદી સાંભળીને સત્યભામા નાહિંમત થતાં બોલી: ' મારાથી આટલું બધું તો થઈ શકે તેમ નથી. કૃષ્ણને વશ કરવાનો બીજો કોઈ સહેલો રસ્તો બતાવો.'

દ્રૌપદીએ તે માર્ગ બતાવતાં કહ્યું: 'પતિની સેવા ઓછી થશે તો એ દુઃખી નહિ થાય. એ મધુર વચનનો ભૂખ્યો હોય છે. એટલું જો કરી શકશો તોપણ પૂરતું છે. મધુર દૃષ્ટિ, મધુર વચન અને મધુર વર્તનથી પુરુષો જેટલા વશ થાય છે તેટલા બીજા કોઈ માર્ગથી થતા નથી. સ્ત્રીઓને માટે પતિના પ્રેમ કરતાં વધારે સ્પૃહણીય વસ્તુ બીજી કોઈ નથી. હે સખી! આ સંસારમાં સુખ ભોગવવાથી

સુખ મળતું નથી. પણ સતી સ્ત્રીઓ દુઃખ વેઠીને સુખ પ્રાપ્ત કરે છે, તે સત્ય હંમેશા યાદ રાખજો.'

આ સંવાદ વનપર્વમાં સત્યભામા અને દ્રૌપદી વચ્ચે એકાંતની વાતચીત રૂપે મૂક્યો છે. બે સ્ત્રીઓ સખી જેવી આત્મીય હોય ત્યારે સુખદુઃખની વાતચીત કર્યા વિના ન રહે અને પોતાનું દુઃખ શી રીતે દૂર થાય તેની પૃચ્છા કર્યા વિના પણ ન રહે. આ સંવાદ દ્વારા સ્ત્રીએ સુખી શી રીતે થવું તેમ ભલે સૂચવવામાં આવ્યું હોય, પરંતુ એ પુરુષને પણ એટલું જ લાગુ પડે છે. બંને અરસપરસના સુખદુઃખમાં ભાગીદાર બને તો જ દામ્પત્યજીવન સુખમય બની શકે. આજે સ્ત્રી અને પુરુષોને લગ્નજીવનમાં સુખી થવા માટે માનસશાસ્ત્રનું અવલંબન લઈને વિવિધ સલાહ આપવામાં આવે છે તે જરૂરી છે તેનો સ્વીકાર નવા યુગમાં સૌ પ્રથમ થયો છે તેવું માની લેવાનું નથી, તેવું સત્યભામા દ્રૌપદીનો સંવાદ કહી જાય છે. વળી સુખી થવા માટેનું જે સત્ય વ્યાસે દ્રૌપદીના મુખમાં મૂક્યું છે તે આજે પણ એટલું જ ધ્રુવ છે – બીજાના સુખમાં જ પોતાનું સુખ સમાયેલું છે!

આમ બીજાના સુખમાં પોતાનું સુખ માતા તરીકે કુંતીના ચરિત્રમાં પણ નાના સરખા પ્રસંગમાં સચોટ રીતે બતાવ્યું છે. લાક્ષાગૃહની આપત્તિમાંથી બચી ગયા પછી અને દ્રૌપદી સ્વયંવર પહેલાં પાંડવો એકચક્રા નગરીમાં એક ગરીબ બ્રાહ્મણને ઘેર છૂપા વેશે આશરો મેળવે છે. એ નગરીને રાક્ષસનો ભારે જુલમ છે. દરરોજ એક માનવનું તે ભક્ષણ કરે છે. ઘેર દીઠ એને ભોગ ધરવા વારો કાઢવામાં આવ્યો છે. એ બ્રાહ્મણને ઘેર એ દિવસે વારો આવ્યો ત્યારે ઘરમાં રડારોળ થઈ. પત્ની પોતાનો ભોગ ધરવા આગ્રહ કરતી હતી, પતિ પોતાનો. કમાનાર ન હોય તો બાળકો વધુ દુઃખી થાય તે પત્નીની દલીલ હતી. પતિનો રદિયો હતો કે મા વિનાના બાપના રાજ્યમાં બાળકો જેટલા સુખી થતા નથી, તેટલા

બાપ વિનાના માતાના રેટિયા (ગરીબાઈ)મા સુખી હોય છે. મતલબ કે, બને એકબીજાને મહત્ત્વ આપતા હતા પતિએ ટકોર પણ કરી કે આ નગરી છોડી જવાની મારી તૈયારી હતી. પરંતુ તે તારા બાપના ઘરની નગરી છોડવાની ઇચ્છા બતાવી નહિ. આમા પિયર તરફની સ્ત્રીની આસક્તિ જોખમકારક છે તેનો આડકતરો ઇશારો છે અને દામ્પત્યમા એકબીજાના સુખે સુખી અને દુખે દુખી થવાની ભાવના જોવા મળે છે.

માતા કુતી એ જાણતા એમને આશ્વાસન આપે છે કે તમારા બનેમાથી કોઈએ ભોગ ધરવાની જરૂર નથી. હુ મારા દીકરાને તમારા બદલામા મોકલીશ બ્રાહ્મણે પોતાનો જીવ વહાલો કરી જેમને આશરો આપ્યો છે તેમને હોમી દેવાની માગણી સ્વીકારી નહિ કુતીએ એમને સધિયારો આપ્યો કે મારો દીકરો એવો બળિયો છે કે ગમે તેવો રાક્ષસ હશે તેને હણી શકશે અને નગરી આખીના દુખનુ નિવારણ કરશે પરતુ આ બીના ગુપ્ત રાખવી, જાહેર કરવાની નથી

યુધિષ્ઠિરે આ જાણ્યુ ત્યારે મોટાભાઈ તરીકે ચિંતા વ્યક્ત કરતા માતાને કહ્યુ કે 'ભીમ રાક્ષસને હણી શકશે તેમ માનીને ચાલવુ હિતાવહ નથી આવુ જોખમ ઉપાડતા કોઈ વખત ભાઈને ખોઈ બેસવાની હાણ થઈ પડે'

કુતી માતા એનો રદિયો આપતા કહે છે. 'આપણે કોણ છીએ તે જાણ્યા વિના કે આશ્રયનો આવો બદલો આપી શકીશુ તેવી કઈ ગણતરી વિના આ કુટુબે ઉપકાર કર્યો છે ઉપકારનો અનેકગણો બદલો વાળે તે જ સાચો કૃતજ્ઞી. સમાજની ચડતીનો આધાર પરોપકારવૃત્તિ ઉપર રહેલો છે. જે ઉપકારનો બદલો વાળતો નથી તેવા કૃતઘ્ની માણસને પ્રભુ કદી માફ કરતો નથી'

આ કથા આજના જમાનાના વાચકને જરૂર શકા ઊભી કરે કે સાચે જ આવો રાક્ષસ એકચક્રામા હશે? યુધિષ્ઠિર જેવા કુતી

કરતાં શું ઉપકારવૃત્તિને ન સમજે એવું બને? પરંતુ એ વિગતો કથારસનો મસાલો છે. એ મસાલા દ્વારા વ્યાસને કૃતજ્ઞતાનો મહિમા કરવો છે. જાનનું જોખમ ખેડીને પણ ઉપકારનો બદલો વાળવો જોઈએ, તે એનો ધ્વનિ છે. માતાને પોતાના પુત્રો પ્રાણથી પ્યારા હોય છે, છતાં જ્યારે સમાજનું હિત સાધવાનો પ્રશ્ન હોય ત્યારે પુત્રોને ઉપકારનો બદલો ફેડવા પ્રેરવા તે માતૃત્વનું ચરમ લક્ષણ છે. આ સંદેશ આજે પણ એટલો જ સનાતન છે. એકચક્રા નગરીના બકાસુરને અને ભીમના પરાક્રમને મહાભારતની કથા સાભળનાર જો ભૂલી ન શકે, તો એનો કૃતજ્ઞતાનો સંદેશ શી રીતે ભૂલી શકે?

# દ્રૌપદીનું અલૌકિક પાત્ર

દ્રૌપદી જેવું અલૌકિક સ્ત્રીપાત્ર ભારતીય સાહિત્યમાં તો નથી જ, પરંતુ જગત સાહિત્યમાં પણ મળવું દુર્લભ છે. પાંડવોનો જન્મ, ઉછેર હિમાલયના પ્રદેશમાં થયો હતો. એ પ્રદેશમાં જેટલા ભાઈઓ કુટુંબમાં હોય તે સૌની એક સંયુક્ત પત્નીનો લગ્નરિવાજ હતો. પાંડવો આ સંસ્કારને વશ થઈ દ્રૌપદીને સંયુક્ત રીતે પરણવાની માગણી મૂકે, તે સમજી શકાય તેમ છે. પરંતુ એ માગણી સાંભળતાં દ્રુપદ રાજા વિમાસણમાં પડી ગયા, તો જેને લગ્ન કરવાનું હતું તે દ્રૌપદી મૂર્છાવશ બની જવી જોઈતી હતી. આ રિવાજ હિમાલય પ્રદેશમાં સન્માનનીય હોય તોપણ આર્ય પ્રજામાં તે પ્રચલિત ન હતો. આ અર્થમાં, દ્રૌપદીનું પાંચ પાંડવો સાથેનું લગ્ન લૌકિક ન હતું – અલૌકિક હતું.

સમાજમાં જે માર્ગ સર્વમાન્ય-પ્રતિષ્ઠિત હોય, તેનાથી જુદે ચીલે ફંટાઈને ચાલવાની હિંમત કરવી, તે પ્રતિભા માગી લે છે. દ્રૌપદીમાં આ પ્રતિભા હતી માટે જ એણે અર્જુનની ઇચ્છા માન્ય રાખવાની હિંમત કરી હતી. આમાં દ્રૌપદીના અસામાન્ય વ્યક્તિત્વની ખૂબી રહેલી છે. સ્વયંવરની શરત પ્રમાણે અર્જુન એનો પતિ બન્યો હતો. એ અર્જુનને દલીલ કરી શકતી હતી કે સ્વયંવરની શરત પ્રમાણે હું તમને વરવા બંધાયેલી છું, પાંચેયને નહિ. જ્યાં તે એવી કોઈ દલીલ કરતી નથી અને અર્જુનની ઇચ્છાને માથે ચડાવે છે, તેમાં દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય, તેવી સ્ત્રીની નિઃસહાય

સ્થિતિને એ વશ થાય છે તેમ માની લેવાનું નથી.

મચ્છવેધ કર્યો ત્યાં સુધી અર્જુનનો બ્રાહ્મણ વેશ હતો, પરંતુ તે પછી જાહેર થાય છે કે આ બીજો કોઈ નથી પણ છૂપાવેશે પાંડવપુત્ર અર્જુન છે એટલે દ્રૌપદીને એની ઇચ્છા સ્વીકારી લેવામાં દગદગો રહેતો નથી. પાંચ પતિને વરવાનો રિવાજ ભલે સમાજમાં પ્રચલિત ન હોય, પરંતુ પાંડવો એવા પ્રતાપી અને પ્રતિષ્ઠિત કુળના હતા કે એ માર્ગ ધર્મમય લાગ્યો હોય તો જ એ આચરે. પાંડવો ઉપરાંત એમની માતા કુંતી પણ એ જ ઇચ્છતી હતી. એનો અર્થ કે તેમને પણ એ માર્ગ ધર્મમય લાગતો હતો. કુંતી જેવી માતા, યુધિષ્ઠિર જેવો ધર્મ આચારનાર વડીલ બંધુ અને અર્જુન જેવો બાણાવળી, એવાં સૌને દ્રૌપદી કરતાં ધર્મમાર્ગની કોઈ રીતે ઓછી પડી ન હોય. માતાના ખોળામાં બાળક સંપૂર્ણ સલામત હોય તેમ પાંડવોના કુટુંબમાં ધર્મની બાબતમાં પોતે નિર્ભય હતી એમ જ્ઞાનપૂર્વક સ્વીકારી લેઈને દ્રૌપદીએ પ્રચલિત રિવાજ વિરુદ્ધનું લગ્ન સ્વીકારવામાં આનાકાની કે હીણું માન્યું ન હતું.

કુંતી માતાએ દ્રૌપદીને જોયા વિના, સારી ભિક્ષા મળી છે તેમ દીકરા-તરફથી વધાઈ સાંભળીને કહ્યું હતું કે જે હોય તે પાંચે ભોગવો. એ માતાનું વચન મિથ્યા ન જાય માટે પાંડવો દ્રૌપદીને પરણે તેવા એ મૂરખ કે જડ ન હતા. વળી કુંતીએ દ્રૌપદીને જોયા પછી એ વચન પ્રમાણે પાંચે પરણી શકે તેમાં અયોગ્ય ન માન્યું, તેમાં હિમાલયના સંયુક્ત પત્નીના રિવાજમાં કંઈ અજુગતું નથી તેમ એમને પણ દૃઢ વસ્યું હતું. જો એવું ન હોત તો એમણે જ વિરોધ કર્યો હોત કે કુળને લાંછન લાગે તેવું પગલું આપણાથી ભરાય નહિ. દ્રુપદ રાજાને એ અંગે વસવસો રહે છે અને તે વ્યાસને પૂછે છે. તે ટેકો આપે છે કે એ ધર્મથી વિરુદ્ધ નથી.

સામાજિક નીતિનું હાર્દ આ પગલાને ટેકો આપીને વ્યાસે દ્રૌપદીના પાત્ર દ્વારા પ્રગટ કર્યું છે. સામાજિક નીતિ એ કોઈ જડ.

નીતિ નથી, પરંતુ સમાજના ધારણપોષણ માટે સંજોગો અને પરિસ્થિતિ પ્રમાણે બદલાતી અને ભિન્ન ભિન્ન જોવા મળતી હોય તો એ જીવંતપણાની નિશાની છે. એક પતિપત્નીત્વ, અનેક પત્નીત્વ કે અનેક પતિત્વ, એ ભિન્ન ભિન્ન હોવા છતાં એ દરેકમાં જે નીતિ માન્ય થઈ હોય તે પાળવામાં આવે તો એ સમાજો એક સરખા નીતિમાન છે તેમ માનવું જોઈએ.

અનેક પતિત્વની નીતિ એ હતી કે પત્નીએ એના બધા પતિઓ તરફ એક સરખો પ્રેમ અને વફાદારી રાખવા જોઈએ. એ જ રીતે પતિઓએ પણ પત્નીના એ ધર્મને સહાયરૂપ વર્તન કરવું જોઈએ. પાંડવોએ એ નીતિ સ્વીકારીને આચાર નક્કી કર્યો હતો કે દ્રૌપદીનો જે ભાઈને ઘેર વાસ હોય તે સમયના ગાળામાં બીજાએ ત્યાં જવું નહિ. જો જાય તો એણે બાર વર્ષ વનવાસ ગાળવો. યુધિષ્ઠિરને આવાસે દ્રૌપદીનો વાસ હતો ત્યારે એક વખત અર્જુનને ત્યાં જવાની ફરજ ઊભી થઈ. કોઈ લૂટારો બ્રાહ્મણની ગાયો હરી જતો હતો અને તે ધા નાખતો આવ્યો એટલે અર્જુનને વહારે ચડવાની ફરજ આવી પડી. તે માટે એ શસ્ત્રો લેવા યુધિષ્ઠિરના આવાસે ગયો. એને આપદ્ધર્મ ગણીને યુધિષ્ઠિર અને બીજા ભાઈઓ ક્ષમ્ય ગણતા હતા, પરંતુ અર્જુનને તેવા અપવાદનો દોષ પણ માથે ન લેવા બાર વર્ષ વનવાસ સ્વેચ્છાએ સ્વીકાર્યો.

આ પ્રસંગ દ્વારા સમાજનીતિની સચોટતા દર્શાવી છે. પાંડવોએ કેવળ હિમાલયના પ્રચલિત અનેક પતિત્વના રિવાજનું સ્વાર્થી અનુકરણ નહોતું કર્યું, પરંતુ એ નીતિને પણ એટલી જ ચુસ્ત રીતે સ્વીકારી હતી. પોતાના કરતાં ભિન્ન નીતિવાળો સમાજ અનીતિમાન છે તેવું એકાંગી મૂલ્ય માણસે કરવાનું નથી. એ સમાજ એણે નક્કી કરેલી નીતિ જો ચુસ્ત રીતે પાળતો હોય તો એ પણ એટલો જ નીતિમાન છે. પાંડવોએ અનેક પતિનો રિવાજ આચર્યો હતો તે સાથે એની નીતિ પણ એવી જ પાળી હતી. આથી જ પાંડવો

બીજાઓ જેટલા એ બાબતમાં નીતિમાન હતા અને દ્રૌપદી એક પતિને વરેલી સ્ત્રી જેટલી જ સતી હતી.

આજે અનેક પતિત્વની નીતિ સજીવન થાય તેમ નથી, અને અનેક પત્નીત્વની નીતિ જે ચાલુ હતી તે પણ નિર્મૂળ થઈ છે. પરંતુ નવી નીતિ ક્ષિતિજમાં ડોકિયું કરી રહી છે. આજીવન અતૂટ લગ્નજીવનની નીતિ ચાલુ હોવા છતાં વિચ્છેદ લઈને બીજા લગ્નની નીતિ ઊભી થઈ રહી છે. પરિણામે, કોઈ સ્ત્રી કે પુરુષ એ નીતિને વશ થઈ વિચ્છેદ કરીને પુનર્લગ્ન કરે તો એ આજીવન લગ્નવાળા સ્ત્રીપુરુષ કરતાં ઓછાં નીતિમાન છે તેમ મૂલવી ન શકાય દ્રૌપદી અને પાંડવોના લગ્નને ધર્મમય–નીતિમય માનનારા હિંદુઓ જો લગ્નવિચ્છેદ પછી બીજું લગ્ન કરનારને એવાં નીતિમાન ન માને તો એ સમજપૂર્વક નહિ, પણ અંધશ્રદ્ધાથી પાંડવોને નીતિમાન માને છે તેમ અર્થ થાય. સમાજનીતિ બદલાતી રહે તે સમાજના જીવંતપણાની સૂચક છે, પરંતુ જે નીતિ હોય તે પળાય તો જ સમાજ સુદૃઢ રહે વ્યક્તિ, કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર એની માન્ય નીતિ પાળીને જ સમૃદ્ધ, સુખી ને ચારિત્ર્યવાન થઈ શકે.

દ્રૌપદીના આ ચારિત્ર્યબળને લીધે ભરસભામાં એની લાજ લૂંટાતી વડીલો બચાવી શક્યા નહિ છતાં દુઃશાસનથી પરાસ્ત ન થઈ. એ કેવી તીક્ષ્ણ બુદ્ધિવાળી હતી તે યુધિષ્ઠિરે એને જુગારમાં મૂકી તે જાણી એણે જે ન્યાયનો પ્રશ્ન ઊભો કર્યો હતો તેમાં જોઈ શકાય છે. યુધિષ્ઠિર પોતાની જાતને હારી ગયા ને પછી, જે પોતે સ્વતંત્ર નથી તેને પત્નીને જુગારમાં મૂકવાનો હક ખરો ? મતલબ કે યુધિષ્ઠિરને પત્નીને દાવમાં મૂકવાનો હક ન હતો. આથી અનધિકારે તેમણે જે પગલું ભર્યું તે પોતાને બંધનકારક ન થઈ શકે.

સભામાં જે વડીલ હતા તે ભીષ્મપિતામહ પાસે એણે ન્યાયનો આ પ્રશ્ન રજૂ કર્યો. દાદા અને સૌ વડીલજનો ન્યાયી રીતે એને સહાય કરવા લાચાર બન્યા અને એ રીતે જોઈએ તો દ્રૌપદીની

ધા એળે ગઈ લાગે. પરંતુ તે પછી જે પરિણામ આવ્યું, દુઃશાસન એને નવસ્ત્રી કરી શક્યો નહિ, તેમાં શ્રીકૃષ્ણે એનાં ચીર પૂર્યાં તે આત્મબળનું રૂપક છે. દ્રૌપદીની વહારે સભામાંથી કોઈ ચડી ન શક્યું, પરંતુ એના પ્રશ્નથી સૌને પ્રતીતિ થઈ ગઈ કે દ્રૌપદી જુગારના આધારે કૌરવોની ગુલામ બની શકે નહિ. દુર્યોધનની સત્તા આગળ બીજાઓનું શાણપણ મૂર્છા ખાઈ ગયું. તે સાથે એની સત્તાનું બળ પણ નિસ્તેજ થયા વિના ન રહ્યું. દ્રૌપદીને પોતાના સાચાપણા વિષે શંકા ન રહી એટલે તેનું આત્મબળ અનેકગણું વધી ગયું. એ જ રીતે દુઃશાસનને ભરસભામાં પોતે નિંદ્ય કૃત્ય કરી રહ્યો છે તેમ વસી જતાં બળ હરાઈ ગયું. એક બાજુ દ્રૌપદી આત્મબળથી પોતાના ચીરને પકડી રાખે છે અને હરાયેલા બળથી દુઃશાસન તેને ખેંચે છે. એના જેવો બાહુબળિયો જ્યારે ચીર ખેંચી ન શક્યો ત્યારે એને, સભાને અને દ્રૌપદીને પ્રતીતિ થઈ કે સત્યના પક્ષે પ્રભુનુ બળ ઉમેરાયું છે!

દ્રૌપદી વસ્ત્રાહરણ એવો કરુણ અને કલ્પી ન શકાય તેવો અધમ પ્રસંગ છે કે પ્રતિષ્ઠિત કુરુકુળના કૌરવો ગમે તેટલા અધર્મી પાક્યા હોય તોપણ આવું જંગલી વર્તન ભરસભામાં કરી શકે? વળી ભીષ્મ દ્રોણ જેવા વડીલો બેઠા હોય છતાં એ રોકી ન શકે? મહાભારતમાં જે કલ્પી ન શકાય તેવા રોમાંચક પ્રસંગો આવે છે તે જ કથાનું બળ છે. માણસના ચિત્ત ઉપર સામાન્ય ઘટના જેટલી સ્થાયી અસર કરતી નથી તેટલી અસામાન્ય ઘટના કરે છે. આવી ઘટનાઓ દ્વારા કથા વાચકોને પ્રભાવિત કરી રસ જાળવી રાખે છે અને જે વાચક એ રસ ઉપરાંત એના હાર્દમાં ઊતરી શકે તેને એ દ્વારા સનાતન સંદેશ પણ સાંભળવા મળે છે.

દુર્યોધન કેટલી હલકી કોટિએ પહોંચી ગયેલો હતો, તેનું આ ઘટના નિદાન કરી આપે છે. ઉપલક રીતે જોતાં આમાં અતિશયોક્તિ–ચમત્કાર લાગે. પરંતુ એ ઘટના દ્વારા જે સનાતન સત્ય જોઈ

શકે તેને આ આઘાતજનક પ્રસંગ અનિવાર્ય લાગે. દુર્યોધનની ટોળકીની અધમતા એ દ્વારા સચોટ રજૂ થઈ છે અને ચીર પૂરીને દ્રૌપદીની લાજ રાખવાના ચમત્કાર દ્વારા આત્મબળનો સંદેશ રજૂ થયો છે.

કોઈ પણ સ્ત્રીની લાજ લૂંટવી અધમ છે. તેમાંય કુળનારની લાજ ભરસભામા લૂંટવાની હદે જનાર જે વર્ગ હોય તે નાશ પામ્યા વિના ન રહે. માણસ બધાં પાપોમાંથી કદાચ ઓછેવત્તો ઊગરી શકે, પણ સ્ત્રીની લાજ લૂંટવાની હદે પહોંચે, તો એ પાપ માફ ન થઈ શકે. એ પાપે દ્રૌપદીના વસ્ત્રાહરણના પ્રસંગ દ્વારા કૌરવો નાશ પામવાની હદે અધમ થઈ ગયા છે તે એમની છેલ્લી કોટીનાં દર્શન માટે આવો ઘૃણાજનક કરુણ પ્રસંગ અનિવાર્ય બને છે.

દ્રૌપદી એમની અધમતા પામી ગઈ છે એટલે વનવાસમાં દુર્યોધન એમનો નાશ કરવા પ્રયત્ન કરે છે ત્યારે યુધિષ્ઠિરની ક્ષમાવૃત્તિથી હતાશ થઈ જાય છે. યુધિષ્ઠિરને એ દલીલ કરે છે કે 'દુર્યોધન જે અધમ કોટિએ પહોંચ્યો છે તે જોતાં તમને શું ખાતરી છે કે આપણે જુગારની શરત સ્વીકારી બાર વરસ વનવાસ અને એક વરસ ગુપ્તવાસ વેઠીશું એટલે એ ઇન્દ્રપ્રસ્થની ગાદી પાછી સોંપશે? જો એ નથી જ સોંપવાનો અને છેવટ જો હક માટે યુદ્ધ જ કરવું પડવાનું છે, તો નાહક સમય બગાડવાની શી જરૂર છે?'

દ્રૌપદી એ બોલતી વખતે ક્રોધાવેશમાં આવી ગઈ હતી, છતાં યુધિષ્ઠિર ઠંડે કલેજે સાંભળી રહ્યા હતા એટલે એણે તાતાં તીર છોડવા માંડ્યાં: ' મહારાજ! રખે માનતા કે હું વનવાસથી કંટાળી ગઈ છું અને સુખસાહ્યબી ઝંખું છું. પરંતુ હું પત્ની તરીકે પતિઓનું દુઃખ સહી શકું તેવી કાયર થઈ શકતી નથી માટે ચૂપ રહી શકતી નથી. તમને મેં ઇન્દ્રપ્રસ્થની સુવર્ણજડિત ગાદી ઉપર બેસતા જોયા છે અને આજે એ જ કાયાને વનમાં દર્ભની સાદડી ઉપર

બેઠેલી જોઉં છું. તમારા સુખનો વિચાર તમે ન કરો તેમાં ભલે તમારી મોટાઈ હોય, પરંતુ તમારા ભાઈઓના સુખનો વિચાર ન કરો અને તેમને વનવાસનાં દુઃખ ભોગવતા નજરે જોવા છતા, જેણે અધર્મ આચરીને દુર્દશા કરી હોય તેના પ્રત્યે તમને ક્રોધ ચડતો નથી તેને હુ તમારો ક્ષમાનો ગુણ માનતી નથી પણ કાયરતા જ સમજુ છું!'

દ્રૌપદીએ જોયું કે પોતાનાં વચનોની યુધિષ્ઠિર ઉપર અસર થઈ ન હતી એટલે તેણે એ વિધાન પાછળ રહેલી પ્રમાણભૂતતા ટાંકતાં કહ્યું : 'પ્રહ્લાદને તમે પ્રભુના પરમભક્ત અને મહાધર્મિષ્ઠ માનો છો. એનાં વચનને તો સ્વીકારશો કે નહિ? પ્રહ્લાદને એના પૌત્ર બલિરાજાએ પ્રશ્ન કર્યો હતો કે ક્ષમા અને ક્રોધમાં કોણ ચડે? પ્રહ્લાદે બન્નેનું મહત્ત્વ જણાવતાં કહ્યું હતું કે મનુષ્યે હમેશા ક્રોધ કરવો તે હિતાવહ નથી, તેમ ક્ષમા કરવી તેય યોગ્ય નથી. હંમેશાં ક્ષમા કરવાથી સ્વજનો અને શત્રુઓ બન્ને ઉપેક્ષા કરે છે અને ક્રોધ કરવાથી દુશ્મન બને છે. માટે મોઢેથી મીઠું બોલે પણ હૃદયમાં ઝેર ભરેલું હોય તેને કદી ક્ષમા ન કરવી. દુર્યોધન ક્ષમાને લાયક નથી છતાં તેને માફ કરવાથી અવજ્ઞા કરે છે, તે કેમ સ્વીકારતા નથી? એ ક્રોધને જ લાયક છે તેમ સ્વીકારી કેમ લડી લેવા તૈયાર થતા નથી?'

આ વાર્તાલાપમા દ્રૌપદીની બુદ્ધિ અને પતિઓના દુઃખે દુઃખી થઈને ઉશ્કેરાયેલી પત્નીનું તાદૃશ સ્વરૂપ જોવા મળે છે. પત્ની પતિની ગુલામ નથી પરંતુ સમાન કક્ષાની સાથી છે અને તે અધિકારની રૂએ યુધિષ્ઠિરની ખબર લઈ નાખતી જોવા મળે છે. પરંતુ એમાં એની મોટાઈ એ છે કે એણે જે ક્રોધમાં વિવેક ગુમાવેલો જોવા મળે છે તેમાં પોતાનાં સુખનો સ્વાર્થ નથી, પરંતુ સહૃદયી પત્ની પતિઓનું દુઃખ સહી શકતી નથી તે પ્રેમભાવ છે..

'પ્રતિભાશાળી હોવા' છતાં પતિઓની છાયા બનવામાં એનું

વ્યક્તિત્વ બાધક નીવડતું નથી. વળી એ છાયા બની રહે છે છતાં એનું વ્યક્તિત્વ ગુમાવી બેસતી નથી. દુર્યોધન અન્યાયી આચરણ કરે, તે કારણે આપણું તેવું આચારણ ન્યાયી ન ઠરે. તે યુધિષ્ઠિરની દલીલ દ્રૌપદી માન્ય રાખે છે. પરંતુ વનવાસ પછી દુર્યોધન એમનો હક કબૂલ રાખી ઇન્દ્રપ્રસ્થની ગાદી સોંપવાની ના પાડે છે ત્યારે એ સમાધાનનો પાંડવોનો માર્ગ કબૂલ કરતી નથી. આ ઉપરથી જોઈ શકાય છે કે પતિઓની ઇચ્છા પોતાની બુદ્ધિથી તોળી એને સ્વીકાર્ય ન લાગે ત્યાં એક શું પાંચેય પતિઓની વિરુદ્ધનો મત ઉચ્ચારતાં પાછી પડતી નથી.

શ્રીકૃષ્ણ વિષ્ટિકાર તરીકે સમાધાનના છેલ્લા પ્રયત્ન તરીકે હસ્તિનાપુરે દુર્યોધન સાથે વાટાઘાટ કરવા જવા તત્પર થયા હોય છે ત્યારે યુધિષ્ઠિર જ નહિ પણ અર્જુન અને ભીમ જેવા યુદ્ધના મહારથીઓ પણ બને ત્યા સુધી સમાધાન કરીને આવજો તેવો શાંતિનો માર્ગ સૂચવે છે.

તે પ્રસંગે દ્રૌપદી ચંડિકાનું સ્વરૂપ ધારણ કરે છે અને સમાધાન નહિ પણ યુદ્ધનો અંતિમ માર્ગ ચીંધતા પતિઓનો ઉપાલંભ કરવામાં બાકી રાખતી નથી: 'કાયર ભીમ-અર્જુન સંધિ ઇચ્છે છે. એમને જીવ વહાલો હોય તો ભલે, પરંતુ તેમના સિવાય મારા વૃદ્ધ પિતા, ભાઈઓ, મારા અને સુભદ્રાના પુત્રો દ્વારા કૌરવો સાથે હું યુદ્ધ લડીશ અને દુઃશાસને જે હાથે મારો ચોટલો ઝાલી ઘસડી છે તેને ધૂળમાં રગદોળાતો નહિ જોઉં ત્યાં સુધી મારા હૃદયને શાંતિ નહિ થાય.'

દ્રૌપદીમાં જે વેરવૃત્તિ છે તે અસાધારણ છે. પાંડવો જેવા પતિઓની છાયા બની રહેવા છતાં એનામાં છેવટ સુધી ક્ષમાવૃત્તિ આવતી નથી. એનું કારણ એ વેરની પ્રકૃતિ લઈને જન્મી છે એનો અને એના ભાઈનો જન્મ યજ્ઞકુંડમાંથી દ્રોણ પ્રત્યે વેર લેવાની પિતાની ભાવનામાથી થયો હતો. યજ્ઞમાથી મનુષ્યની ઉત્પત્તિ થઈ શકે તેવા ચમત્કારને સ્વીકારવાની જરૂર નથી. પરંતુ દ્રોણથી પરાજય પામવાને

નીધે દ્રુપદમા વેરવૃત્તિ પરાકાષ્ઠાએ હતી તે કાળમા જન્મેલ તેનામા પિતાના વેરના સસ્કાર ઊતર્યા હતા દુશાસન, દુર્યોધન વગેરે હણાયા પછી એના પુત્રોની એ જ વેરને વશ થઈ અશ્વત્થામાએ કતલ કરી તોપણ એને સત્ય સમજાતુ નથી એટલે એનો વૈરાગ્નિ બમણા જોરથી ભભૂકી ઊઠે છે.

છેવટે એ પતિઓ સાથે સ્વર્ગારોહણની અતિમયાત્રાએ નીકળે છે અને માર્ગમા એ ઢળી પડે છે ત્યારે એને સત્યદર્શન થાય છે કે વેરથી વેર શમતુ નથી આ જો મને વહેલું સમજાયું હોત તો એ પતિઓને યુદ્ધ માટે પ્રેર્યા ન હોત, તેમ એને પશ્ચાત્તાપ કરતી જોઈ પાડવો એને ક્ષમા આપે છે. એથી એને સતોષ થતો નથી કહે છે – તમારી ક્ષમાથી પૂર્ણવિરામ થતો નથી ક્ષમા તો દુર્યોધન દુશાસન, કર્ણ, શકુનિ અને અઢાર અક્ષૌહિણી સેના આપે તો જ પહોચે !

આમ વ્યાસ દ્રૌપદીના પ્રતાપી પાત્ર દ્વારા વેરથી વેર શમતુ નથી એ સનાતન સદેશ આપે છે

# ધર્માત્મા યુધિષ્ઠિર પણ દ્યૂત રમે છે!

દ્રૌપદી પાચ પતિને પરણે છે તેમા જેમ અલૌકિકપણુ છે, તેમ ધર્મની મૂર્તિ જેવા યુધિષ્ઠિર દ્યૂત રમે છે, પત્નીને દાવમા મૂકે છે અને એ કરુણતામાથી બોધપાઠ લીધા વિના તરત બીજી વખત પણ ખેલ ખેલે છે, આમા ગજબનો વિરોધાભાસ છે આજે પણ જુગાર રમાય છે. જુગારીઓ પાયમાલ થાય છે પરન્તુ દાવમા સ્ત્રીને મૂકવાનુ નિંદ્ય કૃત્ય સામાન્ય જુગારીઓ પણ કરતા જોવા મળતા નથી. જ્યારે યુધિષ્ઠિર જેવા ધર્માત્મા જુગાર રમે તે જ પ્રથમ નજરે ગળે ઊતરે તેવુ નથી, તેમાય દ્રૌપદીને દાવમા મૂકે તે સ્વપ્નમા પણ માનવુ અશક્ય થઈ પડે તેવુ છે.

આ પ્રકારનો ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવો વિરોધાભાસ વ્યાસની પ્રતિભા જ સર્જી શકે. વાચક કદી ન ભૂલે તેવી અજાયબી ભરી ઘટનાઓ દ્વારા વ્યાસ પાત્રને ચિરસ્મરણીય બનાવી દે છે. છતા તે મનસ્વી રીતે પાત્રોને કઠપૂતળીઓની માફક નચાવે છે તેમ કોઈ એમનો દોષ કાઢી શકશે નહિ એ પાત્રો ગમે તેટલા મહાન અને ધર્માત્મા હોય તોય માનવ છે. એમનામા માનવની સબળતા ગમે તેટલી હોય તોપણ એકાદ ખૂણામા નબળાઈ પણ છુપાયેલી છે અને તે છતી થયા વિના રહેતી નથી એ જ પ્રકારે દોષોથી ભરેલા માનવીમા પણ કોઈ ખૂણે ગુણ વસેલો હોય છે

યુધિષ્ઠિર એક વખત જુગાર રમે તે માફ થઈ શકે પરતુ એ કાણ્ડને લીધે દ્રૌપદીનુ વસ્ત્રાહરણ થયું અને ધૃતરાષ્ટ્રે વચ્ચે પડીને

એમાથી મુક્ત ન કર્યા હોત તો શી અવદશા થાત તે કલ્પવી મુશ્કેલ છે. છતા એ કરુણતામાથી કંઈ બોધપાઠ લેતા ન હોય તેમ એમાથી મુક્ત થઈ ઇન્દ્રપ્રસ્થ એ પાછા ફરે છે ત્યા માર્ગમા દુર્યોધન તરફથી જુગારનુ બીજી વખત કહેણુ આવે છે તેનો સ્વીકાર કરી દ્યૂત રમવા હસ્તિનાપુર પાછા ફરે છે! પહેલે વખતે આપણે કેવળ યુધિષ્ઠિરનો દોષ કાઢીએ, પરંતુ બીજી વખત તે એવી ભૂલ કરવા તૈયાર થાય છે, છતા ચારેય પાડવો તેમને રોકતા નથી એટલું જ નહિ, પરંતુ તેના માઠા ફળ ભોગવીને સૌથી વધુ અવહેલના થઈ છે તે દ્રૌપદીય તેમને પડકારતી નથી કે ખબરદાર, જો બીજી વખત એ દિશામા ડગ મૂક્યો છે તો!

પાડવો મોટાભાઈના એવા અધભક્ત નથી કે એ જે પગલું ભરે તેને મૂગે મોએ સ્વીકારી લઈને ચાલે. વડીલબધુને એ સમજ-પૂર્વક અનુસરતા હોય છે જ્યારે એમનુ પગલું ન સમજાય ત્યારે તેની ચર્ચા વિરોધ પણ કરતા જોવા મળે છે પાચેય પાડવો સમાધાનની ઇચ્છા રાખતા હોય છે ત્યારે દ્રૌપદી યુદ્ધનો જ આગ્રહ રાખે છે જે દ્રૌપદી વસ્ત્રાહરણથી કાળઝાળ થઈને દુ શાસનનુ લોહી સેથામા સીચવાની પ્રતિજ્ઞા લે છે, તે બીજી વખત યુધિષ્ઠિર જુગાર રમવા અર્ધે રસ્તેથી પાછા ફરે છે ત્યારે ચાર ભાઈઓ સાથે એ પણ એમને અનુસરે છે! મતલબ કે પહેલી અને બીજી વખત યુધિષ્ઠિર ભલે જુગાર રમ્યા, પરંતુ એમા સૌનો સાથ, સમંતિ હતા તેમ આથી સ્પષ્ટ જોવા મળે છે

પ્રથમ વખત જુગારનુ કહેણુ લઈને વિદુર આવે છે અને તે દુર્યોધન શકુનિના કપટનો ખ્યાલ આપીને તેનો નકાર ભણવાની સલાહ આપે છે એ જેમ કહેણુ લઈને આવ્યા છે, તેમ એનો નકાર લઈને જવા પણ ઉત્સુક છે વિદુર આ જુગાર રમાય તેમ ઇચ્છતા નથી, છતા એ કહેણુ લઈને આવે છે તેમા એમનો હેતુ પાડવોને ચેતવવાનો છે. પોતાને બદલે બીજો કહેણુ લઈને જાય

તો પાંડવો છેતરાશે માની તે જવાની તૈયારી બતાવે છે. વિદુર પ્રત્યે પાંડવોને પૂજ્યભાવ છે અને તે એમના હિતેચ્છુ છે તે પણ અજાણ્યું નથી. છતાં એ પૂજનીય વડીલની સાચી સલાહને પણ યુધિષ્ઠિર-પાંડવો-દ્રૌપદી કાને ધરતાં નથી અને દ્યૂત રમવાનું કહેણ સ્વીકારે છે. આ ગુનો માફ થઈ શકે, પરંતુ બીજી વખતનો ગુનો કેમેય માફ થઈ શકે તેમ નથી. એ ગુનો સામાન્ય માનવીઓએ કરેલો નથી—યુધિષ્ઠિર તેમના ભાઈઓ અને પત્નીના સહકારથી કરે છે!

યુધિષ્ઠિરને જુગારનો શોખ છે અને શોખ છતાં એમાં જોઈએ તેવી કુશળતા અને કપટ એમનામાં નથી, તે ગણતરીએ શકુનિ એમને સપડાવવાની જાળ બિછાવે છે. પરંતુ શોખને કારણે જ એ સપડાય છે તેવું નથી. જો એ જ કારણ હોત તો પહેલી વખત એ ભૂલ કરત, પરંતુ બીજી વખત તે પગલું ભર્યું ન હોત. વસ્ત્રાહરણ પ્રસંગે ભીમ એના સ્વભાવ પ્રમાણે ગમ ખાઈ શકતો નથી. દ્રૌપદીને દાવમાં મૂકેલી છે એટલે કૌરવો ઉપર તૂટી પડવાનો એ સંયમ રાખી શકે છે, પરંતુ યુધિષ્ઠિરને માફ કરવા તૈયાર નથી. એ ક્રોધે ભરાઈને ઊભો થવા જતાં બોલી ઊઠે છે – મોટાભાઈએ જે હાથે જુગાર રમીને દ્રૌપદીને દાવમાં મૂકી છે, તે એમના જમણા હાથને બાળી દીધા વિના નહિ છોડું!

આ જુગાર રમવાનું મૂળ શામાં રહેલું છે તેને વ્યાસ અર્જુનના મુખે છતું કરે છે. ભીમને ઊભો થતો રોકી, શાંત પાડતાં અર્જુન કહે છે—મોટાભાઈને કંઈ જુગાર રમવાનો કોડ ન હતો. પરંતુ દુર્યોધન તરફથી આમંત્રણ આવ્યું ત્યારે એ ના શી રીતે પાડી શકે?

યુધિષ્ઠિરના દ્યૂતના રહસ્યમાં એમના જીવનના વિરોધાભાસનું વાસ્તવિકપણું રહેલું છે. એ કાળમાં દ્યૂતે ક્ષત્રિયોમાં એવી પ્રતિષ્ઠાનું સ્વરૂપ લીધું હતું કે જો કોઈને એ રમવાનું કહેણ મળે તો એ ના પાડી શકે નહિ. જો ના પાડે તો એની પ્રતિષ્ઠા જાય.

ક્ષત્રિયનો ધર્મ ગાયો, બ્રાહ્મણો, સ્ત્રીઓ અને શરણે આવેલાનું પ્રાણાંતે રક્ષણ કરવાનો ગણાયો હતો અને તેને વશ થઈને તે પોતાના જાનના જોખમે રક્ષણ કરતા હતા આ જેમ એમનો સદ્ગુણ હતો, તેમ દ્યૂત જેવા અનિષ્ટને એમણે પ્રતિષ્ઠા આપી હતી તે એમનો દુર્ગુણ હતો

આ દુર્ગુણ પાંડવોની પહેલાના કાળથી ફૂલ્યોફાલ્યો હતો તે નળરાજાના આખ્યાનમા જોવા મળે છે. નળરાજાય આદર્શ રાજવી હતો. નળ દમયંતીનો પ્રેમ ઉચ્ચ કોટિનો હતો અને એમનુ દામ્પત્ય જીવન બાળકોને લીધે સંપૂર્ણ સુખી હતું. નળરાજાએ પણ જુગાર રમીને રાજપાટ ખોયું હતું અને દામ્પત્યનો સુખી માળો વીંખાયો હતો. નળરાજાના જુગાર રમવા પાછળ પણ એના ભાઈ પુષ્કરનુ કપટ હતુ. પુષ્કરે ભાઈને દ્યૂતનુ આમંત્રણ આપ્યું ત્યારે નળ પણ એ જ ક્ષત્રિય પ્રતિષ્ઠાને લીધે ના પાડી શક્યો ન હતો જુગારમા હાર્યો અને પાયમાલ થયો. એ દશા તે પછી યુધિષ્ઠિર–પાંડવોની થયેલી જોવા મળે છે.

નળ અને યુધિષ્ઠિર જેવા આદર્શ રાજાઓ પણ દ્યૂતની બદી માથી ઊગરી ન શકચા તે એમના જીવનના વિરોધાભાસ તરીકે મૂકીને વ્યાસ બે સનાતન સંદેશ માનવજાતને આપે છે. દ્યૂતની લત માનવીનુ સમગ્ર જીવન પાયમાલ કરનારુ અનિષ્ટ છે બંને રાજાઓએ એમનુ રાજ્ય ગુમાવ્યુ એટલુ જ નહિ, પરંતુ નળરાજાનુ સુખી દામ્પત્ય જીવન ખેદાનમેદાન થઈ ગયું અને મહાસમર્થ પાંચ પતિઓ હોવા છતા દ્રૌપદીની લાજ લૂંટાતી એમને લાચાર બનીને જોઈ રહેવી પડી. બીજો સંદેશ તેમા એ છે કે જે સમાજ અનિષ્ટમાથી ઊગરવા માગતો હોય તેણે અનિષ્ટને કદાપિ પ્રતિષ્ઠા ન આપવી જો એને પ્રતિષ્ઠા આપવામા આવશે તો એનાથી સામાન્ય માણસો જ નહિ, પણ યુધિષ્ઠિર અને નળ જેવા પણ બચી શકશે નહી

વ્યાસનો આ જીવનસંદેશ આજે પણ એટલો જ સચોટ છે

સામાન્ય બીડીનુ વ્યસન લઈએ પુરુષને તે વળગ્યું હોય તો એમા એની પ્રતિષ્ઠા જતી નથી એટલે સારી એવી સખ્યામા તે પ્રસરેલું જોવા મળે છે સ્ત્રી પીએ તે પ્રતિષ્ઠાને હાનિ કરનારુ ગણાય છે એટલે સ્ત્રીઓ એનાથી મુક્ત જોવા મળે છે. પછાત વર્ગની સ્ત્રીઓમા તે અજુગતુ ગણાતુ નથી એટલે તેને એ વ્યસન વળગેલુ હોય છે પશ્ચિમમાય એ સ્થિતિ છે એટલે બધા વર્ગની સ્ત્રીઓ સિગારેટ ફૂકતી જોવા મળે છે છતા પુરુષોએ એને પોતાનો હક માન્યો છે તેટલો સ્ત્રીઓએ નથી માન્યો એટલે પુરુષના કરતા એ ઓછી પીતી હોય છે માસાહારને લઈએ તો ગુજરાતમા એ જેટલુ અપ્રતિષ્ઠિત છે તેટલું બીજા પ્રાતોમા નથી એટલે એ બન્નેની વચ્ચે એનો ભેદ ચોખ્ખો જોઈ શકાય છે. હવે નવા જમાનામા એ ખોરાક લેવામા સુધરેલાપણુ ગણાતું જાય છે એટલે તેનો પ્રચાર વધે છે દારૂના વ્યસનનુ પણ એવુ છે જ્યા એ અપ્રતિષ્ઠિત નથી ગણાતુ ત્ના એનો પ્રચાર વધુ છે જ્યા તેથી જુદુ મૂલ્ય છે ત્યા એનુ પ્રમાણુ ઓછુ છે અને જે તેમા ફસાયેલા છે તેમને પણ એ છૂપી રીતે કરવુ પડે છે

જે વ્યસનની બાબતોમા તે જ રિવાજોની બાબતમા નાતજાતના વ્યવહારમા પ્રતિષ્ઠા મનાઈ એટલે તેને વળગી રહેવાનુ બન્યું પર ણ, વાકડો, દાયજો વગેરે રિવાજોમા પ્રતિષ્ઠા મનાઈ એટલે તેમાથી શિક્ષિત વર્ગ પણ બહાર નીકળી શક્યો નહિ એ ખર્ચમા કુટુબની પાયમાલી છે તેમ સમજવા છતા પ્રતિષ્ઠા સાચવવા ઘરનો મુખ્ય પુરુષ દેવુ કરે તેને સૌ સબ્યોનો ટેકો રહે છે જેમ જુગાર રમવામા યુધિ ષ્ઠિરને સૌનો ટેકો હતો. ગગીબાઈને લીધે દીકરી ન પરણાવી શકાય તેવા ભૂતકાળમા સજોગો હતા ત્યારે એને જન્મતા દૂધપીતી કરવામા આવતી અને આજે બાળ વિધવાની માફક બાળ કુમારિકા રાખ વામા આવે છે ૩૦ ૩૫ ૪૦ વર્ષની કુવારી છોકરી ઘરમા હોવા છતા સામાજિક પ્રતિષ્ઠાને લીધે મા બાપના પેટનુ પાણી હાલતુ નથી

પ્રેતભોજનમાં એવી પ્રતિષ્ઠા હતી ત્યારે લોકો ખુવાર થઈને તે કરતા હતા અને આજે પણ કરે છે. જે વર્ગમા એ પ્રતિષ્ઠા લુપ્ત થઈ છે ત્યા એ રિવાજ પણ લુપ્ત થયો છે.

સમાજ જેને સદ્‌ગુણો માનતો હોય તેને પ્રતિષ્ઠા આપે. તેનો મોટો લાભ એ છે કે એ પ્રતિષ્ઠાની પરપરાને લીધે એ ગુણો પાળવા સહજ બને છે. સ્ત્રી બીડીના વ્યસનથી દૂર રહે છે એટલો પુરુષ નથી રહી શકતો તેમા બન્નેમા ઓછાવત્તા એ બાબતમા ગુણો છે તેનુ નથી, પરતુ એ વ્યસન અગે બને જાતિમાં પ્રતિષ્ઠાનાં જે જુદા મૂલ્યો છે તેનુ એ પરિણામ છે. સ્ત્રી છીકણી સૂધે તેમા પ્રતિષ્ઠા જતી નથી એટલે તે વ્યસન તરફ ખેંચાય છે. ગુજરાતના લોકો શાકાહારી વધુ છે તેમા પેલી પ્રતિષ્ઠાની પરપરા છે. જુગારને આજે મહાભારતકાળ જેવી પ્રતિષ્ઠા નથી, કે કાયદાથી ગુનો છે એટલે યુધિષ્ઠિરનો જુગારનો પ્રસગ એક કાને સાભળીને બીજે કાને બીનજરૂરી સમજી કાઢી નાખવામાં આવે તો એ કથાનું રહસ્ય સમજાયું નથી તેમ જ કહેવું પડે.

જુગારનું અનિષ્ટ ભલે આજે સમાજમાં વ્યાપક ન હોય પરતુ બીજા અનિષ્ટો નથી તેવુ ઓછું છે? નાતજાતનું, ઊચનીચનું, ગરીબ-તવગરનું, શિક્ષિત-અશિક્ષિતનુ, ભાષા-ભાષાનું વગેરે સમાજમાં મોજૂદ છે તેનું કારણ એમા રહેલી પ્રતિષ્ઠા છે. એ પ્રતિષ્ઠા રહેશે ત્યા સુધી સદ્‌ગુણી નાગરિકો પણ મુક્ત રહી શકશે નહિ. સત્તામાં પ્રતિષ્ઠા છે એટલે આઝાદીની લડત વખતે નિસ્પૃહી હતા તે હવે એની પાછળ પડેલા જોવા મળે છે. યુધિષ્ઠિર જેમ જુગારમાથી બચી શકયા નહિ તેમ સેવકો પણ તેમાથી ઊગરી જતા જોવા મળતા નથી! આઝાદી પહેલાંના કાર્યકરો અને તે પછીના એ જ કાર્યકરોના જીવનમાં જે વિરોધાભાસ જોવા મળે છે તે યુધિષ્ઠિરના જેવો નથી શું?

માનવી જ્યારે સત્તા પાછળ પડે છે ત્યારે જીવનનાં મૂલ્યો

સતવાદીન પણ જાળવવાં મુશ્કેલ – અશક્ય છે, તે એવું જ બીજું સનાતન સત્ય યુધિષ્ઠિર પાસે 'નરો વા કુંજરો વા' જેવું અસત્ય ઉચ્ચારાવીને વ્યાસે વ્યક્ત કર્યું છે. જ્યારે સમાધાન ન થયું ત્યારે પાંડવોએ ધર્મયુદ્ધ તરીકે હથિયાર હાથમાં લીધાં હતાં. પરંતુ કોઈ પણ યુદ્ધ ધર્મના નિમિત્તે ભલે આરંભાતું હોય પણ જોતજોતામાં ધર્મ એમાંથી લોપ થાય છે અને વિજય પ્રાપ્ત કરવાની આસક્તિ એમાં દાખલ થઈ જાય છે. જ્યાં વિજયની આસક્તિ પ્રવેશી કે સત્યને ભોગે પણ તે પ્રાપ્ત કરવાની વૃત્તિ પ્રબળ બન્યા વિના રહેતી નથી. ધર્માત્મા પણ એનાથી મુક્ત રહી શકતો નથી. તે નબળાઈને વશ થઈ યુધિષ્ઠિર લાચાર બની 'નરો વા કુંજરો વા'ની અસત્ય વાણી ઉચ્ચારે છે અને મનમાં—ધીમેથી પોતે સત્ય બોલ્યા હતા તેવી આત્મવચનામાં રાચે છે! જે યુદ્ધ ધર્મને બદલે વિજય માટે લડાય તેમાં સત્ય, નીતિ જળવાય નહિ, તે કુરુક્ષેત્રમાં વ્યાસે તાદૃશ બતાવ્યું છે. ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન એ સર્વને પાંડવોએ હણ્યા, પરંતુ યુદ્ધની નીતિનો ભંગ કરીને!

છતાં યુધિષ્ઠિરમાં માનવસુલભ નબળાઈ અપવાદરૂપ હોવાથી એમના જેટલો મોટો ધર્માત્મા બીજો કોઈ ન હતો, એ કારણે જ એ ગાદીનો ત્યાગ કરી શક્યા. અર્જુનને કાબે લૂંટી લીધો તે પ્રસંગ ઉપરથી એ સાનમાં સમજી ગયા કે પોતાનો યુગ પૂરો થયો છે. સ્વર્ગારોહણ માટે ગાદી છોડીને એમની સાથે પાંડવો અને દ્રૌપદી ચાલી નીકળ્યાં. એમનું પુણ્ય–પવિત્રતાનો મહિમા બતાવવા બીજા હિમાલય ચડતા વારાફરતી મૃત્યુને વશ થાય છે. ત્યારે યુધિષ્ઠિર સદેહે સ્વર્ગે જાય છે. પ્રાંણીમાત્ર તરફ સમભાવ વૃત્તિ એ જ ધર્મની પરમ કોટિ છે. તે સૂચવવા કૂતરાને પોતાની સાથે સ્વર્ગમાં લઈ જવાનો આગ્રહ તે રાખે છે.

ચાર ભાઈઓ અને પાંચમી દ્રૌપદીનું મૃત્યુ થાય છે, છતાં એનાથી વિહ્વળ યુધિષ્ઠિર થતા નથી. એમના વિયોગથી એ હતાશ

થતા નથી. અને કૂતરા જેવા એક સામાન્ય પ્રાણીને ત્યજી દઈને સ્વર્ગમા જવાની વિમાન લઈને તેડવા આવેલા ઈન્દ્રને એ ના પાડી દે છે. ધર્મગ્રંથોમાં સ્વર્ગની જે કલ્પના છે તે આજનો માનવી ન સ્વીકારે અને યુધિષ્ઠિર કૂતરા સાથે સદેહે સ્વર્ગે ગયા હતા, તે કબૂલ ન રાખે, તેથી આ પ્રસગ દ્વારા વ્યાસનો જે સદેશ છે તે સ્વીકારવામા બાધ આવતો નથી.

સર્વ જીવ તરફ સમભાવવૃત્તિ કેળવવી અને આચરવી તે સાચો—ઊચામાં ઊચો ધર્મ છે. પ્રાણના ભોગે જે તે છોડતો નથી તે જ સાચો ધર્માત્મા છે. યુધિષ્ઠિર સ્વર્ગના લોભે પણ તે ધર્મ જતો કરવા તૈયાર ન થયા એનો અર્થ એટલો જ કે ધર્મ કોઈ પણ લોભને વશ થઈને મનુષ્યે છોડવો ન જોઈએ.

યુધિષ્ઠિરના જીવનમાં પણ અમુક દોષો જોવા મળે છે, તેને મનુષ્ય માત્રની એક મર્યાદા સમજવાની છે. ગમે તેવો ધર્માત્મા હોય તોપણ જાણેઅજાણ્યે અમુક દોષનું આચરણ કરી બેસે છે. પરતુ એનામા ધર્મવૃત્તિ પ્રબળ હોય છે એટલે તે એ દોષોમાં ફસાઈ જતો નથી. એ દોષો એની ધર્મવૃત્તિના પવિત્ર અગ્નિમાં બળીને ખાખ થઈ જાય છે, જ્યારે જેનામા એ વૃત્તિ પ્રબળ નથી હોતી તેના જીવનમાં દોષનો આરભ થતાં ઉત્તરોત્તર એનો ગંજ ખડકાય છે અને તેમાં એ દબાઈ મરે છે. સમય બળવાન છે, માનવી બળવાન નથી, એનું પારખું અર્જુનને થયું. પાંડવોએ તેમાંથી બોધપાઠ લીધો, પરતુ એ પારખું થવા છતાં ધર્મવૃત્તિ પ્રબળ નથી હોતી અને આસક્તિથી જે ઘેરાઈ ગયા હોય છે તે બોધપાઠ લઈ શકતા નથી. જેમનો સૂર્ય સમયને પ્રતાપે મધ્યાહ્નને તપતો હોય છે તે સમય પૂરો થતાં એ આથમવા આવ્યો હોય છે છતાં આસક્તિને લીધે મધ્યાહ્ને તપે છે તેમ ભ્રમ સેવે છે. સ્વરાજ્ય પછી સત્તાસ્થાને આવેલાના જીવનમાંથી આ સત્ય આજે તાદશ જોવા મળે છે. જે પાંડવોની માફક સમય પૂરો થતાં ખસી જતા નથી અને નવીનોને જગા

કરી આપતા નથી. તેમને છેવટ કાળ ફેંકી દે છે અને તે પ્રતિષ્ઠાહીન બને છે. પ્રતિષ્ઠાભેર જીવનક્ષેત્રથી નિવૃત્તિ લેવી તે યુધિષ્ઠિરની માફક સદેહે સ્વર્ગે જવા જેવું છે. પરંતુ એ માટે યુધિષ્ઠિર જેવી જાગૃત, સતેજ ધર્મવૃત્તિ જોઈએ. એ નથી હોતી એટલે માનવીઓ કાળ ફેંકી દે ત્યાં સુધી અપ્રતિષ્ઠિત થઈને ક્ષેત્રને વળગી રહે છે।

# કુંતી અને કર્ણ દ્વારા સનાતન પ્રશ્નની રજૂઆત

કુતી સૂરસેનની કુવરી, વાસુદેવની ભગિની અને કૃષ્ણની ફોઈ. કુતીભોજ અને સૂરસેન મામા ફોઈના ભાઈઓ થાય કુતીભોજને સતાન ન હતું એટલે સૂરસેને પોતાની કુવરી દત્તક આપી હતી. કુતી કુતીભોજની દત્તક પુત્રી હતી. હાલ કેવળ દીકરાઓ દત્તક લેવાનો રિવાજ છે. યુરોપમા પુત્રીઓને પણ દત્તક લેવામા આવે છે અને તેમા આધુનિકતા માનવામા આવે છે. પુરાણકાળમા ભારતવર્ષમા પુત્રીઓ પણ દત્તક લેવાતી હતી તેનું કુતી ઉદાહરણ છે.

પરતુ કુતી દ્વારા મહાભારતમા સ્ત્રીજાતિનો એક સનાતન પ્રશ્ન વ્યાસે રજૂ કર્યો છે – કુવારી માતા અને તેનુ ગેરકાયદેસર સતાન. આમા કેવળ સ્ત્રી દોષિત છે એવુ નથી. પુરુષ પણ એટલો જ જવાબદાર છે, બલ્કે વધુ છે તેમ કુતીના પાત્રમા જોવા મળે છે. કુતીભોજને ઘેર સૂર્ય અતિથિ તરીકે પધારે છે. કુતી યજમાનપુત્રી તરીકે એમના આતિથ્ય સત્કારમા રોકાયેલી હતી. આ કુમારિકાના સૌદર્યથી આકર્ષાઈને સૂર્યે એને લોભાવી અને કુતીમા પણ જુવાનીની ચચળતા થનગની રહી હતી એટલે તે પણ એના ઐશ્વર્યથી પ્રભાવિત થઈને એ ચાઈ.

આમા વધુ ગુનેગાર પુખ્ત વયનો અને સમાજમા પ્રતિષ્ઠા ધરાવતો સૂર્ય છે. કુતી જુવાનીમા પ્રવેશતી બિનઅનુભવી બાલિકા છે. પરતુ એનુ પરિણામ સ્ત્રીના દેહમા પ્રગટતુ હોવાથી એના ભોગ એને થવું પડે છે. સૂર્ય કુતીભોજનું આતિથ્ય માણી વિદાય થયો

અને તેની વિલાસિતાથી કુંતાને ગર્ભ રહ્યો, તેની શિક્ષા એને ભોગવવાની આવી. માતા બન્યા છતાં કુંતી કુંવારી હતી, એટલે એના સંતાનને ત્યજી દેવું પડ્યું. એનું અકાળે મૃત્યુ ન થાય અને તે કોનો પુત્ર છે તેની જાણ ન થાય તેમ બીજાના હાથે ઊછરે તેવા ભાગ્ય સાથે પુત્રને પેટીમાં મૂકીને ગંગા નદીમાં વહેતો મૂકી દેવામાં આવ્યો. આજે પણ કુંવારી માતાનું ભાગ્ય કુંતીથી જુદું નથી અને ગેરકાયદે સંતાનનું ભાગ્ય કર્ણથી ભિન્ન નથી!

સૂર્ય એ અહીં કોઈ વ્યક્તિ સમજવાની નથી, પરંતુ પ્રતિષ્ઠિત વર્ગનું પ્રતીક છે. જે કુંવારી, વિધવા કે ત્યક્તા સ્ત્રીઓને અઘટિત સંબંધથી માતા બનવાના પ્રસંગો આવે છે તેમાં ઊંડા ઊતરવામાં આવે તો મોટી સંખ્યાના પુરુષો સમાજમાં એક યા બીજા પ્રકારની પ્રતિષ્ઠા ધરાવનારનો એ સ્ત્રીઓ ભોગ બનેલી જોવા મળશે. જે પુરુષો લંપટ, દુર્ગુણી અને અપ્રતિષ્ઠિત છે તેમનો વિશ્વાસ સામાન્ય રીતે સ્ત્રીઓ કરતી નથી. પરંતુ પ્રતિષ્ઠિત પુરુષો તરફ અહોભાવ હોય છે, આદર હોય છે અને અમુક અંશે આકર્ષણ પણ હોય છે. એમની સાથે વિશ્વાસપૂર્વક સ્ત્રી નિકટ આવે છે. જ્યારે લાગણીઓ ઓળંગી અઘટિત સંબંધ સુધી પહોંચવાની ક્ષણ આવે છે ત્યારે આ સ્ત્રીઓ એ કારણે છેતરાય છે કે આવો પ્રતિષ્ઠિત પુરુષ પોતાને દગો નહિ દે. પુરુષ તે વખતે જુદાં જુદાં આશ્વાસનો આપે છે. કોઈ લગ્નનું વચન આપે છે, જેમ દુષ્યંતે શકુંતલાને આપ્યું હતું અને રાજધાનીએ પહોંચ્યા પછી તેડાવી લેવાનું કહી વિદાય લીધી હતી. આજ સુધી અનેકપત્ની લગ્નનો વ્યવહાર હતો એટલે તેવું લગ્ન સ્વીકારી લેવામાં સ્ત્રીને નાનમ નહોતી લાગતી. આથી કુંવારા પુરુષોથી અને પરિણીત પ્રતિષ્ઠિત પુરુષોથી સ્ત્રીઓ ફસાતી આવી છે.તેમાય જુવાનીની ચંચળ વૃત્તિઓના આવેગમાં તણાતી કુંતી જેવી છોકરીઓ ખધા પણ પ્રતિષ્ઠિત પુરુષોનો ભોગ સહેલાઈથી થઈ પડે છે.

સૂર્ય જેમ પ્રતિષ્ઠિત પુરુષ વર્ગનો પ્રતિનિધિ છે, તેમ ક.

જુવાનીમાં પ્રવેશતી, જાતીય વૃત્તિઓની ચંચળતાનાં મોજાંમાં તણાતી બિનઅનુભવી કન્યાઓની પ્રતિનિધિ છે. કુંતી દ્વારા વ્યાસને કહેવું છે કે દરેક જમાનામાં બિનઅનુભવી અને જુવાનીમા પ્રવેશતી કન્યાઓમાથી કોઈ ને કોઈ કુતીની માફક ભૂલનો ભોગ થઈ પડવાની. પુરુષ પોતાની જવાબદારી સ્વીકારી તેની સાથે લગ્ન કરે તો કઈ સવાલ નથી, પરંતુ જ્યારે એ તેમાથી છટકી જતો હોય કે આજના યુગ પ્રમાણે એ પરિણીત હોવાથી લગ્ન કરી શકતો ન હોય અને એવા પુરુષ સાથે એક વખત ભૂલ થવાથી લગ્ન બહારના -રખાતના સબધથી જોડાઈ રહેવું તે ભૂલ ઉપર કાયમનો શિલાલેખ મારવા જેવુ હોય ત્યારે એવી સ્ત્રી માટે શો માર્ગ રહે છે?

વ્યાસ કહે છે કે એવી સ્ત્રી તરફ હલકા ભાવથી ન જોવું જોઈએ. માણસ જેમ બીજી બાબતમાં ભૂલને પાત્ર છે અને તેને કારણે આખી જિંદગી તેને શિક્ષા વેઠવી પડતી નથી, તેમ જાતીયજીવનની ભૂલને પણ ભૂલવવી જોઈએ. એવી કોઈ ભૂલથી સ્ત્રીની પવિત્રતા લુપ્ત થતી નથી. એ પત્ની તરીકે કે માતા તરીકે ઊણી ઊતરતી નથી. એ પ્રકારની ભૂલ ન કરેલી સ્ત્રી જેટલી સતી-સન્નારી છે તેટલી જ એ પણ છે. કુંતીના ચરિત્ર દ્વારા વ્યાસે એ પ્રત્યક્ષ કરી બતાવેલું છે. કુંતીના ઉમદા ચરિત્રને લીધે વાચકના હૈયામાં એ સતી સ્ત્રીનું અને પાંડવોની મહાન માતાનું આદરણીય સ્થાન પ્રાપ્ત કરે છે.

યુધિષ્ઠિર જેવી ધર્મમૂર્તિ માટે નિંદ્યમાં નિંદ્ય ગણાય તેવું કાર્ય–જુગારમાં દ્રૌપદીને મુકાવાનું કરાવ્યા છતાં એની મહત્તાને આંચ આવતી નથી, તેમ સ્ત્રીને માટે કુંવારી માતા બનવાનું કલંક મોટામાં મોટું ગણાયું છે, છતાં કુંતીની મહત્તા ઝાંખી પડતી નથી. મનુષ્યની મહત્તા અને મર્યાદા, બને પાસાં બતાવીને એની સાચી મૂલ્ય આંકણીનું તાદૃશ ચિત્ર દોરવું એ વ્યાસની પ્રતિભા છે. મહાન માણસ ભૂલ કરે ત્યારે નાની ન કરે. મહાત્મા ગાંધીએ પોતાની અમુક ભૂલને હિમાલય જેવડી ગણાવી છે. જેમ મોટી કંપનીઓ નફો કરે તે મોટા

હોય અને ખોટ કરે તેય મોટી હોય, તેમ મહાન માનવીઓનાં પરાક્રમો મહાન હોય તેમ એમની ભૂલો અને દોષો પણ એવા જ હોય. પરંતુ એ ભૂલો-દોષો કવચિત્ હોય છે અને ગુણો કાયમના હોય છે. ભૂલો-દોષો વિનાનો માનવી દુર્લભ છે, પરંતુ એ ભૂલોને જોવાની દૃષ્ટિ હશે તો એને પેલે પાર ઊભેલો માનવી કેટલો મહાન છે તે જોઈ શકાશે.

કુંવારી માતા બન્યા છતાં કુંતીને હિંદુ સમાજ મહાન નારી માને છે, સતી-સન્નારી અને પ્રતાપી માતા માને છે, છતાં એ દૃષ્ટિએ પોળની, ગામની કુંતીને ન જોઈ શકે તો મહાભારતની કુંતીમાં દેખાતી મહત્તા એ સમજભરી નથી, અંધશ્રદ્ધાભરી છે. વ્યાસનો સનાતન સંદેશ તો એ છે કે આવી કુંતીઓ દરેક જમાને ભોગ બનવાની છે. એને જોવાની દૃષ્ટિ મહાભારતની કુંતીમાંથી તમે લ્યો માટે એનું ચરિત્ર મેં આલેખ્યું છે.

કર્ણના પાત્ર દ્વારા જન્મના ઊંચનીચના ભેદના દૂષણો વ્યાસે તાદૃશ કર્યાં છે. એમ તો કર્ણ કુંતીનો અને સમાજમાં શ્રેષ્ઠ સ્થાન ધરાવતા સૂર્યનો પુત્ર છે, પરંતુ એનો જન્મ લગ્ન બહારના સંબંધથી થયો છે એટલે એનો ઉછેર ધૃતરાષ્ટ્રના સારથિ અધિરથને ઘેર સૂતપુત્ર તરીકે થાય છે અધિરથ અને તેની પત્ની રાધા નિઃસંતાન છે એટલે નદીમાંથી મળેલો બાળક દેવનો માની એને સગા દીકરાના વાત્સલ્યથી ઉછેરે છે. અધિરથ રથ હાંકીને દરરોજ દુર્યોધન અને બીજા કૌરવોને દ્રોણ પાસે વિદ્યા ભણવા લઈ જાય છે ત્યારે કર્ણ પણ પિતા સાથે જતો હોય છે. એ દાસનો પુત્ર છે એટલે રાજકુમારો સાથે વિદ્યા ભણવાનો એને હક નથી. પરંતુ એને વિદ્યાની લગન છે એટલે તે પાંડવ કૌરવોના વર્ગમાં રીતસર બેસી શકતો નથી એટલે દૂર રહ્યો રહ્યો દ્રોણની શિક્ષા એકચિત્તે ગ્રહણ કરતો હોય છે. ઘેર જઈને તેને પાઠ કરતો હોય છે. બીજે દિવસે દ્રોણ વિદ્યાર્થીઓની પરીક્ષા લેતા હોય છે ત્યારે મનમાં ને મનમાં એ હરખાતો

હોય છે. કારણ કે ગુરુ જે સવાલો પૂછતા હોય છે તેના જવાબો એના સાચા હોય છે. પાંડવો, કૌરવો કે દ્રોણને ખ્યાલ નથી કે અધિરથનો પુત્ર દૂર રહ્યો રહ્યો કુતૂહલને વશ થઈ એ સાંભળતો હોય છે તે પાછળ એની વિદ્યાની તાલાવેલી છે.

કર્ણ એની વિદ્યા ઠેઠ સુધી છુપાવી શક્યો, પરંતુ જ્યારે હસ્તિનાપુરના પાદરે ભીષ્મ, વિદુર, ધૃતરાષ્ટ્ર વગેરે વડીલો અને નગરજનોની હાજરીમાં કુમારોની પરીક્ષા લેવાઈ અને સૌથી શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે અર્જુનની સ્થાપના થઈ ત્યારે એની વિદ્યાએ એને ઉથલાવી પાડ્યો. અર્જુને જે પરાક્રમો કરી બતાવ્યા તે એ પોતે કરી શકે તેમ હતો. જો એની અને અર્જુનની વચ્ચે સ્પર્ધા થાય તો એ જીતી શકે તેમ હતો. ખરી રીતે અર્જુન શ્રેષ્ઠ વિદ્યાર્થી નહોતો, પરંતુ પોતે હતો. છતાં એ દાસપુત્ર તરીકે એમની બરાબરી કરી ન શકે તેનું સતત ભાન એને અધિરથ અને રાધાએ કરાવ્યું હતું. એની વિદ્યાથી બંને હરખાતાં હતાં, છતાં પોતે કુમારો કરતાં ચડી જાય છે તેમ એ બોલી ઊઠતો ત્યારે એને એ ઠપકો આપતાં હતાં — તું એમનાથી ચડિયાતો છે એવું રખે બોલતો. એમના વાદ તારાથી ન થાય. એ રાજકુંવરો છે અને તું અમારો—દાસનો—પુત્ર છે.

બિચારો કર્ણ! એ આજ સુધી માબાપની શિખામણ માની ચૂપચાપ રહી શક્યો હતો, પરંતુ અર્જુનની શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે થઈ રહેલી પ્રતિષ્ઠા વખતે એનું લોહી ઊછળી આવ્યા વિના ન રહ્યું. એ દાસીપુત્ર હતો અને તેનું સમાજમાં શું સ્થાન હતું, તે માબાપે કાયમ ભાન કરાવ્યા છતાં એ ભાન ભૂલીને ઊભો થઈ ગયો અને એણે પડકાર ફેંક્યો — અર્જુનને શ્રેષ્ઠ વિદ્યાર્થી સ્થાપિત થવું હોય તો એણે મારી સાથે મુકાબલો કરવો પડશે. હું એને પડકારું છું!

અધિરથથી જેમ કોઈ અજાણ્યું ન હતું, તેમ કર્ણને ગંગામાંથી સાંપડ્યા પછી વાત્સિયાબાળ તરીકે એ સાથે ને સાથે ફેરવતો એટલે

રથ ઉપર એની સાથે કર્ણને સૌ નાનપણથી જોતા હતા. એને પડકાર ફેંકતો જોઈ મોટા ભાગનાઓએ એને હડધૂત કર્યો. ભીમનો અવાજ તેમાં સૌથી મોખરે હતો—દાસપુત્ર, તું ભાન ભૂલ્યો છે. રાજકુંવરો અને દાસપુત્ર વચ્ચે કદી મુકાબલો સાંભળ્યો છે ?

એવો જ સામો પડકાર દુર્યોધન તરફથી ઓચિંતો આવી પડ્યો – જો એ રાજકુંવર નથી એ જ કારણે એને નાલાયક ગણવામાં આવતો હોય તો, હું એને અંગદેશનો રાજા બનાવું છું. હવે અર્જુનને એનો મુકાબલો કરવામાં વાંધો ન હોવો જોઈએ. દુર્યોધનની આ નવાજેશ કોઈ ઉદાત્ત ભાવનાથી પ્રેરાઈને નહોતી થઈ, પરંતુ અર્જુન શ્રેષ્ઠ ઠરે તેમાં પોતાની હાર હતી તે હતાશાની ભાવનામાંથી પ્રગટેલી ઈર્ષામાંથી ઊઠી હતી.

દુર્યોધનમાં ઈર્ષા હતી, તો કર્ણમાં સ્થાપિત હિત સામે બંડ-વૃત્તિ હતી. અર્જુન કરતાં પોતે શ્રેષ્ઠ હતો, છતાં ક્ષત્રિયોનાં સ્થાપિત હિતોને લીધે એની શક્તિનો સ્વીકાર થયો ન હતો. આ બંડવૃત્તિ આવકારપાત્ર છે, પરંતુ એ જ્યારે અંગત બની જાય છે ત્યારે એ વેરવૃત્તિમાં પરિણમે છે. જો ક્ષત્રિયો સ્થાપિત હિત હોય તો એમાં પાંડવો અને કૌરવો બંનેનો સરખો સમાવેશ થતો હતો. પરંતુ કૌરવોએ પાંડવો પ્રત્યેની ઈર્ષાને વશ થઈ એને અંગદેશનો રાજા બનાવ્યો તેથી એક સ્થાપિત હિતનો એ મિત્ર-હાથો બનીને રહ્યો અને બીજા સ્થાપિત હિત પાંડવો–અર્જુનનો હરીફ તરીકે આજીવન કટ્ટો દુશ્મન બની રહ્યો. એ દુશ્મનાવટને વજ્રલેપ કરી દ્રૌપદી સ્વયંવરે.

એ મત્સ્યવેધ કરવા ઊભો થયો ત્યારે દાસપુત્રને પોતે નહિ વરે તેમ દ્રૌપદીએ સભા વચ્ચે કહેવડાવ્યું. તે અપમાન એને જીવતો સળગાવી દે તે કરતાં વધુ દઝાડનારું હતું. ક્ષત્રિયોમાંથી કોઈ મત્સ્યવેધ કરી શકે તેમ ન રહ્યો ત્યારે બિનક્ષત્રિયને પણ એની છૂટ અપાઈ તે પછી એ ઊભો થયો હતો. પરંતુ બિનક્ષત્રિયમાં અભિપ્રેત કેવળ એમની સમકક્ષ અને વિદ્યામાં ઊંચો બ્રાહ્મણવર્ગ હતો. આજે જેમ

અમુક કુટુંબો જ્ઞાતિબહાર લગ્નવ્યવહારની તૈયારી બતાવે છે, પરંતુ એનો અર્થ એ ઉજળિયાત જ્ઞાતિના છે તેવી જે બીજી જ્ઞાતિઓ છે તે પૂરતો, પછાત ગણાતી જ્ઞાતિ સુધી નહિ! આથી કર્ણ જ્યારે ઊભો થયો ત્યારે બિનક્ષત્રિયની હદ દાસ–શૂદ્રવર્ગ સુધી નથી તેમ જણાવી દેવામા આવ્યું! બ્રાહ્મણવર્ગમાંથી છૂપાવેશે અર્જુન ઊભો થયો ત્યારે વાંધો લેવામા આવ્યો ન હતો

સંજોગવશાત્ દ્રૌપદી પ્રત્યેનું કર્ણનું વેર, અર્જુને મત્સ્યવેધ કર્યો એટલે એના ઉપર ઊતર્યું. કર્ણ! દાનેશ્વરી કર્ણ! એ દાનમા અર્જુનની જીત માટે ઇંદ્ર એના કુંડળ માગે છે તે પણ ઉતારી આપે છે એ યુદ્ધમા અર્જુનથી પરાજય વહોરવા તૈયાર થાય છે, પરંતુ પોતે સંધ્યા પૂજા પછી ઊઠે અને બ્રાહ્મણ દાન માગવા આવે તે પ્રતિજ્ઞાનો ભંગ કરવા તૈયાર નથી અર્જુનનો પરાજય કરવા સિવાય જીવનમા બીજી કોઈ ખેવના નથી, તે કારણે કર્ણ પાંડવો માટે દુર્યોધન સાથે કોઈ અધર્મ આચરતા પાછો પડતો નથી અને છતા એ એવો ધર્મિષ્ઠ છે કે જીવનની એકમાત્ર ખેવના રોળાતી જોવા છતા કુંડળ આપવાની ના ભણતો નથી!

પાંડવો રાજ્ય માટે ધર્મયુદ્ધ લડી રહ્યાનું માને છે, છતા પરાજયના ચિહ્નો જોતા એ અધર્મ આચરવા તત્પર થાય છે રાજગાદીનું પ્રલોભન યુધિષ્ઠિરને પણ 'નરો વા કુંજરો વા' બોલાવીને છોડે છે જ્યારે કર્ણને કૃષ્ણ અને કુંતી પાંડવના પાટવીપુત્ર તરીકે રાજગાદીનું પ્રલોભન આપે છે છતા એ એને વશ થતો નથી દુર્યોધને પોતાને ભરોસે–વિશ્વાસે આ યુદ્ધ આદર્યું છે તેને એ દ્રોહ કરીને ત્યજી દે તે કદી બને નહિ! કુંતી, જેણે પોતાથી નજર સમક્ષ કર્ણને અપમાનિત થતો સદા જોયો છે અર્જુન કર્ણની–બે ભાઈઓ વચ્ચેની દુશ્મનાવટ માતાનું હૈયું કેવું વીંધી નાખતી હશે, છતા પ્રતિજ્ઞાના ભાર તળે કચડાઈને એ ઠેઠ સુધી વેઠી લીધું હતું

આથી અર્જુનના પરાજયની બીક ન હોત તો કુંતી પોતાના

સત્ય સ્વરૂપે કર્ણ સમક્ષ રજૂ ન થાત. પોતાના દિકરાઓ વિજયી થાય, રાજગાદી મેળવે તે માટે કર્ણને ફોડવા સુધીનો અધર્મ આચરવા કુંતી તૈયાર થાય છે. કારણ, ગાદીનું પ્રલોભન. જ્યારે કર્ણ એને વશ થતો નથી. સાથે એ ધર્મિષ્ઠ છે એટલે જાણે છે કે પાંડવોની હાર શક્ય નથી, પોતાનો પક્ષ હારવાનો છે, છતા દુર્યોધનને પક્ષે રહેવું તેને પોતાનો ધર્મ માને છે. દુર્યોધને ગમે તે હેતુથી પોતાને અંગદેશનો રાજા બનાવ્યો હોય, પણ એ મૈત્રીનો–ઉપકારનો બદલો કોઈ રીતે વાળી શકાય તેમ નથી. આટલું ઊંચું કર્ણનું ચારિત્ર હોવા છતાં એ પાંડવો–અર્જુન પ્રત્યેના વેરમાથી મુક્ત ન થઈ શક્યો. દુર્યોધનના અધર્મના કાર્યમાં એ સાથી, પ્રોત્સાહક બની રહ્યો અને પરિણામે એની સ્થાપિતહિત પ્રત્યેની બંડવૃત્તિ ફળદાયી ન નીવડી. કેવળ અંગત વેરઝેરનું નિમિત્ત બનીને એના જીવનને અને સમાજને દૂષિત કરી ગઈ. એના બળને લીધે દુર્યોધનની દુષ્ટતાને પોષણ મળ્યુ હતું એ અર્થમાં બંડવૃત્તિમાં વેરવૃત્તિ ભળે તો એ સમાજને હિતકર નથી, અહિતકર છે, તે કર્ણનું જીવન કહી જાય છે.

કર્ણ સ્થાપિત હિતો સામે લડવા નીકળનારનો પ્રતિનિધિ છે—કયા કુળમાં જન્મવું એ દૈવને આધીન છે, પરાક્રમ કરી બતાવવું તે મનુષ્યને આધીન છે. વ્યક્તિની મહત્તા જન્મથી નહિ, કર્મથી અંકાવી જોઈએ. પરંતુ ન્યાય માટે ક્રાન્તિ કરવા નીકળનાર જ્યારે અંગત રાગદ્વેષમાં ફસાઈ જાય તો એ ગમે તેટલો શક્તિશાળી હોય, બીજી રીતે લાયક હોય છતાં, ક્રાન્તિની રૂચને દોરી શકતો નથી. એ પોતે બીજા પ્રકારનું સ્થાપિત હિત થઈ પડે છે. અર્જુનને હરાવવો, પાંડવોનો તેજોવધ કરવો, એ કૂંડાળામાં કર્ણ એવો ગૂંચવાઈ ગયો કે એમાંથી બહાર નીકળી શક્યો નહિ.

મતલબ કે, જમાને જમાને સ્થાપિત હિત સામે ક્રાન્તિ કરનાર વર્ગ જોઈશે. કર્ણના જમાનામાં જે પ્રકારનાં સ્થાપિત હિત હતાં, તેના કરતાં આજના જમાનામાં ભિન્ન પ્રકારનાં હિત

રાજાશાહીનાં, મૂડીવાદનાં, લોકશાહીનાં, સરમુખત્યારશાહીનાં સ્થાપિત હિતો જુદાં જુદાં રહેવાના. એ સામે ક્રાન્તિ કરવા માગનારે કર્ણની માફક અંગત પાડવો–અર્જુનના વિનાશમાં ન રાચતાં સ્થાપિત હિતો સામે ઝૂઝવું જોઈએ. એ રીતે મૂલવવા જતા દુર્યોધન–કૌરવો સ્થાપિત હિત હતા. એમણે કર્ણ સાથે મૈત્રી બાંધી હતી તે ક્રાન્તિને સ્વીકારીને નહિ પણ સ્વાર્થને વશ થઈ. આથી કર્ણના જીવનની કરુણતા એ થઈ કે બંડખોર તરીકે એ પાડવોનો વિરોધ કરતો હતો અને બદતર કૌરવોનો પક્ષ કરતો હતો!

આજે પણ સ્થાપિત હિત સામે ક્રાન્તિ કરવા નીકળનારની કરુણતા કર્ણ જેવી થતી જોવા મળતી નથી? મૂડીવાદી સ્થાપિત હિતના અન્યાય સામે લડવા નીકળનાર સામ્યવાદની શી સ્થિતિ થઈ છે? એ મૂડીવાદના અન્યાય સામે મજૂરોને પડકાર કરવાની હાકલ કરે છે અને સરમુખત્યારશાહીના અન્યાય સામે ચૂપ રહે છે. એ અન્યાય નથી પરંતુ સમાજના હિતની નીતિ છે તેમ એને ઘટાવે છે. બુદ્ધિજીઓને એ પ્રશ્ન મૂઝવતો હોય છે કે સામ્યવાદમાં પડેલા નેતાઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા અને જનતાના હિતને ચાહનારા હોવા છતાં આ વિરોધાભાસ એમને કેમ ખૂચતો નહિ હોય? કર્ણને જેમ બન્યું હતું તેમ શરૂઆતમા તે અન્યાયને લીધે પડકારવા તૈયાર થાય છે, પરંતુ એ પડકારતા પડકારતાં એમની સામે એવી વેરવૃત્તિ પ્રબળ બને છે કે એ સંતોષવા જતા બીજા પ્રકારનો જે અન્યાય સહેવો પડે છે તે એમને ખૂચતો નથી. જો એવુ ન હોય તો કર્ણ જેવો ધર્મનિષ્ઠ દુર્યોધનને અધર્મમાં પ્રેરે?

આથી સ્થાપિત હિત સામે ક્રાન્તિ કરવા નીકળનાર વર્ગે કે વ્યક્તિએ જાગૃતિ રાખવાની છે કે એ પેટનો બળ્યો ગામ બાળવા નીકળ્યો તો નથી?

# દ્રુપદ અને દ્રોણમાં સત્તા અને વિદ્યાનું અભિમાન

સાપનુ ઝેર જીવલેણ છે, પરતુ એના કરતાય કાતિલ વિષ કડુવાણીમા રહેલુ છે. સર્પનુ વિષ તો જેને ડસે તેનો જ પ્રાણ લે છે, પરતુ વાણીનુ વિષ તો અનેકના પ્રાણ હરે છે. દ્રોણનુ અપમાન કરતી દ્રુપદની વાણી એનુ સચોટ ઉદાહરણ છે કૃષ્ણ સુદામાની મૈત્રી સાદીપનિ આશ્રમમા બધાઈ હતી, તેમ દ્રુપદ-દ્રોણ વચ્ચે અગ્નિવેશ આશ્રમમા મૈત્રી સધાઈ હતી. પરતુ પહેલી મૈત્રી આદર્શ નીવડી, તો બીજી નપાવટ. કૃષ્ણ દ્વારકાના રાજવૈભવમા મહાલતા હતા છતા ગરીબ સુદામાના આગમનથી હરખઘેલા બની ગયા અને સ્વાગત તરીકે એના પગ ધોવા લાગી ગયા. સુદામો પત્નીના આગ્રહથી જીવનનિર્વાહનુ દુઃખ મિત્ર ભાગે તે આશાએ દ્વારકા ગયો હતો. કૃષ્ણની પ્રીતિ પૂર્વવત્ ચાલુ જોવા છતા મિત્ર સમક્ષ ગરીબ સસારના દુ.ખનો ઉલ્લેખ કરી શકયો નહિ. કૃષ્ણે માગ્યા વિના એનુ દુઃખ સદાનુ ફેડ્યુ હતુ

દ્રુપદ-દ્રોણની મૈત્રીમા વિરોધાભાસ જોવા મળે છે. દ્રુપદની ભરસભામા દ્રોણે એને મિત્ર તરીકે સબોધ્યો એ જ એને અપમાનભર્યું લાગ્યુ. ભલભલા ચમરબધીઓ જે સભામા એને રાજા તરીકે મુજરો કરતા હોય તેમની હાજરીમાં એક નિર્ધન બ્રાહ્મણ સમાન કક્ષાએ રાજાની મૈત્રીનો દાવો કરે તેથી એ સૌની નજરે કેવો વામણો લાગે? દ્રુપદ જેવા રાજાધિરાજને એક ગરીબભિખારી-દ્રોણ જેવો મિત્ર હોવાનો દાવો જ કેમ કરી શકે? રાજાએ દ્રોણને ઓળખ્યા

હતો, છતા પોતાના રાજમોભાની તુમાખીમાં કહ્યું–દ્વારપાલ દરવાજે છે કે નહિ? આ બ્રાહ્મણને કોની રજાથી પ્રવેશવા દીધો?

'હુ મિત્ર નહિ, કેવળ બ્રાહ્મણ! દ્રુપદ તુ આ શુ બોલે છે?

'દ્રોણ! તને એટલોય ખ્યાલ નથી કે મૈત્રી સમાનની હોઈ શકે? રાજવીનો મિત્ર રાજવી હોઈ શકે, ગરીબ ભિખારી બ્રાહ્મણ નહિ. ગુરુકુળમા તુ અને હુ વિદ્યાર્થીઓ હતા તેથી એ સમાનતાને લીધે મૈત્રી થઈ હોય, પણ તે પછી બને વચ્ચે અસમાનતા આટલી મોટી જોવા મળે છે તે કેમ ભૂલી જાય છે? તારે જો મારા મિત્ર થવુ હોય તો રાજા થઈને આવજે. બાકી રાજા દ્રુપદ ગરીબ બ્રાહ્મણનો મિત્ર ન હોય એટલુ ભાન તારે રાખવું જોઈએ.'

દ્રોણ કાપે તો લોહી ન નીકળે તેવો અપમાનને લીધે ઢિલો પડી ગયો.

દ્રુપદે એ સ્થિતિને લાચારી માની લેતાં કહ્યુ : ' તું બ્રાહ્મણ છે અને બ્રાહ્મણ તરીકે તારી કોઈ યાચના હોય તો રાજવી તરીકે હુ તે પૂર્ણ કરવા તત્પર છુ.'

દ્રોણથી વધુ અપમાન સહી શકાયું નહિ. તેની આંખોમાથી અગ્નિ જેવા ક્રોધના તણખા ઝરવા લાગ્યા : 'દ્રુપદ! અભિમાની દ્રુપદ! રાજા રાવણનુ અભિમાન નથી રહ્યુ તો તુ કોણ વિસાતમાં? હુ તારી પાસે ભિખારી બ્રાહ્મણ તરીકે યાચવા નથી આવ્યો, પરતુ મૈત્રીદાવે ભેટ લેવા આવ્યો હતો. એક દૂધાળી ગાય આપવી એ તારે માટે મામૂલી વાત હતી. વળી હુ જો વિદ્યા વેચવા માગતો હોત તો એ મારે માટેય એટલી જ મામૂલી વાત હતી. પરતુ ભરદ્વાજનો દીકરો બ્રાહ્મણ મટી જવા માગતો ન મારે વાત હતો, એટલે એ વિદ્યાની સમૃદ્ધિની સમાનતાના દાવે તારી મૈત્રીને યાદ કરી આવ્યો હતો. હું તારો પડકાર ઝીલી લઉં છુ. રાજા થઈને તારી સમાન ન થાઉં તો મને દ્રોણ ન કહેતો!'

દ્રુપદની વિષવાણીનું ઝેર દ્રોણને ચડયું તે આખી જિંદગી

ન ઊતર્યું તે ન ઊતર્યું ! આ ઝેર જો દ્રોણે પચાવી જાણ્યું હોત તો દ્રુપદ તો નીચે પડયો, પણ એ પોતે એમાંથી બચી જાત. પરંતુ એકમાં રાજ્યનું જે પ્રગટ અભિમાન હતું તેણે બીજામા વિદ્યાનું જે સુપુપ્ત અભિમાન પડેલું હતું તેને છ છેડી મૂક્યું. સત્તાનુ અને વિદ્યાનું –બન્નેનું અભિમાન એક સરખાં વ્યક્તિને અને સમાજને હાનિકર્તા છે. દ્રોણ બ્રાહ્મણ હતા. જો એ ઝેર પી શકયા હોત તો એમને જે કિંમત ચૂકવવી પડી તેમાંથી એ ઊગરી જાત અને દ્રુપદને પાછળથી પશ્ચાત્તાપ થાત તો એ પણ રાજવી અભિમાનમાં મુક્ત થઈ શકત. દ્રુપદનો હૃદયપલટો ન થાત તોપણ દ્રોણ તો શતમુખ વિનિપાતમાથી ઊગરી જાત.

દ્રુપદનું અભિમાન ઉતારવા જતા વેરવૃત્તિના અંધકારમા દ્રોણ એ જોઈ ન શકયા કે એથી ભૂંડું અપમાન એ સહી રહ્યા છે. અશ્વત્થામાને એ દૂધ પિવડાવી શકયા એટલું જ નહિ, પણ પાંડવ કૌરવોના રાજકુંવરો જેવી સાહ્યબીમાં ઉછેરી શકયા. અને તે પોતે પણ હસ્તિનાપુરની રાજસભામાં રાજગુરુ તરીકે ઊચે સિંહાસને સદા બિરાજમાન થયા. પરંતુ એમના પિતા ભરદ્વાજ જે ગુરુકુળ આશ્રમ ચલાવતા હતા, જેને એમના શિષ્યે વારસો લઈને પરંપરા જાળવી હતી, તે અગ્નિવેશનો આશ્રમ ઉત્તરાધિકારી બની દ્રોણે સભાળ્યો હોત તો એમનુ બ્રહ્મતેજ – વિદ્યાનો મણિ ઝળહળતો રહ્યો હોત. જે ગગાના પ્રવાહ જેવી વિદ્યામાં સૌ સમાનભાવે સ્નાન કરી શકે, તેની પવિત્રતાને દ્રોણ બંધિયાર બનાવી ગંધાતી બનાવી એ રાજકુંવરોના ટયુટર બની ગયા અને વિદ્યાનો વેપાર કર્યો. ગુરુદક્ષિણામાં કુંવરો પાસેથા માગ્યું કે દ્રુપદને હરાવીને મારી સન્મુખ હાજર કરો. દ્રુપદ હાર્યો. દ્રોણે વેર વાળ્યું. એનુ અર્ધું રાજ વિજેતા તરીકે પોતાની પાસે રાખી રાજાનો દરજ્જો પ્રાપ્ત કર્યો અને અર્ધું એને પાછું આપી મૈત્રીની ઉદારતાનો દેખાવ કર્યો.

દ્રોણ દ્રુપદના વેર માટે રાજકુંવરોના ટયુટર બન્યા હતા એટલે

તે સંતોષાતાં એમનો ધર્મ સંભાળી લીધો હોત તો એ વધુ વિનિ-પાતમાંથી ઊગરી શક્યા હોત. પરંતુ ટયુટરના જીવન દરમિયાન રાજગુરુનો મોભો અને સુખસગવડોમાં એવી આસક્તિ પેદા થઈ કે એ ત્યજીને આશ્રમજીવન ગાળવાનું વસમુ લાગ્યું. એમાંય પુત્ર પ્રત્યેની આસક્તિએ ભાગ ભજવ્યો હતો. મિત્ર પ્રત્યે વેર અને પુત્ર પ્રત્યે આસક્તિ, આ બે મનોવૃત્તિએ દ્રોણના જીવનને ઝાંખપ લગાડી છે. મિત્ર રાજા હોવાથી પોતાને સમાન નથી ગણતો એ એમને અપમાન લાગે છે અને એ પોતે ભીલકુમાર એકલવ્યને ક્ષત્રિય સમાન ન ગણી વિદ્યા ભણાવવાનો ઇન્કાર કરે છે, તે વખતે એ બીજાને અપમાન પહોંચાડી રહ્યા છે તે વીસરી જાય છે.

દ્રોણના જીવનનો આ વિરોધાભાસ આજે પણ આપણા સૌમાં ઓછેવત્તો જોવા મળે છે. કોઈ આપણને સમાન ન ગણે તે ખૂંચે છે, પરંતુ બીજાને આપણે સમાન ગણી વર્તતા નથી, તે ખૂંચતુ નથી! બીજા પાસે સમાનતાનો હકદાવો કરવાનો એને જ અધિકાર છે, જે એવી રીતે સામા સાથે વર્તે છે. દ્રોણ આશ્રમ લઈને બેઠેલા હોત તો એકલવ્યને એમણે જાકારો આપ્યો ન હોત, પરંતુ પાંડવ-કૌરવના ગુરુપદે બેઠેલા એ ભીલકુમારને શિષ્ય તરીકે સ્વીકારે તો રાજગુરુના ગૌરવને ઝાંખપ લાગે. કર્ણ જેવા સૂતપુત્ર સાથે ક્ષત્રિય કુંવરો જો સમાનપણે હરીફાઈ ન કરી શકે, તો એકલવ્યને સમાન દરજ્જે શિષ્ય તરીકે માન્ય રાખવા રાજકુંવરો શી રીતે કબૂલ થાય? કર્ણનો પાંડવોએ સમાન દરજ્જે સ્વીકાર ન કર્યો છતાં દ્રોણ એ અસમાનતાના અન્યાય સામે હરફ ઉચ્ચારી શક્યા ન હતા. આમ, દ્રોણનું વેર પણ કર્ણની માફક, સમાજની વચ્ચે રહેલી અસમાનતા નાબૂદ કરવાનું જાહેર હિત ન રહેતાં અંગત વેર બની ગયું હતું.

દ્રોણ પુત્રના સુખ માટે ગાયની ભેટ લેવા ગયા તેમાં પ્રાથ-મિક જરૂરિયાત જોવા મળે છે અને તે અનિવાર્ય ને સ્વાભાવિક લાગે છે. પરંતુ પાંડવ-કૌરવ કરતાં પોતાનો પુત્ર વધુ વિદ્યા મેળવે

તે આસક્તિને વશ થઈ શિષ્યોથી છૂપી રીતે પુત્રને એ વિદ્યા આપવાનો પ્રપંચ કરે છે. અર્જુનથી એ છાનું રહેતુ નથી અને તે પકડી પાડે છે. અર્જુનની વિદ્યા લેવાની એ તાલાવેલીને લીધે ગુરુનો એ પ્રીતિપાત્ર શિષ્ય બને છે. એને લીધે ગુરુ પક્ષપાતી બની એકલવ્યનો જમણા હાથનો અંગૂઠો ગુરુદક્ષિણા તરીકે માગે છે! જે શિષ્યને એમણે ભીલ હોવાને લીધે વિદ્યા ભણાવવાની ના પાડી છે, છતા શિષ્યની મોટાઈ એ છે કે એ એમને ગુરુસ્થાને સ્થાપીને સ્વયં શિક્ષણ મેળવે છે. ગુરુદક્ષિણા આપતાં તે પાછો પડતો નથી. એકલવ્ય કોઈને હરાવવા કે અભિમાન પોષવા વિદ્યા લેવા ઉત્સુક બનેલો ન હતો. આથી એ ગુરુદક્ષિણા આપતા પાછો ન પડયો એકલવ્ય અપમાન થવા છતાં વેરને વશ ન થયો, એ નમ્રતાને લીધે સ્વયં વિદ્યા મેળવવાને પાત્ર બન્યો. વિદ્યાના અભિમાનથી રહિત હતો એટલે એ વિદ્યાનો સાચો ઉપાસક બની શકયો હતો.

દ્રોણની પુત્ર પ્રત્યેની આસક્તિની પરાકાષ્ઠા ત્યા આવે છે કે જો પુત્રનુ મૃત્યુ થાય તો એ હથિયાર છોડી દે, લડે નહિ! આ જ્ઞાની બ્રાહ્મણને યુદ્ધમા પોતાના હાથે પારકાના પુત્રો હણાય તેથી સંસાર અસાર લાગતો નથી અને પોતાનો પુત્ર મરે તો દુનિયા જીવવા જેવી લાગતી નથી! જે પિતાને પુત્ર તરફ આટલી આસક્તિ હોય તે પુત્રને પણ પિતા પ્રત્યે શી રીતે ઓછી આસક્તિ હોય? અશ્વત્થામાએ જ્યારે જાણ્યું કે પોતાના પિતાને પાંડવોએ છેતરીને માર્યા છે ત્યારે એને રૂવે રૂવે વેર વ્યાપી ગયું – યુધિષ્ઠિર જેવા ધર્માત્મા અસત્ય બોલ્યા કે અશ્વત્થામા હણાયો છે! દ્રોણે હથિયાર છોડી દીધાં અને એ સમાધિસ્થ થયા ત્યારે દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને એમનું ધડથી માથું જુદું કરી નાખ્યું! શ્રીકૃષ્ણ એ અધર્મ જોઈ રહ્યા! આટલી હદનો અધર્મ! બાપના મૃત્યુનું વેર લઈ પાંચાલોનું નામનિશાન રહેવા દઉં તો હું અશ્વત્થામા નહિ! અધર્મથી પિતાનું મૃત્યુ આણવા સામે અશ્વત્થામાને વિરોધ હતો, છતાં વેરને વશ થઈ એનાથી પણ

અધમ અધર્મ આચરીને એ ઊભો રહ્યો ! ઊંઘમા સૂતેલા ધૃષ્ટદ્યુમ્ન, અને દ્રૌપદીના પાચે પુત્રોના એણે ધડથી માથા જુદા કરી નાખ્યા ! આમ આ ઝેર એક પેઢી વટાવી આગળ વધી રહ્યુ હતું. એ વેરનો બદલો લેવા પાડવો અશ્વત્થામાની શોધમા નીકળ્યા. પોતાના પાચ પુત્રો અને ભાઈના હત્યારાની ખોપરીમા બેસી સ્નાન ન કરુ ત્યા સુધી શાતિ ન થાય તેમ વેરના અગ્નિથી બળતી દ્રૌપદી અશ્વત્થામાના લીલા માથાની ખેવના કરતી બેઠી હતી.

વ્યાસના આશ્રમમા અશ્વત્થામા રક્ષણ શોધતો છુપાયો હતો. એને ખાતરી હતી કે પાડવો એને પૃથ્વીના પડમાથી શોધ્યા વિના નહિ રહે. એને જો કોઈ બચાવી શકે તેમ હોય તો કેવળ વ્યાસ. એમણે પાડવો સમક્ષ એકરાર કર્યો કે અશ્વત્થામાએ એવુ કુકર્મ કર્યું છે કે તમે વેરને વશ થઈ એનો વધ કર્યા વિના ન રહો. પરતુ એ ગુરુપુત્ર છે અને ગુરુ જેમ દુર્યોધનની ઢાલ બની રહ્યા હતા તે સજોગો હવે રહ્યા નથી. તમારો માર્ગ જીત થતા મોકળો થયો છે. તમે વિજેતા છો. તમે ક્ષમા નહિ બતાવો તો કોણ બતાવશે? વેર વેરથી શમતું નથી, દ્રુપદ અને દ્રોણનુ એ વેર હોલવવુ હશે તો આ એક જ માર્ગ છે દ્રૌપદીએ એના મોતની પ્રતિજ્ઞા લીધી હોય તો બ્રાહ્મણનો વિદ્યારૂપી મણિ છીનવી લ્યો એ પણ એનું એક પ્રકારનુ મોત છે.

આમ વ્યાસે અશ્વત્થામાને ક્ષમા અપાવીને પાડવોને વેરમા આગળ વધતા રોકયા અને પોતાના એ સદુપદેશ દ્વારા સમાજને સદેશ આપ્યો કે વેર વેરથી શમતુ નથી, ક્ષમાથી શમે છે. એ ક્ષમા વિજેતાનું ભૂષણ છે. જો આ ગુણ માણસ નહિ કેળવે તો એનામા ગમે તેટલી શક્તિ હશે અને અગત સ્વાર્થ અને અભિમાન ઘડી-ભર પોતાનુ પોષાયેલું દેખાશે, તોપણ સરવાળે એનું અને સમાજનુ અહિત જ થવાનુ છે. આજે લોકશાહીના રાજકારણમા આ કથાને મૂલવવા પ્રયત્ન કરીએ તો રાજકીય પક્ષોમાં સિદ્ધાંતના મતભેદને

લીધે નહિ,-પણ કેવળ સ્વાર્થના વર્તનને લીધે જ જૂથો પડી રહ્યાં છે અને તે એકબીજાને હરાવવા પ્રયત્ન કરે છે, તે એમાં જીત મેળવે તોપણ સરવાળે એમનું કે સમાજનું હિત નથી.

કોંગ્રેસ સાથે સૈદ્ધાંતિક મતભેદને લીધે કોઈ છૂટા થાય તેમાં કંઈ ખોટું નથી પરંતુ સિદ્ધાંત અંગે ફરિયાદ ન હોય અને દ્રુપદે જેમ દ્રોણનું અપમાન કર્યું તેમ બન્યું હોય, કે સત્તાજૂથે વિરોધજૂથને અન્યાય કર્યો હોય, તો એમાંથી પ્રગટેલા વેરને લીધે જો એ કોંગ્રેસમાંથી નીકળી જાય, કે એને નાબૂદ કરવા કટિબદ્ધ થાય, અગર અંદર રહી સંસ્થા નબળી પડે તેની પરવા કર્યા વિના વ્યક્તિ ઉપર વેર લેવાનુ ઝેરીલું વર્તન કરે, તેને દ્રોણના વર્તન સાથે સરખાવી શકાય. અન્યાય ન વેઠી લેવો, ન્યાય માટે લડવું તે એક તંદુરસ્ત નિશાની છે. પરંતુ એને કારણે વ્યક્તિના કાયમ વેરી બની તેને પાડવા સંસ્થાને પણ પાડવી તે રોગિષ્ટ મનોદશા છે. એ રોગનો ભોગ દ્રોણ બન્યા અને તે ઝેર આગળ પ્રસર્યું. અન્યાય સામે લડનાર જ્યાં સુધી પોતે નીચે ઊતરતો નથી, એ રોગના ચેપનો ભોગ નથી બનતો, ત્યાં સુધી એ ન્યાય માટે લડે છે તેમ કહી શકાય. પરંતુ જો એ પણ વેરવૃત્તિને વશ થાય તો સામાનો એને જે દોષ-ગુનો વસ્યો હોય છે તેનો એ પણ એવો જ ભોગ બને છે.

એડવર્ડ આઠમાનો મિસિસ સિમ્પ્સન સાથે લગ્નનો પ્રશ્ન ઊભો થયો ત્યારે ગાદી છોડવાનો અસાધારણ પ્રસંગ ઉદ્ભવ્યો હતો. બ્રિટનની પ્રજા વધુ રૂઢિચુસ્ત છે. લોકશાહી હોવા છતાં રાજાને બંધારણીય વડા તરીકે ચાલુ રાખ્યો છે, તે એનો સચોટ પુરાવો છે. રાજા રાજવંશી ઉપરાંત ઉમરાવ કુટુંબમાંથી કુંવારી કન્યાને પરણે તે રૂઢિ. જ્યારે મિસિસ સિમ્પ્સનને બે વખત છૂટાછેડા લીધા હતા અને એડવર્ડ પ્રેમને વશ થઈ લગ્ન કરવા તૈયાર થયો હતો. પ્રધાનમંડળનો એ અંગે વિરોધ હતો. રાજાએ એ સ્ત્રી સાથે લગ્ન કરવું હોય તો ગાદી છોડવી જોઈએ. પરંતુ સરકારના રૂઢિચુસ્ત

પક્ષમાંય ચર્ચિલ જેવા બીજા સિનિયર આગેવાનો હતા, જે એમ માનતા હતા કે રાજા લગ્ન કરે તેમાં કંઈ અઘટિત નથી. જો બ્રિટનમાં લોકસભા સર્વોચ્ચ હોય તો એ વર્ગમાંથી આવતી મિસિસ સિમ્પસનને રાજા ન પરણી શકે તેવી હલકી શા માટે ગણવી જોઈએ? છૂટાછેડા લીધેલી સ્ત્રીને લગ્નનો જો અધિકાર હોય અને સામાન્ય નાગરિકને એ હક હોય તો રાજાને કેમ નહિ? ચર્ચિલનો મત હતો કે રાજાએ એ મુદ્દા ઉપર પાર્લામેન્ટની ઇચ્છા જાણી લેવી જોઈએ. જો બહુમતી નિર્ણય વિરોધમાં પડે તો ગાદી છોડવી જોઈએ. રૂઢિચુસ્ત અને મજૂર પક્ષના પ્રગતિશીલ સભ્યો બહુમતીથી રાજાને તે લગ્નની સંમતિ આપે તેવા સંજોગો ઓછા ન હતા.

રાજા એડવર્ડે એ અંગે જે વલણ લીધું તેમાં વ્યક્તિ અને સમષ્ટિ અંગે નિર્ણય કરવાનો હોય ત્યારે કોને પ્રાધાન્ય આપવું એ દૃષ્ટિ રહેલી છે. એડવર્ડે વિચાર્યું કે રાજાનું સ્થાન દેશમાં અને પાર્લામેન્ટમાં બિનપક્ષીય અને સર્વમાન્ય છે. આથી એના પગલાને લીધે પાર્લામેન્ટમાં પક્ષો પડે અને એને ટેકો આપનાર કિંગ પાર્ટી જેવો પક્ષ ગણાય તે એના અંગત હિતમાં હોય તોપણ દેશના હિતમાં નથી. પ્રધાનમંડળનો નિર્ણય એને અન્યાય કરનારો હોય તોપણ એ અન્યાય સહી લેવામાં રાજાના બિનપક્ષીય અને સર્વ-માન્ય સ્થાનની પરંપરા જળવાઈ રહે છે. આમ એડવર્ડે ગાદી ત્યાગ કરી વ્યક્તિ તરીકે એનું હિત જતું કર્યું અને દેશનું-સમષ્ટિનું હિત જાળવ્યું હતું.

આથી ઊલટું દ્રોણે વ્યક્તિગત અપમાનને મહત્ત્વનું ગણી વેર લેવાનું પગલું ભર્યું તેમાં એમને દ્રુપદ કરતાં પણ વધુ અભિમાની અને અધર્મી દુર્યોધનનું દાસત્વ સ્વીકારવું પડ્યું હતું. એથી એમનું હિત તો ન થયું પણ સમષ્ટિનું હિત પણ ન થયું. આજે સ્વરાજ્ય પછી જોઈએ છીએ તો આપણા શક્તિશાળી આગેવાનો વ્યક્તિગત માનાપમાન અને લાભાલાભમાં પડી જઈને દ્રોણે જે ભૂલ કરી

હતી તે જ કરી રહેલા જોવા મળે છે. પરિણામે, દ્રોણની શક્તિ એળે ગઈ તેમ એમની પણ જઈ રહી છે.

કડુ અને અભિમાની વેણ કેટલું ઝેરી છે અને પાયમાલ કરનારું છે તે દ્રુપદનું પાત્ર કહી જાય છે. એ ઝેરને જે પચાવી શકતો નથી તે શક્તિશાળી હોવા છતાં જીવન કેવું ક્ષુલ્લક બનાવી દે છે તે દ્રોણ ગુરુનું પાત્ર કહે છે.

ક્ષમા એ વીરનું ભૂષણ છે.

# દંભીજીવનની પરાકાષ્ઠાની મૂર્તિ ધૃતરાષ્ટ્ર-૧

માનવીનુ આતરજીવન અને બાહ્યજીવન કેવુ વિરોધાભાસી હોય છે, તેની સચોટતા 'જેકિલ અને હાઈડ' નવલકથામા રજૂ થયેલ છે. આથી એ નામ કેવળ નવલકથા કે તેના પાત્રનુ ન રહેતા, સર્વનામ બની ગયું છે. પશ્ચિમના સાહિત્યના 'જેકિલ અને હાઈડ' પાત્ર જેવુ ભારતીય સાહિત્યનુ પાત્ર છે ધૃતરાષ્ટ્ર. બહારથી સજ્જનતાનો ડોળ અને અતરમા ભારોભાર દુર્જનતા.

મત્સ્યગધા ઉર્ફે સત્યવતીનો પુત્ર વિચિત્રવીર્ય નિસતાન મૃત્યુ પામ્યો ત્યારે હસ્તિનાપુરની ગાદી સભાળવાનો ભાર ભીષ્મ ઉપર આવ્યો. સત્યવતીના પુત્રના ગાદીહકને આચ ન આવે માટે ભીષ્મે કુવારા રહેવાની પ્રતિજ્ઞા લીધી હતી પરતુ એનો પુત્ર નિસતાન અવસાન પામતા સત્યવતીએ ભીષ્મને આગ્રહ કર્યો કે ગાદી વારસ ન હોવાથી એ પ્રતિજ્ઞામાથી મુક્ત થયા છે અને હસ્તિનાપુરના રાજ્યના હિતમા એમણે લગ્ન કરવુ અને ગાદીનશીન થવુ. પરતુ ભીષ્મે કોઈ સજોગોમા લીધી પ્રતિજ્ઞા ફોક ન થઈ શકે તેમ દઢતા બતાવી એટલે એમની સમતિથી વિચિત્રવીર્યની બે રાણીઓ અબિકા, અબાલિકા અને ત્રીજી ઉપવસ્ત્ર, રખાતના દરજ્જાની દાસી એ ત્રણેન સ્ત્રીઓ નિયોગ દ્વારા સતાનવતી થાય માટે વ્યાસને આમત્રણ આપ્યુ એમના નિયોગને પ્રતાપે ત્રણેયને એક એક પુત્ર થયો. ધૃતરાષ્ટ્ર, પાડુ અને વિદુર. પાટવી ધૃતરાષ્ટ્ર અધ હોવાથી રાજાની એ ગેરલાયકાત ગણાતી, એટલે બીજા રાજકુવર પાડુનો ગાદી ઉપર

રાજ્યાભિષેક કરવામા આવ્યો હતો. પરતુ, તે પછી એને ક્ષય રોગ લાગુ પડ્યો એટલે પહાડી હવામા રહી તે સારવાર લેવા હિમાલય પ્રદેશમા ગયો હતો. એ સજોગોમા રાજકારભાર વિદુરને સોપાવો જોઈતો હતો પરતુ એ રાણીનો પુત્ર ન હતો, દાસીનો, ઉપવસ્ત્રના દરજ્જાની પત્નીનો પુત્ર હતો એટલે એ ગાદી સભાળવા જેવો પ્રતિષ્ઠિત ગણાતો ન હતો

ધૃતરાષ્ટ્ર પુખ્ત ઉમરનો હતો અધ હોવાને કારણે એને ગાદી નહોતી મળી તેથી સત્તા ભોગવવાની મહેચ્છા રહી ગઈ હતી. ભીષ્મે વડીલ તરીકે પોતાની દેખરેખ નીચે એને સત્તાના સૂત્રો સોપ્યા હતા સત્તા મળવાને લીધે એ અદરથી હરખાયો હતો પાડુ રાજ રોગમાથી સાજો ન થાય અને ટૂક સમયમા મૃત્યુ પામે તેમ ઝખતો હતો જો એ નિસતાન મૃત્યુ પામે તો પોતાના દીકરાઓ ગાદી વારસ થાય આમ પિતા થતા પહેલા એ પુત્રોને માટે ગાદી ઝખતો થયો હતો. છતા બહારથી એણે એવો દભ કર્યો હતો કે પાડુને ક્ષયરોગ થયો છે તેનુ દુ:ખ એના જેટલુ બીજાને નહિ હોય! પાડુ જ્યારે હિમાલય જવા વિદાય થયો ત્યારે એનો વિયોગ સહ્યો જતો ન હોય તેમ એને ભેટી પડીને એ છૂટે મોએ રડચો હતો. સત્તા સભાળતી વખતે એણે ભીષ્મ સમક્ષ એવો દેખાવ કર્યો હતો કે જાણે એમને માથે ભાર ન મૂકવા એ ફરજ તરીકે ઉપાડી લે છે *પાડુ આવતા એક ક્ષણ પણ તે કાટાળો તાજ ધારણ નહિ કરે!*

જન્મ પહેલો થયો અને ગાંધારીની પ્રસૂતિ નિયત સમય કરતાં લંબાઈ અને દુર્યોધન તે પછી જન્મ્યો. હજુ પાંડુ સાજો થયો ન હતો અને નજીકના ભવિષ્યમાં સાજો થાય તેમ ન હતું એટલે ગાદીનો પ્રશ્ન ઉપસ્થિત થવાનો ન હતો. છતાં ધૃતરાષ્ટ્રે બુદ્ધિ દોડાવી રાખી હતી કે દુર્યોધનની ગર્ભધારણ કર્યાના સમયથી ઉંમર ગણવામા આવે તો તે યુધિષ્ઠિર કરતા મોટો હતો !

પાંડુના મૃત્યુના સમાચાર હસ્તિનાપુર આવ્યા ત્યારે સૌથી મોટી પોક ધૃતરાષ્ટ્રે મૂકી હતી. ભીષ્મના આશ્વાસનથી પણ એ છાનો રહેતો ન હતો. ભાઈ જેવો ભાઈ, અને તેય નાનો ભાઈ ચાલ્યો જાય અને પોતે મોટો થઈને જીવતો રહે તે શી રીતે બને ! એણે જે આઘાતનું નાટક કર્યું હતું, તે જોતાં એ ભાઈના વિયોગમાં લાંબુ નહિ જીવે તેમ છાપ ઊભી થઈ હતી. જોકે તે પહેલાં એણે રાજરમતના સોગઠા તરીકે પોતાના સાળા શકુનિને મુખ્ય અધિકારી નીમીને ભાણેજના હકો રક્ષવાની કાનમાં ફૂંક મારી દીધી હતી.

પાંડવોને લઈને કુંતી હસ્તિનાપુર આવી ત્યારે ધૃતરાષ્ટ્રના અંતરમાં તેલ રેડાયું હતું. પરંતુ બહારથી તો તેણે એવો દેખાવ કર્યો હતો કે, એના પુત્રો કરતાંય એ એને વધુ વહાલા છે. પિતા ન હોય ત્યારે મોટા કાકા તરીકે એની ફરજ સવિશેષ થઈ પડે છે. વિદુરને બોલાવીને કુંતી અને પાંડવોની સુવિધામાં કોઈ પ્રકારની ખામી ન આવવી જોઈએ તેવી જવાબદારી સોંપી હતી. કુરુકુળનાં ભાગ્ય ચડતાં છે કે પાંડુના પ્રતાપને શોભાવે તેવા એના પુત્રો પાક્યા છે તેમ એણે કુંતી અને વિદુર સમક્ષ હરખ વ્યક્ત કર્યો હતો અને ભાઈના મૃત્યુનું દુઃખ પણ રડ્યું હતું.

પરંતુ પાંડવોને પ્રથમ દિવસે જોયા તે રાત્રે ધૃતરાષ્ટ્રને ઊંઘ આવી ન હતી. દુર્યોધન, દુઃશાસન વગેરે પોતાના પુત્રોની કાન્તિ અને તેજસ્વિતા જોઈ-સાંભળીને એણે એમ જ માન્યું હતું કે, પાંડુના પુત્રો

એમની આગળ નિસ્તેજ લાગશે. પરંતુ સંજયે, વિદુરે, ગાંધારીએ પાંડવોનો ગૌર વર્ણ, પ્રભાવ અને બાહોશીની છાપ જણાવી તે જોતાં પહેલ પાડયા વિના જો એ હીરાઓ આટલા પાણીદાર હોય તો વિદ્યાના પહેલ પડતાં શું બાકી રહેશે? હવે એમને પાછા પાડવાનો એક જ ઉપાય રહે છે. દુર્યોધન અને એના ભાઈઓ વિદ્યામા આગળ નીકળી જાય અને પાંડવો પાછળ રહે. શરીરે દેખાવડા હોય માટે કંઈ વિદ્યામાં ચડિયાતા નીકળે તેમ માની લેવાની જરૂર નથી. ગુરુને જ ફૂંક મારવાની કે ભલે સર્વ કુંવરો સાથે ભણે અને સમાનતાનો દેખાવ થાય, પરંતુ કૌરવો કરતાં પાંડવો આગળ નીકળી ન જાય તે જોવાનું છે!

પરંતુ ધૃતરાષ્ટ્રના કપરા નસીબે દ્રોણ ગુરુ ભેટી ગયા. ભીષ્મે એમને રાજગુરુ તરીકે રોકી પાંડવ-કૌરવની વિદ્યાનું કાર્ય સોંપ્યું. દુર્યોધનના બળનો મુકાબલો ભીમ કરી શકતો હતો. બાણવિદ્યામાં અર્જુનની હરીફાઈ કરવાનું કોઈનું ગજુ ન હતું. કુંવરો સગીર હતા એટલે હજુ ગાદીનો પ્રશ્ન ઊભો થયો ન હતો. ધૃતરાષ્ટ્ર જ પૂર્વવત્ શકુનિ દ્વારા સત્તા સંભાળતા હતા. પરંતુ જેમ દિવસો વીતતા હતા તેમ એ આફત નજીક આવી રહી હતી. વળી હસ્તિનાપુરના પુરજનોમાં પાંડવો એમના આગવા વ્યક્તિત્વને લીધે ચાહના મેળવી રહ્યા હતા. નાની ઉંમરમા ધૃતરાષ્ટ્રના દંભને કોઈ પામી ગયું હોય તો તે ભીમ. દુર્યોધન જેટલો એ પોતાને વહાલો છે તેમ દેખાવ કરી ભીમને ધૃતરાષ્ટ્ર ખોળામાં બેસાડતા અને એના અંગ ઉપર વહાલનો હાથ ફેરવતા ત્યારે એને સાપની જીભ લપકારા કરતી હોય તેમ ડર લાગતો હતો.

કુંતી સમક્ષ ભીમે તેની રાવ ખાધી હતી. કુંતીએ તેને હસી કાઢતા કહ્યું હતું – તું પાછો બહુ પારખુ ખરો ને? તારા હૈયામાં કાકા પ્રત્યે શંકા છે એટલે તને એ વિના બીજું શું દેખાય!

ભીમે તેનો રદિયો આપતાં કહ્યું હતું, 'માડી! નાનો છું માટે અણસમજુ છું તેમ માની હસી ના કાઢતી. તારો હાથ મારા અંગ

ઉપર ફરે છે તે વહાલનો અનુભવ મને જો થતો હોય તો મોટા કાકા હાથ ફેરવે ત્યારે અંગને શું કામ તેથી જુદો ભાવ થવો જોઈએ ?'

ધૃતરાષ્ટ્રની નજર બહાર ભીમની બુદ્ધિ રહી ન હતી. એણે જોયું હતું કે, અર્જુન ભલે બાણવિદ્યામાં તેજસ્વી હોય પણ મારા પ્રત્યે શ્રદ્ધા–આદર રાખનાર છે. યુધિષ્ઠિર તો ભગવાનનો માણસ છે. બત્રીસ લક્ષણો હોય તો જાડિયો ભીમ છે. જાડિયામાં બુદ્ધિ ના હોય તેમ ભલે કહેવત હોય પણ ભીમે એ કહેવત ખોટી પાડી છે. પાંચમાં યુક્તિપ્રયુક્તિ સમજી જાય તેવો ભીમ છે માટે એનો જો કાંટો કાઢવામાં આવે તો ભાવિ સલામત થઈ જાય. એ ભોજનનો શોખીન છે. સ્વાદની લોલુપતાથી એ છેતરાશે માની ઝેરના લાડુ ખવડાવી કાસળ કાઢવાનો પ્રપંચ ગોઠવાયો.

બિચારી ગાંધારીને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે એ કાવતરામાં પાંડવોને સગા દીકરા કરતા વધુ વહાલ કરતા પતિનો હાથ હોય! ધૃતરાષ્ટ્ર એટલા સલામત હતા કે, એમના કાળા કામની ગંધ ખુદ એમની પત્નીને પણ આવે તેમ ન હતી. સાળા શકુનિને એમણે ચેતવી દીધો હતો કે, તારી બહેન ઘેલી છે. ગાંધારના રાજમહેલમાં ઊછરી છે પણ રાજવટમાં તું પાવરધો છે, તેનો અંશ પણ એનામાં નથી. આપણે કંઈ બ્રાહ્મણ નથી કે ધર્મભીરુ થવાનું હોય. ક્ષત્રિય છીએ, રાજવંશી છીએ. ગાદી વિનાનું જીવન એ મૃત્યુતુલ્ય ગણાય. પરંતુ કુરુકુળની પ્રતિષ્ઠાને આંચ આવે તેમ હું બહારથી વર્તી ન શકું. મારે બહારથી ભત્રીજા ઉપર હેત બતાવવું પડે. આ બધામાં તું મારા હાથપગ છે. કૌરવો મારા જેમ પુત્રો છે તેમ તારા ભાણેજ છે! આપણા બન્નેની ડાબી જમણી એ આંખો! દુનિયાને દેખાડવા હું તને કે દુર્યોધનને કડવાં વેણ કહું તો તેથી માઠું ન લગાડવું. ગાંધારી સતીને આપણા કામોની ગંધ ન જવા દેવી કે જેથી એ બચારા ધર્મજીવને દુઃખ થાય. હું અને તું બન્ને જણ જાણીએ. ત્રીજા દુર્યોધનને પણ ન જાણવા દેવું કે શકુનિની બુદ્ધિ પાછળ ધૃતરાષ્ટ્ર છે!

ભીમને દુર્યોધને ઝેર ખવડાવ્યું તે જાણતાં ગાંધારીના દુઃખનો પાર ન રહ્યો. પોતાના પેટે આવો અકર્મી પુત્ર પાક્યો તેથી એણે કપાળ કૂટયું અને પુત્રનાં લક્ષણ પારણામાં પારખી જતાં પતિને એણે સલાહ આપી કે એકનો એક વાઝિયામહેણાનો પુત્ર પણ જો કુપાત્ર પાકે તો તેનો ત્યાગ કરવો જોઈએ. એનો આ ગુનો કોઈ રીતે માફ થઈ શકે તેમ નથી.

ધૃતરાષ્ટ્રે એ પગલા બદલ ખોટા ખોટા દિલગીરીનો દેખાવ કરી લીધા પછી ગાંધારીને શાંત પાડતાં કહ્યું: 'મેં દુર્યોધનને ઠપકો આપવામાં બાકી રાખી નથી. મે એને ઢોરને પેટે ધાલ્યો છે. પરંતુ એમાં નર્યો એનો દોષ નથી. ભીમ જાડિયો પણ ઓછો નથી. તું જાણે છે કે એને એના બાહુબળનું અભિમાન ભારે છે. એણે ડફાશ મારી હતી કે એ ઝેર પણ પચાવી જાય તેવો જહરનો બળિયો છે. સાપ કરડે તોપણ એને ઝેર ન ચડે. આપણો દુર્યોધન પણ તું જાણે છે કે એના જેવો ભમતી છે. એને થયું કે બેટો ડફાશ મારે છે તો તેને ખબર પાડીએ. અને ઝેરના લાડુ ખવડાવ્યા...'

ગાંધારી વચ્ચે બોલી ઊઠી: 'પ્રભુનો પાડ માનો કે ભીમ ઝેર પચાવી શક્યો, જીવતો રહ્યો અને આપણે કપાળે કાળી ટીલી ચોટતી રહી ગઈ. ભીમ ડંફાશી હોય તોપણ દુર્યોધનનો ગુનો માફ થઈ શકે તેવો નથી.'

'ખરું, પણ છોકરમત ઊંડો વિચાર કરતી નથી એમ આપણે મોટાંએ સમજી એને માફ કરવો જોઈએ. મૂળાના ચોરને મૂઠીનો માર, તેમ મેં એને એ ભૂલી જાય તેવો ઠપકો આપ્યો છે.'

ધર્મિષ્ઠ ગાંધારી! આખી જિંદગી પતિના આંતર-બાહ્ય જીવનના વિરોધાભાસને પામી શકી નહિ. એનું પોતાનું જીવન એક સરખું આંતર-બાહ્ય પવિત્ર હતું એટલે એને પતિની કુટિલતાનો ખ્યાલ આવવો મુશ્કેલ હતો. લાક્ષાગૃહ, જુગાર, વગેરે જે કાવતરાં શકુનિએ કર્યાં હતાં, તેનું પ્રેરણાસ્થાન ધૃતરાષ્ટ્ર જ હતો. એનો

સાથ ન હોત તો દુર્યોધન તે અમલમા મૂકી શક્યો ન હોત પાડવો કૌરવો વિદ્યા ભણી રહ્યા અને દ્રોણ ગુરુની પરીક્ષામા અર્જુન શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે સાબિત થયો, તે દુર્યોધનથી ખમાયું નહિ અને તેણે કર્ણને એના પ્રતિસ્પર્ધી તરીકે સ્થાપવા અગદેશનો રાજા જાહેર કર્યો ખરી રીતે દુર્યોધનને એવી કોઈ નવાજેશ કરવાનો અધિકાર ન હતો એ નહોતો રાજા કે નહોતો ગાદીવારસ યુવરાજ. વળી એ પગલુ ભરીને પાડવો પ્રત્યે એને ઈર્ષા છે, તે ભાવ સમગ્ર પ્રજાની વચ્ચે એણે પ્રગટ કરી દીધો હતો

આના પ્રત્યાઘાતમા પાડવો પુખ્ત થવાથી ગાદીવારસનો પ્રશ્ન ઊભો કરે અને પોતાના હાથમાથી બાજી સરકી જાય તે પહેલા સામે ચાલીને ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરનો યુવરાજ તરીકે રાજ્યાભિષેક કરવાની મહેચ્છા જાહેર કરી. એની ધામધૂમથી તૈયારીઓ કરવાની રાજાજ્ઞા બહાર પાડી ધૃતરાષ્ટ્રને પુત્રો પ્રત્યે પક્ષપાત હતો તે જોતા વિદુરને વસવસો હતો કે ગાદીવારસના પ્રશ્નમા ખેચતાણ તો નહિ થાય? પરતુ ધૃતરાષ્ટ્રે સામેથી યુધિષ્ઠિરને યુવરાજ તરીકે જાહેર કર્યો ત્યારે એવી શકા લાવનાર વિદુર જેવાને પણ પસ્તાવો થયો કે ધૃતરાષ્ટ્રને સમજવામા પોતે ગોથુ ખાધુ છે એ પિતા તરીકે પુત્રો પ્રત્યે આસક્ત છે એનો અર્થ એવો નહિ કે એ પાડવોનો હક ડુબાડે તેવો સ્વાર્થી–હલકો છે!

ધૃતરાષ્ટ્રે જાતે યુધિષ્ઠિરનો યુવરાજ તરીકે અભિષેક કર્યો હતો અને ગાદીનો વારસદાર જાહેર કર્યો હતો એણે દેખાવ પણ કર્યો હતો કે તત્ક્ષણ તે સત્તાના સૂત્રો સોપી દેવા તૈયાર હતો, પરતુ યુવરાજે તે અગાઉ રાજ્યવહીવટનો જાત અનુભવ લેવો જોઈએ અને યુધિષ્ઠિર એવો ગુણિયલ હતો ક સત્તા કાકા પાસે રાખીને એમના મરણ પર્યત એ વહીવટ કરે આવુ વિશ્વાસનુ વાતાવરણ સર્જાયા પછી લાક્ષાગૃહમા એ સર્વને કુતી સાથે બાળી દેવાનો ખેલ રચવામા આવ્યો હતો પાડવો અને કુતીને એની ગધ નહોતી

આવી. પરંતુ વિદુરને મનમાં ભાર રહ્યા કરતો હતો કે આગ્રહ કરીને પ્રવાસે મોકલવા પાછળ કંઈ ભેદ તો નહિ હોય? પરંતુ એવી શંકા કરવી એ ધૃતરાષ્ટ્રને અન્યાય કરવા જેવું માની એ ચૂપ રહ્યા હતા. છતાં એમણે દીર્ઘદૃષ્ટિ તરીકે યુધિષ્ઠિર એકલાને કાને શંકા નાખી હતી. જો સાચી પડે તો એ ઊગરી જાય અને ખોટી પડે તો એમના પેટમાં જ સમાઈ જાય.

પાંડવો કુંતી સાથે લાક્ષાગૃહમાં બળી મર્યાના અકસ્માતના સમાચાર હસ્તિનાપુરમાં આવ્યા ત્યારે લોકોમાં તર્કવિતર્ક ઊઠયા વિના રહ્યો ન હતો કે એ કાવતરું કેમ ન હોય? પરંતુ જેમણે ધૃતરાષ્ટ્રને છાતીફાટ રુદન કરતાં જોયા હતા, તે એનો બચાવ કરતા હતા કે કાવતરું હોય તોપણ એમાં ધૃતરાષ્ટ્રનો હાથ ન જ હોય. વળી એમને એટલું લાગી આવ્યું છે કે જો કાવતરું બીજા કોઈએ કર્યું હોય અને તે સગો દીકરો દુર્યોધન કે સાળો શકુનિ હોય તોપણ એને દેહાંત દંડની સજા કર્યા વિના ન મૂકે!

જુગાર રમાયો અને આખા હસ્તિનાપુરમાં હાહાકાર વર્તાઈ ગયો ત્યારથી ચંડાળચોકડી તરીકે દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને કર્ણ વિષે લોકોને શંકા રહી ન હતી. પરંતુ ધૃતરાષ્ટ્ર તો ઠેઠ એના મૃત્યુ સુધી લોકોની નજરમાં એટલો જ ભલો રહ્યો હતો. લોકોને એ પુત્ર પ્રત્યે આસક્ત છે એટલે દુર્યોધનને કુકર્મમાંથી વાળી શકતો નથી તેટલો જ દોષ વસ્યો હતો. પરંતુ એ બાબતમાં તો એ એકલો જ કયાં નિર્બળ હતો? ભીષ્મ, પિતામહ થઈને પણ કયાં વાળી શક્યા હતા? દ્રોણ ગુરુ હોવા છતાં કંઈ કરી શક્યા ન હતા. કર્ણ ધર્મિષ્ઠ હોવા છતાં મિત્ર તરીકે એનો પક્ષ કરતો હતો. દ્રૌપદીનું વસ્ત્રાહરણ થયું ત્યારે આ સૌ નિષ્ક્રિય–લાચાર રહ્યા હતા. જ્યારે ધૃતરાષ્ટ્રને કાને એ સમાચાર પહોંચ્યા ત્યારે મહેલમાંથી સભામાં એ દોડી આવ્યો હતો. દ્રૌપદીનાં આંસુ એણે લૂછ્યાં હતાં. દુર્યોધનની પત્ની ભાનુમતી જેટલી દ્રૌપદી પણ પુત્રવધૂ હતી. એની

લૂટાઈ તે બદલ એણે વડીલ તરીકે એની માફી માગી એટલુ જ નહિ પણ એને વચન માગવાનો આગ્રહ કર્યો. એ વચનમા દ્રૌપદીએ પોતે દાવમા મુકાઈ હતી તેમાથી મુક્તિ માગી. એટલાથી ધૃતરાષ્ટ્રને સતોષ ન થયો હોય તેમ બીજુ વચન માગવા કહ્યુ. એણે પાડવોની દાવમાથી મુક્તિ માગી. છતા ત્રીજા વચનનો આગ્રહ કર્યો ત્યારે એણે ઇન્દ્રપ્રસ્થનુ એમનુ રાજ્ય માગી લીધુ આમ ભીષ્મ દ્રોણ વડીલો જે ન કરી શકયા, તે ધૃતરાષ્ટ્રે કરીને એ કેટલો સારો છે તે છાપ ઊભી કરવાની તક ઝડપી લીધી.

જ્યારે આ જુગારના મૂળમા એ પોતે જ હતો. પાડવોનુ રાજ્ન લડીને જીતી શકાય તેમ ન હતું. અને તે પગલુ ભરવામા પોતાની જાતને નગ્ન જાહેર કરવી પડે તેમ હતી પાડવો ઇન્દ્રપ્રસ્થમા રાજસૂય યજ્ઞ કર્યા પછી ચક્રવર્તી તરીકે રાજ્ય કરે તેમા તેજોવધ લાગતો હતો. જુગારમા કપટથી જ એમને હરાવી શકાય તેમ હતું. આ બુદ્ધિ શકુનિની હતી તેમ દુર્યોધન માનતો હતો. પરતુ એમા ધૃતરાષ્ટ્રનો સાથ હતો એનાથી એ અજાણ હતો. આથી ધૃતરાષ્ટ્ર જુગારનુ આમત્રણ પાડવોને નહિ આપે તેવી દુર્યોધનને બીક હતી. મામાએ કહ્યુ કે તારે આડાઈ કરવી એટલે તે નમતુ મૂકશે દુર્યોધનના દુરાગ્રહે પછી ધૃતરાષ્ટ્ર દરેક વખત હા પાડતા એમા દભનુ નાટક જ હતુ લોકો એને માફ કરે કે એ પુત્ર પ્રત્યે આસક્ત હતો એટલે નબળાઈને વશ થતો. એ પોતે અધર્મી હતો તે સત્ય જગતથી છુપાવી શકયો તે ધૃતરાષ્ટ્રના દભી જીવનની પરાકાષ્ઠા હતી।

## દુર્યોધનરૂપી અધર્મના વૃક્ષનું મૂળ ધૃતરાષ્ટ્ર –૨

ધૃતરાષ્ટ્રને હૃદયપૂર્વકનો પશ્ચાત્તાપ થયો હોત અને દુર્યોધનને શકુનિનું કપટભર્યું દ્યૂત સાલ્યું હોત તો બીજી વખત પાડવોને દ્યૂત રમવાનું આમંત્રણ અપાયું ન હોત. દ્રૌપદી વસ્ત્રાહરણનો કરુણ કાંડ બની ગયા પછી બીજી વખત એનું એ હલકું કર્મ આચરવા દુર્યોધન તૈયાર થાય છે. ધૃતરાષ્ટ્ર એને રોકતો નથી એ જ બતાવી આપે છે કે દ્રૌપદીને ઉપરાઉપરી વચનો માગવાનો આગ્રહ કરીને પાડવોને પહેલા વખતની દ્યૂતની શરતોમાથી મુક્ત કર્યા તે પશ્ચાત્તાપ ન હતો, પરંતુ ધૃતરાષ્ટ્રની વાવાઝોડામા નમી જઈને બચી જવાની યુક્તિ હતી.

ભીષ્મ દ્રોણ જેવા વડીલો લાચાર બન્યા અને દ્રૌપદીની લૂટાતી લાજ બચાવી શકનાર દૃશ્ય શક્તિ મોજૂદ ન હતી, છતા દુઃશાસન હાર્યો અને દ્રૌપદીને નવસ્ત્રી ન કરી શકાઈ ત્યારે અદૃશ્ય દૈવી શક્તિનો એમા હાથ છે તેમ સૌને વસી ગયું. દ્રૌપદીમા દૈવી શક્તિએ વાસ કર્યો હતો એટલે એ શાપ દે તો પોતાના કુટુંબનું સત્યાનાશ જાય તેવા ભયને વશ થઈ ધૃતરાષ્ટ્ર સ્વાર્થનો માર્યો દોડી આવ્યો હતો દ્રૌપદીને પાસે બેસાડી એણે જે સહાનુભૂતિ બતાવી હતી અને વચનો માગવાનો અત્યાગ્રહ કર્યો હતો, તે એના શાપમાથી, અવકૃપામાથી ઊગરી જવાની કેવળ સ્વાર્થી મનોવૃત્તિ હતી. જો એવું ન હોત અને એને પશ્ચાત્તાપ થયો હોત તો બીજી વખત તે એ માર્ગે ન જાત.

વિદુરે અને ગાધારીએ એને દુર્યોધનના પગલાથી કુટુંબનાશ

થશે તેવી ચેતવણીઓ આપવામા બાકી રાખી ન હતી કુળનો નાશ થતો રોકવા પુત્રનો ત્યાગ કરતા અચકાવુ ન જોઈએ. ગ મનો નાશ થતો બચાવવા કુટુ બનો ત્યાગ કરતા પાછા પડવુ ન જોઈએ. દેશના હિત ખાતર, મતલબ કે સત્યને ખાતર પૃથ્વી તજવી પડે તો જાન આપતા પાછુ પગલુ ન કરવુ જોઈએ આ પ્રકારની ઉચ્ચ ભાવના વ્યક્ત કરીને વિદુરે પાડવો વનવાસ જવા તૈયાર થયા ત્યારે ધૃત-રાષ્ટ્રને ચેતવણી આપી હતી – દુર્યોધને જે ઝેરી વૃક્ષ રોપ્યુ છે તેના ફળ ચૌદ વર્ષ પૂરા થશે ત્યારે ચાખવા પડશે એમાથી ઊગરવાનો એક માર્ગ દુર્યોધનનો ત્યાગ કરવો તે છે એ જ રીતે ગાધારીએ છેલ્લે છેલ્લે કૃષ્ણવિષ્ટિનો છેલ્લો પ્રયત્ન કરવા આવ્યા ત્યારે કહ્યુ હતુ કે દુર્યોધન દુષ્ટ છે એ તમે જાણો છો, જુઓ છો, છતા રોકતા નથી, બટકે ટેકો આપો છો હુ પહેલેથી કહેતી આવી છુ કે એનો ત્યાગ કર્યા વિના કુટુ બને નાશમાથી ઉગારી શકાશે નહિ. પર તુ એ બધી ચેતવણી એના બહેરા કાને અથડાઈ હતી.

એ દરેક વખતે ધૃતરાષ્ટ્રે દૈવને શરણે જઈને સાચી સલાહને અવગણી હતી–'દૈવને કુળનો નાશ કરવો હશે તો દુર્યોધનને જ ગલમાં કાઢી મૂકશુ તોપણ નાશ થયા વિના નહિ રહે!' એટલુ જ નહિ પણ વિદુરના સત્ય વચન કોઈ વખત સ્વાર્થને લીધે અતિ કડવા થઈ પડતા ત્યારે એમને આક્ષેપ પણ કરતા કે મારા પુત્રો રાજગાદી ભોગવે તે સુખ તમારાથી ખમાતુ નથી માટે ઈર્ષાને લીધે દુર્યોધનનો તમને દોષ દેખાયા કરે છે! પાડવો વનવાસમા ગયા તે પ્રસગે વિદુરે જે અમગળ ભાવિની ચેતવણી ઉચ્ચારી તેથી એટલુ બધુ ભીડુ લાગ્યુ કે એમને કૌરવોના દુશ્મન ગણીને હસ્તિનાપુરમાથી કાઢી મૂકયા. વિદુરને એની પડી ન હતી એટલે એ આજ્ઞાને માથે ચડાવી વનમા ચાલ્યા ગયા. પાડવોએ તેમને આવકાર્યા અને હસ્તિનાપુરમા એના ઘેરા પ્રત્યાઘાત પડચા તેથી જાણે ખરેખર પશ્ચાત્તાપ થયો હોય તેવો દભ કરીને ધૃતરાષ્ટ્રે ભૂલનો એકરાર કરીને એમને પાછા બોલાવી

લીધા હતા.

આમ વિદુર અને ગાંધારીની ચેતવણી વખતે દૈવને શરણે જનાર અને કુટુંબનાશ નિર્માયો હશે તો કોઈ મિથ્યા નહિ કરી શકે તેમ આશ્વાસન લેનાર ધૃતરાષ્ટ્ર દ્રૌપદી શાપ દે એ બીકે હાંફળાફાંફળા થઈને સભામાં દોડી આવે છે અને તે ટાળવા પાંડવોને વતની શરતોમાંથી મુક્ત કરે છે. મતલબ કે દૈવનો આશરો એ પોતાના કર્મમાંથી છટકવાની ધૃતરાષ્ટ્રની કેવળ આત્મવંચના છે. એ અધર્મમાથી બહાર નીકળવા તૈયાર નથી. અને એ કર્મથી કુટુંબનો નાશ થવાનો હોય તો એના અપજશમાંથી ઊગરી જવું છે. એથી દૈવે નિર્મ્યું હશે તેમ થયા વિના રહેવાનુ નથી તેમ દૈવવાદનુ શરણુ લઈ દુર્યોધનનો બચાવ કરે છે. પરંતુ સર્વનાશનો ભય ઊભો થાય છે ત્યારે દૈવ ઉપર ન છોડી દેતાં દ્રૌપદીને રીઝવવાનો પ્રયત્ન કરે છે!

ધૃતરાષ્ટ્રને અધર્મને લીધે કયારેક અંતર ડખવા લાગે છે ત્યારે વિદુરને તેડાવી મગાવે છે. જાણે પોતે ધર્મના જિજ્ઞાસુ અને ભાવનાવાળા હોય તેમ એમની સાથે એ શાસ્ત્રની ચર્ચા કરે છે. વિદુરની ધર્મની વાતો નમ્ર બનીને શાંતિથી સાંભળે તો છે અને સત્સંગને લીધે સ્મશાનવૈરાગ્યને વશ થઈ એવી વાણી ઉચ્ચારે છે કે જાણે ધૃતરાષ્ટ્રનો હૃદયપલટો થઈ ગયો. પરંતુ એ કેવળ અંતરને શાંત કરવાનુ મારણુ નીવડતું અને તે ડખ શમી જતાં પૂર્વવત્ કર્મ ચાલુ રહેતુ હતુ. ધર્મનાં ક્રિયાકાંડ કરવા, કથા-કીર્તનમાં સમય ગાળવો અને તેનાથી ધર્મ આચર્યાનો સંતોષ લેવો અને જીવનમાં વર્તન સ્વાર્થનું, અધર્મનું કર્યા કરવું. એ સ્થિતિ ધૃતરાષ્ટ્રના જીવનમાં જોવા મળે છે.

કુટુંબનો સત્યાનાશ આવીને ઊભો રહ્યો અને કૃષ્ણ છેલ્લા પ્રયત્ન તરીકે વિષ્ટિકાર થઈને આવ્યા, ગાંધારીએ એ તક ઝડપી લેવા વિનંતી કરી, છતાં અંધ બનેલા ધૃતરાષ્ટ્રને વિપરીત જ દેખાયું—જો પાંડવોને જીતવાની થોડીઘણી પણ આશા દેખાતી

હોન તો કેવળ પાંચ ગામ લઈને સમાધાન કરવા શું કામ તૈયાર થાય? કૃષ્ણ મહા મુત્સદ્દી છે, જો એમને વિજયની આશા હોય તો આટલુ નમતુ જોખવા કદી તૈયાર ન થાય. પાંડવોનો એ હિતેચ્છુ છે અને કૌરવોનો હિતશત્રુ છે, એ જોતા જો એને દુર્યોધનની હારની ખાતરી હોય તો એ તક જતી ન કરે. પાંડવો હારવાના છે તેની કૃષ્ણને ખબર છે અને એ માટે જ કોઈ હિસાબે એ લડયા વિના સમાધાનથી જે મળે તે મેળવવા જીતનો – શક્તિનો ડોળ કરે છે!

બિચારો ધૃતરાષ્ટ્ર! સ્વાર્થમાં એવો અંધ બન્યો છે કે વિનાશ સામે આવીને ઊભો છે છતાં એને દેખાતો નથી! અરે! દોરડી બળે પણ વળ ન જાય તેમ સાચેસાચ મહાભારત ખેલાતાં કૌરવકુળનો નાશ થયો તોપણ ધૃતરાષ્ટ્રનાં ચક્ષુ ખૂલતાં નથી. એને પોતાનો અધર્મ દેખાતો નથી, પરંતુ પાંડવોએ પોતાના દીકરાને અધર્મથી માર્યો તે દોષ દેખાય છે. પાંડવોને એ શાપ આપવાની હદે જાય છે. પરતુ સતી શાપ દે નહિ અને શંખણીનો શાપ લાગે નહિ, તેમ ધૃતરાષ્ટ્રની વાણી મિથ્યા જવા નિર્માઈ હોવા છતાં એ એના પોકળ જીવનને વશ થઈને મિથ્યા વાણી વદ્યામાથી ઊગરી શકતો નથી.

છતાં એમાંથી બોધપાઠ લેવાને બદલે આખી જિંદગી દંભનું શરણું લીધું છે, તેનો સહારો લે છે. ગઈ ગુજરી ભૂલી જઈને પાંડવોના શુભેચ્છક વડીલ તરીકેનો ઢોંગ કરીને એ એમને ભેટવાની ઇચ્છા વ્યક્ત કરે છે. ધૃતરાષ્ટ્રને પહેલેથી ભીમ આંખના કણાની માફક ખૂંચતો હતો. એ બત્રીસ લક્ષણો પાંડવોમાં એવો હતો કે કપટની બાજી પટકી પાડે તેમ હતો. એ ભીમે જ દુર્યોધનનો અંત આણ્યો હતો. આથી પાંડવોને ભેટવાની યુક્તિ દ્વારા ભીમને ભીંસમાં લઈને મારી નાખી વેર લેવા ધૃતરાષ્ટ્ર ઝંખતો હતો. શ્રીકૃષ્ણના ધ્યાન બહાર એ મનોવૃત્તિ ન હતી, એટલે ભીમને બદલે પાષાણની ભીમની મૂર્તિનો ભેટો કરાવ્યો. ધૃતરાષ્ટ્ર વેરના ઝનૂનમાં એવો અંધ

હતો કે એ જડ મૂર્તિને ભેટે છે કે સજીવ ભીમને એટલો ભેદ પણ કળી શક્યો નહિ અને એવી ભીસ દીધી કે મૂર્તિના ચૂરેચૂરા થઈ ગયા!

આ પ્રસંગમાં આજના બુદ્ધિજીવીને વાસ્તવિકતા ન લાગે તેમ બને. પરંતુ એ અવાસ્તવિકતામાં રહેલી વાસ્તવિકતા જોવા પ્રયત્ન કરશે તો એમાં રહેલું રહસ્ય મહત્ત્વનું લાગશે. જે મૂજે આખી જિંદગી ભોયમાથી કડવો રસ ચૂસ્યો હોય છે તેને માટે મીઠાશ ચૂસવી મુશ્કેલ થઈ પડે છે. એ કારણે ધૃતરાષ્ટ્રે જે દૈવવાદનુ શરણું લઈને દુર્યોધનના અધર્મને પોષ્યો હતો, તે પરિણામ આવ્યું ત્યારે દૈવને મિથ્યા કરી ભીમનો વિનાશ કરવાની લાલસા રોકી શક્યો નહિ. ભીમના બળને પણ મહાત કરી શકે તેવું ધૃતરાષ્ટ્રમા વૃદ્ધ ઉમરે બળ હતું. તે જો શુભ માર્ગે વળ્યું હોત તો કુળની વાડીને કેવી લીલીછમ બનાવી શકાઈ હોત?

ધૃતરાષ્ટ્ર એના દભથી આખી દુનિયાને છેતરી શક્યો એટલુ જ નહિ પણ એની નજીકમા રહેતી સતી ગાધારીનેય એની ગધ આવવા ન દીધી. આમ દભનો પાઠ ભજવવામાં એ જીત્યો. દુનિયાની નજરે દુર્યોધન અધર્મી દેખાયો અને એ સારો પણ લાચાર દેખાયો. પરતુ માણસ દુનિયાને છેતરી શકે છે, એની જાતને છેતરી શકતો નથી. એ પોતે જાણતો હોય છે કે એ કેવો છે. વળી કોઈ અતરાત્માને અવગણીને એવો જડ બની ગયો હોય કે એ પોતાને પણ ભૂલી જાય તોપણ દરેક ધર્મે જે કર્મનો મહિમા ગાયો છે તે કર્મ કોઈને છોડતાં નથી.

ધૃતરાષ્ટ્રને દુર્યોધનરૂપી અધર્મના વૃક્ષનું મૂળ કહેવામા આવ્યું છે. વૃક્ષનો નાશ થાય છે છતાં મૂળ જમીનમા દટાયેલું હયાતી ધરાવતુ હોય છે. એ ફરી ફૂટી શકતુ નથી તેમ જમીનમાથી રસ ચૂસવાની શક્તિ તરત લુપ્ત થતી નથી એટલે એનું મોત ધીમે ધીમે–રિબાઈને થાય છે. કૌરવોનો નાશ થયો તે જોવા ધૃતરાષ્ટ્ર જીવતો રહ્યો. આમ

તો ગાધારી પણ જીવતી રહી હતી, પરંતુ એને પોતાના સત્કર્મોનો સહારો હતો ત્યારે ધૃતરાષ્ટ્ર અધર્મને લીધે નિરાધાર હતો. ગાધારીનો જીવનરસ ધર્મ હતો એટલે કુળનો નાશ થવા છતા ધર્મ એને છોડી ગયો ન હતો જ્યારે ધૃતરાષ્ટ્રનો જીવનરસ સ્વાર્થ હતો અને કુળનો નાશ થતા એ સ્વાર્થનું અવલબન ચાલ્યું ગયું હતુ અને પશ્ચાત્તાપ એને પીડી રહ્યો હતો. જગલમા અગ્નિ પ્રગટ્યો અને તેમા એ બળી મર્યો તેમ એનો અત આવે છે. આ અગ્નિ એના કર્મમાથી પ્રગટેલો હતો, બહારનો અગ્નિ ન હતો સ્વાર્થનો, દભનો કેવો કરુણ અજામ આવે છે તે ધૃતરાષ્ટ્રનુ જીવન કહી જાય છે.

સમાજને કોણ વધુ હાનિ પહોચાડે છે? દુર્યોધનો કે ધૃતરાષ્ટ્ર? કોના કર્મ વધુ અધર્મી છે? દુર્યોધન અધર્મી હોવા છતા એના પક્ષે મોટો ગુણ છે કે એ ધર્મનો ડોળ કરતો નથી. એ અધર્મનો માર્ગ લે છે અને તેનો બચાવ કરતો નથી એમા નફ્ફટતા જરૂર છે પરતુ સમાજ એને સાચા સ્વરૂપમા ઓળખી શકે છે અને તેનાથી ચેતીને ચાલી શકે છે વળી એવી પ્રજા સમાજમા પાકતી હોય તો એની જવાબદારી દભી ધૃતરાષ્ટ્ર જેવુ જીવન ગાળતા વડીલોની છે. પ્રત્યક્ષ અને પરોક્ષ એમના તરફથી એમને ટેકો મળે છે. દુર્યોધન ગમે તેટલો અધર્મી હોય તોપણ મૃત્યુ નજીક આવ્યું છતા એની પસદગી ઉપર નિર્ણય છોડવામા આવ્યો ત્યારે સહદેવ નકુળ ઉપર પસદગી ન ઉતારતાં એણે એના સમકક્ષ ભીમ સાથે ગદાયુદ્ધ ખેલવાનુ સ્વીકાર્યું. પાડવોએ ભીષ્મને, દ્રોણને અને કર્ણને યુદ્ધના નિયમોનો ભગ કરીને હણ્યા હતા એટલે પોતાને એકલાને નિઃસહાય જોતા એ કોઈ નિયમ નહી પાળે માની એ સરોવરમા જઈને છુપાઈ ગયો હતો. પરતુ પાડવોએ એને ખાતરી આપી અને તેને શસ્ત્રો આપવાની તૈયારી બતાવી ત્યારે એણે પણ એવુ ખમીર બતાવ્યું અને ભીમ સાથે ગદાયુદ્ધ પસદ કર્યું. ભીમને માટે ધર્મયુદ્ધથી એને હરાવવો મુશ્કેલ થઈ પડ્યો ત્યારે છેવટ એણે નિયમભંગનો માર્ગ લીધો

અને જાંઘ ઉપર ગદાનો પ્રહાર કર્યો. ધૃતરાષ્ટ્ર અને દુર્યોધન કેટલા બળવાન હતા તે જોતાં એમની આ શક્તિ ધર્મમાર્ગે વળી હોત તો કુટુંબ પાયમાલ ન થાત. પરંતુ પાંડવકૌરવોનો સુમેળ થતાં તેજસ્વી બનત.

જે અધર્મી છે અને પોતે એનો સ્વીકાર કરે છે, તેવા દુર્યોધનો સારી સોબત મળે તો સુધરે તેવી તક રહેલી છે. દુર્યોધન ન સુધર્યો હોય તો તેનું કારણ ધૃતરાષ્ટ્રનું અધર્મનું પોષણ અને શકુનિ, દુઃશાસન અને કર્ણની સોબત. જો એ સોબતીઓએ એને સન્માર્ગે વાળવા પ્રયત્ન કર્યો હોત તો એ અધર્મમાંથી ઊગરી શક્યો હોત. વિદુર, ભીષ્મ, ગાંધારીએ એ પ્રયત્ન કર્યા છે પણ સોબતીઓએ એમાં ટેકો પુરાવ્યો નથી એટલું જ નહિ પણ એથી સામે છેડે ખેંચવાનો માર્ગ ગ્રહણ કર્યો છે. પરંતુ ધૃતરાષ્ટ્ર જેવાઓને અધર્મમાંથી બહાર નીકળવું શક્ય હોતું નથી. કારણ કે એ પોતાની જાતને પણ છેતરે છે. આ દંભી માણસો પાયમાલ ન થાય અને સર્વનાશ ન વહોરે ત્યાં સુધી જાગતા નથી. અને છેવટ એ જાગે છે ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. પાંડવો સજ્જન છે અને તે એવા દેખાય છે. દુર્યોધન દુર્જન છે અને તેવો એ વર્તાય છે. પરંતુ ધૃતરાષ્ટ્ર દુર્જન હોવા છતાં એ સજ્જન દેખાવાનો ઠેઠ સુધી વેશ ભજવે છે. આ અર્થમાં તે અંધ છે. દુનિયાની આંખમાં એ ધૂળ નાખવા જાય છે અને તેમાં સફળ પણ થાય છે. પરંતુ અંતે એની આંખમાં જ ધૂળ પડે છે. એ ઠેઠ સુધી પોતાનું પરમ હિત–શ્રેય ન જોઈ શક્યો અને વિદુર-ગાંધારી જેવાઓએ તેની આંખ ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ તેનાં પડળ ન ખૂલ્યાં તે ન જ ખૂલ્યાં. ધૃતરાષ્ટ્રની જેમ જે પ્રેયથી અંજાઈ શ્રેય જોઈ શકતા નથી તે સૌ સાચા અર્થમાં અંધ છે.

## અર્જુન–આદર્શ ને વાસ્તવિકતાનો સુયોગ

આદર્શ અને વાસ્તવિકતાનો સુયોગ અર્જુનના જીવનમાં સધાયેલો છે. યુધિષ્ઠિર આદર્શ જીવનના પ્રતિનિધિ છે, તો ભીમ વાસ્તવિક જીવનનો પ્રતિનિધિ છે. એ બંનેનો સમન્વય અર્જુનમાં જોવા મળે છે. ગીતાએ મધ્યમમાર્ગ પ્રબોધ્યો છે: 'નહીં અત્યંત આહારે, ન તો કેવળ લાંઘણે, યોગ્ય વિહાર-આહાર, યોગ્ય પ્રવૃત્તિ કર્મમાં.' અર્જુનનું જીવન આ અર્થમાં મધ્યમમાર્ગી છે. પાંચ બંધુઓમાં એ વચેટ છે, તે રીતે પણ એ પાંડવોમાં મધ્યમ છે. દ્રૌપદી સ્વયંવરમાં એને વરમાળા પહેરાવે છે, તે જ રીતે જે જીવનમાં વિજયની વરમાળા પહેરવા માગે છે તેણે અર્જુન જેવું જીવન જીવવું જોઈએ.

દ્રોણ ગુરુ પાંડવ-કૌરવની વિદ્યાર્થી તરીકે પરીક્ષા લે છે તેમાં અર્જુનને વિજેતા રજૂ કર્યો છે, તે એના જીવનનું દ્યોતક છે. ઝાડ ઉપર કૃત્રિમ પંખી મૂકવામાં આવ્યું હતું. તેની આંખ વીંધવાની હતી. આ કસોટી જાહેર કર્યા પછી દ્રોણે તે માટે વારાફરતી કૌરવો અને પાંડવોને ઊભા કરવા માંડ્યા. દરેકને બાણ છોડવાની આજ્ઞા આપતાં પહેલાં દ્રોણ ગુરુ સવાલો પૂછતા હતા. રાજકુમારોની એ પરીક્ષા હતી એટલે તે જોવા ભીષ્મ જેવા વડીલોથી માંડી સામાન્યમાં સામાન્ય હસ્તિનાપુરના નાગરિકો ઊમટ્યા હતા. પ્રેક્ષકોથી મેદાન ચિક્કાર ભરાયું હતું. દ્રોણ દરેકને પૂછતા – આ સભા દેખાય છે? વૃક્ષ દેખાય છે? એના ઉપર મૂકેલું પક્ષી દેખાય છે? અને દરેક હકારમાં

જવાબ આપતા હતા એટલે બાણ છોડવાની રજા આપ્યા વિના નપાસ કરીને ગુરુ બેસી જવા કહેતા હતા. આમ બધા નપાસ થયા પછી છેલ્લે અર્જુનને ગુરુએ ઊભો કર્યો અને તેને પણ એ જ સવાલો પૂછ્યા હતા. એણે એ દરેકનો નકારમા જવાબ આપ્યો એટલે દ્રોણે એને સામુ પૂછ્યુ : 'જો તને એ કંઈ ન દેખાતું હોય તો તું શું જુએ છે?' અર્જુને કહ્યું : 'કેવળ પક્ષીની આખ.' દ્રોણે બાણ છોડવાની આજ્ઞા કરી અને લક્ષ વીધાયું.

અર્જુનના જીવનનું આ રહસ્ય એ જીવનવીરનું રહસ્ય. જે જીવનમાં વિજયી થવા માગે છે તેને માટે એ મત્ર છે. અર્જુનમાં વિશિષ્ટ શક્તિ હતી માટે તે વીર થયો એમ જો તારણ કાઢવામાં આવે તો એ એકાગી ગણાશે. દરેક માણસમા કંઈ ને કઈ વિશિષ્ટ શક્તિ હોય છે. પરતુ એ વિશિષ્ટ શક્તિ ઉપર જીવન કેન્દ્રિત કરવામાં ન આવે તો એ પૂર્ણ રૂપે પ્રગટતી નથી. કવિઓ વિષે એક ઉક્તિ છે કે તે જન્મે છે, ગની શકતા નથી. ગુરુદેવ ટાગોર આધુનિક યુગની આપણી વચ્ચે જીવી ગયેલી મહાન પ્રતિભા છે. એમને આ અગે પૂછવામા આવ્યું કે ટાગોર જન્મે છે કે બને છે? એમણે જાત અનુભવને જણાવતાં કહ્યું : 'એક ટકો જન્મદત્ત શક્તિ અને ૯૯ ટકા પુરુષાર્થ. મતલબ કે હીરો ખાણમા પાકતો હોય તોપણ પહેલ પાડીને એનું તેજ પ્રગટાવવામા ન આવે ત્યા સુધી એ પથ્થર જેવો પથ્થર છે.

અર્જુનમાં એક ટકો જન્મદત્ત શક્તિ હોવા છતા એ પૂર્ણ રૂપે પ્રગટી હોય તો એ એના પરાક્રમે. એ શક્તિ પ્રકટાવવાનો ઉત્તમ માર્ગ અર્જુન દ્વારા વ્યાસે બતાવ્યો છે. નદીના જળપ્રવાહમાં કેટલીય મેગાવોટ વીજળીની શક્તિ પડી છે, પરતુ એને બધ બાધીને સયોજિત કરવામાં ન આવે ત્યાં સુધી એ વીજળી પ્રાપ્ત થતી નથી અને જળશક્તિ નાહક વેડફાઈ જાય છે. મનુષ્ય જીવનને પણ એ જ રીતે સયોજિત કરવામાં ન આવે ત્યાં સુધી એની શક્તિ ખીલતી

નથી. એકલક્ષપણું, એકાગ્રતા એ અર્જુનની પ્રતિભાના પ્રગટીકરણનો સ્રોત છે.

દ્રૌપદી સ્વયંવરના મત્સ્યવેધમાં એ બીજી વખત જોવા મળે છે. દ્રોણની પરીક્ષામાં ઝાડ ઉપર પક્ષી સ્થિર હતું. સ્વયંવરનું મત્સ્ય એની ધરી ઉપર ફરતું છે. એ ફરતા મત્સ્યની આંખ વીંધવી એમાં એકાગ્રતા ઉપરાંત ગતિની ગણતરી જોઈએ; જો એ સહેજ ખોટી પડે તો મત્સ્ય વીંધાય, પણ આંખને બદલે એનું પુચ્છ આવી જાય. આમ મત્સ્યવેધ કરીને અર્જુન પહેલા વખત કરતાં વધુ ઊંચી કસોટીમાં ઉત્તીર્ણ થાય છે. આ હરીફાઈ કેવળ એના ભાઈઓ—પાંડવ-કૌરવો પૂરતી મર્યાદિત ન હતી, પરંતુ સ્વયંવરમાં જુદા જુદા દેશના રાજાઓ આવ્યા હતા. મતલબ કે પહેલી પરીક્ષા એની શાળાની હતી અને તેમાં એ પહેલો આવ્યો હતો અને બીજી પરીક્ષા યુનિવર્સિટીની હતી અને તેમાંય એણે પ્રથમ નંબર જાળવી રાખ્યો હતો.

આ પ્રકારની એકાગ્રતા એ જ જીવનવીરની લાયકાત નથી. આ જ લાયકાત કર્ણમાં પણ હતી. એને દાસપુત્ર કહીને દ્રૌપદીએ મત્સ્યવેધ કરવાને ગેરલાયક ન ઠેરવ્યો હોત તો એ પણ લક્ષ સાધી શકત. પરશુરામ પાસે એ ગુપ્ત વેશે વિદ્યા શીખવા ગયો ત્યારે એ જો સાચા સ્વરૂપે પકડાઈ જાય તો કેવો શાપ પામે તેથી એ અજાણ ન હતો. છતાં એ એકલક્ષીપણાના ગુણને લીધે એ સાહસ કરતાં પાછો પડ્યો ન હતો. ઇન્દ્રે એને પરશુરામ પાસે છતો કરી દેવા ભ્રમરનું રૂપ લઈને જાંઘ કોચવા માંડી છતાં એણે એ વેદનાની પરવા કરી ન હતી. પરંતુ કર્ણની આ બધી શક્તિ આડે માર્ગે વહી હતી. અર્જુનને હરાવવો, પાંડવો પ્રત્યેના દ્વેષને પોષવો, એ જ એની શક્તિનું ધ્યેય બની ગયું હતું, આ શક્તિ ઉપકારક નથી. વ્યક્તિને માટે અને સમાજને માટે અર્જુનની શક્તિ અંગત-સ્વાર્થ કરતાં ભ્રાતૃભાવ અને સમાજહિતમાં જોડાઈ છે તે એની

વિશિષ્ટતા છે.

દ્રૌપદી સ્વયવરમાં મત્સ્યવેધ કરતા એ અણુધાર્યો ભાગ્ત વર્ષનો વીર બની ગયો. સમાજ એવુ માનતો હતો કે પાડવો લાક્ષાગૃહમા બળીને મૃત્યુ પામ્યા છે. બ્રાહ્મણોને મત્સ્યવેધ કરવાની રજા આપવામા આવી ત્યારે એ તે વિભાગમાથી ઊભો થયો હતો પ્રથમ સૌએ એમ જ માન્યું હતુ કે એ કોઈ ગરીબ પણ ધનુર્ધર બ્રાહ્મણ છે. આપણી નજર સમક્ષ તાજેતરમા રીતા ફરિયા વિશ્વસુદરી બની જતા એનુ મગજ કેવુ ફરી ગયું ? જે અમેરિકન લશ્કરે વિયેટનામમા નિર્દોષ નાગરિકો અને કુમળા બાળકોનો લાખોની સખ્યામા ઓાબમારો કરીને પ્રાણ હર્યા છે, તે સૈનિકોના મનોરજન માટે ભારત સરકારની સલાહને અવગણી એ જઈ આવી કારણ કે એણે સ્વપ્ને નહિ કલ્પેલી જગત જોવાની તક એને મળી અને પૈસાની વૃષ્ટિ થઈ. પરિણામે, એણે એનો દાક્તરી અભ્યાસ ઘડીભર મુલતવી રાખ્યો. કાયમનો મુલતવી રહે તોપણ નવાઈ નહિ.

અર્જુન પણ મત્સ્યવેધ કરતા ભારતનો વીર બની ગયો, પરતુ એનુ એને અભિમાન જન્મ્યું ન હતુ અને એ કારણે દ્રૌપદીનો એકમાત્ર પતિ છે તેવી આસક્તિ જન્મી ન હતી. જો એનુ મગજ ફાટી ગયું હોત તો કુતી માતાએ દ્રૌપદીને પાચેય ભાઈઓની સયુક્ત પત્ની બનાવવાની સલાહ આપી તે એણે માન્ય રાખી ન હોત. એણે તેનો વિરોધ કર્યો હોત તો એની પાસે બચાવ કરવાના પૂરેપૂરા કારણો હતા. સયુક્ત પત્નીનો રિવાજ એ જે સમાજનો હતો તેમા પ્રચલિત ન હતો. વળી તેણે સ્વપરાક્રમ દ્રૌપદી પ્રાપ્ત કરી હતી એટલે હિમાલયના રિવાજ પ્રમાણે બીજા ભાઈઓ દાવો પણ કરી શકે નહિ. છતા કુતીએ એ દરખાસ્ત મૂકી ત્યારે સહેજ પણ આનાકાની કે રજ કર્યા વિના એણે તે સ્વીકારી લીધી હતી

કુતીએ આ વિચિત્ર દરખાસ્ત કેમ કરી હશે તેના રહસ્યનુ કેવળ અનુમાન જ કરવું રહ્યુ પાડવોમા જે ગુણો હતા તે જોતાં

દ્રૌપદી અર્જુનની એકલાની પત્ની બને તેથી એના તરફ બીજાઓને ઈર્ષા જન્મે અને સપ ખડિત થાય, તેવી કોઈ બીક હોવાનો સભવ નથી. પરતુ માદ્રીના સૌદર્યમા લટ્ટુ થઈને પાડુએ પ્રાણ ખોયા હતા તે કરુણ અનુભવ લક્ષમા લઈ અર્જુન દ્રૌપદીમા આસક્ત થઈ એનુ પરાક્રમ અને એકાગ્રતા ગુમાવી ન બેસે, તે ગણતરીએ દ્રૌપદીને સયુક્ત પત્ની તરીકે સ્થાપવાની ઇચ્છા જણાવી હોય તો નવાઈ નહિ. પાડવો જે પહાડી પ્રદેશમા ઊછર્યા હતા, તે સમાજના રિવાજને લીધે કુતીને એમા કઈ અજુગતું, અધર્મ લાગ્યું ન હતું. અર્જુનમા પોતાની ધનુર્વિદ્યાનુ અભિમાન જાગ્યું ન હતું, એકાગી સ્વાર્થ કે આસક્તિને એ વશ થયો ન હતો. આથી કુતીની ઇચ્છા માથે ચડાવતા એનો આનદ ક્ષીણ થયો ન હતો.

અર્જુનનુ એકલક્ષીપણું એ સ્વર્ગમા જાય છે ત્યારે વધુ એક વખત જોવા મળે છે. સ્વર્ગમા ઇન્દ્ર પાસે એ વધુ વિદ્યા પ્રાપ્ત કરવા ગયો હોય છે એના પ્રતાપને લીધે ઇન્દ્રને થાય છે કે એ સ્વર્ગમા જ રોકાઈ જાય તો ઉત્તમ. એને સ્વર્ગના સુખના પ્રલોભન આપવામા આવે છે પરતુ એ કોઈ રીતે જિતાતો નથી ત્યારે ઇન્દ્ર છેલ્લું અપ્સરાનુ હથિયાર-પ્રલોભન ઉગામે છે. સાઠ હજાર વર્ષનુ વિશ્વામિત્રનુ તપ મેનકા ભગ કરાવી શકી હતી અર્જુનને વશ કરવા ઇન્દ્ર ઉર્વશીને મોકલે છે. ઉર્વશી એવી બેનમૂન સૌદર્યમૂર્તિ અને નર્તિકા હતી કે એના કામણથી ભલભલા તપસ્વીઓના ઉર વીધાઈ જતા પરતુ અર્જુન નિર્લેપ રહ્યો એટલે નગ્ન બની એણે કામાસક્ત કરવા છેલ્લો પાસો નાખ્યો ત્યારે 'માતાજી' કહીને એને મુખ બીજી દિશામા ફેરવી લીધુ. ઉર્વશીની હાર થઈ, પરતુ તેને ઝિંદાદિલીથી ન સ્વીકારતા એણે શાપ દીધો-મહેણું માર્યું : 'તુ પુરુષ નથી, નપુંસક છે!'

અર્જુન રામની માફક એકપત્નીવ્રતિધારી ન હતો. સુભદ્રાનુ એણે હરણ કર્યું હતું. ઉલુપી અને ચિત્રાગદા અનાર્ય કુવરીઓને

એ પરણ્યો હતો. તેમને એમના માતૃમૂલક સમાજના રિવાજ પ્રમાણે અર્જુન સાથે પતિગૃહે ગઈ ન હતી, પરંતુ માતૃગૃહે રહી હતી આમ તેણે સંસારસુખનો ત્યાગ કર્યો ન હતો, કે બહુપત્ની ન કરી શકાય તેવો કોઈ વિશિષ્ટ ધર્મ અંગિકાર કર્યો ન હતો. છતા એ બધા સુખ ધર્મમાર્ગે રહીને, એના જીવનબળને અવરોધક ન નીવડે તે રીતે ભોગવ્યા હતા. પરંતુ એવું કોઈ સુખ જીવનપથનું અવરોધક બનીને એને લલચાવી શકે તેમ ન હતું ઉર્વશીના પ્રલોભનને એ વશ ન થયો, તે એનું જીવનધ્યેય ન ચૂકવાનું અચળ બળ બતાવે છે

આજે આપણા તેજસ્વી વિદ્યાર્થીઓ અમેરિકા વધુ અભ્યાસ માટે જાય છે પરંતુ એ વધુ અભ્યાસ પાછળ એમનો હેતુ કોઈ ઉચ્ચ ધ્યેયનો નહિ પણ અંગત સુખનો હોય છે એટલે ઉર્વશી જેવી એ ભૂમિની સગવડો, સુખો અને કમાણી એમને ચળાવે છે અને ત્યાં જ રહેવાનું પસંદ કરે છે ભારત ન આવવા માટે એમને પોતાનો દોષ દેખાતો નથી, પરંતુ માતૃભૂમિને એ ગુનેગાર ગણે છે—ભારત પછાત છે, મંદો છે અમેરિકા જેવી તક નથી, કદરહીન છે, તંગીનો—હાડમારીનો પાર નથી પછી અહીં આવીને દુખી થવા કરતા ત્યાં રહીને સુખી કેમ ન થવું ?

અર્જુને આ રીતે કેવળ પોતાના સુખનો વિચાર કર્યો હોત તો એ સ્વર્ગમાં જ રોકાઈ ગયો હોત ઇન્દ્ર સ્વર્ગનું નાગરિકત્વ આપવા ઉત્સુક હતા ઉર્વશી જેવા સુખો આપવા તૈનાર હતા. કોઈ હિસાબે એ પૃથ્વી ઉપર ન જાય તે માટે પ્રયત્નશીલ હતા પરંતુ અર્જુન આ સુખોથી લોભાઈને સ્વર્ગમાં ગયો ન હતો ભવિષ્યમાં આવી પડનાર યુદ્ધમાં વિજયી બનવા વધુ વિદ્યા પ્રાપ્ત કરવા ગયો હતો. એ યુદ્ધનો વિજય અર્જુનની ધનુર્વિદ્યાને આભારી હોય, છતા એ કેવળ પોતાના અંગત સુખ માટે જીત ઇચ્છતો ન હતો એ ન્યાય માટે લડવા માગતો હતો. અધર્મ સામે લડવા માગતો હતો એમના હકની ગાદી મેળવવા માગતો હતો. બાકી જ્યાં જ્યાં અન્યાય હતો

ત્યા એ લડીને નાખ્ય કર્યા છતા અણહકની ગાદી એણે પચાવી પાડી ન હતી. જરાસધને હણ્યા પછી એણે કેદ કરેલા ૮૬ રાજાઓને એણે મુક્ત કર્યા હતા. એ દરેકને એમનુ રાજ્ય પાછુ સોપ્યુ હતુ એટલું જ નહિ પણ જરાસધના પુત્રને પણ એના બાપની ગાદીએ બેસાડ્યો હતો. અર્જુન સ્વર્ગની વિદ્યા મેળવીને પૃથ્વીના સુખમા તે ખર્ચવા માગતો હતો પછી એ જીવનધ્યેય ચૂકીને સ્વર્ગના અગત સુખના પ્રલોભનને શી રીતે વશ થાય ?

અર્જુન સુખનો વિરાધી ન હતો, તેમ સુખનો એકાગી સ્વાર્થી પણ ન હતો એ યુદ્ધનો વિજેતા હતો, છતા એને ગાદીપતિ થવાનો સ્વાર્થ ન હતો યુધિષ્ઠિર સિંહાસન ઉપર બિરાજે તેમા એનુ સુખ આવી જતુ હતુ રાજ્યના મુખ્ય સેનાપતિ તરીકે એને જે સત્તા અને સુખ મળે તેનો એ ઇન્કાર પણ કરતો ન હતો અને તે એને ઓછા પણ પડતા ન હતા એ સુખ ઇચ્છતો હતો, પરન્તુ ભાઈઓના સુખ કરતા એનુ સુખ જુદુ ન હતુ ભાઈઓના સુખમા એનુ સુખ આવી જતુ પોતાનુ સુખ, કુટુબનુ સુખ અને સમાજનુ સુખ એકબીજાના વિરોધી નથી, પરન્તુ એ સૌના સુખમા જ પોતાનુ સાચુ સુખ સમાયેલું છે જે તેનો સ્વીકાર કરે છે તેને સાચુ સુખ પ્રાપ્ત થાય છે જે પોતાનુ સુખ કુટુબ કે સમાજ કરતા જુદુ ગણીને સ્વાર્થી બને તે બીજા કરતા વધુ ધનદોલત કે વૈભવ પ્રાપ્ત કરે તોપણ એ જીવનને સમૃદ્ધ કરી શકતો નથી અને પરિણામે સાચુ સુખ એટલું જ દૂર રહે છે

અર્જુન કેવળ પાડવોના સુખમા જ પોતાનુ સુખ નહોતો જોતો, પરતુ કૌરવોના સુખમા પણ પોતાનુ સુખ જોતો હતો. આથી એમને હણીને હસ્તિનાપુરના એકચક્રી રાજ્યની તક કુરુક્ષેત્રના મેદાન ઉપર પ્રાપ્ત થઈ ત્યારે એ હરખાયો ન હતો, પરતુ ખિન્ન થયો હતો એણે હથિયાર હેઠે મૂકી દીધા હતા અને પૃથ્વીનુ જ નહિ પણ ત્રણ લોકનુ સુખ કેવળ પાડવોને મળતુ હોય અને

તે માટે કુળનો નાશ કરવો પડતો હોય તો તે સુખ પોતાને નથી જોઈતું તેમાં સમાજથી વિરોધી સુખનો ઇન્કાર સમાયેલો હતો.

શ્રીકૃષ્ણે એનો વિષાદ દૂર કર્યો કે આ યુદ્ધથી કુળનો નાશ થતો હોય તોપણ એ પગલું સમાજ વિરોધી નથી. કુટુંબના હિત ખાતર વ્યક્તિનો ત્યાગ કરવો પડે, ગામના હિત ખાતર કુટુંબનો, રાષ્ટ્રના હિત ખાતર ગામનો અને ધર્મના હિત ખાતર પોતાના જીવનો, એ જ સાચી જીવનદૃષ્ટિ છે. કૌરવો અને તેમને પક્ષે ઊભેલા જો ન્યાયનો પક્ષ સાવ ત્યજીને બેઠા હોય અને છેવટ પાંચ ગામ પણ આપવા દુર્યોધનને ફરજ પાડી શકતા ન હોય, તો એ બધા ભાઈઓ કાકા-મામા, દાદાઓ કે ભત્રીજાઓના વર્તન સમાજના હિતમા શી રીતે છે?

છેવટ અર્જુન યુદ્ધ લડવા તૈયાર થયો તેમાં કેવળ પાંડવોની ગાદી હિતનો લાભ ન હતો, પરંતુ એ દ્વારા નવા ધર્મરાજ્યમા સમાજનું કલ્યાણ પણ રહ્યું હતુ તે વિશાળ હિતની એને પ્રતીતિ થઈ હતી. આમ અર્જુને મધ્યમ માર્ગના સુખ દ્વારા પોતાનુ, ભાઈઓનુ અને સમાજનું હિત એક ગણ્યું હતું. આ સાચુ સુખ માનવીએ પ્રાપ્ત કરવું હોય તો અર્જુનના જેવા ગુણો હોવા જોઈએ. અર્જુનમાં જે ધનુર્વિદ્યાની કુદરતી શક્તિ હતી, તેને એકાગ્ર બનીને ઉત્તરોત્તર વિકસાવી હતી. એ શક્તિ ક્ષીણ કરે તેવાં અવરોધક સુખથી એ દૂર રહ્યો હતો. આ શક્તિનો ઉપયોગ એણે એના અંગત સ્વાર્થ માટે કર્યો ન હતો, પરંતુ ભાઈઓના અને સમાજના હિતમાં કર્યો હતો. અર્જુન મહાભારતનો વીર-વિજય યોદ્ધો હતો, છતાં એનામાં એનું અહમ્ ન હતું. વળી એ વીર યોદ્ધો હોવા છતાં એને એની મર્યાદાનું ભાન હતું. માણસમાં જો મોટામાં મોટી ખામી હોય તો એને પોતાની મર્યાદાનો ખ્યાલ હોતો નથી. તેમાંય અર્જુન જેવા ભારતવીરમાં તે હોવી મુશ્કેલ હોય છે. જ્યારે કોઈ વ્યક્તિ એના ક્ષેત્ર વિજેતા બને છે ત્યારે એનું માથું ફરી જાય છે અને તે સર્વજ્ઞ-

હોય તેમ માનીને વર્તવા માડે છે. અર્જુન ધનુર્ધર હતો છતા એને ખ્યાલ હતો કે એ શ્રીકૃષ્ણ જેટલો સર્વજ્ઞ નથી. એ નમ્રતાને લીધે શ્રીકૃષ્ણને એણે પોતાના માર્ગદર્શક માન્યા હતા. જીવનના ગભીર પ્રશ્નોમા એમની સલાહ પ્રમાણે વર્તવા જેટલી એનામા નમ્રતા હતી. મહાભારતના યુદ્ધનો પ્રશ્ન એ જેવોતેવો પ્રસગ ન હતો. આખા કુળનો નાશ એના હાથે થવાનો હોય ત્યારે એ પૂરેપૂરો વિચાર કરે અને એને સ્વીકાર્ય ના બને ત્યા સુધી એ કૃષ્ણ સાથે ચર્ચા કરે તે સ્વાભાવિક છે. કૃષ્ણ પણ અર્જુન એમની સલાહ વગર સમજ્યે સ્વીકારીને ચાલે તેમ ઇચ્છતા ન હતા. સલાહ બીજાની લેવી પણ એનો અમલ સમજબૂજીને કરવો એ અર્જુનનુ લક્ષણ.

વ્યક્તિમા શક્તિ હોય પણ એ શક્તિને ખીલવવાનો અભ્યાસ ન હોય, જ્ઞાન ન હોય તો એ શક્તિ ઉપકારક થતી નથી. એ શક્તિ ખીલી હોય પણ એને સમાજહિતમા જોતરવાની ભાવનાભક્તિ ન હોય તોપણ એ ઉપકારક બનતી નથી. અર્જુનમા કર્મ, જ્ઞાન અને ભક્તિનો સમન્વય થયો છે એટલે નમ્રતાનો ગુણ ખીલેલો છે. યુધિષ્ઠિર આદર્શમૂર્તિ હોઈ આપણા વદનીય લાગે છે. ભીમ વાસ્તવિક મૂર્તિ હોઈ તેને વખાણીએ તોય એની અને આપણી વચ્ચે અતર હોય તેમ લાગે છે. જ્યારે અર્જુનમા આદર્શ અને વ્યવહારના મધ્યમમાર્ગનુ સયોજન થયુ હોઈ તેના ઉપર વારી જઈએ છીએ. તે આપણને પ્રેરણા આપે તેવો ઊચો હોવા છતા તેને સ્થાને પહોચી શકાએ તેવુ બળ પણ આપે છે. આથી તે મહાસાગરનો—સમાજનો—સસારનો વીરનાયક છે. એ કેવળ મહાભારતનો વિજેતા નથી પરતુ જીવનનો વિજેતા સુધ્ધા છે. આ ગુણો જ્યા હોય ત્યા વિજય, વિકાસ, સાચુ સુખ પ્રગટચા વિના ન રહે, તે વ્યાસનો અર્જુન દ્વારા સદેશ છે.

# પ્રતિજ્ઞાનું ગૌરીશંકર શિખર ભીષ્મ

ભારતીય સંસ્કૃતિમાં 'પ્રતિજ્ઞા'નુ ગૌરીશંકર શિખર ભીષ્મ રહ્યા છે. આ પ્રતિજ્ઞામા ભીષ્મની મહત્તા રહેલી છે તેમ કુરુકુળની પણ એટલી જ મહત્તા સમાયેલી છે.

શાંતનું રાજાનુ મન મત્સ્યગધા નામની સ્વરૂપવાન માછીની કન્યાએ હરી લીધું હતુ. એને અંતઃપુરમા બેસાડવા માટે રાજાએ એના પિતા પાસે માગું કર્યું પરતુ માછીએ શરત મૂકી કે હું મારી દીકરી ત્યારે પરણાવું, જ્યારે એનો પુત્ર ગાદીવારસદાર બને. શાતનુને ગંગાપુત્ર દેવવ્રત પાટવી કુવર હતો. સર્વગુણસંપન્ન એ કુંવરનો હક રાજા છીનવીને માછીની શરત શી રીતે સ્વીકારી શકે? શાંતનુ પાટવીપુત્રને અન્યાય કરવા માગતો ન હતો અને મનને પણ મત્સ્યગંધામાંથી વાળી શકતો ન હતો. એની અસર એના શરીર ઉપર થઈ.

રાજાએ મનપસદ કન્યાઓને વરવા એમનું હરણ કરી લાવતા હતા. શાતનુ એ રીતે મત્સ્યગંધાનું હરણ કરી લાવે તો એના માછી પિતાનું કઈ ઊપજે તેવું ન હતું. છતાં એ પગલું ભરવાનો રાજા વિચાર સુધ્ધાં કરતો નથી, તેમ એ હકીકત જાણતા દેવવ્રત પણ એ પગલું ભરતો નથી. જે પગલું તે ભવિષ્યમા એના ભાઈ વિચિત્રવીર્યને માટે કાશીરાજાની કન્યાઓનું અપહરણ કરીને ભરે છે. જે ભીષ્મ ભાઈને માટે પગલું ભરે છે તે પિતા માટે કેમ ન ભર્યું અને આજીવન કુંવારા રહેવાની પ્રતિજ્ઞા લીધી? મત્સ્યગધાનું હરણ

કર્યું હોત તો માછી પિતાથી મહાત થયાનો સવાલ ન હતો કન્યાનુ હરણ કરીને લગ્ન કરવુ એ ક્ષત્રિય માટે પરાક્રમ ગણાતું. શ્રીકૃષ્ણે રુક્મિણી સાથે અને અર્જુને સુભદ્રા સાથે એ જ માર્ગે લગ્ન કર્યું હતું. ખુદ ભીષ્મે કાશીરાજની બે કુવરીઓ અબિકા અને અબાલિકાને હરી લાવીને વિચિત્રવીર્ય સાથે પરણાવી હતી. તો પછી એવો સરળ અને સહેલો માર્ગ લેવાને બદલે આજીવન કુવારા રહેવાની ભીષ્મ પ્રતિજ્ઞા લેવાની શી જરૂર હતી?

રાજાઓ કન્યાઓનુ હરણ કરીને લગ્ન કરતા હતા, પરતુ એને એક મર્યાદા હતી. તે રાજકન્યાનુ હરણ કરી શકે. પ્રજાજનની કન્યાનુ એ રીતે જો હરણ કરે તો સામાન્ય લોકોની બહેન દીકરીઓની સલામતી ક્યા રહે? પ્રજાજનમા ગરીબમા ગરીબ અને પછાતમાં પછાત માછીમારની દીકરી પણ સલામતમા સલામત હતી એટલું જ નહિ, પરતુ માછીમાર જેવો છેલ્લામા છેલ્લો પ્રજાજન પણ એવો નિર્ભય હતો કે એ હસ્તિનાપુરના ચક્રવર્તી રાજવીને પણ ના પાડી શકતો હતો, શરત રજૂ કરી શકતો હતો. એને એવો ભય ન હતો કે એ કારણે એને રાજાનો ખોફ વહોરવો પડશે અને અમલદારોની કનડગત સહેવી પડશે કુરુકુળના વશમા રાજા સુધ્ધા પણ આ મર્યાદામા રહીને વર્તતો હતો એટલે માછીકન્યા માટે ભીષ્મ-પ્રતિજ્ઞા લેવાની સ્થિતિ સર્જાઈ હતી

દેવવ્રત ગાદી ઉપરનો પોતાનો હક જતો કર્યો તેથી માછી માન્યો નહિ. તેણે આશકા બતાવી કે તમે હક જતો કરો પણ આવતી કાલે તમારા પુત્રો એ હક જતો કરવા તૈયાર ન થાય તો? દેવવ્રત પોતાના તરફથી સપૂર્ણ નિર્ણય કરતા કહ્યુ કે હુ આજીવન બ્રહ્મચારી રહીશ! આ પ્રતિજ્ઞાની ભવિષ્યમા વધુ કસોટી થવાનો પ્રસગ ઊભો થયો. મત્સ્યગધાનો એક અપરિણીત પુત્ર ચિત્રાગદ યુદ્ધમા માર્યો ગયો અને બીજો વિચિત્રવીર્ય નિ સતાન જુવાન વયે અવસાન પામ્યો ત્યારે રાજમાતાએ પોતે એમને પ્રતિજ્ઞામાથી મુક્ત

કર્યા અને કહ્યું કે મારા પુત્રોનો પ્રશ્ન રહ્યો નથી માટે તમે ગાદી સંભાળો અને લગ્ન કરી ગાદીવારસ આપો. ભીષ્મને પ્રતિજ્ઞા જતી કરવી હોત તો આ તક ઈશ્વરનિર્મિત ગણી રાજમાતાની માગણી તેમણે સ્વીકારી લીધી હોત. પરંતુ એ પ્રતિજ્ઞાને વળગી રહ્યા અને ગાદી વારસનો પ્રશ્ન બીજી રીતે ઉકેલ્યો. વિચિત્રવીર્યની વિધવા રાણીઓ વ્યાસના નિયોગથી ગર્ભવતી થઈ અને તેમણે ધૃતરાષ્ટ્ર અને પાંડુને જન્મ આપ્યો. જે વહીવટ સંભાળે તે ઉંમરના થયા ત્યાં સુધી ભીષ્મે તે ફરજ અદા કરી હતી.

ભીષ્મે કેવળ મહાન પ્રતિજ્ઞા લીધી તેટલું જ એમનું જમા પાસું ન હતું. તે એવા જ વીર યોદ્ધા હતા. મહાભારતના યુદ્ધના વયોવૃદ્ધ ઉંમરે એ મુખ્ય સેનાની હતા. અઢાર દિવસના એ યુદ્ધમાં અગિયાર દિવસ એમની સરદારી નીચે કૌરવસેના લડી હતી. એમને સીધા પરાક્રમથી મહાત કરી શકાયા ન હતા. બાણશૈયા ઉપર સૂતાં સૂતાં પાંડવોને એ જે રાજનીતિ, સમાજનીતિ, ધર્મનીતિનો બોધ આપે છે તે બતાવી આપે છે કે તે કેવા જ્ઞાની હતા. પાંડવ-કૌરવ વચ્ચેનું યુદ્ધ નિવારવાની સૌથી વધુ ફરજ કોઈની હોય તો એમની હતી. એ બંનેના એક સરખા પિતામહ હતા. ન્યાય કોને પક્ષે છે તે જાણતા હતા. દુર્યોધનને સમાધાન માટે સલાહ પણ આપી હતી પરંતુ એ એણે અવગણી તોપણ એને પક્ષે રહ્યા હતા. યુધિષ્ઠિરે યુદ્ધના આરંભ વખતે એમના આશીર્વાદ માગ્યા ત્યારે સત્ય-ન્યાય તમારે પક્ષે છે એટલે તમારો વિજય થાઓ તેમ આશીર્વાદ આપ્યા અને સાથે સાથે લાચારી પણ બતાવી કે હું અર્થનો દાસ છું એટલે દુર્યોધનનો પક્ષ છોડી શકતો નથી.

વ્યાસે ભીષ્મ જેવા પિતામહના મુખમાં 'અર્થસ્ય પુરુષો દાસઃ...' મૂકીને મોટો વિરોધાભાસ રચી આપ્યો છે. ધર્મની મૂર્તિ જેવા યુધિષ્ઠિર દ્યૂત રમે અને દ્રૌપદીને દાવમાં મૂકે તે જેમ અકલ્પ્ય પ્રસંગ છે, તેમ ભીષ્મ જેવા પોતાની ગાદીનો હક જતો કરનાર

અને આજીવન બ્રહ્મચર્ય પાળનાર વીર યોદ્ધા અને પિતામહ દુર્યોધન જેવા અધર્મી પૌત્રના દાસની લાચારી બતાવે એ કેવી કરુણતા !

અર્થ એટલે લક્ષ્મી એવો એનો મર્યાદિત અર્થ નથી. અર્થ એટલે કામના. માણસ શાનો ગુલામ છે? કામનાનો. જો એનાથી મુક્ત થઈ શકે તો એ સ્વતંત્ર અને તેનામા આસક્ત થાય તો ગુલામ. આ પારખું આજના યુગમા નજરે જોવા મળ્યું નથી શુ? આઝાદીના યુદ્ધમા જે નેતાઓએ ત્યાગ, ફનાગીરી અને જાનફેસાની સુધીનુ વીરત્વ બતાવ્યું હતું, તે સ્વાતંત્ર્ય પછી સત્તાની કામનામા ફસાતાં એના કેવા દાસ બનેલા જોવા મળે છે! સત્તા મેળવવા અને મેળવ્યા પછી તેના ઉપર ચાલુ રહેવા તેમને એમના ચારિત્ર્યમાં નીચા ઊતરવુ પડયુ છે. શા માટે? અર્થના—સત્તાની કામનાના એ દાસ બન્યા છે.

આ કામના ભીષ્મ જેવા મહારથીને જો દાસ બનાવતી હોય તો સામાન્ય માનવીનુ શુ ગજું? ભીષ્મને શાની કામના હતી? એમને ગાદી જોઈતી ન હતી. એ સંસારી ન હતા. વળી એ દુર્યોધનનો પક્ષ છોડીને પાંડવપક્ષમાં જાય તો એમનું વડીલ તરીકેનું માન વધુ જળવાવાનું હતું. છતાં કૌરવપક્ષ ત્યજી શકતા ન હતા તેનું શુ રહસ્ય હતું? કૌરવપક્ષ સત્તાપક્ષ હતો અને ગાદીને લીધે એમનું એ પક્ષમાં પિતામહ તરીકે ગૌરવ હતું, તે નિર્બળ વિરોધપક્ષમાં જવાથી ઝાંખુ પડતું હતું.

આજે આપણે એવા વડીલો નજરે જોતા નથી કે એ સક્રિય રાજકારણમાં નથી, સ્વરાજ્ય પછી એ અપક્ષ–સર્વોદયી હોવાનો દાવો કરે છે. સત્તાપક્ષથી એ પણ નારાજ છે. છતાં એમનો એ જાહેરમા વિરોધ કરતા નથી અને એમનો સહકાર માગવામાં આવે ત્યારે એ મુદ્દામાં સત્તાપક્ષ ન્યાયી છે (શિક્ષણનીતિ જેવો) તેમ માની એને જાહેરમાં ટેકો આપે છે અને વિરોધ કરવા જેવો લાગે તો એ ખાનગીમાં કરે છે—એમને અંદરખાનેથી કહ્યાનો સંતોષ માને છે. જો એમની સારી નીતિને જાહેરમાં ટેકો આપવો જોઈએ તેમ માનતા

હોય તો એમની ભૂલનો જાહેરમાં કેમ વિરોધ નથી થતો ? ભીષ્મ પણ દુર્યોધનને ખાનગીમાં એનું પગલું વ્યાજબી નથી તેમ કહેતા હોય છે, પરંતુ જાહેરમાં ભરસભામાં દ્રૌપદી એમની પાસે ચુકાદો માગે છે ત્યારે એ ટાળતા હોય છે. આમાં બાવાની લંગોટીનો ખેલ રચાયેલો છે. બાવાએ બધાનો ત્યાગ કર્યો પણ લંગોટી જે સમાજની સભ્યતા માટે રાખવી પડી હતી તેમાંથી આસક્તિ જન્મી અને સંસારી જેવી માયા ઊભી થઈ. ભીષ્મ પણ સાચા અર્થમાં બાવા હતા, પરંતુ ગાદી સાથે એના રક્ષકની ફરજમાંથી આસક્તિ જન્મી અને તેમાંથી સત્તાપક્ષ છોડી શકયા નહિ.

માણુસ એક ક્ષેત્રની કામના ત્યજી શકે માટે બીજા ક્ષેત્રની ત્યજી જ શકે તેવું માની લેવાનું નથી. વળી જુવાનીમાં વ્યક્તિ બહાદુર હોય, ન્યાયી હોય તેથી વૃદ્ધ ઉંમરે પણ હોય તેનુંય માની લેવા જેવું નથી. સાગર તરી જનાર સરોવરમાં ડૂબી જાય તેવું બનતું હોય છે. ભીષ્મ સાગર તરી ગયેલા જોવા મળે છે, પરંતુ સરોવર તરી શકતા નથી તેય એટલું જ સાચું છે. એ અર્થના દાસ છે તે સ્વીકારીએ તોપણ એ કયા અર્થના દાસ છે, તે અંગે પૂરેપૂરો મતભેદ રહે તેવી એમાં સૂક્ષ્મતા રહેલી છે. દરેકને એમાં એક સરખું દાસત્વ દેખાવું મુશ્કેલ છે. આ ભુલભુલામણી કામનાની સૂક્ષ્મતા અને સબળતા બંને બતાવે છે.

પાછલી જિંદગીમાં કામનાના દાસ બનેલા ભીષ્મ યુદ્ધની છેલ્લી ઘડીએ દુર્યોધનનો પક્ષ છોડી જતા નથી તેમાં વિરોધાભાસ નથી. કર્ણની પણ આ જ સ્થિતિ છે. કુંતી પાસેથી એ જ્યારે જાણે છે કે તે પાંડવમાનો એક છે ત્યારે એમના ઉપર આખી જિંદગી રાખેલા વેરનો પશ્ચાત્તાપ પૂરેપૂરો થાય છે. વળી એ પાંડવોમાં જ્યેષ્ઠ છે એટલે ગાદીલાભ પણ નાનોસૂનો નથી, પરંતુ દુર્યોધનનો વિશ્વાસઘાત કરવો તેને માટે શકય નથી અને પોતાનો વિનાશ જોતો હોવા છતાં એ પાછો હઠતો નથી.

વિદુર આ સૌમાં જુદા તરી આવે છે. દુર્યોધન અને ધૃતરાષ્ટ્રને જો કોઈએ વધુમાં વધુ ચાબખા માર્યા હોય તો વિદુરે. તે પછી બીજો નબર આવે છે ગાધારીનો. એણે પતિને અને પુત્રને ચેતવ્યા છે એટલું જ નહિ, પણ યુદ્ધમા દુર્યોધને આશીર્વાદ માગ્યા ત્યારે એણે ધર્મની અટલ નિષ્ઠાથી વાણી ઉચ્ચારી છે—'ધર્મનો જય થાઓ અને અધર્મનો પરાજય થાઓ.' મારા પુત્રનો જય થાઓ તેવી આસક્તિવાળી વાણી એના મુખમાથી ક્યારેય નથી નીકળી. ગાધારી દ્વારા માતાનુ ખમીર વ્યાસે જેવુ તેવુ અમર કર્યું નથી.

પરંતુ વિદુર અને ગાધારીનો ધર્મ એટલો ઊણો હતો જેટલાં એ સક્રિય બન્યા ન હતા. ભીષ્મ, દ્રોણ અને કર્ણ ધર્મિષ્ઠ હોવા છતા દુર્યોધનને પક્ષે રહ્યા, તેના પ્રમાણમા વિદુર અને ગાધારી આગળ છે. પરતુ ધર્મ અને અધર્મનો પ્રશ્ન આવે ત્યારે તટસ્થતા પૂરતી નથી. ધર્મના પક્ષે સક્રિય બનવું જોઈએ. વિદુર અને ગાધારી એ બાબતમા સક્રિય બન્યા નથી. એ અધર્મમા સીધાં ભાગીદાર બન્યા નથી એ સાચું, પરતુ એનાં સાક્ષી બન્યાં છે તે અર્થમા એ પરોક્ષ ભાગીદાર છે.

દુર્યોધન, દુઃશાસન, શકુનિ, અને કર્ણ અધર્મના પક્ષે સક્રિય છે. એમના કરતા ઓછા બળવાન નથી તેવા ભીષ્મ અને દ્રોણ અર્થના દાસ તરીકે લાચાર બની એ પક્ષે સક્રિય બને છે. વિદુર અને ગાધારી તટસ્થ છે. ધૃતરાષ્ટ્ર પ્રેરક બળ બને છે. મતલબ કે સમાજમા અધર્મનાં તત્ત્વો બળવાન બનીને હાનિ પહોચાડી રહ્યા હોય તો એનું કારણ એ નથી કે તે બહુમતીમાં છે અને તેને કારણે એ બળ પ્રાપ્ત કરે છે. પરતુ એ તત્ત્વો ઓછા હોવા છતા સક્રિય બને છે, જ્યારે ધર્મનાં તત્ત્વો છિન્નભિન્ન રહે છે. ભીષ્મ-દ્રોણ જેવા લાચાર–દાસ બની એના ટેકામાં જાય છે અને વિદુર-ગાધારી જેવા તટસ્થ, નિષ્ક્રિય રહે છે. સમાજમાં દુષ્ટતા જેટલી વ્યાપેલી લાગે છે તેટલી વિશાળ નથી. પરતુ સ્વાર્થને લીધે તે સગઠિત થાય છે.

એટલે તે બળવાન બને છે જ્યારે સજ્જનતા નિષ્ક્રિય રહે છે એટલે સગઠિત થઈ શકતી નથી. વિદુરમા અર્થનુ દાસત્વ નથી તેમ સક્રિય બનવાનું વીરત્વ પણ નથી.

આજે પણ સમાજમા એ સ્થિતિનુ હૂબહૂ ચિત્ર જોવા મળતુ નથી શુ ? લોકો ઘરખૂણે ટીકા કરે છે-કોગ્રેસ પક્ષ સડી ગયો છે અને વિરોધ પક્ષનુ કૈભાણ નથી, એને લીધે સમાજની દશા બૂરી થઈ છે પરતુ એનો ઉકેલ વિદુરની માફક અગત રીતે સારા હોવામા અને નિષ્ક્રિય રહેવામા સમાયેલો નથી કોગ્રેસ પક્ષ સડી ગયો હોય તો ન સુધરે તેવુ ઓછુ છે ? એમા સારા માણસો જાય એટલે સડો આપોઆપ દૂર થાય. વિરોધ પક્ષ નાનો-નિર્બળ હોય તો એમા પણ સારા લોકો જઈને તેને સબળ બનાવી શકે છે લોકશાહી સમૃદ્ધ કરવી હશે અને તે દ્વારા કલ્યાણરાજનો લાભ પ્રાપ્ત કરવા હશે તો સારા માણસોએ સક્રિય થવુ પડશે કેવળ વિદુરવૃત્તિ પૂરતી નથી વળી આધળી વીરપૂજા પણ ઉપયોગી નથી

ભીષ્મ વડીલ છે અને વીર છે, પરતુ ધર્મમાર્ગે સક્રિન બને તેવુ નવુ નવુ પરાક્રમ કરી શકે તેમ નથી આથી એક કાળે એ ભીષ્મપ્રતિજ્ઞા દ્વારા વીરપૂજાના અધિકારી બન્યા હોય તેથી એમની વીરપૂજા ચાલુ રાખવી તે અધપણુ છે ચર્ચિલનુ યુદ્ધના નેતા તરીકેનુ ખમીર પૂર્ણરૂપે પ્રગટેલુ જોવા મળે છે પરતુ નવસર્જનમા તે ચાલે તેમ ન હતો નવી દુનિયાની ઉપાનો ઉજાસ વરતાઈ રહ્યો હતો છતા એ જૂની દુનિયામા જીવવાના મનોરથ સેવતો હતો-બ્રિટનના સામ્રાજ્યનું વિસર્જન કરવા હુ વડો પ્રધાન થયો નથી ! પરતુ વિશ્વયુદ્ધમા વિજેતા બન્યા પછી બ્રિટનને એવા વડા પ્રધાનની જરૂર હતી કે જે નવા યુગને ઓળખી સામ્રાજ્યનું વિસર્જન કરી શકે આથી ચર્ચિલ યુદ્ધનો ગમે તેવો મહાન નેતા હોય અને બ્રિટન એનુ ભારોભાર ઋણી હોય તોપણ નવા યુગના નેતા તરીકે એને ચાલુ રાખી શકે નહિ

ભીષ્મ પાંડવ-કૌરવના પિતામહ હતા. ગાદીના હકનો ત્યાગ કર્યા છતાં એમના પરાક્રમે હસ્તિનાપુરની ગાદીનું ચક્રવર્તીપણાનું ગૌરવ જળવાઈ રહ્યું હતું, પરંતુ હવે એ વર્તમાનકાળને ઉપકારક પરાક્રમ કરી શકે તેમ ન હતા. તેમનુ વર્તન વર્તમાનને હાનિકારક હતું. તે સ્થિતિમા દુર્યોધન એના સ્વાર્થ ખાતર એમનું સેનાની-પણુ સ્વીકારીને યુદ્ધ કરવા નીકળે અને એ અર્થનું દાસત્વ માન્ય રાખી સેનાપતિપદ લે, પરતુ નવા યુગના હિત ખાતર એમના વડીલપણાને પડકાર કરી તેમને પરાજય આપવો તે અર્જુનનો ધર્મ થઈ પડે છે.

ભીષ્મ, દ્રાણ, કર્ણ, વિદુર, ગાધારી જેવા મહામાનવો માટે કોઈ પણ સમાજ ગૌરવ લઈ શકે. પરંતુ એ ગમે તેટલાં અંગત રીતે મહાન હોય તોપણ એ સમાજહિતમા સક્રિય ન બને અને તેમની શક્તિ ધર્મના પલ્લામાં ન મૂકે, તો સમાજની ઉન્નતિ થઈ શકતી નથી.

# હિંદુ જીવનદર્શનની મૂર્તિ શ્રીકૃષ્ણ –૧

શ્રીકૃષ્ણ !

હિંદુ જીવનદૃષ્ટિએ એ મૂર્તિનાં દર્શન કરનાર વાહવાહ પોકારી ઊઠે છે–અદ્‌ભુત !

અને એ દૃષ્ટિ જેને લાધી નથી તેવા હિંદુને અને બિનહિંદુને એમાં કંઈ વિશિષ્ટતા દેખાતી નથી. બલ્કે એનું બાલજીવન જોનાર બીનહિંદુઓને આશ્ચર્ય ઊપજે છે કે આ હિંદુઓનો ભગવાન ! સોળ હજાર એકસો ને આઠ રાણીઓ હતી એવો વિલાસી બાદશાહ આખી સૃષ્ટિ ઉપર થયેલો જાણ્યો નથી ! એનાં તોફાન પણ કોઈ નફ્ફટમાં નફ્ફટને શરમાવે તેવાં છે–ગોપીઓ યમુનાને તીરે કપડાં ઉતારીને નાહવા પડી છે ત્યારે એ તે લઈને કદમ્બના ઝાડ ઉપર ચડી જાય છે ! વિવાહિત કન્યા રુક્મિણિનું લગ્નને આગલે દિવસે અપહરણ કરી જાય છે ! એ એવો કાયર છે કે જરાસંધથી પરાજિત થઈ મથુરા છોડી દ્વારકા ભાગી જાય છે. પાંડવ પ્રત્યે એવો પક્ષપાતી છે કે હથિયાર ન ઝાલવાની એની પ્રતિજ્ઞા છતાં એ પગે સુદર્શન ચક્ર ચડાવે છે. ધર્મયુદ્ધ લડવાની વાત કરવા છતાં ભીષ્મ, દ્રોણ, કર્ણ સર્વને અધર્મથી હણવાની એ અર્જુનને સલાહ આપે છે. એનો અંત પણ કેવો –એની નજર સામે યાદવો અંદર અંદર લડી મર્યા પણ તે સર્વનાશ રોકી શક્યો નહિ. હતાશ થઈ દ્વારકા છોડી નિરાશાથી ઘેરાઈને એક વૃક્ષની છાયામાં બેઠો હતો ત્યારે એક શિકારીના બાણનો ભોગ થઈ કમોતે મર્યો !

શ્રીકૃષ્ણના જીવનમા બુદ્ધ મહાવીર, જેવો સસારત્યાગ નથી. મહાભિનિષ્ક્રમણ નથી. ઈશુ જેવુ બલિદાન નથી. મહમદ જેવી કુરબાની નથી. શ્રીકૃષ્ણનુ જીવન કોઈ પણ સગાર્ગી જેવુ ગૃહસ્થનુ છે સસારીઓમા જે નબળાઈઓ જોવા મળે છે તે એનામા પણ છે આવા પુરુષને ભગવાન તરીકે સ્થાપનાર હિંદુઓ વેવલા નહિ તો બીજુ શુ? શ્રીકૃષ્ણમાથી શી પ્રેરણા મળી શકે તેમ છે? શ્રીકૃષ્ણને પ્રભુ માનવા કરતા રાજકારણી તરીકે પૂજ્યા હોત તો એમાથી રાજનીતિની કપટબુદ્ધિ કામમા આવત પરતુ, એને પ્રભુ તરીકે સ્થાપીને બાવાના બેઉ બગડે તેમ હિંદુઓ આધ્યાત્મિક જીવનની પ્રેરણાથી વચિત રહ્યા અને રાજનીતિ પણ પિછાણી શક્યા નહિ. આથી એ સસારમાય પાછળ રહ્યા અને આધ્યાત્મિક જીવનથી પણ દૂર રહ્યા.

કોઈ પણ ભાષાનુ માધુર્ય એના પડિત થયા વિના માણી શકાતુ નથી. માતૃભાષા વિના બીજી પરાઈ ભાષા ન જાણનારને બીજાના મુખેથી એ સાભળતા કાનને અતડી લાગે છે, વિચિત્ર લાગે છે. અજ્ઞાનને કારણે માની લે છે કે મારી ભાષાની સરખામણીમા તુચ્છ છે કેવળ સુગમ સગીતથી ટેવાયેલા કાનને પડદે શાસ્ત્રીય સગીતના સરોદા પડે છે ત્યારે એને તૂબડીમા કાકરા જેવો ઘાટ થાય છે. એનુ માધુર્ય ત્યારે જ માણી શકાય કે કાનને એ ભાષા સાધ્ય હોય. એ જ સ્થિતિ ધર્મની છે કોઈ પણ ધર્મનુ રહસ્ય તીરે ઊભા રહીને માણી શકાય નહિ. છતા માણવા જાય તો અબ્રાહમ લિંકનને જોઈને અબુધ બાળક નિરાશ થયો હતો તેવી સ્થિતિ થાય

અમેરિકાને સ્વતત્ર દેશ તરીકે સ્થાપનાર નેતા જ્યોર્જ વોશિંગ્ટન કેવળ યુ એસ એ નો પ્રથમ પ્રમુખ નથી, પરતુ રાષ્ટ્રપિતા છે, તેમ એ દેશની એકતાને છિન્નભિન્ન થતી બચાવનાર અબ્રાહમ લિંકન અમેરિકન લોકોના હૈયામા કેવળ પ્રમુખ રહ્યો ન હતો, પરતુ રાષ્ટ્રવીર બની ગયો હતો. એવો વીર શહેરમા આવવાનો હોય ત્યારે

નગરનો ઉલ્લાસ હાથમાં રહે ? ધજાપતાકાઓથી શહેરને શણગારવામાં આવ્યું હતું. ઘેર ઘેર એની રાષ્ટ્રભક્તિની વાતો થતી હતી. આ બધા માહાત્મ્યને ન સમજી શકનાર બાળકોને વાતાવરણે એટલી સમજ તો આપી હતી કે શહેરમાં કોઈ એવો પુરુષ આવનાર છે જે આજ સુધી આવ્યો નથી અને એનો જોટો આ શહેરમાં હયાત નથી. આથી બાળકસુલભ કલ્પના હેલે ચડી કે આ નગરમાં જોવા મળતા પુરુષો કરતાં એમાં જરૂર કાઈ વિશિષ્ટતા–ભિન્નતા હશે. એ ઉત્સુકતાને વશ થઈ પ્રમુખની સવારી આવે તે પહેલાં હજારો સ્ત્રીપુરુષો રસ્તાની બને બાજુએ ગોઠવાઈ ગયાં હતા. તેમાં એક બાળક માતાની આંગળી પકડી ઊભો હતો. એના અંતરમાં એ ઉમગ ઊછળતો હતો કે આજે એ એવા પુરુષનાં દર્શન કરવાનો હતો, જેવો પુરુષ એણે આજ સુધી દીઠો ન હતો.

પરંતુ પ્રમુખની સવારી આવી અને માતાએ લિંકન તરફ આગળી કરી એને બતાવ્યો ત્યારે બાળકની નિરાશાનો પાર ન રહ્યો —આ......આ......! આ પુરુષમાં એવું કઈ નવુ નથી, જે મેં પહેલાં ન દીઠું હોય ! બલ્કે એના કરતાં વધુ સારા-દેખાવડા પુરુષો એના શહેરમાં જ મોજૂદ હતા. એનાથી માતા સમક્ષ અફસોસ નીકળી ગયો—મમ્મી ! આ તો સર્વસામાન્ય છે !

પ્રમુખ લિંકનને કાને એ શબ્દો પડ્યા. એ સર્વસામાન્ય દેખાતા પુરુષમાં અસામાન્યતા હતી, એટલે એણે બાળક પાસે આવીને કહ્યું—વહાલા દીકરા ! પ્રભુને સર્વસામાન્ય માણસો જ વધુ ગમે છે એટલે તે આપણુને સૌને એવા ઘડે છે !

માતાને પ્રમુખ પોતાની પાસે આવ્યા, પોતના બાળકને વહાલ કર્યું, એ જીવનની ધન્ય ઘડી બની ગઈ. એણે પ્રમુખને પોતાનો આદર શબ્દોથી વ્યક્ત કર્યો તે કરતાં અનેકગણી ભરતી હૃદયમાં ઘૂઘવી રહી હતી. છતાં પેલો બાળક નિરાશામાથી બહાર નીકળી શકયો નહિ. લોકો જે પ્રતિભાને લીધે પ્રમુખથી પ્રભાવિત થયા હતા

તે એને મુદ્દલ દેખાઈ ન હતી. માતા અને બાળકમા તફાવત હતો એટલે લિકન એકને માટે અસાધારણ હતો અને બીજાને માટે સર્વસાધારણ હતો.

શ્રીકૃષ્ણનુ જીવન પણ બિનહિંદુ નજરે જોનારને સામાન્ય સસારી જેવુ લાગે તેમ છે, પરતુ હિદુ જીવનદર્શનની આખે જોનારને એટલુ જ અસામાન્ય છે. લિકન બહારની પ્રતિભા વિનાનો સામાન્ય માણસ હોવા છતા એનામા આતરિક પ્રતિભા રહેલી હતી, તેમ શ્રીકૃષ્ણ બહારથી બીજા સસારીઓ જેવા લાગતા હોવા છતા એ અસામાન્ય સસારી હતા. એ અસામાન્યતા નરી આખે જોઈ શકાય તેવી નથી બાહ્ય નજરે જોનારને તો એમનામા સામાન્યતા દેખાય તેમ છે. વળી જેને હિદુ જીવનદર્શનની દૃષ્ટિ લાધી ન હોય તેને બીજો અદ્ભુતતાનુ વર્ણન કરે તો એ વસે નહિ, પણ એ વર્ણન કરનાર એને અધશ્રદ્ધાળુ હિદુ વસે. પરિણામે, કેવળ બિન હિદુઓને જ નહિ, પણ જે જન્મજાત હિદુઓ છે, પરતુ હિદુ જીવનદર્શન પ્રાપ્ત કરેલ નથી તેવા શિક્ષિત હિદુઓને પણ શ્રીકૃષ્ણ ભગવાન કોટિના લાગતા નથી.

ગીતામા મનુષ્યનુ કર્તવ્ય સ્વધર્મ પ્રમાણે અનાસક્તભાવે આચરવાનો સદેશ છે. મહાભારતમા એવુ કર્તવ્ય શ્રીકૃષ્ણને કરતા બતાવવામા આવ્યા છે. જેમ મહાન પુરુષને પણ સર્વસામાન્ય પુરુષની માફક અગો હોય છે, એમા કઈ નવીનતા—એમ માથાને બદલે બે કે દસ માથા હોતા નથી, બેને બદલે ચાર કે વીસ હાથ હોતા નથી, અને છતા એનામા રહેલી વિશિષ્ટ શક્તિને લીધે તે બીજાઓ કરતા વિશિષ્ટ છે તેમ સૌ સ્વીકારે છે. આ જ પ્રમાણે આસક્ત, ફળની ઇચ્છાવાળો સામાન્ય માણસ જેમ કર્મ કરતો હોય છે, તેમ અનાસક્ત, ફળની ઇચ્છા વિનાનો કર્મયોગી પણ કર્મ કરતો હોય છે. બનેના કર્મો બાહ્ય નજરે એકસરખા દેખાતા હોય, છતા એ કર્મો પાછળનો બનેનો હેતુ તદ્દન જુદો હોય છે. આ હેતુની વિશિષ્ટતા

એ જ માનવીની, હિંદુ જીવનદર્શનની વિશિષ્ટતા છે.

જેમ આસક્તિથી કર્મ અજ્ઞાની પુરુષો કરે,
જેમ જ્ઞાની અનાસક્ત નિસ્પૃહ લોકસંગ્રહ ઇચ્છતો (૩-૨૫)

ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને અનાસક્તભાવે સ્વધર્મને વશ વર્તી કર્મ કરવાની જે સલાહ આપે છે, તે કેવળ જ્ઞાની-પંડિતની સલાહ નથી, પરંતુ એ પ્રમાણે જીવન જીવનાર સંસિદ્ધ પુરુષની અનુભવવાણી છે.

પોતાનું દૃષ્ટાંત આપતાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે:—

ત્રણે લોકે મને કાંઈ બાકી કાર્ય રહ્યું નથી,
અપ્રાપ્ય પામવા જેવું, તોય હું વર્તું કર્મમાં (૩-૨૨)

આમા અભિમાનપણું નથી, અર્જુનને ગળે ઊતરે તે માટેની દલીલ છે. અનાસક્તને ફળની ઇચ્છા હોતી નથી પછી એને શું મેળવવાનું હોય? છતા સ્વધર્મ પ્રમાણે એણે આસક્તની જેમ કર્મ કરી છૂટવાનું હોય છે. એને કારણે એનું આધ્યાત્મિક જીવન ઊંચું આવે તેટલું જ નહિ, પરંતુ સમાજને પણ તે પ્રેરક બળ બને છે.

આ અનાસક્ત પુરુષ કેવો હોય તેના સર્વ લક્ષણો હિંદુ ધર્મની બે પુરાણ કથાઓ—રામાયણ ને મહાભારત મારફત શ્રીરામ અને શ્રીકૃષ્ણના ચરિત્રો દ્વારા જીવંત કરવામા આવ્યા છે. બુદ્ધ, મહાવીર, ઈશુ અને મહંમદની માફક શ્રીરામ અને શ્રીકૃષ્ણ ઐતિહાસિક પાત્રો નથી, પૌરાણિક પાત્રો છે. પરિણામે, આજના બુદ્ધિયુગમા તે કલ્પિત પાત્રો છે, વ્યાસ અને વાલ્મીકિનાં સર્જનપાત્રો છે તેમ સાબિત કરવામાં આવે તોપણ એથી એનું હિંદુ જીવનદર્શનની નજરેનું આધ્યાત્મિક મૂલ્ય કોઈ રીતે ખંડિત થતું નથી.

હિંદુ ધર્મ-તત્ત્વજ્ઞાન પ્રારબ્ધવાદી છે એવો એક મત પશ્ચિમના વિચારકો ધરાવે છે. ભારતના લોકો એમની ગરીબાઈ, પછાતપણા

સામે આજના વિજ્ઞાનયુગમા પશ્ચિમનુ દષ્ટાંત પ્રત્યક્ષ હોવા છતા પુરુષાર્થી બનતા નથી. તેનુ કારણ હિંદુ ધર્મનુ પ્રારબ્ધવાદી માનસ છે, તેમ પશ્ચિમના અભ્યાસીઓ નિદાન કરતા જોવા મળે છે ભારતના લોકો પોતાના પ્રશ્નો હલ કરવા પશ્ચિમના જેટલો પુરુષાર્થ કરતા નથી એ હકીકત છે પરતુ એથી એમ તારવવુ કે હિંદુ ધર્મ પ્રારબ્ધવાદી છે, તે એ તત્ત્વજ્ઞાન ન સમજવા બરાબર છે

હિંદુ ધર્મ જે પુરુષે ને અવતાર તરીકે માને છે તે શ્રીરામ અને શ્રીકૃષ્ણનુ જીવન જ કર્મયોગીનુ છે. બને સસારી હતા અને સ્વધર્મ તરીકે એમના જીવનમા જે કાર્ય આવી પડયુ તે એમણે પુરુષાર્થથી, કર્મથી પાર પાડયુ છે. હિંદુ ધર્મે જીવનની ઉપેક્ષા કરી નથી. સસારી જીવન ઊતરતું અને સંન્યાસી જીવન ચડિયાતુ તેમ માન્યુ નથી. સન્યાસમા જ જીવનની ચરમસિદ્ધિ મ ની હોત તો બુદ્ધની માફક એના અવતારી પુરુષો શ્રીરામ અને શ્રીકૃષ્ણે અતે સન્યાસ લીધો હોત સીતાત્યાગ પછી પણ શ્રીરામ અયોધ્યાના રાજા તરીકે એમને પક્ષે આવેલુ સ્વધર્મનુ કાર્ય કરતા રહ્યા છે. શ્રીકૃષ્ણ પણ મૃત્યુ સુધી જીવનમા ઝૂઝતા રહ્યા છે

સસારનો ત્યાગ કરવો, સન્યાસી થવુ, એ નાનીસૂની અનાસક્તિ નથી પરતુ એથીય ઊચી અનાસક્તિ સસારમા રહેવુ, સ્વધર્મ તરીકે આવી પડેલા કર્મોમા આસક્ત જેટલો જ પુરુષાર્થ કરવો, પણ તેના ફળની આશા વગર-લોકસગ્રહ અર્થે, તે ત્યાગનુ, સન્યાસનુ સૌથી ઊચુ શિખર છે

છાંડે સકામ કર્મોને જ્ઞાની સન્યાસી તે લહે,
છાંડે સર્વેય કર્મોના ફળને, ત્યાગ તે કહ્યો (૧૮ ૨)

સસાર ત્યજીને ભગવા-કષાય વસ્રો પહેરીને સન્યાસી થવુ એ ઓછો ત્યાગ માગતું નથી. એની મહત્તા સ્વીકારીને સન્યાસીનું હિંદુ ધર્મે પણ મહત્ત્વ સ્વીકાર્યું છે પરતુ સસારમા રહીને, સસારી જેવાં કર્મો કરવા છતા સન્યાસવૃત્તિ સાધ્ય કરવી તે ઉત્તમોત્તમ

ત્યાગ-સન્યાસ છે. સસારનો ત્યાગ કરી સન્યાસી થવુ તેમા સિદ્ધિનુ શિખર સર થતું હોય છે, તો નિષ્કામભાવે કર્મ કરવાના મન્યાસમા સસિદ્ધિ છે

કર્મ વડે જ સસિદ્ધિ મેળવી જનકાદિએ
લોકસગ્રહ પેખીયે તને તે કરવા ઘટે (૩-૨૦)

જનક આદિએ સસારમા રહીને, રાજપાટ ભોગવવા છતા લોકસગ્રહ-જનહિતાર્થે નિષ્કામભાવે તે સસિદ્ધિ પ્રાપ્ત કરી હતી શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે – તારે પણ કર્મથી ભાગીને નહિ પણ સ્વધર્મ તરીકે જે યુદ્ધનુ કર્મ આવી પડયુ છે તે સમાજહિતને લક્ષમા લઈને અદા કરવાનુ છે અને સસિદ્ધિ મેળવવાની છે

હિંદુ જીવનદર્શનના આદર્શ નિષ્કામભાવે, લોકસગ્રહ માટે સ્વધર્મ તરીકે આવી પડેલુ કર્મ અદા કરવુ અને તેમા સુખ કે દુખને સમતાપૂર્વક તરી પાર કરવાં આ આદર્શમા સેવા આવે, યુદ્ધ આવે ત્યાગ આવે કે અધિકાર આવે, તે સૌ બાહ્ય પરિણામની દૃષ્ટિએ ભિન્નભિન્ન હોવા છતા આતરમૂલ્યની સપાટીએ એક સરખા લોકસગ્રહવાળા છે આથી હિદુ ધર્મે સસારનો ત્યાગ કરનાર સન્યાસીને આચાર્ય તરીકે સ્થાપ્યા છે—શકરાચાર્ય સસારમા રહીને જ્ઞાનની ઉપાસના કરનારને ઋષિમુનિ તરીકે સ્થાપ્યા છે—વસિષ્ઠ અને વ્યાસ પ્રભુની ભક્તિ કરનારને સ્થાપ્યા છે ભક્ત તરીકે —નારદ, મીરાબાઈ, નરસૈયો પરતુ ભગવાનના અવતાર તરીકે સ્થાપ્યા છે જેમનામા સન્યાસ જ્ઞાન અને ભક્તિપૂર્ણ કર્મયોગ સપૂર્ણ કળાએ વિકસ્યો છે તેવા શ્રીરામ અને શ્રીકૃષ્ણ

આ બને અવતારોનુ દર્શન જે હિદુ તત્ત્વજ્ઞાનની નજરે નહિ કરે તેમને એમની ભવ્યતા નહિ દેખાય અને એમનુ સસારી જીવન બાહ્ય નજરે જોઈને આ પુરુષોને ભગવાનના અવતાર તરીકે પૂજનાર હિદુઓ ઘેલા લાગશે જે હિદુ જીવનદર્શનથી જોવા માગશે, પરતુ સન્યાસ, જ્ઞાન અને ભક્તિની દૃષ્ટિનો સમન્વય નહિ થયો

હોય અને કોઈ એક નજરે જોશે તેમને એમના અમુક કાર્યો વિવાદાસ્પદ લાગશે. એમણે ભૂલ કરી છે તેમ વસશે. શ્રીરામ પ્રમાણમા ઓછા વિવાદાસ્પદ લાગે તેવા છે. શ્રીકૃષ્ણમા ડગલે ને પગલે વિવાદ ઊભો થવાનો સભવ છે શ્રારામનો સીતાત્યાગ એટલો જ વિવાદાસ્પદ છે પરધર્મી પ્રચારકો તો એની ઠેકડી પણ કરવાના—હિદુના ભગવાન તો જુઓ! એક ધોબી જેવાના કહેવાથી એમનો ભગવાન પત્નીનો ત્યાગ કરે છે. તેય કેવા સજોગોમા—એ ગર્ભવતી હતી ત્યારે. એને બચાવની તક આપવામા આવતી નથી. એને છેતરીને લક્ષ્મણ મૂકી આવે છે. વળી રામ માને છે કે એ ભ્રષ્ટ નથી, છતા રાજા તરીકેની પ્રતિષ્ઠાને વશ થઈ પત્નીને હડહડતો અન્યાય કરે છે!

કેવળ પરધર્મીઓ જ નહિ, પરતુ શિક્ષિત હિદુઓ અને તેમાય આધુનિક ગણાતી સ્ત્રીઓ પુરુષો ઉપર પ્રહાર કરવામા આદિકાળથી એના એ રામ પુરુષો રહ્યા છે તેમ મજાકમા જાતિગૌરવ લેતી હોય છે! એનો અર્થ એવો પણ કરવાનો નથી કે પુરાણકાળમા કર્મયોગીની આદર્શમૂર્તિ તરીકે શ્રીરામ અને શ્રીકૃષ્ણના જે ચરિત્ર દોરવામા આવ્યા એને પગલે જ આજે પણ ચાલવુ જોઈએ. વળી એમના કાર્યોમા કઈ દોષ જ નથી તેમ પણ અધશ્રદ્ધા કેળવવાની જરૂર નથી. ઘોડે ચડે તે પડે, એ કહેવત પ્રમાણે કર્મ કરનાર ભૂલ ન કરે, તે બનવુ સભવિત નથી. જે મહાપુરુષ થઈ જાય, તે પ્રભુનો અવતાર હોય તોપણ અતે માનવદેહધારી છે. કેવળ ભૂલો થવાની એટલુ જ નહિ, દોષ પણ થવાનો. એ મર્યાદા કેવળ પુરુષની નથી કર્મની પણ છે શ્રીકૃષ્ણે તેનો પણ સ્વીકાર કર્યો છે—

સહજ કર્મમા દોષ હોય તોયે ન છોડવુ,
સર્વ કર્મે રહે દોષ ધુમાડો જેમ અગ્નિમા. (૧૮-૪૮)

અગ્નિમા ધુમાડાનો દોષ છે, પરતુ અગ્નિની ગરમીના લાભ ખાતર એ દોષ સહી લેવો રહ્યો એ દોષ ન સહી લેવા માટે ગરમીનો લાભ જતો કરવો તે સાચો માર્ગ નથી માનવજીવનમા

કર્મયોગ દ્વારા જ સંસિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ વિકાસના ઊર્ધ્વીકરણ માટે કર્મમાં ધુમાડા જેવો દોષ રહ્યો છે, તે અનિવાર્ય માની સહી લેવો જોઈએ, સ્વીકારીને ચાલવું જોઈએ. મહાભારતનાં પ્રતાપી પાત્રો–દ્રૌપદી, યુધિષ્ઠિર, કર્ણ, કુંતી, દ્રોણ, દ્રુપદ, ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, અર્જુન, ભીષ્મ, વિદુર, ગાંધારીના જીવનમાં જે નાનીમોટી મર્યાદાઓ અને દોષો જોયા તેમાં મુખ્યત્વે એ જવાબદાર છે અને શ્રીકૃષ્ણના જીવનમાં જે દોષો દેખાય છે તે કર્મની સાથે રહેલા ધુમાડાના દોષો છે. એ દોષો એમનું ચરિત્ર દોરનાર નિવારી શક્યા હોત. પરંતુ જે વ્યાસે ગીતામાં કર્મ સાથે સંકળાયેલા દોષોને અગ્નિ સાથેના ધુમાડા જેવા અનિવાર્ય ગણ્યા છે, તેને એ મૂર્ત કરવા માગતા હોય તો એ દોષો શ્રીકૃષ્ણના ચરિત્રમાં બતાવવા રહ્યા. તે સિવાય સ્વધર્મ આચરતા અનાસક્ત લોકસંગ્રહના નાયકનું ચિત્ર અવાસ્તવિક બને.

દાખલા તરીકે શ્રીકૃષ્ણ યુદ્ધમાં અર્જુનને અધર્મ આચરવાની સલાહ આપે છે. કર્ણના રથનું પૈડું કળી ગયું હોય છે અને તેને બહાર કાઢવા એ નીચે ઊતર્યો હોય છે ત્યારે એના ઉપર બાણ છોડવા એ અર્જુનને સલાહ આપે છે અને અર્જુન અધર્મ આચરતા ખચકાતો હોય છે ત્યારે એ કહે છે–ધર્મભીરુ થયા વિના બાણ છોડ!

આ બાહ્ય રીતે શ્રીકૃષ્ણનો દોષ છે, પરંતુ આંતર નજરે તે યુદ્ધના દોષની વાસ્તવિકતા છે. ગમે તેવું ધર્મયુદ્ધ હોય પણ યુદ્ધનું લક્ષણ છે કે તે શરૂ થયા પછી જીતનું યુદ્ધ બની જાય છે અને નાનો મોટો દોષ અનિવાર્ય બને છે. યુદ્ધનું, ધર્મયુદ્ધનું નગ્ન સત્ય બતાવવા માટે શ્રીકૃષ્ણને દોષ આચરતા વ્યાસે બતાવ્યા છે.

## સર્વતોમુખી વિકાસના પાયારૂપ કૃષ્ણનું બાળપણ
## —૨

શ્રીકૃષ્ણનુ જીવન બિંદુદર્શન પ્રમાણે વિગતે જોઈએ તે પહેલાં એમના અંગે આવતા ચમત્કારો અને અતિશયોક્તિ પાછળનુ દૃષ્ટિબિંદુ સમજી લઈએ. આપણને જેમના પ્રત્યે પૂજ્યભાવ, આદર અને પ્રેમ હોય છે તેમની હકીકત બીજા સમક્ષ રજૂ કરતી વખતે સહજભાવે અતિશયોક્તિ કર્યા વિના રહી શકાતું નથી. સામાન્ય માનવી અંગે જ્યારે આ પ્રકૃતિ છે ત્યારે જે યુગપુરુષ અવતાર કોટિએ પહોંચે તેના ગુણ ગાતાં અતિશયોક્તિથી સંતોષ થતો નથી. ચમત્કારોથી જ એમનો મહિમા થતો જોવા મળે છે.

શ્રીકૃષ્ણ અને શ્રીરામ એ પૌરાણિક પાત્રો છે અને ઐતિહાસિક હકીકત એમના અગે ઉપલબ્ધ નથી. આથી એના સર્જકો વ્યાસ અને વાલ્મીકિએ ચમત્કારોનો આશરો લઈને મહિમા કર્યો હોય તેમ સ્વીકારવામાં આવે તો એ અવતારોનું મૂલ્ય ઓછું ઊતરવાનો ભય એના ભક્તોએ રાખવા જેવો નથી. ઈશુ એ ઐતિહાસિક પાત્ર છે, છતા એમની જીવનમા ચમત્કારો ઓછા આવતા નથી. બુદ્ધે કેવળ બુદ્ધિને પ્રમાણ ગણીને ધર્મનું મૂલ્યાંકન કરવાની શીખ આપી છે, છતા એવો યુગપુરુષ અવતાર બનતાં એના પૂર્વજન્મની કથાઓ રચીને ચમત્કારો દ્વારા એનો મહિમા વધારવાની વૃત્તિ ટાળી શકાઈ નથી. ગાંધીજીના જીવન સાથે પણ તાણીતૂસીને ચમત્કારો જોડવાનો પ્રયત્ન થતો રહે છે. હું માંદગીથી મરું તો મને ઢોંગી મહાત્મા માનજો. આવા પ્રકારનું એકાદ વાક્ય એમનું ટાંકીને એમને

પ્રેરણા પ્રાપ્ત કરવામા અશ્રદ્ધા પણ ન હતી.

આમ જિજ્ઞાસુ સત્ય સ્વરૂપે ધર્મને સમજવા ઉદ્યમ કરતો હોય તો એણે પરપરાગત ચાલી આવતા પ્રવાહની મર્યાદા સમજી લેવી જોઈએ. પુરાણકાળથી ચાલ્યા આવતા પ્રવાહને એના જમાનાની મર્યાદાઓ ઓછીવત્તી નડયા વિના ન રહે, તે સ્વીકારીને ચાલવુ જોઈએ. મધ્યયુગમા થઈ ગયેલા સત તુલસીદાસની અતર સરવાણીમાથી ભક્તિનું જે પવિત્ર ઝરણુ વહ્યુ તે રામચરિતમાનસ. એ ઝરણામાં અધશ્રદ્ધાથી સ્નાન કરનાર એને પૂર્ણ પવિત્ર માનશે અને અશ્રદ્ધાથી નીરખનાર કહેશે કે જે ભક્તે સ્ત્રીને તાડનની અધિકારી ગણી છે તેવા પુરુષને સત શી રીતે કહી શકાય? પરતુ ગમે તેવો સંત અને ભક્ત પણ એના જમાનાની મર્યાદાથી સાવ પર નથી તેમ માની એવા કથનનો અસ્વીકાર કરી ભક્તિરસ માણી શકનાર એમાથી સાચો પદારથ પામી શકે છે.

શ્રીકૃષ્ણના જીવનમા આવતા ચમત્કારોને એ દૃષ્ટિએ જોવામાં આવે તો તેને સ્વીકારી લેવાની જરૂર રહેતી નથી અને એના અસ્વીકારથી એનો મહિમા ઓછો થતો નથી. એમના જન્મની આગાહી થઈ હતી અને જન્મ થતા તુરગનાં તાળા તૂટી ગયા હતાં. વસુદેવ એને લઈને જમુના પાર કરવા ગયા ત્યારે જળે માર્ગ કરી આપ્યો અને તે ગોકુળમા મૂકી આવવામાં સફળ થયા. જેમ એમનો મહિમા વધારવા ચમત્કારનો આશરો લેવામાં આવ્યો છે તેમ એમને ૧૬૧૦૮ રાણીઓ હતી તેવું અતિશયોક્તિનું અવલબન લેવામાં આવ્યું છે. એમના જમાનામા એકથી વધુ પત્નીઓ હોવી તે સ્વાભાવિક હતું. કૃષ્ણના બાલજીવનમાં એ અગે કઈ વિશિષ્ટતા જોવા મળતી નથી, પરંતુ એ દરેક સાથે સમાનભાવે વર્તતા હતા—જે સામાન્ય માનવીને માટે સહેલું નથી, તે એમની આંતરિક વિશિષ્ટતા હતી. આ ગુણની અતિશયોક્તિ કરવા મર્યાદિત પત્નીઓ સાથે એવું વર્તન માનવ કરી શકે, પણ શ્રીકૃષ્ણ એવા અવતારી પુરૂષ

હતા કે એ ૧૬૧૦૮ રાણીઓ સાથે એવું અસામાન્ય જીવન ગાળી શકતા હતા!

મહંમદ સાહેબે કુરાનમાં પુરુષને ચાર પત્નીઓ સુધીની છૂટ એ શરતે આપી છે કે એમની સાથે ભેદભાવ વગર, વહાલા–અળખામણાના પક્ષપાત વગર જીવવાનુ છે. એ શરતને મહત્ત્વ આપ્યા વિના મુસ્લિમો પોતાને ફાવતો લાભ લઈને કુરાને ચાર પત્નીઓ સુધીનો અધિકાર આપ્યો છે માની વર્તવાનો ધર્મ માને છે. એને બાજુએ રાખીએ તોપણ મહંમદ સાહેબે એ શરતી છૂટ આપી છે ત્યારે એવી સમવૃત્તિ સાવ અશક્ય માની નથી. આ સમવૃત્તિ કૃષ્ણમા કેવી મહ ન હતી તે દર્શાવવા હજારોની સંખ્યાની અતિશયોક્તિ કરવામાં આવી છે. એને રૂપક પણ માનવામા આવે છે. મનુષ્યના શરીરમાં ૧૬૧૦૮ નાડીઓ છે અને એ દરેક ઉપર કૃષ્ણે પ્રભુત્વ મેળવ્યું હતું. નારી ઉપર પ્રભુત્વ મેળવવું એમા પતિની મહત્તા રહેલી છે. શરીર—વાસના—ભોગ ઉપર પ્રભુત્વ મેળવવું તેમાં મનુષ્યની મહત્તા છે. જે સૌથી શ્રે' [illegible] સાધ્ય કરી હતી.

છે. વર્ષ શ્રેષ્ઠ ત્યારે નીવડે છે, જ્યારે એની ત્રણેય ઋતુઓ ખાલી હોય છે. શિયાળો ચાલતો હોય અને પોષ મહિનો બેઠા છતાં કડકડતી ઠંડી ન પડે તો એ ઋતુ ખીલી છે તેમ એને બિરદાવી શકીશું ? ઉનાળાનો જેઠ મહિનો ચાલતો હોય છતાં ગરમીથી આકળવિકળ ન થઈએ તો એને પૂરબહારનો ઉનાળો નહિ કહી શકાય. આ ગરમીથી આપણે હેરાન થઈએ તેથી એને નાપસંદ કરીએ તે આપણો સ્વાર્થ થયો, પણ ઋતુને તે કારણે વખોડીએ તો એનું સાચું મૂલ્યાંકન ન થયું ગણાય. એ જ રીતે આષાઢી વીજળી ચમકે નહિ અને મૂશળધાર વરસાદ તૂટી પડે નહિ તો એને ચોમાસાની પૂરબહાર ન કહેવાય. જો વર્ષની આ ત્રણેય ઋતુ ખીલી હોય તો ખેતીનો પાક ઉત્તમ થયા વિના ન રહે.

જીવનને પણ ત્રણ ઋતુઓ છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. એ ત્રણેય ઋતુઓ પૂરબહારમાં ખીલવી જોઈએ. બાલ્યાવસ્થા એટલે નિર્દોષપણું. તોફાનો ખાતર તોફાન, મસ્તી ખાતર મસ્તી અને ચડતા લોહીની શક્તિના થઈ રહેલા સંચારનું પ્રગટીકરણ-શ્રીકૃષ્ણના બાલ્યકાળનું જે ચરિત્ર દોરવામાં આવ્યું છે તે એ ઋતુ પૂરબહારમાં કેવી સુંદર ખીલવી જોઈએ તેનું ચિત્રણ છે. એ તોફાનમાં નિર્દોષતા છે અને આત્મીયતા છે એટલે જશોદાનો અને નંદનો એ દુલારો બની રહ્યો છે, તેમ ગોપ-ગોપીઓનો પણ એવો જ દુલારો બની રહે છે. બંસીવાદન એ એની લાક્ષણિકતા છે. કૃષ્ણને બંસી વિનાનો કલ્પી શકાતો નથી. બંસીના સૂરો એ છેડે છે ત્યારે ગોપ-ગોપીઓ જ નહિ પણ ગાયો સુધ્ધાં એનાથી ડોલવા માંડે છે. આનંદ માણવાની ભૂખ માણસમાં એવી છે કે એ વાતાવરણમાં બેધ્યાન બની જાય છે અને એનું કામકાજ વીસરી જાય છે. કામકાજ વિલંબમાં પડે છે. કૃષ્ણના બંસીવાદનનું જાદુ એવું હતું કે ગોપીઓ એમનું કામ ભૂલી એ સાંભળવા દોડી આવતી. એનો અર્થ એવો ન હતો કે ગોવાળો નહોતા દોડી આવતા. પરંતુ એ સ્વતંત્ર હતા

એટલે તેમને માટે દોડી આવવું એટલું નોંધપાત્ર ન હતું—જેટલું ગોપીઓને માટે. સ્ત્રીઓને માટે પુરુષોની ટીકાનો ભોગ થવું પડે અને ધણી-વડીલનો ઠપકો, ને દંડ સહેવો પડે, તેમ છતાં એ દોડી આવતી તે ઉલ્લેખ બંસીનો કેવો પ્રબળ જાદુ હતો તે બતાવે છે.

મનુષ્યજીવનમાં સંસારસુખની ઝંખનાવાળો દામ્પત્યપ્રેમ સર્વસામાન્ય છે. પરંતુ એથી વિશિષ્ટ પ્લેટોનિક પ્રેમ, જેમાં શરીરસુખની ઝંખના નથી તે વિરલ વ્યક્તિઓમાં જોવા મળે છે. શરીરસુખની ઝંખનાવાળા પ્રેમમાં મિલનનો આનંદ અને વિયોગનો વિરહ જેમ રહેલો છે, તેમ એમાં પણ સુખદુઃખ રહેલ છે. બાહ્ય રીતે બંનેનાં લક્ષણ એકસરખાં છે, પરંતુ આંતરલક્ષણ જુદાં છે, પરંતુ જે એ આંતરલક્ષણની ભિન્નતા જોઈ શકતા નથી તેમને એ સમજાતો નથી, ગળે ઊતરતો નથી અને તેને સ્થૂલ પ્રેમ માની લઈને એ ત્રાજવે તોળે છે. રાધા અને કૃષ્ણનો પ્રેમ, મિલન અને વિયોગનું જે ચિત્ર દોરવામાં આવ્યું તે પ્લેટોનિક પ્રેમનું છે. બંનેનાં બાહ્યવર્તન દામ્પત્ય સુખ ઝંખતા પ્રેમીઓ જેવાં ઉત્કટ જોવા મળે છે, પરંતુ એ પ્રેમ જાતીયભૂખ વિનાનો આત્મિક ભૂમિકાનો પ્રેમ છે. આ પ્રકારનો દિવ્ય પ્રેમ દુર્લભ છે અને એનો આરંભ જેમનામાં શરૂ થયેલો જોવા મળે છે તે અંતે લગ્નપ્રેમમાં પરિણમે છે. આથી તેમાં દંભ પોષાવાનો સંભવ છે. આત્મવંચનાની છેતરપિંડી થવાનો ભય છે અને દિવ્યતા સુધી પહોંચવું દુર્લભ છે એટલે તે વહેલોમોડો શરીરસુખમાં ફેરવાઈ જાય છે. છતાં તે વિભૂતિ માટે અશક્ય નથી. શ્રીકૃષ્ણને માનવજીવનના એક પૂર્ણ વિકસિત આત્મા તરીકે રજૂ કરવા છે એટલે એ દિવ્ય પ્રેમ એમને દુર્લભ નથી તેમ બતાવવા રાધાકૃષ્ણનો પ્રેમ મૂર્તિમંત કર્યો છે.

રામ અને સીતા, વિષ્ણુ અને લક્ષ્મી, કૃષ્ણ અને રુક્મિણી જે દામ્પત્યપ્રેમનાં આદર્શ યુગલ છે, તે પ્રકારનું રાધા અને કૃષ્ણનું યુગલ નથી. પેલાં માનવજીવનમાં સુલભ પ્રેમનાં પાત્રો છે, તો આ

દિવ્યજીવનનાં પ્રેમપાત્રો છે. જો એ દૃષ્ટિએ જોવામાં આવશે તો એની ભવ્યતા અને વિશિષ્ટતા દેખાશે અને સ્થૂલ નજરે મૂલવવામા આવશે તો એ સ્પષ્ટ દેખાશે! માનવી પ્રેમભૂખ્યો છે. સંસારસુખના પ્રેમની ભૂખ એને સતોષાય છે. માનવપ્રેમની પણ ઓછીવત્તી ઝાખી થાય છે. પરંતુ દિવ્યપ્રેમની ઝાખી થવી દુર્લભ છે. એનાં દર્શન શ્રીકૃષ્ણ અને રાધાનાં પાત્રો દ્વારા હિંદુ જીવનદર્શન કરાવે છે.

શ્રીકૃષ્ણથી પણ ક્યા ચડી જાય તેવા તોફાની છોકરાઓ જોવા મળે છે. એ તોફાનમાં નિર્દોષતા પણ હોય છે. છતાં એ ઋતુનું સમગ્ર પ્રાગટ્ય એમા થતું નથી. શ્રીકૃષ્ણના કરકમળમાં કેવળ બંસી શોભતી ન હતી. ધનુષ્યબાણ પણ એવા જ દીપી ઊઠતાં. એ જેમ ગોપીઓના વસ્ત્રો લઈને કદંબના ઝાડ ઉપર ચડી જઈ એમને હેરાનપરેશાન કરતા હતા, તેમ એ જ જમુનાના ધરામાં કાલિયનાગ ભરાઈને ગોપ-ગોપીઓને ભયરૂપ બન્યો હતો તેને નાથીને એમણે ભગાડયો હતો અને એ ત્રાસમાથી એમને મુક્ત કર્યાં હતા. જે હાથે એ ગોપીઓનાં મહી ઝૂટવતો હતો, તે જ હાથે ગદા ધારણ કરીને જે દુષ્ટો ગોવાળોને રંજાડતા હતા તેને હણ્યા હતા.

શ્રીકૃષ્ણે શસ્ત્ર-અસ્ત્રના બળમાં પૂર્ણતા માની ન હતી. જ્ઞાનને પણ એટલું જ મહત્ત્વ આપ્યું હતું. વિદ્યા પ્રાપ્ત કરવા ઉજ્જૈન વિસ્તારમા આવેલા સાંદીપનિ ઋષિના આશ્રમમાં ગયા હતા. કૃષ્ણ અને સુદામાની મૈત્રી આ ગુરુકુળમાં સહાધ્યાયીના સંબંધમાંથી ખીલી હતી. એ ગુરુ પાસે કૃષ્ણજી ગોકુળ–મથુરામાંથી આવીને દાખલ થયા હતા. એ પછી દ્વારકા ગયા તે એમના જીવનનો જેવોતેવો પલટો ન હતો. પરંતુ એ જીવન પલટાઈ ગયું હોવા છતા બાળપણના સ્નેહી સુદામા પ્રત્યેનો મૈત્રીપ્રેમ ઘટચો ન હતો. દ્રુપદને બાપની ગાદી મળતાં એનામાં રાજવીનું એવું અભિમાન આવી ગયું કે તેણે દ્રોણની ગુરુકુળની મૈત્રી ચાલુ રાખવામાં નાનમ માની. ક્યા રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી, એવા અપમાન સાથે મૈત્રી સંભવે નહિ તેવા તોરમાં એણે

શાંત જોવા મળતો હોય તો એ એની ઋતુ બહારનું લક્ષણ ગણાવું જોઈએ. એ એના જીવનની કઋતુ ગણાવી જોઈએ. એ ગુણ નહિ પણ ખામી માનવી જોઈએ. છતાં એને જો સારા છોકરાનાં લક્ષણ માનતા હોઈએ તો એ ઋતુના ગુણની શૈક્ષણિક દૃષ્ટિ આપણને લાધી નથી–તેમજ અર્થ થાય. નિર્દોષ તોફાન, તોફાન ખાતર તોફાન બાળક–કિશોરમાં રહેલી ચેતનશક્તિનો ફુવારો બતાવે છે. આ ગુણ હોવા છતા શિયાળાની ઠંડીનો અતિરેક થતા એ હિમમા પલટાઈ જાય છે ત્યારે એ ગુણને બદલે અવગુણ બની જાય છે. આ તોફાનનો પણ અતિરેક થાય, એની અંદર નિર્દોષતાને બદલે નફ્ફટતા પ્રવેશે તો એ પણ ગુણ ન રહેતા અવગુણ બની જાય છે.

એ ઉમરમા વિદ્યામા પણ છોકરો તેજસ્વી હોવો જોઈએ. ચારિત્રનું ઘડતર એ અવસ્થામાં એવું થવું જોઈએ કે ભવિષ્યમાં સંજોગો બદલાય છતાં તે ડગી ન જાય. સુદામાના મિલનનો પ્રસંગ બદલાયલા સંજોગોમાં ઊભો થાય છે. પરંતુ ચારિત્ર ઘડતરને લીધે કૃષ્ણમાં એ જ મિત્રભાવ સાબૂત છે. વિદ્યાર્થી ભણવામાં તેજસ્વી હોય પણ રમતગમત અને બાહ્ય પ્રવૃત્તિથી અલિપ્ત રહે, તો એ સોગિયો, એકાંગી–વેદિયો નીવડે. એનો સંપૂર્ણ વિકાસ થયેલો ન ગણાય. રમતગમત, બહારની પ્રવૃત્તિ, નાનાંમોટાં સાથે સહવાસ, એમનો પ્રેમ પ્રાપ્ત કરવો અને એમની પ્રત્યે આદરભાવ, છતાં વિદ્યાભ્યાસમાં કચાશ નહિ—આમ સર્વતોમુખી વિકાસનો પાયો એ શ્રીકૃષ્ણનું બાળચરિત્ર છે.

# શ્રીકૃષ્ણનું નિષ્કામ કર્મયોગીનું જીવન —૩

હિંદુ જીવનદર્શન સ્વધર્મમાં શ્રેય પ્રબોધે છે. ગીતામાં શ્રીકૃષ્ણ એ જ માર્ગ અર્જુનને ચીંધે છે. સ્વધર્મ આચરતાં સ્વજનોને હણવા પડે તો એમાં અધર્મ નથી તેમ શ્રીકૃષ્ણ કહે છે ત્યારે એ ધર્મ એ આચરી ચૂકેલા છે. મામા કંસને અને ફોઈના દીકરા શિશુપાળને હણતાં એ અચકાયા નથી. શ્રીકૃષ્ણનો જન્મ જેલમાં માતા દેવકીને પેટે થયો હતો, તેનું કારણ મામા કંસ હતો. એણે કેવળ બહેન-બનેવીને કેદ કર્યા હતાં એટલું જ નહિ પણ પિતા ઉગ્રસેનને પણ કેદ કરીને એ ગાદી ઉપર બેઠો હતો.

શ્રીકૃષ્ણ યાદવ કુળમાં જન્મ્યા હતા. દાદા શૂરસેન મથુરાની ગાદી પર હતા. પરંતુ જે કંસ પિતાને અને બનેવીને જેલયાત્રા કરાવે, તે બીજા યાદવોને સુખે જંપવા શાનો દે? આ ત્રાસથી યાદવો મથુરા છોડી કુરુપંચાલ વગેરે પ્રદેશોમા જતા રહ્યા હતા; અને જે રહ્યા હતા તે કંસની તાબેદારી સ્વીકારનારા હતા. આ સ્થિતિમાં યાદવકુળમાં જન્મેલા શ્રીકૃષ્ણનો સ્વધર્મ કંસના ત્રાસમાંથી લોકોને અને પોતાના કુળને મુક્ત કરવાનો હતો. કંસ જુલમી હતો તેવો પરાક્રમી પણ હતો. એની સામે માથું ઊંચકવાની કોઈ હામ ભીડતું ન હતું. શ્રીકૃષ્ણે એ હિંમત કરી ત્યારે પણ લોકોને ભય હતો કે ક્યાંક એની હાણ ન થાય. પરંતુ કંસના મુખ્ય મલ્લ ચાણૂરને શ્રીકૃષ્ણે મહાત કર્યો અને બીજા પાંચ મલ્લો પણ એમને હરાવી શક્યા નહિ ત્યારે એ અખાડો છોડી નાસી છૂટ્યા. કંસને

પણ શ્રીકૃષ્ણના બળનો ખ્યાલ આવ્યો. પોતાને અજય માનતા કંસને મોત આવી પહોંચેલું દેખાયું ભાણેજના હાથે મામો હણાયો. જુલમી સત્તાનો શ્રીકૃષ્ણે અંત આણ્યો. મથુરાની ગાદી ઉપર દાદા ઉગ્રસેનને બેસાડી શ્રીકૃષ્ણ સેવક તરીકે રાજ્યના રક્ષણહાર અને પ્રજાના પાલનહાર બન્યા.

પરંતુ, કંસ જેવો જ જુલમી રાજા એનો સસરો જરાસંધ હતો. જમાઈના મૃત્યુનું વેર લેવા એણે મથુરા ઉપર ચઢાઈ કરી કંસની જેમ એને પણ અજયતું અભિમાન હતું હાર્યો જુગારી બમણું રમે તેમ એની હાર થતી રહી તેમ તેમ એ ફરી ફરી હુમલો કરતો રહ્યો. સત્તર વાર પરાજય પામ્યા પછી અઢારમી વખત એણે જીત મેળવવા કાલયવન નામના અસુર રાજાની અને તેના સૈન્યની મદદ લીધી. મથુરાને ઘેરો ઘાલવામાં આવ્યો જરાસંધ સત્તામદમાં એવો અંધ બન્યો હતો કે એણે આર્યોના દુશ્મનો એવા બબર, નરક, બાણાસુર વગેરે અસુર રાજાઓની મૈત્રી બાંધી હતી. કાલયવન આ સૌમાં વધુ બળવાન હતો.

શ્રીકૃષ્ણે જરાસંધની માફક આ યુદ્ધને અંગત પ્રતિષ્ઠા અને ગાદીલોભથી ન જોતાં સમાજહિતની નજરે જોયું. બે જણની લડાઈમાં ત્રીજો ફાવે, તે એમની ધ્યાન બહાર ન રહ્યું. બે આર્ય રાજાઓની લડાઈમાં ત્રીજી અસુર સત્તા ફાવે, તે મજબૂત બને, તે અંતે આર્યસત્તાને જ હાનિ પહોંચાડનારી નીવડે. અસુર સત્તાને એ તક ન આપવી હોય તો આ યુદ્ધ ટાળવું જોઈએ. એ ત્યારે જ બને કે શ્રીકૃષ્ણ મથુરાની ગાદીનો–રાજ્યનો ત્યાગ કરે. ક્ષત્રિયને માટે હાર સ્વીકારવી તે જીવતાં મૃત્યુ સ્વીકારવા જેવું કરુણ હોય છે પરંતુ સમાજહિત ખાતર જે અનાસક્તભાવે કર્મ કરે છે તેને સ્વધર્મ તરીકે મૃત્યુ પણ શ્રેય છે તેમ ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે તે જીવતાં મૃત્યુ, મથુરાનો ત્યાગ કરીને એમણે આચરી બતાવ્યું છે. બાહ્ય દૃષ્ટિએ જોનારને શ્રીકૃષ્ણ કાયર લાગે, પરંતુ આંતરદૃષ્ટિએ એ કાયરનું

કામ ન હતું, સાચા અનાસક્ત વીરનુ પગલું હતું.

શ્રીકૃષ્ણ મથુરાથી યાદવો સાથે હિજરત કરે છે અને દ્વારકામા જઈને નવી દુનિયા–નવુ રાજ્ય સ્થાપે છે. આ હિજરતને બાહ્ય નજરે જોઈને રુકમીએ શ્રીકૃષ્ણને કાયર માન્યા છે–અપ્રતિષ્ઠિત માન્યા છે. આથી એની બહેન રુક્મિણી મનથી શ્રીકૃષ્ણને વરી ચૂકી છે તે પ્રેમભાવનાને એ કબૂલ કરવા તૈયાર થતો નથી. રુક્મિણીમા સાચી સમજણ નથી પૂરી, બુદ્ધિ નથી, એમા કુટુબનુ ગૌરવ નથી, સ્ત્રીઓ મોટે ભાગે લાગણીમા ખેચાઈ જાય છે તેમ એ પણ આગળ પાછળનો વિચાર કર્યા વિના લાગણીમા ખેચાઈ ગઈ છે માની, એણે બહેનની ઇચ્છાને ગણકારી નહિ અને તેનુ વેવિશાળ શિશુપાળ સાથે નક્કી કર્યું અને લગ્ન પણ લીધુ રુક્મિણીએ બીજો ઉપાય ન રહ્યો ત્યારે શ્રીકૃષ્ણને સદેશો કહાવ્યો કે એ મનથી એમને વરી ચૂકી છે માટે અપહરણ કરીને લઈ જવાનુ ક્ષત્રિય પરાક્રમ કરીને મારી ઇચ્છા પૂરી કરો

શ્રીકૃષ્ણ માટે કેવુ ધર્મસકટ આવીને ઊભુ રહ્યુ ! રુક્મિણીનુ જેની સાથે વેવિશાળ થયું હતુ તે એમની ફોઈનો દીકરો હતો લગ્ન લેવાઈ ગયું હતું. જાન નીકળી ચૂકી હતી. એ સ્થિતિમા વિવાહિતા કન્યાનુ અપહરણ કરવુ તે સામા બે પક્ષો સાથે કાયમનુ વેર બાધવા જેવુ નીવડે. રુકમી અને શિશુપાળ બન્ને મિથ્યાભિમાની, અને તેમાય શિશુપાળ ફોઈનો દીકરો એટલે એનો વધુ તેજોવધ થાય પરતુ બીજી બાજુ પોતાને મનથી પરણી ચૂકેલી રુક્મિણી હતી. જો એની વહારે એ ચડતા નથી તો, એની જિદગી ધૂળમા મળે છે વેવિશાળ થયા છતા અને લગ્ન લેવાયા પછી એણે સદેશો મોકલ્યો છે, તે જ એની પ્રેમની ઉત્કટતા બતાવે છે. એને એ લગ્ન કોઈ રીતે સ્વીકાર્ય નથી. એનુ પરિણામ કરુણતામા આવે રુકમીએ એની ઇચ્છાને અવગણીને લગ્ન લીધુ છે એટલે એ જાન આવ્યા પછી બહેનની વિનવણીને તાબે થાય તેમ બનવુ એ એનુ

અભિમાન જોનાં શકય નથી. શ્રીકૃષ્ણને માટે એનાં ગમે તેવાં માઠાં પરિણામ આવે તોપણ વહારે ચડ્યા વિના બીજો કોઈ ઉપાય ન હતો. વળી રુક્મિણીની સલામતી ખાતર છૂપા અપહરણ સિવાય બીજો માર્ગ ન હતો.

રુકમી એકનો બે નહિ થાય તેની ખાતરી થયા પછી રુક્મિણીએ પોતાનો શિશુપાળ સાથેના વિવાહમા વિરોધ નથી તેવો ભુલાવામાં નાખતો માર્ગ અખત્યાર કર્યો હતો. શ્રીકૃષ્ણને એણે સંદેશામાં કહેવડાવ્યું હતું કે કુટુંબના રિવાજ પ્રમાણે લગ્નને આગલે દિવસે કુળદેવીની પૂજા કરવા તે નગરની બહાર દેવસ્થાનમાં આવશે. તે તકનો લાભ લઈ અપહરણ કરવાની યોજના અમલમા મૂકવી. આ છૂપા પગલાથી રુક્મિણીની સલામતી સચવાઈ અને તેની જાણ થતાં સામનો કરીને શ્રીકૃષ્ણે પરાક્રમથી જીત પણ મેળવી. શિશુપાળને લગ્નને માંડવેથી હાંસીપાત્ર બનીને પાછા જવું પડયું, તે વેર એ ન ભૂલી શકે તેમાં નવાઈ નથી. પરંતુ કોઈના દીકરાની હાણ પોતાના હાથે થતી હોય તોપણ પ્રેમ ખાતર તેમાં પાછા ન પડવાની હિંમત એ શ્રીકૃષ્ણને પક્ષે નાનુસૂનું ધર્મસંકટ ન હતું. દુશ્મનાવટ વહોરીને પણ તેમણે તે પાર કર્યું હતું.

મથુરાથી હિજરત કરી દ્વારકામાં વસવાથી શ્રીકૃષ્ણ કે યાદવોને ગેરલાભ થયો ન હતો. મથુરા કરતાં પણ દ્વારકામાં પુરુષાર્થથી, એકતાથી, અને શ્રીકૃષ્ણની પ્રેરણાથી યાદવો સમૃદ્ધ-સુખી બન્યા હતા. વસુદેવ દ્વારકાની ગાદી ઉપર બિરાજમાન હતા. બળદેવ ઓરમાન મોટાભાઈ હતા છતાં શ્રીકૃષ્ણ એમને સગા મોટાભાઈ કરતાં ઓછું આદરમાન કરતા ન હતા. મોટાભાઈ જ રાજ્યના કર્તાકારવતા હતા. શ્રીકૃષ્ણ તો મથુરામાં જેમ રાજ્યના સેવક હતા તેમ દ્વારકામાં પણ એ જ સેવાભાવથી સ્વધર્મ અદા કરતા હતા. દ્વારકા સમુદ્રકિનારે એવી સલામત નગરી હતી કે દુશ્મનના હલ્લાનો ભય ન હતો. મથુરાનો ત્યાગ કરવો પડ્યો તેનું દુઃખ યાદવોને બિલકુલ સાલતું

ન હતું,

પરંતુ જે હેતુ માટે શ્રીકૃષ્ણે મથુરાનો ત્યાગ કર્યો હતો, તે જરાસંધનો જુલમ ઘટવાને બદલે વધતો રહ્યો હતો અસુરોની સત્તાને ફાવવા ન દેવામાં શ્રીકૃષ્ણની હિજરત કામયાબ નીવડી હતી, તોપણ જરાસંધની સત્તા વકરી હતી. શ્રીકૃષ્ણ સમાજના હિત ખાતર અસુર-રાજ્ય કે અસુરસત્તાના વિરોધી હતા. એ આર્ય હતા એટલે અસુર તરફ અસૂયા હતી તેવો ભેદભાવ ન હતો, પરંતુ મૂળે રાજસત્તા મદાંધ બન્યા વિના રહેતી નથી, તેમાંય અસુરો પોતાને સત્તાના અધિકારી માની વધુ મદાંધ હતા, એટલે તેમનું રાજ સમાજહિતમાં ન હતું પરંતુ એવા જ મદાંધ જો આર્યો અને આર્યસત્તા બને તો એ પણ એટલી જ સમાજને માટે અહિતકારી વાત હતી શ્રીકૃષ્ણે જરાસંધથી પરાજય સ્વીકારી હિજરત કરી તે પછી જરાસંધના મદનો પાર ન રહ્યો રાજસૂય યજ્ઞ રાજાઓ કરતા આવ્યા હતા, પરંતુ જરાસંઘે ભૂતકાળમાં કોઈએ ન કર્યો હોય તેવો રાજસૂય યજ્ઞ કરવાનો મનસૂબો જાહેર કર્યો હતો. સો રાજાઓને પરાજિત કરી તેમને યજ્ઞના બલિ તરીકે હોમી દેવા ! એ માટે ૮૬ રાજાઓને તેણે હરાવીને કેદ કર્યા હતા અને ૧૪ રાજાઓ બાકી હતા

શ્રીકૃષ્ણે જોયું કે એને પડકારવામાં નહિ આવે તો કંસના ત્રાસ જેવો એનો ત્રાસ વધી જશે વળી જો કેવળ વિજય મેળવવાની ભાવનાથી એને પડકારશે તે જો ધર્મથી ચાલનાર નહિ હોય તો જીતથી ગર્વિષ્ઠ બની જશે અને એનામાં સત્તામદ પેદા થશે. આ સ્થિતિમાં ઈન્દ્રપ્રસ્થમાં ધર્મદૃષ્ટિથી સમાજહિતને લક્ષમાં લઈ રાજ્ય કરતા પાંડવો ઉપર એમની નજર ઠરી. એ જીતથી ભીમ અને અર્જુનમાં ગર્વ આવશે તોપણ રાજગાદી ઉપર બેઠેલા યુધિષ્ઠિર એવા ધર્મિષ્ઠ હતા કે તે એનાથી નહિ રંગાય આથી એમણે તેમને લોકહિત ખાતર રાજસૂય યજ્ઞ કરવાની સલાહ આપી અને જરાસંધની સત્તાને પડકારવાની જરૂર સમજાવી.

યુધિષ્ઠિર નમ્ર હતા એટલે એવું મહાકાર્ય શ્રીકૃષ્ણની સહાય વિના અને ઇચ્છા વિના પાર ન પડે માની તેમને આગળ કર્યા. એ જ રીતે શ્રીકૃષ્ણે પાડવોને આગળ કર્યા. કારણ કે પાડવશક્તિ —ધર્મશક્તિ સમાજમા ફૂલેફાલે તે જરૂરી હતી. આમ બંનેના સમન્વયથી ભીમના હાથે જરાસધનો પરાજય થયો, વધ થયો. આમા રાજ્યલોભ ન હતો, સત્તાનો–બળનો ગર્વ ન હતો, એટલે કેદમા પુરાયેલા રાજાઓને મુક્ત કરવામા આવ્યા. એમનું રાજ્ય જરાસધે ખાલસા કર્યું હતું તે તેમને પાછુ સોપવામાં આવ્યું. એ જ પ્રમાણે જરાસધનુ રાજ્ય એના પુત્રને સોપવામા આવ્યું. આમ જરાસંધની મદાધ સત્તાનો અત આણવામા આવ્યો અને રાજસૂય યજ્ઞ પાડવોને આગણે મડાયો.

આ વિજયનો ગર્વ પાંડવોને ન થયો. પરંતુ દ્રૌપદી એનાથી નિર્લેપ ન રહી શકી. પ્રદેશ પ્રદેશના રાજાઓ એમા પધાર્યા હતા અને સૌએ પાડવોની શ્રેષ્ઠતાને સ્વીકારી માન આપ્યું હતું. દુર્યોધનની હસ્તિનાપુરની છત્રપતિની ગાદીનુ ગૌરવ ઝાંખું પડેલું દેખાતું હતું. આ ગર્વને વશ થઈ દ્રૌપદીએ દુર્યોધનનું અપમાન કર્યું– 'આધળાના દીકરા તો આધળા જ હોય ને!'. જ્યારે શ્રીકૃષ્ણ જે આ રાજસૂય યજ્ઞના જશના સાચા હકદાર હતા, તે એનાથી એટલા જ અનાસક્ત હતા. દ્વારકાથી એ એમના પિતા ને મોટાભાઈ સાથે પધાર્યા હતા. સ્વજન તરીકે એમણે પોતાને કોઈ કામ સોપવાની માગણી કરી. યુધિષ્ઠિરે એમને આદર આપતાં કહ્યુ—'તમે અમારા પૂજનીય છો. કામ કરનારા ઓછા નથી કે તમારે તસ્દી લેવી પડે.' શ્રીકૃષ્ણે તેનો સ્વીકાર ન કરતાં કહ્યુ : 'હુ મારી મેળે મારુ કામ શોધી લઈશ.' અને એ યજ્ઞ વખતે જે મહેમાનો બહારથી આવતા રહ્યા તેમના પગ ધોવાનુ અને જમ્યા પછી એઠાં પતરાળાં ઉઠાવવાનું, એ રીતે સાફસફીનું કાર્ય એમણે ઉપાડી લીધું. જે હાથ મોરલી પકડી શકે છે, ગદા ધારણ કરી શકે છે, સુદર્શનચક્ર ધારણ કરી શકે

છે, તે હાથ એઠાં પતરાળાં ઉપાડવામાં પણ એટલું જ ગૌરવ માને છે. સમાજહિતનું અને સમાજને માટે ઉપયોગી કોઈ કામ નાનું નથી, હલકું નથી, તે સંદેશ શ્રીકૃષ્ણે એમના જીવન દ્વારા ચરિતાર્થ કરેલો છે.

આ રાજસૂય યજ્ઞ વખતે શ્રીકૃષ્ણનું પૂજન કરીને આર્ય સંસ્કૃતિએ માનવીય મૂલ્યની એની કસોટી છતી કરી છે. સમાજમાં પૂજનનો અધિકારી કોણ? સન્માન–આદરનો સાચો હકદાર કોણ? એ યજ્ઞમાં નાના-મોટા રાજવીઓ પધાર્યા હતા. દુર્યોધન સૌથી મોટો ગાદીપતિ હતો. વયોવૃદ્ધ વડીલ ભીષ્મ હતા. ગુરુવર્ય દ્રોણ હતા. સગાંસંબંધીમાં વડીલ એવા દ્રુપદ અને વસુદેવ હતા. વેદશાસ્ત્રમાં શ્રેષ્ઠ વ્યાસ હતા. આમ છતાં આમાંથી કોઈનુ પૂજન ન કરતાં શ્રીકૃષ્ણનું પૂજન કરવાની સલાહ ખુદ ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને આપી અને તેમણે સહદેવને નાના ભાઈ તરીકે એ લ્હાવો લેવાની તક આપતાં, એણે પૂજન કર્યું.

શિશુપાળથી આ સહ્યું ન ગયું. રુક્મિણીના હરણને લીધે એ શ્રીકૃષ્ણનો હાડવેરી બન્યો હતો. એ કારણે જરાસંધનો મિત્ર બન્યો હતો. જરાસંધ વહેલોમોડો એને દ્વારકામાથી નસાડશે તેમ એ સ્વપ્નાં સેવી રહ્યો હતો. ત્યા એનો નાશ પાંડવો પાસે શ્રીકૃષ્ણે કરાવ્યો તેથી એ બળ્યોઝળ્યો હતો. એનુ ચાલ્યું હોત તો પાંડવોને એણે પછાડયા હોત. પરંતુ એ એના ગજા બહારનું કાર્ય હતું અને રાજાઓ રાજસૂય યજ્ઞ નિમિત્તે આવો દિગ્વિજય કરતા હોય છે એટલે રાજવટને માન આપી તે પધાર્યો હતો. પરંતુ શ્રીકૃષ્ણનું પહેલું પૂજન થતાં એના વેરમાં બળતામા ઘી હોમાયા જેવું થયું અને તે ઉશ્કેરાઈને શ્રીકૃષ્ણને ગાળો દેવા લાગ્યો. પહેલું પૂજન કરવાની સલાહ આપનાર ભીષ્મની બુદ્ધિ બહેર મારી ગઈ છે તેમ એણે ઉપાલંભ કર્યો. રાજાઓને ઉશ્કેરી યજ્ઞમાં ભંગાણ પાડવા એ કોશિશ કરવા લાગ્યો, ત્યારે સૌને શાંત કરી ભીષ્મે પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવતાં કહ્યું :

'શ્રીકૃષ્ણ કરતાં ગુણમાં ચડિયાતો પુરુષ મારી જાણમાં નથી. જ્ઞાન, શૌર્ય અને સમભાવનો ત્રિવેણીસંગમ એમનામાં પૂર્ણ સ્વરૂપે જોવા મળે છે. એ રાજા નથી, પણ એ ભૂલવું ન જોઈએ કે રાજમુગટ પહેરવો એ એવું મોટું પરાક્રમ નથી, જેટલું રાજમુગટ બીજાને પહેરાવવો તેમાં છે. એ ઉંમરમાં અહીં હાજર વડીલો છે તેનાથી નાના છે, પણ ગુણ-બુદ્ધિમાં વૃદ્ધ છે. સૌને, ધર્મ અધર્મ માટે શાસ્ત્રોને પ્રમાણભૂત માનવાં પડે છે ત્યારે શાસ્ત્રોને એમનું વર્તન પ્રમાણભૂત માનવું પડે છે. શાસ્ત્રો જે યુગપુરુષના વર્તન ઉપરથી રચાય છે, તેવા એ યુગપુરુષ છે.'

હોતી નથી. આથી યુદ્ધ તો એ નાછૂટકે આચરે છે. તે પહેલા શાતિ-સુલેહ સ્થાપવા એ પોતાનાથી થાય તે પ્રયત્ન કરી છૂટે છે. શ્રીકૃષ્ણ વીર યોદ્ધા તરીકે જેમ દીપી નીકળે છે તેમ પાડવોના વિષ્ટિકાર તરીકે દુર્યોધન પાસે જાય છે ત્યારે શાતિના દૂત રૂપે એટલા જ દીપી ઊઠે છે. એ વિષ્ટિકાર તરીકે જવા તૈયાર થાય છે ત્યારે કોઈને શ્રદ્ધા નથી હોતી કે દુર્યોધન સુલેહ માન્ય રાખવા તૈયાર થશે. વિષ્ટિકારની બે ફરજો હોય છે—બને ત્યા સુધી સુલેહનો માર્ગ શોધી કાઢવો અને તે ન જ બને તો પોતાનો પક્ષ ન્યાયી છે તેની પ્રતીતિ સમાજને કરાવી આપવી. પહેલી ફરજમા સામા પક્ષનો સહકાર જોઈએ છે અને તે ન મળે તો ગમે તેવા ઉત્તમ વિષ્ટિકાર નિષ્ફળ નીવડે છે. પરતુ બીજી ફરજ કેવળ વિષ્ટિકારની શક્તિ ઉપર અવલબે છે. શ્રીકૃષ્ણ એમા સફળ થયા અને ઓછામા ઓછી પાચ ગામની માગણી મૂકીને સમાજને પ્રતીતિ કરાવી આપી કે દુર્યોધને એને ઠુકરાવીને અન્યાયની માઝા મૂકી હતી. શ્રીકૃષ્ણ પાડવો તરફથી સમાધાન લઈને ગયા હતા અને દુર્યોધન તરફથી યુદ્ધ લઈને પાછા ફર્યા હતા, તે અગે કોઈને શકા રહી ન હતી.

આ ઉત્તમ વિષ્ટિકારે યુદ્ધ લઈને આવ્યા પછી મારુ કામ પૂરુ થયુ એમ ન માન્યુ. પરતુ અર્જુન વિષાદને વશ થઈ યુદ્ધથી ભાગવાની મનોવૃત્તિને વશ થયો ત્યારે સ્વધર્મ ચીધીને તેમા દૃઢ કર્યો એટલુ જ નહિ પણ એને પક્ષે સક્રિય રહીને પાડવોને વિજય અપાવવામા મુખ્ય ભાગ ભજવ્યો. આમ કસવધથી શરૂ થયેલો એમનો સ્વધર્મ, ધર્મનિષ્ઠ પાડવોને પક્ષે રહીને મહાભારતના યુદ્ધમા એમને વિજય અપાવવા સુધી ઉત્તરોત્તર એક શ્રેષ્ઠ કર્મયોગીનુ જીવન રજૂ કરે છે.

'શ્રીકૃષ્ણ કરતાં ગુણમા ચડિયાતો પુરુષ મારી જાણમા નથી. જ્ઞાન, શૌર્ય અને સમભાવનો ત્રિવેણીસંગમ એમનામાં પૂર્ણ સ્વરૂપે જોવા મળે છે. એ રાજા નથી, પણ એ ભૂલવું ન જોઈએ કે રાજમુગટ પહેરવો એ એનુ મોટુ પરાક્રમ નથી, જેટલું રાજમુગટ બીજાને પહેરાવવો તેમા છે. એ ઉંમરમા અહી હાજર વડીલો છે તેનાથી નાના છે, પણ ગુણ-બુદ્ધિમા વૃદ્ધ છે. સૌને, ધર્મ અધર્મ માટે શાસ્ત્રોને પ્રમાણભૂત માનવા પડે છે ત્યારે શાસ્ત્રોને એમનુ વર્તન પ્રમાણભૂત માનવુ પડે છે. શાસ્ત્રો જે યુગપુરુષના વર્તન ઉપરથી રચાય છે, તેવા એ યુગપુરુષ છે.'

શિશુપાળની અંદર વૈરાગ્નિ ભભૂકતો હતો એટલે તે શાંત પડવાને બદલે ભીષ્મનું અપમાન કરવા લાગ્યો. શ્રીકૃષ્ણને માટે પોતાનુ અપમાન સહી લેવું સુગમ હતું, પરંતુ ભીષ્મનું સહી લેવું અસહ્ય હતું. તેમાંય શિશુપાળે પોતાની શ્રેષ્ઠતા બતાવી આપવા તેમને લડવાની હાકલ કરી. શિશુપાળે આ અગાઉ પોતાનું વેર વાળવા ઓછા પ્રયત્ન કર્યા ન હતા. દરેક વખત ક્ષમા આપવા છતાં એનું વર્તન બદલાયું ન હતું એટલે ક્ષમાનો એને વધુ હકદાર ન ગણી શ્રીકૃષ્ણે એનો વધ કર્યો. આ ફરજ પણ કેવી કરુણ હતી! પાંડવોને આંગણે રાજસૂયનો મંગળ પ્રસંગ હતો તે આનંદમા શિશુપાળનો વધ, રંગમાં ભંગ પાડતો હતો. એ જેમ શ્રીકૃષ્ણનો ફોઈનો દીકરો હતો, તેમ પાંડવોની મામીનો દીકરો હતો, કુંતીની બહેનનો દીકરો હતો. કુંતીને આંગણે રાજસૂય યજ્ઞની આનંદહેલી ચડી હોય ત્યારે એમા બહેનનો દીકરો વધેરાઈ જાય, તે કેવું અસહ્ય થઈ પડે? ધર્મનો માર્ગ અસિધાર જેવો છે તે અહીં જોવા મળે છે.

સામાન્ય રીતે એવુ માનવામાં આવે છે કે યોદ્ધાઓ લડાઈના શોખીન હોય છે અને એ શોખને કારણે યુદ્ધ અકારણ ખેલાય છે. પરંતુ સાચા અર્થમાં શાંતિના દૂત પણ એ યોદ્ધાઓ જ હોય છે. કારણ કે યુદ્ધની હિંસા-અસારતા એમના જેટલી બીજાઓને પ્રત્યક્ષ

હોતી નથી. આથી યુદ્ધ તો એ નાછૂટકે આચરે છે. તે પહેલા શાંતિ-સુલેહ સ્થાપવા એ પોતાનાથી થાય તે પ્રયત્ન કરી છૂટે છે. શ્રીકૃષ્ણ વીર યોદ્ધા તરીકે જેમ દીપી નીકળે છે તેમ પાડવોના વિષ્ટિકાર તરીકે દુર્યોધન પાસે જાય છે ત્યારે શાંતિના દૂત રૂપે એટલા જ દીપી ઊઠે છે. એ વિષ્ટિકાર તરીકે જવા તૈયાર થાય છે ત્યારે કોઈને શ્રદ્ધા નથી હોતી કે દુર્યોધન સુલેહ માન્ય રાખવા તૈયાર થશે. વિષ્ટિકારની બે ફરજો હોય છે—બને ત્યાં સુધી સુલેહનો માર્ગ શોધી કાઢવો અને તે ન જ બને તો પોતાનો પક્ષ ન્યાયી છે તેની પ્રતીતિ સમાજને કરાવી આપવી. પહેલી ફરજમાં સામા પક્ષનો સહકાર જોઈએ છે અને તે ન મળે તો ગમે તેવા ઉત્તમ વિષ્ટિકાર નિષ્ફળ નીવડે છે. પરંતુ બીજી ફરજ કેવળ વિષ્ટિકારની શક્તિ ઉપર અવલંબે છે. શ્રીકૃષ્ણ એમાં સફળ થયા અને ઓછામાં ઓછી પાંચ ગામની માગણી મૂકીને સમાજને પ્રતીતિ કરાવી આપી કે દુર્યોધને એને ઠુકરાવીને અન્યાયની માઝા મૂકી હતી. શ્રીકૃષ્ણ પાંડવો તરફથી સમાધાન લઈને ગયા હતા અને દુર્યોધન તરફથી યુદ્ધ લઈને પાછા ફર્યા હતા, તે અંગે કોઈને શંકા રહી ન હતી.

આ ઉત્તમ વિષ્ટિકારે યુદ્ધ લઈને આવ્યા પછી મારું કામ પૂરું થયું એમ ન માન્યું. પરંતુ અર્જુન વિષાદને વશ થઈ યુદ્ધથી ભાગવાની મનોવૃત્તિને વશ થયો ત્યારે સ્વધર્મ ચીંધીને તેમાં દૃઢ કર્યો એટલું જ નહિ પણ એને પક્ષે સક્રિય રહીને પાંડવોને વિજય અપાવવામાં મુખ્ય ભાગ ભજવ્યો. આમ કંસવધથી શરૂ થયેલો એમનો સ્વધર્મ, ધર્મનિષ્ઠ પાંડવોને પક્ષે રહીને મહાભારતના યુદ્ધમાં એમને વિજય અપાવવા સુધી ઉત્તરોત્તર એક શ્રેષ્ઠ કર્મયોગીનું જીવન રજૂ કરે છે

•

## શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ
## અનાસક્તભાવનું કૈલાસશિખર–૪

મહાભારતના યુદ્ધમાં પાંડવોને વિજય પ્રાપ્ત થયો, તેનું બળ શ્રીકૃષ્ણ છે તે વિષે કોઈને શંકા નથી. આ જ વિજયી વીરને ઘરઆંગણે દ્વારકામાં યાદવો અંદરઅંદર લડી મરે છે, યાદવાસ્થળી જામે છે, કુસંપને લીધે યાદવોનો સર્વનાશ થાય છે. શ્રીકૃષ્ણની નજર સમક્ષ એમનું જ કુળ પાયમાલ થાય છે અને તે એને ઉગારી શકતા નથી. મહાભારતનો દરિયો તરી જનાર દ્વારકાની ખાડીમાં ડૂબી જાય છે. જો શ્રીકૃષ્ણને લીધે પાંડવોને વિજય મળ્યો હોય તો, એ શક્તિથી કેમ એ યાદવોની પાયમાલી ટાળી શકતા નથી? જો એમનામાં એ શક્તિ ન હોય તો એમને પ્રભુના અવતાર તરીકે માનવા કેટલું વાજબી ગણાય?

હિંદુ જીવનદર્શન પ્રારબ્ધવાદી નથી, પુરુષાર્થમાં માને છે, તેનું સચોટ દર્શન શ્રીકૃષ્ણના ચરિત્રના આ ઉત્તરાર્ધમાં રહેલું છે. શ્રીકૃષ્ણના ચરિત્રમા ચમત્કારોનો મહિમા થયેલો છે. છતા એ પણ ભૂલવાનું નથી કે કોઈપણ યુદ્ધ જીતવામાં તેનો આશરો લીધેલો જોવા મળતો નથી. યુદ્ધ શક્તિ ઉપર લડાયું છે અને તે જીતવા મહાભારતના પ્રસંગોમાં અધર્મનો આશરો પણ લેવાયો છે. પરંતુ એને બદલે ચમત્કારોનો આશરો લઈને જીત બતાવવામાં આવી નથી કે પ્રભુની કૃપાથી જીત આપમેળે થઈ જાય છે. એ જ રીતે યાદવો અંદરઅંદર લડી મર્યા તેમાં પણ ચમત્કારોનો આશરો લઈને તેમને ઉગારી લેવાનો માર્ગ લેવાયો નથી. મહાભારતના વિજયનું નિમિત્ત બનનાર શ્રીકૃષ્ણને અહીં નિઃસહાય બતાવ્યા છે, એમાં હિંદુ જીવન-

દર્શનની નક્કરતા રહેલી છે.

કેવળ પ્રભુએ કે એના અવતાર જેવા યુગપુરુષે જ સર્વ કઈ કરવાનુ છે અને માનવીઓ એના નચાવ્યા નાચે છે તેમ લોકોએ પ્રારબ્ધવાદી થવાનુ નથી. વળી સમાજમા અપવાદરૂપ લોકો સારા હોય અને તે શુદ્ધિ જાળવે, પરંતુ બહુમતી લોકો અનીતિ આચરે, તો હવા શુદ્ધ રહી શકે નહિ. વાતાવરણની શુદ્ધિ માટે સમૂહગત પ્રયત્ન હોય તો જ સફળતા મળે.

ગીતામાં છેલ્લે જે સદેશ આપેલો છે તેમાં એ અમતતત્ત્વ ભર્યું પડયુ છે શ્રીકૃષ્ણ અને અર્જુન, બને જ્યા હોય ત્યા વિજય કહ્યો છે કેવળ શ્રીકૃષ્ણ કે અર્જુનને પાગળા માન્યા છે. વળી શ્રીકૃષ્ણ કે અર્જુન એટલે મહાભારતકાળમા થયેલા જ નહિ, કારણ કે તેમને વિલીન થયા તો હજારો વર્ષ થયાં એટલે જો એમના પૂરતો એ વિજય મર્યાદિત હોય તો બીજાઓને તે હાસલ થાય નહિ આથી યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર અર્જુન, એમ બન્નેનુ ઓળખાણ આપ્યુ છે. યોગેશ્વર એટલે યોગમા સિદ્ધ-અનાસક્ત ભાવે સમાજહિત જોનાર અને ધનુર્ધર એટલે સજ્જ. અર્જુન એટલે નમ્ર.

> યત્ર યોગેશ્વર કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધર ।
> તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવા નીતિર્મતિર્મમ ॥ (૧૮-૭૮)

જ્યા યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર પાર્થ એકમેકને પડખે સવાદિતા સાધીને ખડા હોય ત્યા શ્રી, વિજય, અચળ સપત્તિ અને નીતિ છે.

મહાભારતના યુદ્ધમાં અર્જુન છે અને પાડવોને પડખે સાત અક્ષૌહિણી સેના છે. કુલ અઢાર અક્ષૌહિણી સેના યુદ્ધમાં ઊતરી હતી. અગિયાર કૌરવ પક્ષે હતી. આમ બહુમતી સામા પક્ષમા હતી, પરતુ પાડવો સાવ સૈન્યવિહીન ન હતા. કૌરવપક્ષે ભીષ્મ, દ્રોણ, કર્ણ મહારથીઓ હતા. તેમ પાંડવપક્ષે તેનો મુદ્દલ અભાવ ન હતો.

એમનામાં જે લશ્કરબળની તૂટ હતી, તે તેમના ન્યાયીપણાના બળે અને શ્રીકૃષ્ણે પૂરી પાડી હતી. જ્યારે યાદવકુળની પાયમાલીમાં કેવળ શ્રીકૃષ્ણ મોજૂદ હતા, તે સિવાયનાં વિજયી બળોનો અભાવ હતો. અર્જુન ન હતો, પાંડવો ન હતા, યુધિષ્ઠિર ન હતા. કેવળ સમૃદ્ધિના મદમાં ચકચૂર બનેલા યાદવોને પક્ષે કુસંપ, અભિમાન, વ્યસન અને બેભાનપણું હતાં. અર્જુનની સજ્જતા તો નહોતી પણ એની નમ્રતા પણ નહોતી. પાંડવોએ તેમને સારથિ–માર્ગદર્શક તરીકે સ્થાપ્યા હતા, જ્યારે યાદવોના એ કુળપુરુષ હતા, દ્વારકાની સમૃદ્ધિનો પ્રતાપ તેમનો હતો, છતાં એમનું સારથિપણું સ્વીકારવાની નમ્રતા એમનામાં ન હતી. આથી શ્રીકૃષ્ણ એમનામાંના એક હતા, એમની વચ્ચે હતા, છતાં એ શક્તિનો લાભ પાંડવો અધિકારી હોવાથી પ્રાપ્ત થયો, યાદવો અનાધિકારી હતા એટલે એનાથી વંચિત રહ્યા. શ્રીકૃષ્ણ પણ કેવા! પોતાના કુળનો સર્વનાશ થતો જોઈ રહ્યા પણ સક્રિય ન બન્યા! પાંડવોના વિજય માટે મહાભારતના યુદ્ધમાં અર્જુનને અધર્મ આચરવાની પણ એ સલાહ આપે છે તેટલા એ વિચલિત થાય છે, જ્યારે અહીં તે જડ હોય તેમ અચળ રહે છે.

ઈશુ, સોક્રેટીસ અને ગાંધીના બલિદાનમાં સત્ય અને પ્રેમનું વિરાટ સ્વરૂપ જોવા મળે છે. એ માનવતાનું એક ગૌરીશિખર છે, તો શ્રીકૃષ્ણનું બીજા પ્રકારનું કૈલાસ શિખર છે. સત્યને ખાતર મૃત્યુને ભેટવું તેમાં વીરત્વ છે, તો પોતાની નજર સમક્ષ સર્વનાશ સહી લેવો તે અનાસક્તનું એવું બીજા પ્રકારનું વીરત્વ છે. ગાંધી સવાસો વર્ષ જીવવાની આશા વ્યક્ત કરતા હતા. પરંતુ સ્વધર્મ તરીકે એમણે જે આઝાદી જંગ ખેલ્યો તેનું જે પરિણામ આવ્યું તેણે તેની પૂરી કસોટી કરી. દેશના ભાગલાના એ વિરોધી હતા. એ પ્રકારની આઝાદી તેમને માન્ય ન હતી, છતાં દેશના આગેવાનોએ સંજોગોને વશ થઈ ભાગલા સ્વીકાર્યા. જે ટાળવા તેનો સ્વીકાર કર્યો હતો તે કોમવાદનું ઝેર તેમ છતાં પ્રગટ્યા વિના ન

રહ્યું. આ માનવતાનો હ્રાસ ગાંધીથી જોયો ન ગયો અને તેમણે સવાસો વર્ષ જીવવાની ઇચ્છા માંડી વાળી! ગોળી ખાઈને શહીદીને વરવું તેમને માટે જેટલું સુખદ હતું તે કરતાં જીવતા રહીને દેશની દુર્દશા–પાયમાલી જોવી દુઃખદ-વસમી હતી. આ એમના પ્રત્યક્ષ જીવ નથી મૂલવીએ તો શહીદ થવાના વીરત્વ કરતાં પાયમાલી સહી લેવાનું અનાસક્ત વીરત્વ ચડિયાતું છે.

મથુરાથી હિજરત કરી દ્વારકામાં શ્રીકૃષ્ણે નવી સૃષ્ટિ સર્જી હતી. મથુરાની સમૃદ્ધિને ભુલાવી દે તેવી દ્વારકાની રચના કરવામાં આવી હતી. આ પોતાના હાથે ઉછેરેલી લીલી વાડીને પોતાની નજર સમક્ષ પોતાના સ્વજનો કુટુંબીઓ નાશ કરે અને પાયમાલ થાય, તે અનાસક્તભાવે જોઈ રહેવું – સહી રહેવું, તે નાનુસૂનું વીરત્વ નથી. કૌરવોમાં – દુર્યોધનમાં એટલા દૂષણો વ્યાપી ગયા હતા કે તેમના વિનાશ વિના સમાજને માટે ઉગારો ન હતો. એ સત્યને જો શ્રીકૃષ્ણે સ્વીકારીને પાંડવોનો પક્ષ કર્યો હોય તો, એવું જ એમનું કુટુંબ દૂષિત બન્યું હોય તો એનો વિનાશ પણ સમાજહિતને પોષક છે તેમ જો એ ન માને તો પોતાના—પારકાનો ભેદ એમણે કર્યો ગણાય. ખેડૂત પોતાના હાથે જે બી વાવ્યા છે તે ઊગ્યા પછી એને લાગે કે તે પાક તરીકે નિષ્ફળ જાય તેમ છે, તો એને ઉખેડીને – ઉભેળીને ફરી વાવણી કરતાં એ વિલંબ કરતા નથી. એને હાથે વાવણી કરેલી ખેતીને ખેડી નાખતાં એને દુઃખ થાય છે. મહેનત નિષ્ફળ ગઈ તેનો અફસોસ થાય છે છતાં સારા પાક માટે તે કાર્ય હાથ ધરવામાં એ વિલંબ કરતો નથી શ્રીકૃષ્ણની પણ નિષ્ફળ ગયેલી ખેતીના ખેડૂત જેવી દશા હતી, કેવળ તે અનાસક્તભાવે પાયમાલી સહી શક્યા હતા.

શ્રીકૃષ્ણ પ્રભુના અવતાર હોય તો એ નિષ્ફળ જાય તે કેવું? અને જો એ નિષ્ફળ જાય તો પછી પ્રભુનો અવતાર શાના? ગીતાએ ફળની આશા રાખ્યા વિના નિષ્કામ કર્મની સાધના કર્મયોગીનું

લક્ષણ ગણાવી છે. માનવી કર્મનો અધિકારી છે, ફળનો નહિ તેમ શ્રીકૃષ્ણે જ અર્જુનને કહ્યું છે. જો શ્રીકૃષ્ણ એમના કર્મનું ફળ યાદવોની સમૃદ્ધિમા આવતુ ન જુએ, છતા વિચલિત ન થાય - તેમા એમની અનાસક્તભાવની વધુ કસોટી કે સુખમાં ? સુખમાં સમતા રાખવી મુશ્કેલ હોવા છતા દુઃખમા તે જાળવવી અતિમુશ્કેલ છે, તેમાય પાયમાલીમા તો દુષ્કર છે. શ્રીકૃષ્ણને ફળની આસક્તિ ન હોય તો એ નિષ્ફળ ગયા છે તેમ કહી શકાય નહિ. તે તો સફળ જ થયા છે. એ સાચા કર્મયોગી છે એટલે તે કર્મ કરી છૂટયા છે અને સ્વજનોની પાયમાલી જોઈને વિચલિત થયા નથી. અનાસક્ત સ્થિતપ્રજ્ઞ તરીકે એ જીતી ગયા છે. છતાં એ નિષ્ફળ ગયા છે તેમ જેમને દેખાતુ હોય તેમને ગીતાની–હિંદુ જીવનદર્શનની દષ્ટિ પ્રાપ્ત નથી થઈ તેમ માનવું રહ્યુ.

આમ એમને સ્થિતપ્રજ્ઞ તરીકે કબૂલ રાખનારને પણ એક પ્રશ્ન મૂંઝવ્યા વિના નહિ રહે–એ યુગપુરુષ હતા, તો એમનો ઓછો-વત્તો રંગ એમના યાદવોને તો લાગવો જોઈતો હતો ? જો એમની હયાતીમા જ એમને તે રંગ ન ચઢચો, તો યુગપુરુષ તરીકે એમની લોકોને પ્રેરણા આપવાની શક્તિ કયા રહી ? યુગપુરુષ ચમત્કાર સર્જતા નથી, એના જીવન દ્વારા એ સમાજને જાગૃત કરે છે. એનાથી બધા એક સરખા જાગૃત થાય છે એવું ન બને. દરેકની શક્તિ ઉપર તેનો આધાર છે. કોઈ ભિંઘણશી હોય તો પાંચ બૂમે પણ ન જાગે અને અને કોઈની શ્વાન જેવી નીંદર હોય તો બૂમ વિના પગરવ થતાં જાગી જાય છે. યાદવોએ શ્રીકૃષ્ણના જીવનમાંથી પ્રેરણા ન લીધી, અને જેમની સાથે એમનું જીવન વીત્યું નથી તે પાંડવોએ ગ્રહણ કરી છે. પાંડવોને શ્રીકૃષ્ણનો સૌ પ્રથમ ભેટો દ્રૌપદી સ્વયવર પછી થાય છે. એ એમના ફોઈના દીકરા હતા, તેવો જ શિશુપાળ પણ હતો. છતા પાંડવોને એ રાજસૂય યજ્ઞમાં સૌથી પ્રથમ પૂજનને યોગ્ય લાગે છે, તો શિશુપાળને તેમાં રાજસભાનું

અપમાન લાગે છે ! ગાંધી દેશના કેટલાય લોકોને પ્રેરણા આપે છે અને જગત આખાની વિભૂતિ બની એ કાયમ તેજ પાથરી રહેનાર છે અને છતાં તેમના જ મોટા દીકરા હરિલાલને એ સ્પર્શી શક્યા ન હતા. તો એમાં ગાંધીની શક્તિ ઓછી આંકીશું કે હરિલાલની ?

યુગપુરુષનું કાર્ય સમાજને કાંધે લઈને ચાલવાનુ નથી. એ દુર્ગમ શિખરો ચડી જઈને બીજાઓમાં શ્રદ્ધા પ્રેરે છે કે તે પણ પુરુષાર્થ કરે તો નાનીમોટી સિદ્ધિ હાંસલ કરી શકે. ગાંધીએ આઝાદી પ્રાપ્તિનું શિખર સર કરવાની હાકલ કરી અને 'એકલો જાને રે'ની માફક શ્રદ્ધાપૂર્વક પ્રયાણ કર્યું. એના જેવી ગતિ બીજાઓની હોત તો એણે કહ્યું હતુ તેમ આઝાદી એક વર્ષમાં હાંસલ થાત. પરંતુ એટલી શક્તિ સમાજની ન હતી એટલે વર્ષો લાગ્યા. એના નેતૃત્વ નીચે આઝાદી હાંસલ થઈ, પરંતુ સૌનો સહિયારો પુરુષાર્થ ન હોત તો એ પરિણામ ન આવ્યું હોત. વળી એ ભવ્ય પ્રેરણા આપી ગયો છતાં એને ઝીરવાની શક્તિ આપણામાં નથી એટલે રામરાજ્યનું એનું સ્વપ્ન સાકાર થયું નથી. આપણે એમાં કાચા પડીએ તેમાં ગાંધી યુગપુરુષ નહોતો તેમ શી રીતે કહી શકાય ? આપણે એની પ્રેરણા ઝીલી ન શકીએ એથી તેની પ્રેરણા આપવાની શક્તિ ઓછી હતી તેમ પણ શી રીતે કહી શકાય ? એણે તો જીવન જીવી જઈને એની શક્તિનો પરચો બતાવ્યો છે.

યુગપુરુષ એના જીવન દ્વારા કર્મયોગી તરીકે સ્વધર્મ આચરી જાય છે. શ્રદ્ધા સીંચી જાય છે કે સમાજનો મોટો સમૂહ એ માર્ગે પ્રયાણ કરશે તો એનો જયવારો છે. યુગપુરુષની પ્રેરણા આપવાની શક્તિ એના કાળ પૂરતી મર્યાદિત નથી. એ સનાતનકાળ પ્રેરણા આપ્યા કરે છે. ઈશુની પ્રેરણા એના જીવનકાળ દરમિયાન સીમિત રહી હોત તો આજે એ ભુલાઈ ગયો હોત. સોક્રેટિસ એથેન્સનો ન રહેતાં આખી માનવજાતની મૂડી બની ગયો તે એની પ્રેરણા

આપવાની જીવનશક્તિને લીધે. ગાંધી પણ જો જીવવાના હશે તો એ એની જીવનશક્તિને કારણે. શ્રીકૃષ્ણનો જે મહિમા છે તે પણ એમની એ પ્રેરણાશક્તિને લીધે. યાદવો પૂરતા એ સીમિત હોત તો યાદવો સાથે એ પણ વિલીન થયા હોત. એ યાદવોના કાળમાં જેટલા જીવત હતા તેટલા આજે પણ જીવત છે. છતા એમાંથી પ્રેરણા મેળવવાનુ હિંદુઓએ ગુમાવ્યું હોય તો એનું કારણ એમણે હિંદુ જીવનદર્શન ગુમાવ્યું છે.

બે યુગપુરુષો છેલ્લી અવસ્થામાં ઘર છોડતા જોવા મળે છે. એક શ્રીકૃષ્ણ અને બીજા આ યુગમાંના ટૉલ્સ્ટૉય. કર્મયોગીને માટે સૌથી મોટી વિટંબણા કર્મમાંથી નિવૃત્તિ લેવી તે છે. એ સમય પોતાનો પાકી ગયો છે તેમ જે ઓળખી શકતા નથી તેમને કરુણ રીતે નિવૃત્તિ લેવી પડે છે. હથિયાર ધારણ કરવામાં જેટલું વીરત્વ છે, તેથી વિશેષ વીરત્વ સમય આવ્યે તે છોડી દેવામાં રહેલું છે. શ્રીકૃષ્ણ એ સમય પારખીને દ્વારકા છોડી જાય છે. એમાં બાહ્ય દૃષ્ટિએ નિરાશા લાગે, પરંતુ એમાં કર્મયોગીની નિઃસ્પૃહતા છે. જીવન અને મૃત્યુ, બંનેને એક સરખા અનાસક્તભાવે ભેટવું એ જેવીતેવી ધીરતા નથી. ટૉલ્સ્ટૉય પણ જૈફ ઉંમરે ગૃહત્યાગ કરે છે અને જગતનો એ મહાન માણસ એક અજાણ્યા સ્થળે ધર્મશાળામાં મૃત્યુ પામે છે. ગૃહક્લેશથી એ વાજ આવી ગયો છે એટલે મરતી વખતે પણ એ કડવાશથી એનું મોં મુક્ત થયું નથી. પત્ની પોતાના શબ નજીક પણ ન આવે તેમ એ છેલ્લી ઇચ્છા પ્રદર્શિત કરે છે! જ્યારે શ્રીકૃષ્ણે યાદવાસ્થળી સર્જાયા છતા અનાસક્તભાવે મૃત્યુને જીવન જેવું અનિવાર્ય માન્યું છે, એટલે આખી જિંદગી એણે જીવનની લીલા નીરખી હતી તેમ એ મૃત્યુની લીલા નીરખતા એક વૃક્ષ નીચે, દ્વારકાના મહેલમાં જે શાંતિથી ગાદીને અઢેલીને બિરાજતા હતા એટલી શાંતિથી એ થડને અઢેલી ઊભા હતા. પારધીએ કોઈ પ્રાણી ધારીને એમને બાણ તાક્યું અને તે મૃત્યુ પામ્યા.

યુગપુરુષ શ્રીકૃષ્ણ સામાન્યમાં સામાન્ય માનવી પણ જે પ્રકારે મૃત્યુ ન પામે તેમ શિકારીનો ભોગ બનીને વિદેહ થયા. આ મૃત્યુનો પ્રકાર જ એવો હતો કે આસક્તિ જન્મ્યા વિના ન રહે કે મારા જેવા યોગેશ્વરને સામાન્ય માનવીના નસીબમાં લખ્યું હોય છે તેવું મૃત્યુ પણ ન મળ્યું! આવી એક ક્ષણ ઈશુને ક્રૂસે ચડતાં આવી ગઈ હતી. એના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયો હતો કે 'હે મારા પ્રભુ! તમે મને કેમ છોડી દીધો?' પરંતુ બીજી ક્ષણે આસક્તિમાંથી મુક્ત થઈને એ પ્રભુને પ્રાર્થે છે: 'હે પરમ પિતા! આ લોકોને માફ કરજે, કારણ કે એ શું કરે છે એનું એમને ભાન નથી.' શ્રીકૃષ્ણની પણ એ શિકારીને હાથે પશુ ગણાઈને મૃત્યુને શરણ થતી વખતે અફસોસ નીકળી જાય એવી સ્થિતિ હતી. પરંતુ એવી કોઈ આસક્તિથી વિચલિત થયા વિના એ જીવનની માફક મૃત્યુને ભેટે છે.

આમ શ્રીકૃષ્ણને યોગેશ્વર કહ્યા છે તેનું કારણ એમણે આખું જીવન-જન્મથી મૃત્યુ સુધીનું સ્વધર્મ તરીકે સ્થિતપ્રજ્ઞનું વિતાવ્યું છે. અશ્વત્થામાએ ઉત્તરના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્ર છોડયું હતું એટલે એને મરેલો પુત્ર અવતર્યો હતો. એને ખોળામાં લઈ શ્રીકૃષ્ણે કહ્યું: 'મેં ક્યારેય મશ્કરીમાં સુદ્ધાં અસત્ય વેણ ઉચ્ચાર્યું નથી અને યુદ્ધમાંથી હારના ભયે પાછો ફર્યો નથી. મેં સદૈવ ધર્મ આચર્યો છે અને બ્રાહ્મણોનું પૂજન કર્યું છે. મેં વિજય પ્રાપ્ત થયા પછી વિરોધી પ્રત્યે દુશ્મનાવટભર્યું વર્તન કર્યું નથી. કંસ, શિશુપાળનો મેં ધર્મને વશ થઈને નાશ કર્યો છે. મારા આ પુણ્યથી બાળક સજીવન થાઓ' અને તે સાથે મૃતપુત્રમાં ચેતન આવ્યું.

આ ચમત્કારને સ્વીકારવાની કોઈ જરૂર નથી. પરંતુ શ્રીકૃષ્ણે પોતાનાં બધાં કર્મોને ધર્મમય માન્યાં હતાં એટલું જ એમાંથી અભિપ્રેત થાય છે. એ કર્મોમાં ક્યારેક દોષ રહેલો હોવા છતાં એ અનાસક્તભાવે, કર્મના ફળની આશા વિના, લોકપ્રીત્યર્થે કરેલા હતાં

એટલે તેમને બંધનકારક ન હતાં. ગીતાએ પ્રકૃતિના ધર્મો બતાવ્યા છે તેને વ્યાસે મહાભારતમાં વિવિધ પાત્રો દ્વારા ચરિતાર્થ કર્યા છે. એમાં અનાસક્ત, સ્થિતપ્રજ્ઞ કર્મયોગીનાં જે લક્ષણો શ્રીકૃષ્ણ અર્જુનને વર્ણવે છે, તે એમના જીવનમા પ્રત્યક્ષ જોવા મળે છે. જ્ઞાન, વૈરાગ્ય કે ભક્તિ એ ત્રણમાં શું ચડે એનો વાદવિવાદ થતો હોય છે. પરંતુ કર્મયોગ સૌથી ચડે અને તે જ્યા હોય ત્યાં જ્ઞાન, વૈરાગ અને ભક્તિ હોય છે. જ્યા કર્મયોગ ન હોય ત્યાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ એકાંગી-લૂલાં સમજવાં. વ્યક્તિનો મહામાનવ તરીકેનો વિકાસ એટલો ઊંચો, તેમ હિંદુ જીવનદર્શન શ્રીકૃષ્ણને યુગપુરુષ તરીકે સ્થાપીને પોકારી પોકારીને કહે છે. આથી મહાભારતમાં શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર રૂપી ધર્મવૃક્ષના મૂળ તરીકે ઓળખવામાં આવ્યા છે.

એ પોતે અનાસક્ત હતા એટલે કોઈ આસક્તિથી રંગાયેલા ન હતા. આ અર્થમાં તે નિરાકાર હતા છતાં જે જેનાથી રંગાયેલા હતા તેવા શ્રીકૃષ્ણ એમને ભાસતા હતા. નંદ-જશોદા, અને વસુદેવ-દેવકીને તે પોતાના બાળકરૂપે, ગોવાળોને કુટુંબી જેવા, ગોપીઓને નિર્દોષ મૂર્તિ રૂપે, રાધાને દૈવી પ્રેમી સ્વરૂપે, રુકિમણીને હૃદયેશ્વર રૂપે, મલ્લોને વજ્ર જેવા, દુષ્ટોને દુશ્મન જેવા, કંસ અને શિશુપાળ જેવાને યમરાજા રૂપે, દુર્યોધન શકુનિને ભારે રાજખટપટીરૂપે, વિદુરને પ્રભુના અવતાર રૂપે, અર્જુનને અજોડ-સાથી, યોગીઓને પરમ તત્ત્વરૂપ, ગૃહસ્થોને સજ્જનરૂપ, શ્રદ્ધાળુઓને વિરાટરૂપ, અજ્ઞાનીઓને-અશ્રદ્ધાળુઓને સાવ સામાન્ય; અને વ્યાસને યુગપુરુષ સ્વરૂપે.

શ્રીકૃષ્ણને ઓળખવા, ભજવા, પૂજવા એટલે અનાસક્ત, સ્થિતપ્રજ્ઞને પ્રભુરૂપે સ્થાપવા. મનુષ્યજીવનમાં એ અનાસક્તવૃત્તિ જેટલા પ્રમાણમાં આવે તેટલી કૃષ્ણભક્તિ કરી ગણાય. કૃષ્ણભક્તિ અને અનાસક્ત કર્મયોગ ભિન્ન નથી.

# ધર્મનો જય અને પાપનો ક્ષય

શ્રીકૃષ્ણ મહાભારતના યુદ્ધમાં પાંડવોને પક્ષે રહ્યા તેની પાછળ સમાજહિતની દૃષ્ટિ હતી તે શાંતિપર્વમાં જોવા મળે છે. યુધિષ્ઠિરનો હસ્તિનાપુરની ગાદી ઉપર રાજ્યાભિષેક થયા પછી રાજાના ધર્મ અંગે બાણશૈયા ઉપર સૂતા સૂતા ભીષ્મપિતામહ તેમને બોધ આપે છે. કેવળ પાંડવોનો વિજય થયો તેથી કાર્યની સમાપ્તિ થતી નથી. એ અર્ધું કાર્ય સિદ્ધ થયું ગણાય. દુર્યોધનમાં જે મદ, લોભ અને અધર્મ હતાં તેનાં કડવાં ફળ પાંડવોને ચાખવા મળ્યાં હતાં, તેમ તેનો ભોગ પ્રજા પણ બન્યા વિના ન જ રહે. આથી રાજતંત્ર એ જ રીતે જો યુધિષ્ઠિરના રાજ્યમાં પણ ચાલ્યા કરે તો પ્રજાનું શું હિત થાય? એક રાજાની જગાએ બીજો રાજા આવે અને પરિસ્થિતિ એની એ રહે તો, કેવળ સત્તાની ફેરબદલી થઈ, અન્યાય એનો એ ચાલુ રહ્યો. શ્રીકૃષ્ણ, ભીષ્મ વગેરે પાંડવોનો વિજય ઇચ્છતા હતા તેનું કારણ એ હતું કે એ ધર્મરાજ્યની સ્થાપના કરશે.

આપણી નજર સમક્ષ દેશનો દાખલો પ્રત્યક્ષ છે. આઝાદી પ્રાપ્ત કરી, ગુલામી નાબૂદ થઈ, પરંતુ કેવળ પરદેશી શાસનકર્તાને સ્થાને દેશી વહીવટકર્તા આવે અને લોકહિત ન થાય તો લોકોને માટે એ પલટો શું ઉપકારક નીવડે? લોકશાહીને લીધે લોકોને સત્તા-બદલો કરવાની તક મળે છે, એટલે તેનું હિત થતું ન લાગે તો એ સરકાર બદલી શકે છે. જ્યારે સરમુખત્યારશાહીમાં લોકોને એ તક નથી એટલે પરદેશી શાસનની ધૂંસરીને બદલે એની ગરદન ઉપર

દેશી ધૂસરી મુકાય, પણ ગુલામી એની એ કાયમ રહે છે. યુધિષ્ઠિર ન્યાય માટે લડ્યા હતા, એમનુ જીવન ધર્મનિષ્ઠ હતું એટલે એ લોકહિતની દૃષ્ટિએ રાજ્ય કર્યા વિના ન રહે. ઇન્દ્રપ્રસ્થમા નવી ગાદી સ્થાપીને એમણે વહીવટ કર્યો ત્યારે એ ભાવના–શક્તિ એમણે બતાવેલા હતા નારદજી અને બીજા ઋષિઓ સાથે એમણે રાજ્યવહીવટ અંગે ચર્ચાઓ કરી હતી, એનો ઉલ્લેખ સભાપર્વમા આવે છે. એની પૂર્તિ શાતિપર્વમા ભીષ્મ સાથેના સત્સંગમા બતાવવામા આવેલી છે.

બ્રિટિશોનુ દેશમા રાજ્ય હતુ ત્યારે એમના ખડિયા દેશી રાજાઓ પણ ખાસ્સા સાતસો હતા. ગઈ કાલ સુધી એ રાજ્યો હયાતી ધરાવતા હતા. તેમનો બે હજાર વર્ષનો ઇતિહાસ શુ કહે છે? રાજ્યો રાજાને માલમિલકત રૂપે વારસામા મળતા અને તે મનસ્વી રીતે વહીવટ કરવા સર્વાધિકારી હતા આ ઇતિહાસ એ આપણી સંસ્કૃતિની વિકૃતિ છે. રાજાને આવી એકહથ્થુ સત્તા મૂળમાં આપવાનો ઉદ્દેશ ન હતો. લોકો સમૂહમા વસતા થયા તેમાથી સમાજનો–સંસ્કૃતિનો ઉદ્ભવ થયો, તે સાથે વ્યવસ્થા જાળવવા રાજાને સત્તા સુપરત થઈ. શાતિપર્વમા તેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે.

રાજાની સત્તા ફક્ત વહીવટ પૂરતી હતી. રાજ્ય ઉપરતેનુ માલિકીપણુ ન હતું. રાજાને સગર્ભા સ્ત્રી સાથે સરખાવવામા આવ્યો છે. સ્ત્રી ગર્ભ ધારણ કરે છે તે બાળજન્મ માટે, નહિ કે કોઈ બીજા હેતુ માટે. આથી માતાએ ગર્ભનુ રક્ષણ થાય, સંવર્ધન થાય તે પ્રમાણે આચરણ કરવુ પડે છે. ગર્ભને પોષક ખોરાક તેણે લેવો જોઈએ અને હાનિકાર ત્યજવો જોઈએ. રાજાએ પણ સત્તા ધારણ કરવાની છે તે લોકોના હિત માટે. આથી એણે લોકોના કલ્યાણના કામોમા પ્રવૃત્ત રહેવું જોઈએ. રાજાએ જિતેન્દ્રિય બનવું જોઈએ ઊંઘણશી, આળસુ, ક્રોધી. બીકણ અને અનિર્ણાયક અવગુણો ધરાવતો હોય તો રાજધર્મ અદા કરી શકે નહિ. માથે મુગટ ધારણ કરવાથી કે સિંહાસન આરૂઢ થવાથી રાજા થવાતુ નથી. રાજધર્મ અદા કરી

શકનાર જ સાચો રાજા ગણાય છે. રાજધર્મ સમાજમા સૌથી વધુ મહત્ત્વનો છે કારણ કે એ સમાજહિતમા વધુમા વધુ ભાગ ભજવે છે

રાજાએ મનસ્વી રીતે વહીવટ કરવાનો નથી, પરન્તુ પ્રધાન મંડળ સાથે સલાહ મસલત કરીને નિર્ણય લેવાનો છે વળી પ્રધાન મંડળ પણ મનફાવતુ રચવાનુ નથી, પરન્તુ સમાજના બધા વર્ગોનુ પ્રતિનિધિત્વ ધરાવતા મેધાવી પુરુષોનુ હોવુ જોઈએ શાતિ પર્વમા ૩૭ની સખ્યાનો ઉલ્લેખ છે ૪ બ્રાહ્મણ, ૮ ક્ષત્રિય, ૨૧ વૈશ્ય, ૧ સૂત અને ૪ શૂદ્ર તેમાથી આઠનુ કેબિનેટ કક્ષાનુ પ્રથમ સ્થાન હોય તેમ ૪ બ્રાહ્મણો, ૩ શૂદ્રો અને ૧ સૂત સાથે પ્રથમ વિચાર-વિનિમય કરી લેવાનો ઉલ્લેખ છે એમા ક્ષત્રિય અને વૈશ્યને બાકાત રાખ્યા છે તેનો અર્થ એ વર્ગ સમાજમા સ્થાપિત હિતોનો છે એટલે સમાજહિતમા પૂરતા તટસ્થ ન રહે અને સ્વાર્થમા ધસડાય તે સભવ રહેલો છે આથી સ્થાપિત હિત ધરાવતા નથી તે બ્રાહ્મણ, શૂદ્ર અને સૂતની પ્રથમ સલાહ લેવી અને તે પછી ક્ષત્રિય અને વૈશ્યની લઈ સમન્વય સાધવો

પચ ત્યા પરમેશ્વર, એ ઉક્તિ એટલી પ્રચલિત છે કે તેનો ઉલ્લેખ સર્વત્ર થતો જોવા મળે છે પરતુ પચ એટલે પાચ એવો કેવળ સખ્યાવાચક અર્થ લેવાનો નથી. પચ એટલે બધા વર્ગનુ પ્રતિનિધિત્વ ધરાવતી સખ્યા–સમિતિ. પાચની સખ્યા એ અર્થમા પસદ થયેલી છે કે સમાજ ઉપર ઉલ્લેખ કર્યો છે તેમ પાચ વર્ગમા વહેચાયેલો હતો પાચની સ્થૂલ સખ્યા મહત્ત્વની નથી, વળી ભૂતકાળના વર્ગો પણ અકબધ રહેવા જોઈએ તેવુય નથી જે સમાજમા જે પ્રકારના વર્ગો હોય તેમનુ પ્રતિનિધિત્વ જળવાયેલુ હોય તે પચ એ પચ જે નિર્ણય કરે તેમા સમાજનુ વિશાળ હિત ધ્યાનમા લેવાયું હોય જ જો ન લેવાયું હોય તો એ પચ પરમેશ્વરના ન્યાયી વર્તનનો મહિમા ધારણ કરતું નથી

આ પચ જેવા મત્રીમડળના નિર્ણયથી રાજા ચાલે તેટલુ

પૂરતુ નથી. તેણે પ્રજાનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મત જાણતા રહેવુ જોઈએ. પોતાના કાર્યો, વહીવટ વિષે લોકમત શુ છે તે જાસૂસો દ્વારા જાણીને રાજાએ વાકેફ રહેવુ જોઈએ. પોતાને જે પ્રિય છે તે જ પ્રજાને પ્રિય હોવુ જોઈએ તેમ વર્તીને ચાલવુ ન જોઈએ. રાજાએ લોકસંપર્ક જાળવી રાખવા માટે નિસ્વાર્થી અને ચારિત્ર-શીલ બુદ્ધિજીવીઓના સહવાસમા રહેવુ જોઈએ. મત્રીમડળીમા એવા પુરુષો હોય તોપણ એ પ્રત્યક્ષ કામગીરી બજાવે છે એટલે તેમને પોતાની ભૂલ દેખાવાનો સભવ ઓછો છે. જ્યારે જે વહી-વટથી દૂર છે અને પ્રજા વચ્ચે વસે છે તેવા બુદ્ધિજીવીઓ તે તટસ્થતાપૂર્વક જોઈ શકે છે. એ નિસ્વાર્થી અને ચારિત્રશીલ હોય એટલે ટીકા કરવા ખાતર ટીકા નહિ કરે, અગર લોકહિત વિરુદ્ધની સમૂહલાગણીથી ખેચાઈ જઈને પણ અભિપ્રાય નહિ આપે.

કલ્યાણરાજનો ખ્યાલ નવા યુગની પેદાશ હોય તેમ આપણે માનીને ચાલીએ છીએ. રાજાનુ કર્તવ્ય જાણે કેવળ વ્યવસ્થા–શાતિ જાળવવાનુ હોય તેમ માની લીધુ છે રાજાશાહી એથી નિકૃષ્ટ કક્ષાએ પહોચી ગઈ હતી એટલે એના કડવા અનુભવથી એવી ગેરસમજ ઊભી થયેલી છે. સમાજના હિતનુ રક્ષણ ત્યારે જ થઈ શકે કે એ હિતનુ સવર્ધન પણ થતુ જ હોય. રાજાનો ધર્મ એ રક્ષણ અને સવર્ધન બને કરવાનો છે. શાતિપર્વમા શિબિ રાજાના મુખમા નીચેના શબ્દો મૂકીને તેની અસરકારકતા વ્યક્ત કરી છે—'જે રાજ્યમા પ્રજાને ભૂખે મરવુ પડે છે તે રાજાને ધિક્કાર છે'

ખેતી અગે લોકશાહી સરકારે શુ કરવુ જોઈએ, તે આજે ફરજ ચીધવામા આવે છે, તેના કરતા કોઈ રીતે ઓછી જવાબદારી રાજાની ગણાઈ નથી. ખેતીની ઉન્નતિની ફરજ રાજાની મનાઈ છે. એ માટે નિષ્ણાત અધિકારીઓની નિમણૂક કરવી જોઈએ બાર માસ પાણી ન ખૂટે તેવા મોટા જળાશયો હોવા જોઈએ. ખેતી માટે નહેર, કાસ, કૂવો હોવા જોઈએ. સારા બી અને નાણા રાજ્યે

પૂરા પાડવા જોઈએ અનાજ સઘરવાના ગોડાઉન હોવા જોઈએ

કરવેરા ખેડૂતને અને બીજા વગેરેને પોષાય તેવા હોવા જોઈએ ખેડૂત ખજૂરીના ઝાડને અકબધ રાખી તેને રસ નિતારી લે છે તેમ લોકોની સમૃદ્ધિ જળવાય તે રીતે કરવેરા નાખવા જોઈએ.

રાજાએ વેપારને પણ પૂરતું ઉત્તેજન આપવાનુ છે સૌથી પ્રથમ વેપારને સલામતી પ્રાપ્ત થવી જોઈએ લૂટારાઓ, ચોરો, ઘરમા અને પ્રવાસમા ન લૂટે તેમ લાંચિયા અમલદારો પણ ન કનડે, તેવો બદોબસ્ત હોવો જોઈએ પોતાના રાજ્યનો માલ પરરાજ્યમા બજાર મેળવે અને એવુ જ બજાર, બહારનાને પોતાને ત્યા મળે તે જેવુ જોઈએ બહારના વેપારી તરફ પરાયાનો ભાવ રાખીને વધુ કર લેવાની દૃષ્ટિ ન રાખવી. પરદેશ સુધી એ વેપાર કરવા આવે છે તેનુ કારણ કમાણીનો હેતુ છે જો એ હેતુ ન પૂરો પડે તો એને ઉત્તેજન ન મળે અને લોકોને માલ કિફાયત ભાવે મળે નહિ એ જ રીતે પોતાના રાજના માલને પરરાજ્યમા પોષણ ન મળે તો વેપારમા વૃદ્ધિ થાય નહિ આથી પરદેશી વેપારીઓને પણ ઉત્તેજન આપવુ અને લોકો તરફથી એમને છેતરપિંડી ન થાય તે પણ જોવુ.

વળી વેપારને ઉત્તેજન આપવુ હોય તો કારીગરોનેય આપવુ રહ્યુ. જો રાજ્યમા કારીગરો ઉત્તમ ન હોય તેનો માલ ઊંચી કક્ષાનો ન થાય આથી કારીગરોને પૂરતી રોજી મળે છે કે નહિ, તેમને કાચા માલની અને ઓજારોની જે સગવડો જોઈએ તે મળે છે કે નહિ, તેની કાળજી રાજ્યે રાખવાની હોય છે વળી તેમની કલાની કદર કરી ઉત્તમ કારીગરોને ઈનામ આપી પ્રોત્સાહન આપવુ જોઈએ.

આ બધી ઉન્નતિ–પ્રગતિ જોવા અને ફરિયાદ સાભળવા રાજાએ રાજ્યમા પ્રવાસ કરતા રહેવુ જોઈએ લોકોની ઉન્નતિ શાથી થાય તે પ્રકારના જ્ઞાન માટે પુસ્તકોનુ અધ્યયન કરવુ જોઈએ ગામ ગામા શહેર જેવી સુવિધા કેવી રીતે થાય તે પ્રગતિ તરફ લક્ષ આપવુ અને શહેરનો વિકાસ બદર જેવો બને તે તરફ લક્ષ આપવુ

જોઈએ. જે શહેરોમાં બંદરની સુવિધા હોય તે વેપારી મથક બને છે એટલે એની સમૃદ્ધિ સૌથી વધુ હોય છે. આથી રાજ્યમાં બંદરો, શહેરો અને ગામો બધા તરફ પૂરતું લક્ષ આપવું. તે માટે સડકો બાંધવી અને તેને વરસોવરસ સુધારીને સારી સ્થિતિમાં રાખવી.

રાજાએ કેવળ લોકોનું તોફાન-ટંટાથી રક્ષણ કરવાનું નથી, પરંતુ હિંસક જાનવરો, ઝેરી સાપ, આગ વગેરે આફતોથી પણ રક્ષણ કરવાનું છે. દારૂ જેવાં વ્યસનોથી લોકોએ બચવું જોઈએ. છતાં એની છૂટ હોય તોપણ એનાથી રંજાડ ન થાય માટે એના ઉપર નિયમન રાખવું જોઈએ. પરવાના વિના એની દુકાન ન થઈ શકે અને વસવાટથી દૂર એ ખોલવાની મંજૂરી આપવી અને એના ઉપર દેખરેખ રાખવી.

આરોગ્ય જાળવવા અંગે પગલાં ભરવાની ફરજ રાજ્યની છે. રોગનો ફેલાવો ન થાય માટે ચોખ્ખાઈ રાખવી. જાહેર રસ્તા, કૂવા-તળાવ કે નદીકાંઠે મળ અગર મૂત્રની ગંદકી ન કરવી. સાર્વજનિક દવાખાનાં હોવા જોઈએ અને વૈદ્યોને સન્માન આપી રાખવા જોઈએ. ગાય-બળદ વગેરે પશુઓ માટે પશુચિકિત્સકો રાખવા જોઈએ. ઝાડમાં પણ જીવ છે. એ સુકાતું હોય અને તેની યોગ્ય દવાદારૂથી સારવાર કરવામાં આવે તો બચી જાય છે.

રાજાએ રક્ષણ માટે કિલ્લા, દારૂગોળો, આયુધો અને સૈન્યથી સજ્જ રહેવાનું છે. શાંતિપર્વમાં એનો ઉલ્લેખ કર્યા પછી ચેતવવામાં આવે છે કે લશ્કરમાં અસંતોષ પેદા થાય તો રાજ્યની સલામતી જોખમાયા વિના ન રહે. આમ રાજાએ રક્ષણથી સંવર્ધન સુધીની અનેકવિધ ફરજો અદા કરવાની છે. જો એ ચૂકે અને ગેરવર્તન કરે તો એ પણ ગુનેગાર છે અને બીજા કરતાં સજાને વધુ પાત્ર છે. રાજકુંવર ગુનો કરે તો એ પણ સજાને એટલો જ પાત્ર છે.

શાંતિપર્વમાં, મહાભારતમાં રાજાની ફરજો વર્ણવી છે તેમ નાગરિકોએ કેવા ગુણો કેળવવા જોઈએ તે પણ રજૂ કરવામાં આવેલ છે. એક હાથે તાળી ન પડે, તેમ રાજાને પ્રજાનો સહકાર ન મળે

તોપણ એ પોતાની ફરજ પૂરી અદા કરી શકે નહિ. પ્રજાહિત એ ઇચ્છે તોપણ સાધી શકે નહિ. રાજાની ફરજ, મુખ્ય આગેવાન તરીકે પ્રથમ આચરણ કરવાની છે, તો પ્રજાની તેને પગલે અનુસરણ કરવાની છે. રાજા એવું આચરણ ન કરે અને પ્રજા પાસે એવી આશા રાખે તે ઇષ્ટ નથી, તેમ રાજા આચરણ કરે છતાં પ્રજા ઉપેક્ષા કરે તો એ પણ એટલું જ ઇષ્ટ નથી. ધર્મરાજ્ય સ્થાપવામાં યુધિષ્ઠિર મોખરે હોય તો લોકોએ એમની પાછળ હોવું જોઈએ.

મહાભારતના અનુશાસનપર્વમાં કહ્યું છે કે માનવીએ તનથી, મનથી, વાણીથી, કર્મ દ્વારા શુદ્ધ થવું જોઈએ. જળથી શુદ્ધ થવા જેમ દરરોજ સ્નાન કરીએ છીએ તેમ બીજા ત્રણ સ્નાન પણ સદા કરતાં રહેવા જોઈએ. મનનું સ્નાન એટલે પાપી વિચાર ન કરવા, પારકાનુ બૂરું ન ઇચ્છવું અને પારકાના ધનનો વિચાર ન કરવો. વાચિક સ્નાન એટલે અસત્ય ન બોલવુ, અપ્રિય ન બોલવું, અશ્લીલ ન બોલવું અને પરનિંદા ન કરવી. કાયિક સ્નાન એટલે પારકાનું અહિત ન કરવું, પારકાનું ધન ન હરવું અને પરસ્ત્રીસંગ ન કરવો.

જ્ઞાન વડે મનને સયમમાં રાખવુ અને મનની લગામથી ઇન્દ્રિયો કાબૂમાં રાખવી. અહંકારના ત્યાગથી સુખ થાય છે. ક્રોધના ત્યાગથી પસ્તાવું પડતું નથી, લોભના ત્યાગથી સુખ થાય છે. ક્રોધ એ દુર્જય શત્રુ છે અને લોભ એ ચિર વ્યાધિ છે. દયા એ ધર્મની ઊંચામા ઊંચી કક્ષા છે. દાન એ યશની, સત્ય એ સ્વર્ગની અને શીલ એ સુખની અવધિ છે.

આ બધુ સાંભળતાં, જાણતાં માણસને એ પસંદ તો પડે છે, પરંતુ એને આચરવાનુ મુશ્કેલ લાગે છે. એ અંગે એ કોઈ સહેલો માર્ગ હોય તો શોધે છે. પરંતુ એનો કોઈ સહેલો માર્ગ હોય તો જે મુશ્કેલ લાગે છે તે આચરણ કરવાનો, પુરુષાર્થ કરવાનો છે. એ જ એક માર્ગ છે. જે શરૂઆતમાં મુશ્કેલ લાગે છે, પરંતુ આચરણ કરતાં એ સહેલો બની જાય છે.

ભીષ્મપિતામહ જે યુધિષ્ઠિરને કહે છે, તે યુધિષ્ઠિરને માર્ગે—ધર્મ-ફરજને માર્ગે જવા માગતા સૌને માટે છે: 'તમારે સદા પુરુષાર્થ કરતા રહેવું, પુરુષાર્થ વિના એકલું પ્રારબ્ધ પાંગળું છે. એ બંનેમાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે. પ્રારબ્ધ પણ ભૂતકાળના પુરુષાર્થમાંથી સંચિત થયેલું છે. એ પુરુષાર્થ વિના બીજું કંઈ નથી. આથી નિષ્ફળતા મળે તોપણ સફળતા મેળવવાનો માર્ગ, પ્રયત્નને જારી રાખવો તે જ છે.'

ઐતરેય બ્રાહ્મણમાં પણ એ જ કહ્યું છે જે સૂઈ રહે છે તેનું ભાગ્ય સૂતું રહે છે. જે બેસી રહે છે તેનું ભાગ્ય બેઠું રહે છે. જે ઊભો થાય છે તેનું ભાગ્ય ઊભું થાય છે. અને જે ચાલવા માંડે છે તેનું ભાગ્ય પણ ચાલવા લાગે છે.

આ પુરુષાર્થને બીજા પ્રકારે પણ મૂલવવામાં આવ્યો છે—જે સૂતો છે તે કળિયુગ, જે બેઠો છે તે દ્વાપર, જે ઊભો થયો છે તે ત્રેતા અને જે ચાલવા માંડ્યો છે તે સતયુગ છે. જુદા જુદા યુગના જે મહિમા બતાવ્યા છે, તે બધા કાળ એક જ વખતે પૃથ્વી ઉપર, સમાજમાં મોજૂદ હોય છે. તે વ્યક્તિનાં અને સમાજનાં પ્રમાદથી જાગૃતિ સુધીનાં સ્વરૂપોનાં રૂપકો છે.

આમ મહાભારત દ્વારા વ્યાસે અખૂટ કથારસ પીરસ્યો છે. સંસારનું હૂબહૂ ચિત્રણ કર્યું છે. જે આયનામાં આજે પણ દર્શન કરતાં જીવંત સૃષ્ટિ જોવા મળે છે. પાંડવો અને કૌરવો આપણી વચ્ચે છે, તેમ આપણી અંદર પણ છે. પંડિતને પણ જે સૂક્ષ્મ જ્ઞાન ગ્રહણ કરતાં મુસીબત પડે તે ધર્મનું તત્ત્વ કથાના પ્રસંગો દ્વારા સામાન્યમાં સામાન્ય માનવી પણ પચાવી શકે તેવું ઇષ્ટ-મિષ્ટ ભોજન મહાભારત હજારો વર્ષથી લોકોને પૂરું પાડે છે. હિંદુ જીવન-દર્શન, હિંદુ સંસ્કૃતિનું ગંગાજળ-અભણ અને ગામડાના ખૂણા સુધી રેલાવવામાં એ કથા ફળિભૂત થઈ છે. ધર્મનો જય અને પાપનો ક્ષય, એ સંસ્કાર આદિવાસી પ્રાકૃત જનના હાડમાં પણ જડાયેલા હોય તો એનો જશ વ્યાસ ભગવાનને જાય છે. 'યતો ધર્મસ્તતો જયઃ'

# રામાયણ ગિરિવર હિમાલયની યાત્રા છે

મહાભારતને પવિત્ર ગંગા સાથે સરખાવીએ તો રામાયણને ગિરિવર હિમાલયની ઉપમા આપી શકાય. દર વર્ષે લાખો યાત્રાળુઓ ગંગાસ્નાન અને હિમાલયયાત્રા કરતા હોય છે, છતાં કરોડો લોકો એ ભાગ્યથી વંચિત રહી જાય છે. એ સર્વને માટે ઘેર બેઠાં ગંગા અને કૈલાસ મહાભારત અને રામાયણ છે. એના શ્રવણથી એ પવિત્ર અને ધર્મિષ્ઠ બને છે. મહાભારતમાં જીવનની વાસ્તવિકતાનું દર્શન વ્યાસે કરાવ્યું છે, તો રામાયણમાં વાલ્મીકિએ આદર્શની યાત્રા કરાવી છે. બીજી રીતે રામાયણ એ કુટુંબની ચડતીના ગુણોની ગાથા છે, તો મહાભારત એ કુટુંબની પડતીના લક્ષણોની કથા છે. રાજગાદી માટે પાંડવો અને કૌરવો વચ્ચેનું યુદ્ધ શ્રીકૃષ્ણ પણ ટાળી શકતા નથી. જ્યારે રામાયણમા રામ સ્વેચ્છાએ ગાદી છોડી વનમા જાય છે, તો ભરત પણ એવી નિર્લેપતા બતાવીને રામની પાદુકા મૂકી ગાદીત્યાગનો ગુણ બતાવે છે.

બન્ને યુદ્ધની કથાઓ છે. પરંતુ મહાભારતમા ભાઈભાઈ વચ્ચે યુદ્ધ છે, રામાયણમાં રામ-રાવણ વચ્ચે આર્ય-અનાર્ય વચ્ચેનુ યુદ્ધ છે. મહાભારતમાં જો એ યુદ્ધ પાંડવોના અંગત સ્વાર્થ માટે હોત તો બીજા રાજાઓના ઇતિહાસની કથા જેવું તે સામાન્ય બની જાત. પરંતુ એ યુદ્ધ ધર્મરાજ્ય સ્થાપવાના હેતુવાળુ હતું એટલે ભાઈ-ભાઈ વચ્ચે હોવા છતાં ધર્મયુદ્ધ બની ગયું હતું. એ જ રીતે રામ-રાવણનું યુદ્ધ કેવળ સીતા ખાતર લડાયું હોત તો એ પણ અંગત

આથી કેવળ વ્યવહાર, રૂઢિ કે ભ્રમરવૃત્તિથી અનેક પત્નીઓ કરતા કે પત્નીને કામવાસનાનું સાધન માનતા પુરુષને સાચા અર્થમા પતિનુ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થતુ નથી. હૃદયસમર્પણની ઉચ્ચ ભાવનાથી પતિપત્નીના સબધ મૂલવવામા આવે તો પરસ્પરની ખોટ બીજુ કોઈ પૂરી શકતું નથી. સંરક્ષક અને સંસ્કૃતિનો સબધ પતિપત્નીના રૂપકથી રામાયણમા વ્યક્ત થયો હોય તો એ ભાઈબહેન કરતા ઓછો પવિત્ર નથી હિંદુ જીવનદૃષ્ટિ મુજબ સસારને માનવ જીવનમા ઉચ્ચ સ્થાન આપવાનુ એમા અભિપ્રેત છે. રામ અને સીતા એવાં ઉચ્ચ આદર્શવાળા દપતી છે.

રામે કેવળ આર્ય સસ્કૃતિના સરક્ષક-સવર્ધકનુ કાર્ય કર્યું હોત તો એ એક વર્ગના પ્રતિનિધિ બની રહ્યા હોત. પરતુ એ સાચા અર્થમા સવર્ધક હતા એટલે એમણે આર્યસસ્કૃતિનો અને અનાર્ય સસ્કૃતિના-દ્રવિડ સસ્કૃતિના સમન્વયનુ કાર્ય કરીને ભારતમા વસતા ભિન્ન લોકોને એક સસ્કારથી બાધવાનો પુરુષાર્થ કર્યો હતો. રાવણ અને વાલિનો એમણે વધ કર્યો હતો, તે સમન્વયના કાર્ય તરીકે રાવણને એની દ્રવિડ સસ્કૃતિનુ એટલુ અભિમાન હતુ કે આર્ય સસ્કૃતિનો એ વિધ્વસ કરવામા રાચતો હતો. રામને પણ વિશ્વામિત્ર તરફથી એવુ જ ઝનૂન મળ્યુ હતુ. વિશ્વામિત્રે રાજગાદી છોડીને આર્ય સસ્કૃતિના સંવર્ધન ખાતર ઋષિપદ-મિશનરી જીવન અંગીકાર કર્યું હતુ.

આથી વિશ્વામિત્ર અનાર્ય લોકોની વસ્તીમા જઈને વૈદિક સસ્કાર ફેલાવવાનો પયત્ન કરતા હતા. યજ્ઞો કરતા અને ઉપદેશ આપતા હતા. આનો ભિન્નધર્મી અનાર્યો વિરોધ કરતા, સામનો કરતા અને તે પ્રચારને નાકામયાબ બનાવવા યજ્ઞમા વિઘ્ન નાખતા આમાથી રક્ષણ મેળવવા વિશ્વામિત્ર દશરથ પાસે ગયા હતા અને રામ-લક્ષ્મણને સાથે મોકલવા માગણી કરી હતી. કિશોર રાજકુવરો રાક્ષસોનો-અનાર્યોનો સામનો કરવામા પૂરા નહિ પડે અને તેમને હાનિ

બની ગયું હોત. પરંતુ સીતા એ આર્યસંસ્કૃતિનું પ્રતીક છે રામ એ આર્ય સંસ્કૃતિના સંરક્ષક-સંવર્ધકનું પ્રતીક છે. લક્ષ્મણ સહાયક છે. આર્ય સંસ્કૃતિ અનાર્યોના આક્રમણને લીધે ભયમાં છે. સૌથી મોટો ભય અનાર્યોમાં દ્રવિડો તરફથી હતો. એનું પ્રતીક રાવણ છે એ સીતાનું હરણ કરીને આર્ય સંસ્કૃતિને ભયમાં મૂકે છે. રામ યુદ્ધમાં રાવણનો સંહાર કરીને સીતાને મુક્ત કરે છે. સીતાની મુક્તિ એ કેવળ એકાદ સ્ત્રીની મુક્તિ નથી એનો અગ્નિપ્રવેશ એ સ્થૂલ ચિતામાં પડીને દઝાયા વિના સજીવન રહેવાનો ચમત્કાર નથી. પરંતુ અનાર્યો–દ્રવિડોએ આર્ય સંસ્કૃતિને ભસ્મ કરવા જે આક્રમણો કર્યા તેનો અંત એમના પરાજયમાં આવ્યો અને આર્ય સંસ્કૃતિ સજીવન રહી.

હિંદુ સંસ્કૃતિ ગૃહસ્થાશ્રમી જીવનને ઉચ્ચ સ્થાન આપે છે એના મહામાનવો, યુગપુરુષો, અવતારો દામ્પત્યજીવન ગાળતા નીરૂપવામાં આવ્યા છે–રામ અને સીતા, કૃષ્ણ અને રુક્મિણી, વિષ્ણુ અને લક્ષ્મી, શિવ અને પાર્વતી. આથી માનવજીવનમાં ભાઈબહેન, માતાપુત્ર, પિતાપુત્રી કરતા પતિપત્નીનો સંબંધ કોઈ રીતે ઊતરતો, ઓછો પવિત્ર માનવામાં આવ્યો નથી, બલ્કે બીજી રીતે તે વિશિષ્ટ માન્યો છે. પરસ્ત્રીને મા, બહેન, દીકરી તુલ્ય માનવા તેનો અર્થ એવો નથી કે પત્ની ઊતરતી છે. પરંતુ એ સરખામણી પાછળ પત્નીની વિશિષ્ટતા સમાયેલી છે માતાનું વાત્સલ્ય, ભગિનીનું હેત અને દીકરીની ભક્તિ પરસ્ત્રી પાસેથી પણ પ્રાપ્ત થઈ શકે તેમ છે પરંતુ હૃદયસમર્પણનો પ્રેમ કેવળ પતિને પત્ની વિના અને પત્નીને પતિ વિના પ્રાપ્ત થવો શક્ય નથી આથી સ્ત્રી પિતાનું વાત્સલ્ય, ભાઈનું હેત અને પુત્રની ભક્તિની ખોટ પરપુરુષથી પૂરી દઈ શકે, પરંતુ એના ઉપર ન્યોછાવર તો કેવળ પતિ જ થઈ શકે. પતિ અને પત્નીનો સંસ્કારનો સંબંધ અન્યોન્ય પ્રત્યે હૃદયસમર્પણનો મનાયો છે

આથી કેવળ વ્યવહાર, રૂઢિ કે ભ્રમરવૃત્તિથી અનેક પત્નીઓ કરતા કે પત્નીને કામવાસનાનું સાધન માનતા પુરુષને સાચા અર્થમાં પતિનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થતું નથી. હૃદયસમર્પણની ઉચ્ચ ભાવનાથી પતિપત્નીના સંબંધ મૂલવવામાં આવે તો પરસ્પરની ખોટ બીજું કોઈ પૂરી શકતું નથી. સંરક્ષક અને સંસ્કૃતિને સબંધ પતિપત્નીના રૂપકથી રામાયણમાં વ્યક્ત થયો હોય તો એ ભાઈબહેન કરતાં ઓછો પવિત્ર નથી. હિંદુ જીવનદૃષ્ટિ મુજબ સંસારને માનવજીવનમાં ઉચ્ચ સ્થાન આપવાનુ એમાં અભિપ્રેત છે. રામ અને સીતા એવાં ઉચ્ચ આદર્શવાળાં દંપતી છે.

રામે કેવળ આર્ય સંસ્કૃતિના સંરક્ષક-સંવર્ધકનું કાર્ય કર્યું હોત તો એ એક વર્ગના પ્રતિનિધિ બની રહ્યા હોત. પરંતુ એ સાચા અર્થમાં સંવર્ધક હતા એટલે એમણે આર્યસંસ્કૃતિને અને અનાર્ય સંસ્કૃતિના-દ્રવિડ સંસ્કૃતિના સમન્વયનું કાર્ય કરીને ભારતમાં વસતા ભિન્ન લોકોને એક સંસ્કારથી બાંધવાનો પુરુષાર્થ કર્યો હતો. રાવણ અને વાલિનો એમણે વધ કર્યો હતો, તે સમન્વયના કાર્ય તરીકે. રાવણને એની દ્રવિડ સંસ્કૃતિનું એટલું અભિમાન હતું કે આર્ય સંસ્કૃતિનો એ વિધ્વંસ કરવામાં રાચતો હતો. રામને પણ વિશ્વામિત્ર તરફથી એવું જ ઝનૂન મળ્યું હતુ. વિશ્વામિત્રે રાજગાદી છોડીને આર્ય સંસ્કૃતિના સંવર્ધન ખાતર ઋષિપદ-મિશનરી જીવન અંગીકાર કર્યું હતું.

આથી વિશ્વામિત્ર અનાર્ય લોકોની વસ્તીમાં જઈને વૈદિક સંસ્કાર ફેલાવવાનો પ્રયત્ન કરતા હતા. યજ્ઞો કરતા અને ઉપદેશ આપતા હતા. આનો ભિન્નધર્મી અનાર્યો વિરોધ કરતા, સામનો કરતા અને તે પ્રચારને નાકામયાબ બનાવવા યજ્ઞમાં વિઘ્ન નાખતા. આમાંથી રક્ષણ મેળવવા વિશ્વામિત્ર દશરથ પાસે ગયા હતા અને રામલક્ષ્મણને સાથે મોકલવા માગણી કરી હતી. કિશોર રાજકુંવરો રાક્ષસોનો-અનાર્યોનો સામનો કરવામાં પૂરા નહિ પડે અને તેમને હાનિ

થશે તે ભય બતાવી દશરથે જાતે આવવાની તૈયારી બતાવી હતી. વિશ્વામિત્રનો જો રક્ષણ મેળવવાનો જ હેતુ હોત તો રાજકુવરોને બદલે રાજાની ઓથથી હરખાયા હોત. પરતુ તેમણે પોતાના ઉપર ભરોસો મૂકી રાજકુવરોને મોકલવા આગ્રહ રાખ્યો હતો. વિશ્વામિત્ર પૂર્વજીવનમા રાજા હતા એટલે તેમની શક્તિ ઉપર વિશ્વાસ મૂકી દશરથે રામ લક્ષ્મણને મોકલ્યા હતા.

રાજસત્તાના જોરે ધર્મનો ફેલાવો કેવો જલદી બને છે તે માટે મુસ્લિમ સત્તા અને બ્રિટિશ સત્તાના રાજઅમલ દરમિયાન ભારતમા ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસ તાજો છે વિશ્વામિત્ર જેવા મિશનરીઓએ પણ એ જ બળ ઉપર મુસ્તાક રહીને વૈદિક ધર્મનો પ્રચાર કર્યો હતો. આખુ ગામ હિંદુ હોય તેમા કોઈ ખ્રિસ્તી મિશનરી ઈશુનો પ્રચાર કરવા જાય અને તે લોકો એને હાકી કાઢે, હેરાન કરે, તેનું ધર્મપુસ્તક ફાડી નાખે, અને તે લોકો વિષે જે પ્રકારની ફરિયાદ કરે, તેને મળતી વિશ્વામિત્રની રાક્ષસોના ત્રાસની ફરિયાદ હતી. ઋષિઓ અનાર્ય વસ્તીમા પ્રચારના હેતુથી યજ્ઞો કરતા એટલે તેમનો સામનો થતો હતો. પરન્તુ સત્તાના જોરે એ રક્ષણ મેળવીને ધર્મકાર્ય ચાલુ રાખતા હતા. રામ અને લક્ષ્મણને એ શિક્ષણ વિશ્વામિત્રે આપ્યું હતુ અને તે એમનું યુગકાર્ય છે તેમ દઢ ઠસાવ્યું હતું.

રામને પિતાના વચન ખાતર ચૌદ વર્ષનો વનવાસ ગાળવાનો હતો. આ સમયનો સદુપયોગ કરવા રામ લક્ષ્મણે દક્ષિણ પ્રદેશને પસદ કર્યો, તેમા એ યુગકાર્યનો હેતુ જોઈ શકાય છે. ઉત્તરમા અરણ્યો હતા એટલે વનવાસ માટે દક્ષિણમા જવુ અનિવાર્ય ન હતું. પરન્તુ ઉત્તરમા આર્ય સસ્કૃતિ અને આર્ય રાજાઓની સત્તા હતી. દક્ષિણમા અનાર્યો-દ્રવિડોની સસ્કૃતિ અને રાજ્યો હતા. છેક દક્ષિણે આવેલુ રાવણનુ રાજ્ય સમૃદ્ધિમા અને સત્તામા આર્યોને પડકાર કરતુ ઊભુ હતુ. આર્યોને જેમ પોતાની સસ્કૃતિનુ અભિમાન હતુ, તેમ એને દ્રવિડ

સસ્કૃતિનો મદ હતો. લકાની સમૃદ્ધિ અને વૈભવ અયોધ્યા કે મિથિલા જેવી ઉત્તરની આર્ય રાજધાનીઓ કરતા કોઈ રીતે ઊતરે તેમ ન હતા રાવણનુ બાહુબળ, બુદ્ધિબળ અને યુદ્ધબળ પણ તેમનો પૂરો મુકાબલો કરે તેવા હતાં. આર્યો ઉત્તરમા આવ્યા તે અગાઉ દ્રવિડો દક્ષિણમા સ્થિર થયેલા હતા. ઉત્તરમા અનાર્યો વસતા હતા. તેમને આર્યોથી પરાજય સ્વીકારવો પડ્યો હતો અને આર્યોએ સર્વોપરીપણુ સાબિત કર્યું હતુ. પરન્તુ દક્ષિણના દ્રવિડો અણનમ હતા. આજે પણ દ્રવિડ મુનેત્ર કઝગમ પક્ષ દ્વારા એ લોકો ઉત્તરને પડકાર આપતા ઊભા જ છે '૬૭ની ચૂટણીમા મદ્રાસ રાજ્યમાથી કોગ્રેસને હિંદી ભાષાના ઉત્તરના સર્વોપરીપણાનો પડકાર આપીને ફેકી દીધી છે. હજારો વર્ષ પછી દ્રવિડોમા આજે પણ એ પડકારવૃત્તિ પડેલી છે અને ભારતના સમવાયતત્રમાથી અલગ થવાની માગણી ઊભી કરી ઉત્તરની આર્યસત્તાને પડકારવા બધારણની નકલ બાળી હતી અને ગાધીજીને આર્ય લોકોના નેતા ગણી એમનો ફોટો બાળ્યો હતો. તો રામચદ્રના વખતમા દ્રવિડોની પડકારવૃત્તિ કેટલી પ્રબળ હશે? રાવણ એનુ સર્વોપરીપણુ સાબિત કરતો કેવો આક્રમક હશે? એ સત્તાનો જો પરાભવ કરવામા ન આવે તો એક કાળ એવો આવે કે એ આર્યસત્તાનો પરાભવ કર્યા વિના ન રહે

રામનો મહિમા આ યુગકાર્ય પાર પાડવામા રહેલો છે શસ્ત્રોથી આર્યોએ ઉત્તરમા વિજય ફરકાવ્યો હતો. પરતુ દક્ષિણમા રામ વનવાસી તરીકે, પરિવ્રાજક રૂપે પ્રવેશ કરે છે વિશ્વામિત્ર અને અગત્સ્યનુ ઋષિપણુ–મિશનરીપણુ એ ધારણ કરતા નથી સન્યાસીનુ ગુરુપદ–પુરોહિતપદ ધારણ કરતા નથી. સીતા અને લક્ષ્મણ સાથે એક આર્યસસ્કારની સુવાસ લઈને જાય છે આર્ય લોકો વિષે દક્ષિણમા, દ્રવિડોમા ઘૃણા છે, પૂર્વગ્રહ છે, લઘુગ્રથિ પણ ખરી. આર્યો ગોરા અને નમણા છે દ્રવિડો કાળા અને બેડોળ છે. આથી એમનો વિરોધ કરવામા જ પોતાનું ગૌરવ સચવાઈ રહે તે રક્ષણવૃત્તિ

પણ એમાં રહેલી છે.

પરંતુ રામ, સીતા અને લક્ષ્મણ નિર્ભયતાથી દક્ષિણમાં પ્રવેશે છે. એ લોકોમાં ભળી જાય છે. પોતે એમના કરતા દેખાવમાં જુદા પડતા હોવા છતા માનવ તરીકે એક સરખા છે, સસ્કાર ભિન્ન હોય તેથી હૃદયનો પ્રેમ ભિન્ન નથી. બંનેની ચામડીના રંગ જુદા હોવા છતા લોહીનો રગ જુદો નથી. લકા અને રાવણ વિષે જેમ ઉત્તરમાં દંતકથાઓ ચાલતી હતી, તેમ અયોધ્યા અને રામ, મિથિલા અને સીતા વિષે દક્ષિણમાં દતકથાઓ ફેલાયેલી હતી. દતકથાનાં રાજા અને રાણી એમને આંગણે આવેલાં જોઈને એમને અચંબો થતો હતો કે એ લોકો ક્રૂર, જુલમી અને હત્યારા હોય છે તેમ સાંભળ્યું હતું અને આ રામ, સીતા અને લક્ષ્મણ તો આપણા જેવાં જ માયાળુ, આત્મીય અને ભલાં છે! આપણાં મંદિરોમા જઈને દેવ-દેવીઓનાં દર્શન કરે છે. આપણે યજ્ઞો કરવા જોઈએ, દેવ-દેવીઓની મૂર્તિઓને પૂજવી ન જોઈએ, તેવું ખડનમંડન કરતાં નથી.

સીતાના આશ્ચર્યનો પાર રહેતો નથી. દક્ષિણમાં રાક્ષસો વસે છે અને તે નિર્દય હોય છે. એને બદલે આ કાળા લોકો પણ એમના જેટલા પ્રેમાળ અને મળતાને માથું આપે તેવા છે. જેમને ક્રૂર અને નિર્દય માન્યા હતા તે એમનો આદરસત્કાર કરે છે અને એમના વનવાસને નિર્ભય બનાવે છે. રામમાં જે રસાયણ હતું તે સમન્વયનું. બંને પ્રજાઓએ એક જ દેશમાં વસવાનું હતું. જો ઉન્નતિ સાધવી હોય તો એકબીજા સાથે દુશ્મનાવટ, પરાયાપણું કે ઊંચનીચપણુ રાખ્યે કાર્ય નહિ સધાય. બંને સંસ્કૃતિઓએ ગંગા-કાવેરીનો સંગમ સાધવો પડશે. આર્યોએ આર્યોનું અભિમાન છોડવું પડશે, દ્રવિડોએ એમનું અહમ ત્યજવું પડશે. પુરુષ અને સ્ત્રી સંલગ્ન દ્વારા દામ્પત્યરૂપે ઐક્ય સાધે છે તેમ બંનેએ પોતાનું આગવું વ્યક્તિત્વ છોડી નવું સમન્વયનું વ્યક્તિત્વ ધારણ કરવું પડશે. આર્ય સંસ્કૃતિ અને દ્રવિડ સંસ્કૃતિનો આ સમન્વય તે હિંદુધર્મ-સંસ્કૃતિ.

જેમા આર્યો અને દ્રવિડો–અનાર્યો, રંગભેદ-સંસ્કારભેદ ત્યજીને નવે સ્વરૂપે પ્રગટચા. આ યુગકાર્ય પાર પાડયું રામચંદ્રે. ગજસત્તાના જોરે નહિ, મિશનરી ઝનૂને નહિ, પણ આર્ય સંસ્કારમાથી માનવતાની સુવાસ પ્રગટાવીને.

દરેક જમાનામાં અને દરેક દેશમા સામાન્ય લોકોની એક જ હૃદયની ભાષા–પ્રેમ હોય છે. તેનો પડઘો એમના હૈયામાં પડચા વિના રહેતો નથી. રામ, રહેમાન, ઈશુ કે જરથુષ્ટ્રને એ એક સરખા ભક્તિભાવથી ભજે છે. પરંતુ એના ટેકેદારોમા ઝનૂન અને મમત હોય છે. તે પ્રેમની ભાષાની ઉપરવટ અહમ્‌ની ભાષાથી પ્રેરાઈને સામનો કરે છે. આથી યુદ્ધ ખેલાય છે. સર્જન અને સંહાર એક જ સિક્કાની બે બાજુઓ છે. જ્યાં નવસર્જન કરવુ હોય ત્યા સંહાર, પછી તે હિંસક હોય કે અહિંસક—અનિવાર્ય છે. યુદ્ધમા મૃત્યુરૂપે સંહાર થાય છે, તો ચૂંટણીમાં હાર રૂપે સંહાર થાય છે. સર્જનના હેતુ વિનાનો સ્વાર્થ માટેનો સંહાર એ વ્યક્તિનો હ્રાસ કરનાર છે અને સમાજહિત માટેનો સંહાર એ સર્જનનું જ એક રૂપ છે. વિરાધ, શૂર્પણખા, ખર, વાલિ, રાવણ વગેરેનો ઉચ્છેદ અને જટાયુ, સુગ્રીવ, વિભીષણ, હનુમાન વગેરેનું સંવર્ધન, એ સંહાર અને સર્જનનાં એક જ સિક્કાના બે પાસા છે. જે કાર્ય ભરદ્વાજ, વિશ્વામિત્ર, અગસ્ત્ય વગેરે ઋષિઓ આશ્રમ-મિશનો સ્થાપી ન કરી શકયા, તે રામચંદ્રે રાજકુમાર તરીકે પાર પાડયુ હતું.

રાવણનો વધ એ કોઈ લંકાની ગાદી ભોગવતા સ્થૂળ રાજાનો ઉચ્છેદ ન હતો. દ્રવિડ સંસ્કૃતિનો પણ વધ ન હતો. પરંતુ બે સંસ્કૃતિઓ વચ્ચે ચાલતા ઘર્ષણનો, ભિન્નતાનો, ભેદનો વધ હતો. રામ કોઈનો વધ કરવામા પરાક્રમ માનતા ન હતા. રાજગાદી કે કીર્તિની આકાંક્ષાથી યુદ્ધ ઇચ્છતા ન હતા. જો ગાદીના વૈભવની કામના હોત તો ભરતના આગ્રહ પછી એમણે અયોધ્યાની ગાદીનો

સ્વીકાર કર્યો હોત, વનવાસને વહાલો કર્યો ન હોત રાવણ અને વાલિનો વધ કર્યા પછી એ ગાદી એમણે તેમના ભાઈઓ વિભીષણ અને સુગ્રીવને આપી હતી. વળી એમને પોતાના ખંડિયા રાજા બનાવ્યા ન હતા. એમણે દ્રવિડોને સમાન ગણ્યા હતા.

ઈશુએ પોતાના વિષે કહ્યુ છે કે જે ધર્મ (યહૂદી) પરંપરા ચાલી આવે છે, તેનો ઉચ્છેદ કરવા હુ આવ્યો નથી, પરંતુ એ ધર્મમા પૂર્તિ કરવા આવ્યો છુ. આ જ પ્રકારની કામગીરી ઈશુના જન્મથી સેંકડો વર્ષ પહેલા રામચંદ્રે અદા કરી હતી. એમણે આર્ય-ધર્મ કે દ્રવિડ ધર્મમાથી કોઈનો ઉચ્છેદ કર્યા વિના પરિપૂર્તિ કરીને બન્નેનો સમન્વય કર્યો હતો.

આ સમન્વયનુ યુગકાર્ય એ રામચંદ્રનુ અવતારકાર્ય હતુ ભિન્નભિન્ન પ્રજાઓ ભારતવર્ષમા હિંદુ સસ્કારે એકતાના કાચા સુતરના તાતણે બધાઈ તે ભગીરથ કાર્યમા નામી અનામી ઘણા નર-નારીઓનો હિસ્સો છે પરંતુ મુખ્ય અધ્વર્યુ રામચંદ્ર છે. રામાયણ એ દશરથના કુટુંબની કથા છે, ગૃહસ્થાશ્રમનો મહિમા કરતી ગૌરવકથા છે, યુદ્ધની કથા રમણીય બની રહે છે તેમ રામ રાવણના યુદ્ધની વીરરસની કથા છે પરંતુ આ કથામા કેવળ એટલા જ ગુણો હોત તો એ હજારો વર્ષથી લોકોના ચિત્તને પાવન કરે છે તે અખૂટ શક્તિ રહી ન હોત. પરન્તુ એની કુટુંબકથામા સૌ કુટુંબોની આકાક્ષાનો પડઘો પડે છે નિર્મળ અને પ્રસન્ન દામ્પત્ય ઊછળે છે, ઉપરાત ભિન્નતામા એકતાની રાષ્ટ્રીયતા નજરે પડે છે. આજે હજારો વર્ષ પછી પણ રામચંદ્રના સમન્વયની દૃષ્ટિ એટલી જ પ્રેરણારૂપ છે તે કાળે ભિન્ન ધર્મો હિંદુ ધર્મમા સમન્વય સાધી એકાકાર થયા હતા આજે હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી વગેરે ધર્મો કોઈ નવા ધર્મમા, માનવધર્મમા સમન્વય સાધી એક થઈ શકે તેવો ધર્મસત્તાનો યુગ રહ્યો નથી. વિજ્ઞાનસત્તાનો યુગ શરૂ થયેલો છે. આથી દરેક પોતાના ધર્મનો સાચો અનુયાયી બની, માનવધર્મી બને, તે ગાધીજીના સમન્વયનો માર્ગ ગ્રહણ કરવાનો રહે

છે. ગાંધીજી સ્વરાજ્યના આદર્શથી જોતા હતા, તેમાં રાજાશાહીને સજીવન કરવાની ઉદ્દિષ્ટતતા ન હતી, પરંતુ રામચંદ્રની સમન્વય દ્વારા પરિપૂર્ણતા કરવાની સજીવનીનો સ્વીકાર રહેલો છે. રામાયણની કથાને હિંદુ જીવનદર્શનની નજરે જોવામાં આવે તો જ રામચંદ્ર માટે વાલ્મીકિએ જે સકલ ગુણો ગાયા છે તેની ઝાંખી થાય – એક જ નરમાં સમગ્ર ગુણોની લક્ષ્મી મૂર્તિમંત થઈ હોય તો એ છે નરચંદ્ર સમા રામચંદ્ર!

# કાચા કાનની કૈકેયી અને વિઘ્નસંતોષી મંથરા

મહાભારતમા દ્રૌપદી વસ્ત્રાહરણના પ્રસગથી જેમ હાહાકાર વ્યાપી જાય છે, તેમ રામાયણમા રામવનવાસની ઘટનાથી. રામે એટલો પ્રેમ સપાદન કર્યો છે કે એ સમાચાર સાભળનાર સૌ નગરજનોના આઘાતનો પાર રહેતો નથી અને કૈકેયી અને મથરા ઉપર ધિક્કાર વજ્રલેપ બને છે. રામની કથા વાલ્મીકિએ સર્જી ત્યારે એ ઘટનાએ શ્રોતાઓ ઉપર જે આઘાત પહોચાડચો હશે, તે કરતા આજે એ કોઈ રીતે ઓછો પહોચાડતો નથી. બલ્કે, હજારો વર્ષના એ પ્રવાહને લીધે રામ તે કાળ કરતા ઉત્તરોત્તર વધુ પ્રિય બનતા ગયા છે એટલે વધુ આઘાત પહોચાડતો રહ્યો છે.

ગમે તેવો દુષ્ટ આદમી પણ પોતાનુ કુટુબ સપીને સુખમા રહે તેમ ઝખતો હોય છે આથી પોતાના કુટુબની હાણમા જે ભાગ ભજવે તેને એ કદી માફ કરી શકતો નથી પાડુ અને દશરથના કુટુબો એ કેવળ કથાઓ રહી નથી, ભૂતકાળ બન્યા નથી, પરતુ દરેક હિંદુની પોતાના કુટુબની કથા બની ગઈ છે. પોતાના પાડોશીઓ એને જેટલા પોતાના લાગતા નથી તેટલા કૃષ્ણ રામ લાગે છે પાડોશીના દુખે એ જેટલો દુખી થતો નથી, તેટલો દ્રૌપદી વસ્ત્રાહરણ અને રામવનવાસથી એ દુખી દુ:ખી થાય છે.

આ કથાઓની અદ્‌ભુતતા એ છે કે એમા ભારોભાર કથારસ છે, સસારદર્શન છે અને અધ્યાત્મસદેશ છે. કેવળ કથારસ હોત તો એકની એક કથા વારેવારે સાભળવામા રસ ન પડે પ્રથમ વખત

શ્રોતા જ્યારે રામવનવાસનો પ્રસગ સાભળે ત્યારે એ આશ્ચર્યમા ડૂબી જાય કેવો મોટો અણધાર્યો ધક્કો ! અયોધ્યા નગરી મોડી રાત્રે સૂઈ ગઈ ત્યારે એવા સ્વપ્નમા હતી કે એમના પ્રાણપ્યારા રામનો સવારમા યુવરાજ તરીકે અભિષેક થવાનો છે. પરતુ પ્રાત કાળે એ જાગે છે, એ મગલપ્રસગમા હાજરી આપવા સુંદર વસ્ત્રો પહેરી બહાર નીકળે છે, પોતાના આગણાની માફક સૌના આગણા શણગારેલા અને રસ્તા ધજાપતાકાથી નગરજનોને આવકારતા ફૂલોની સુગધીથી મધમધી રહ્યા છે ત્યારે એને માથે વીજળી પડે છે રામનો અભિષેક બંધ રહ્યો છે અને વનવાસ જવાની તૈયારીઓ ચાલી રહી છે !

એનુ મન માનવા ના પાડે છે. એ બને જ શી રીતે ? એને કારણ જાણવા મળે છે કે કૈકેયીએ રાજા દશરથ પાસે બે વચન માગ્યા છે રામને બદલે એના કુવર ભરતને ગાદી અને રામને ચૌદ વરસ વન વાસ ! રાજપ્રાસાદોમા ગાદી માટે અનેક ખટપટો, કાવાદાવા પ્રપચો અને કાળા કામો થતા હોય છે પરતુ અયોધ્યાના રાજપ્રાસાદમા એવી કોઈ કુટિલતાને અવકાશ નથી. દશરથ રાજા ધર્મપરાયણ છે ત્રણ રાણીઓ વચ્ચે શોક્યના વેર કરતા સગી બહેનોનું હેત છે તેથીય વિશેષ ચાર રાજકુવરોની બાધવ બેલડી એવી સ્નેહ ભાવવાળી છે કે એકને માટે બીજો જીવ આપવા તૈયાર થાય, પછી ગાદી માટે તકરાર શાની થાય ?

નવીન હકીકત જાણવા મળે છે કે કૈકેયીને તો રામ અને ભર તમા ભેદ ન હતો. રામનો અભિષેક થાય તેમા પોતાના ભરતનો થવા જેટલો હરખ હતો પરતુ એની દાસી મથરાએ એના કાન ભભેર્યા અને તેને ઉશ્કેરી, ને દશરથ રાજાએ એને ભૂતકાળમા બે વચન આપ્યા હતા તે માગીને પોતાનુ ધાર્યું કર્યું છે પરિણામે, કથા સાભળનારને એના તરફ ઘૃણા થાય છે પરતુ એ કથા એ ફરી સાભળે ત્યારે એ ઘટના જાણતો હોવાથી આશ્ચર્ય થતુ નથી બીજી વખતના વાચનમા–શ્રવણમા એનો કથારસ ઓછો થવાનો સભવ છે

પરંતુ પ્રથમ વખત એ કથારસમા એટલો પ્રબળ ઘસડાયો હતો કે કથારસની પાછળ છુપાયેલું સંસારદર્શન કરવા જેટલો એ સજાગ રહી શક્યો ન હતો. જ્યારે બીજી વખત સંસારદર્શનના નવા પ્રવાહમા રસતરબોળ બને છે પ્રથમ કરતા બીજી વખત રસનો આસ્વાદ બદલાય છે પ્રથમમા ઘટના–પ્રસંગનો સ્થૂલ રસ છે, બીજી વખત ઘટનાની પાછળ રહેલા દર્શનનો સ્થાયી રસ જન્મે છે.

પ્રથમ વખત, કથાના રસને લીધે, કૈકેયી અને મંથરા પ્રત્યે તિરસ્કાર જન્મે છે. પરંતુ બીજી વખત સ્થાયી રસને લીધે કૈકેયી અને મંથરામા માનવપ્રકૃતિની નબળાઈના દર્શન થાય છે. મંથરા વિઘ્નસંતોષી અને ટૂંકી દૃષ્ટિના સ્વરૂપે જેવા મળે છે કૈકેયી કાચા કાનની અને માતૃત્વની લાગણીમા વિવેક ગુમાવતી સ્ત્રીના પાત્રમા નજરે પડે છે

મંથરા એક સામાન્ય દાસી હતી. રાજકુંવરીઓ પરણીને સાસરે જાય છે ત્યારે એમની સાથે પિયરથી અંગત નોકર તરીકે દાસીઓ જાય છે. કૈકેયી સાથે મંથરા કેકય રાજમાથી દાસી તરીકે સાથે આવી હતી. એનો ઉછેર જ પરિમિત દુનિયામા અને પરિમિત કામગીરીમા વીત્યો હતો. પિયરથી આવેલી દાસીનું મુખ્ય કાર્ય રાજાના અંતઃપુરમા શું ચાલે છે, તે પરિસ્થિતિથી રાણીને માહિતગાર રાખવાનું હોય છે.

મંથરા એ કાર્યમા કુશળ હોત તો કૈકેયીની જે કાનભંભેરણી કરી તે બન્યું ન હોત. દશરથના અંતઃપુરમા કોઈ કાવાદાવા ચાલતા ન હતા રાજાની હયાતી બાદ રામ ગાદીએ આવે ત્યારે સુમિત્રા અને કૈકેયીનું સ્થાન ઓછું થવાનું ન હતું લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નને અન્યાય થવાનો ન હતો. કુટુંબમા સંપ એવો હતો કે રામના અભિષેકના સમાચાર જાણી કૈકેયીના આનંદનો પાર ન હતો. મંથરામા જે બુદ્ધિ હોત તો કૈકેયીનું સાચું હિત એ જોઈ શકી હોત પરંતુ એ પિયરથી આવેલી દાસી હતી આ પ્રકારના સેવકવર્ગનો સ્વભાવ કાનભંભેરણીનો થઈ જાય છે આજે પણ

એ સ્થિતિ પ્રત્યક્ષ જોવા મળે છે. દાસકક્ષાથી માંડી દોસ્ત સુધીના સામાન્ય માણસો હિતેચ્છુ તરીકેનો દાવો કરતા હોય છે અને કાન-ભંભેરણી દ્વારા હિતશત્રુની ગરજ સારતા હોય છે.

આ કાનભંભેરણીમાં મુદ્દલ સત્ય હોતું નથી એમ પણ માની લેવાનું નથી. મંથરાના દાખલામાં જોઈએ તો કૈકેયીના કાચા કાન ભમી જાય એવો પ્રાથમિક મસાલો હતો જ. રામનો અભિષેક એ રાજ્યનો નાનોસૂનો પ્રસંગ ન હતો. એ સમાચાર જાહેર થતાં અયોધ્યામાં કેવો આનંદમંગળ વ્યાપી ગયો હતો, તે જ એનો ખ્યાલ આપે છે. આ પ્રસંગ દશરથ રાજા એકાએક પતાવી દેવા ઉત્સુક બન્યા હતા. ભરત મોસાળમા હતો. આ ઉત્સવમાં બહારના રાજાઓને અને સગાંઓને આમંત્રણ અપાતાં હોય છે એ સૌની ગેરહાજરી હજુ માફ થઈ શકે, પણ ભરત જેવા ભાઈને પણ ખબર ન હોય અને તેની ગેરહાજરીમાં આવો મોટો પ્રસંગ પતાવવામાં આવે તેનું શું કારણ?

મંથરા પિયરની દાસી હતી એટલે કૈકેયીનુ લગ્ન થયું ત્યારે દશરથ સાથે જે શરત કરવામાં આવી હતી, તે એની જાણમા હતી. કૌશલ્યા અને સુમિત્રાથી રાજાને સંતાન ન થયું ત્યારે કૈકેયીનું માગું કરવામાં આવ્યું હતું. તે વખતે કેકય રાજાએ એના પુત્રને ગાદી-વારસ બનાવવાની શરત કરી હતી. પરંતુ કૈકેયીને પણ સંતાન ન થયુ એટલે રાજાએ પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો હતો અને એ પછી ત્રણેય રાણીઓને પુત્રો થયા હતા. સુમિત્રાને જોડકા પુત્રો જન્મ્યા હતા. રામ સૌથી મોટા હતા તેમ સૌથી વધુ ગુણસંપન્ન હતા.

દશરથને કુંવરોમાં રામ વધુ પ્રિય હતા, તો રાણીઓમાં કૈકેયી. એ ત્રણેયમાં નવજુવાન અને સુંદર હતી એટલું જ નહિ પણ તે યુદ્ધકળામાં કુશળ હતી. દશરથ યુદ્ધમાં જતા ત્યારે એને સાથે લઈ જતા. દક્ષિણમાં શંબર નામનો અસુર સાથેના યુદ્ધમાં કૈકેયી સાથે ન હોત તો દશરથ રાજાએ પ્રાણ ગુમાવ્યો હોત. એણે રથની લગામ હાથમાં લઈ એવી કુશળતાથી હાંક્યો કે રાજા સલામત રહી શકયા

હતા. એ પરાક્રમથી પ્રસન્ન થઈ દશરથે રાણીને વચન માગવા કહ્યું હતું એને કોઈ અપેક્ષા ન હતી એટલે તેણે વિવેકપુર:સરનો નકાર ભણતા જણાવ્યું હતુ : 'ભવિષ્યમા કોઈ વખત માગીશ' રાજાએ ભવિષ્યનુ વચન જમા રાખવાનુ જણાવી કહ્યુ : ભવિષ્યમા તારે જ્યારે માગવુ હોય ત્યારે માગજે. એક અત્યારે માગ.' આમ એ બે વચન કૈકેયી પાસે અનામત પડયા હતા અને ભુલાઈ પણ ગયા હતા

એ રાજાની માનીતી રાણી હતી, છતા કૌશલ્યા સુમિત્રા એની ઈર્ષા કરતા ન હતા. રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન એને સગી માતા જેમ માન આપતા હતા. કૈકેયી બુદ્ધિશાળી હતી એટલે ભરત કરતા રામ વધુ શક્તિશાળી, ગુણજ્ઞ અને રાજા થવાને લાયક છે તેમ એ સમજતી હતી. રામ એના પ્રત્યે અપરમાતાનો ભેદભાવ નહોતો રાખતા એટલે એનામા પણ ભરત કરતા જુદો ભાવ જનમ્યો ન હતો ભરત અને રામ એને મન બને સરખા હતા. રામનો અભિષેક થાય તે ભરતનો થયો એમ જ એને હૈયે હરખ હતો. આથી મથરાએ લગ્ન વખતની શરતને યાદ દેવડાવી ત્યારે એ દલીલ એને સ્પર્શી ન શકી લગ્ન પછી જો એને કુદરતી રીતે પુત્ર જન્મ્યો હોત તો એ શરતનો અર્થ ગણાય પરતુ બે રાણીઓની માફક એને પણ સતાન થયુ ન હતું એનો યશ પુત્રેષ્ટિ યજ્ઞને જતો હતો પરતુ મથરાની નવી દલીલે એ ભભેરાઈ કે તમે રાણીબા, રામને ભરત સમો ગણો એ પૂરતું નથી રામે પણ ભરતને એવો જ સગો ભાઈ ગણવો જોઈએ જો એ હેત એનામા હોત તો દશરથ રાજાને એ કહી શક્યા હોત કે ભરતને તેડાવો એની ગેરહાજરીમા હુ યુવરાજ-પદનો અભિષેક નહિ સ્વીકારુ. ભરતને આજે એટલો દૂર રાખ્યો છે, પરતુ આવતી કાલે દશરથ રાજા ન હોય તો એને દેશવટો આપે તોપણ શુ કહેવાય ?

કાચા કાનનો માણસ જ કોઈ એક પ્રસગ ઉપરથી નિર્ણય બાધી બેસે છે. બાકી, જેના કાન સાબદા છે તે એકાદ પ્રસગ એને

ન સમજતો હોય કે ભૂલભરેલો લાગતો હોય, તોપણ એ મદાર ઉપર ચાલીને વર્તવાની અધીરાઈ બતાવતો નથી એ સમગ્ર વ્યવહારના ફલકને લક્ષમા લઈને નિર્ણય લે છે અને ગેરસમજને વશ થઈ ઘસ ાઈ જતો નથી. કૈકેયી બુદ્ધિશાળી અને ભાવનાશાળી સ્ત્રી છે એટલે શરૂઆતમા મથરાની કાનભભેરણીને વશ થતી નથી એના વિચારોનો વિરોધ કરે છે પરતુ કૈકેયીના માતૃહૃદયને આઘાત પહો ચાડીને મથરા વિજયી બને છે ભરતની ગેરહાજરીના પ્રસગમાથી એવો તર્ક ઊભો કરે છે કે આજે એની હાજરી અનિવાર્ય મનાતી નથી તો આવતી કાલે એનુ અસ્તિત્વ અહિતકર માની દેશવટો દેવાય, એને કૈકેયી માની લે છે। કોઈ પણ સ્ત્રી પાસે ધાર્યુ કામ લેવુ હોય તો એના વાત્સલ્યને સ્પર્શવુ જોઈએ, તે કૈકેયીનો દાખલો કહી જાય છે આથી માતૃત્વ એ સ્ત્રીને જીવનમા બળ પ્રેરનાર શક્તિ છે, તેમ એમા ઘસડાઈ જવાની નબળાઈ પણ છે કૈકેયી એમા ઘસડાઈ ન ગઈ હોત તો મથરાની બુદ્ધિએ ચાલવાને બદલે પોતાની અક્કલ પ્રમાણે વર્તીને દશરથ સમક્ષ શરત મૂકી શકી હોત કે રામનો અભિષેક ભરતની હાજરીમા અને એની સમતિથી થવો જોઈએ પરતુ એ વાત્સલ્યમા એવી ઘસડાઈ ગઈ કે એને કલ્પના પણ ન આવી કે એ ભરત માટે જે કરી રહી છે તે એ પોતે જ પસદ નહિ કરે।

કોઈ પણ સાચો માણસ ગેરમાર્ગે દોરાતો હોય તો એનુ મુખ્ય કારણ એને જે અતિપ્રિય હોય છે તેને હાનિ પહોચા રહી છે તેમ કાન ભભેરનાર સહેલાઈથી ઠસાવી શકે છે દેશની એક્તા મહાત્માજીને પ્રાણપ્યારી હતી આથી એના ભાગલા થઈને આઝાદી પ્રાપ્ત થઈ તેને એમણે પોતાની કલ્પનાનુ સ્વરાજ્ય માન્યું ન હતુ આ એકતા હિંદુ મુસ્લિમની એકતા વિના ન સધાય તેમ વસ્યું હતું. આથી રાષ્ટ્રની એકતાનો પર્યાય હિદુ મુસ્લિમ એકતા એમને માટે હતો આ એમની પ્રાણપ્યારી એકતાને સરદાર વલ્લભભાઈ હાનિ પહોચાડી રહ્યા છે તેમ જ્યારે જ્યારે નહેરુ, આઝાદ કે બીજાઓ તરફથી કહેવાતુ

ત્યારે એ સહેલાઈથી માની લેતા અને ઉતાવળે નિર્ણય બાંધી દેતા કે નહેરુ અને સરદાર સરકારમા સાથે રહીને દેશના હિતમા કાર્ય કરી શકશે નહિ. એમણે એ અભિપ્રાય સરદારને જણાવી પણ દીધો હતો. પરતુ એ જમાનો દશરથનો ન હતો એટલે સરદારે જ્યારે પોતાનો પક્ષ રજૂ કર્યો ત્યારે મહાત્માજીએ નિર્ણય બદલ્યો અને એમનું સરકારમા રહેવુ દેશહિતમા છે તેમ માન્યું. મહાત્માજી કાચા કાનના ન હતા, માણસ પારખુ જબરા હતા, છતા હિંદુ-મુસ્લિમ એકતાની એમની પ્રાણપ્યારી લાગણીને સ્પર્શીને કોઈ વાત કરતુ ત્યારે એ પણ ઘસડાઈ જતા જોવા મળતા હતા.

મથરા સામાન્ય દાસી હતી. એની કામગીરી જ અતઃપુરમાથી નવાજૂની જાણી લાવી પોતાની રાણીને વાકેફ કરવાની હતી. આ કામ એવું છે કે માણસ ચાડીચૂગલીવાળુ ન હોય તે પણ એનાથી રગાઈ જાય. વિઘ્નસતોષી બની જાય. મથરા પ્રકૃતિએ જેટલી દૂષિત નહિ હોય તેટલી વાતાવરણે એને દૂષિત કરી હોવાનો વધુ સભવ છે. વળી એની દુનિયા એવી પરિમિત હતી કે એને કૈકેયી અને ભરતનુ સાચુ હિત સમજવાનુ ગજુ પણ ન હોય. આથી કથાના પ્રથમ વાચને એના ઉપર અગત જે તિરસ્કાર, ક્રોધ જન્મો હોય, તે બીજા વાચન વખતે સ્થાયી રસદર્શનમા દૃષ્ટિ પરિવર્તિત થતો, એ કથાની મથરાને બદલે પોતાની અદર રહેલી મથરાવૃત્તિ ભણી ડોકિયું કરે છે, તે જ પ્રમાણે ચોમેર સમાજમા ડોકાતી મથરાઓને ઓળખવાનુ, એમને માફ કરવાનુ અને તેનો ભોગ ન બનવાનુ નવદર્શન થાય છે.

આ દૃષ્ટિએ જ્યારે આપણી જાતને જોઈએ ત્યારે આપણે મથરાના જેવા ટૂકી દૃષ્ટિના કોઈના હિતેચ્છુ ન થવુ જોઈએ તેમ લાગી જાય છે. આપણે ઘણા કાર્યો સામાના હિતેચ્છુ તરીકેના ઉત્સાહમા કરતા હોઈએ છીએ અને તાત્કાલિક એમા એનુ હિત દેખાતુ હોય છે. પરતુ એ જ એનુ સાચુ હિત છે કે નહિ તેટલો લાંબો

વિચાર કરવા આપણે થોભતા નથી. કોઈ એકાદ પ્રસગ બને છે, તેને આગળ પાછળના સદર્ભમા જોયા વિના અલગ મૂલવીને નિર્ણય બાધી લઈએ છીએ અને જેના હિતેચ્છુ હોવાનો જુસ્સો ધરાવીએ તેને એ પ્રમાણે વર્તન કરાવવા મથરાની માફક કટિબદ્ધ થઈએ છીએ. એનુ પરિણામ કૈકેયીની માફક એના અહિતમા આવે ત્યારે દોષ પોતાનો જોવાને બદલે એના ઉપર ઢોળી દઈએ છીએ મથ રાના પાત્રમાથી બોધપાઠ એ લેવાનો છે કે વિઘ્નસતોષીવૃત્તિ હિતેચ્છુનો સ્વાગ સજીને વ્યક્તિને પોતાને બહુરૂપીની માફક છેતરે છે. મથરાને સૌ કોઈ વખોડે છે અને છતા એ સૌને ખબર પણ પડતી નથી કે એમનામા પણ મથરાવૃત્તિ છુપાયેલી છે કારણ કે એણે હિતેચ્છુનો પોષાક પહેરેલો છે. આથી આપણી અદર રહેલી મથરા વૃત્તિ હિતેચ્છુને રૂપે આવીને છેતરી ન જાય તે જોવાનુ છે એનો અર્થ કોઈના હિતેચ્છુ ન થવુ એવી ગેરસમજ કરવાની નથી, પરતુ હિતેચ્છુમા લાબા ગાળાનુ સામાનુ સાચુ હિત પારખવાની સમજ-શક્તિ હોવી જોઈએ.

એ જ રીતે કૈકેયીને ધિક્કારનાર સૌએ એના જેવા વર્તનથી બચી જવુ જોઈએ. કોઈ એક પ્રસગને અલગ રીતે તોલીને નિર્ણય ન કરવો જોઈએ. હિતેચ્છુની વાત કાને ધરતા એનુ ગજુ પણ પારખી લેવુ જોઈએ. મથરા જેવા ટૂકી નજરના હિતેચ્છુ કે વિઘ્નસંતોષીથી દોરવાઈ જવુ ન જોઈએ માનવી જીવનમા એક એવુ ખોટુ પગલુ ભરી બેસે છે કે એ ઉજ્જવળ જીવનને સદાને માટે ભૂસી નાખે છે. કૈકેયીનુ જીવન કૌશલ્યા સુમિત્રા કરતા ઊતરતું ન હતુ, છતા એના એક જ પગલે એ રામાયણના ખલપાત્રની નાયિકા બની ગઈ!

આમ રામાયણ કે મહાભારતની કથાવસ્તુ એની એ હોવા છતા વાચકને–શ્રોતાને ફરી ફરી એના સત્સગથી નવા નવા દર્શન થયા કરે છે એ જ એનો મહિમા છે

## દશરથ આસક્તિના શાપનો ભોગ બને છે

રામ-લક્ષ્મણ વનવાસનો પંથ લે છે અને ભરત-શત્રુઘ્ન મોસાળમાં હોય છે ત્યારે દશરથનું મૃત્યુ થાય છે. જે સંજોગો સર્જાય છે તે કરુણ છે અને દશરથનું મૃત્યુ એ કરુણતામાં અનેક ઘણો વધારો કરી મૂકે છે. કથાના કરુણરસમાં સીતાત્યાગની સાથે મૂકી શકાય તેવો એ પ્રસંગ છે. દશરથ પરાક્રમી, મહિમાવંત અને સુખી રાજા છે. તે કારણે એના પ્રત્યે આત્મીયતા જન્મે છે. એનું મૃત્યુ રામના પિતાનું, અયોધ્યાના રાજાનું ન રહેતાં દરેકને ઘરના વડીલના મૃત્યુ સમું દુઃખદ બની જાય છે. એનું નિમિત્ત બનનાર કૈકેયી ઉપર ધિક્કાર છૂટે છે.

પરંતુ કથાના ઘટનારસ ઉપરાંત સંસાર દર્શનનો રસ પ્રાપ્ત થાય તો એને માટે દશરથ સવિશેષ જવાબદાર જોવા મળે છે. આસક્તિ કેવી કરુણતા સર્જે છે તે દશરથના જીવનમાં જોવા મળે છે. મૃગિયાની આસક્તિને લીધે એ શબ્દવેધી બાણ છોડે છે અને નિર્દોષ અને માતૃ-પિતૃ ભક્ત શ્રવણ ભોગ બને છે. એ બચાવ કરે છે. તેમાં ભારોભાર આસક્તિ રહેલી છે. જો એ ન હોત તો એક જવાબદાર રાજા તરીકે એને બીજો વિચાર પણ આવ્યો હોત કે એ અવાજ પ્રાણીને બદલે મનુષ્યનો હોય તો! એ કેવળ શિકાર-શોખીન નાગરિક નથી પરંતુ પ્રજારક્ષક રાજા છે એની ફરજ રક્ષણ કરવાની છે એટલે એ વિચાર એને પ્રથમ આવવો જોઈએ. પરંતુ ન આવવાનું કારણ મૃગિયાની આસક્તિ.

શ્રવણના માબાપના શાપને લીધે એ પુત્રવિયોગમા મૃત્યુ પામ્યો તેમ શ્રદ્ધાળુ વાચક માની લે પરતુ એવા શાપમા જેને શ્રદ્ધા નથી તેને માટે તો એ મોતનુ કારણ આસક્તિ જોવા મળે છે. ત્રણ રાણીઓમા કૈકેયી દશરથની માનીતી રાણી છે ચાર પુત્રોમા રામ તરફ એમનો વિશેષ પક્ષપાત છે આ બે આસક્તિ જ્યા સુધી સતોષાઈ ત્યા સુધી એ સુખી જોવા મળે છે અને જ્યા એનુ ઘર્ષણ સર્જાયું ત્યા એનો ભોગ બને છે.

ભરતની ગેરહાજરીમા રામનો યુવરાજ તરીકે અભિષેક કરવા પાછળ દશરથની આસક્તિ છે. એને બીક છે કે જો તે જાહેર થશે તો કેકનરાજા અશ્વપતિ વિરોધ કરશે એમના દોહિત્રને ગાદી મળવી જોઈએ તેવુ એ વચન આગળ કરશે. રામ વિષે દશરથને ખાતરી છે કે ભરતને યુવરાજ સ્થાપવામા એ વાધો ન લે પિતાની આજ્ઞા માથે ચડાવવામા એ ધન્યભાગ્ય માને પરતુ રામ પ્રત્યે જે આસક્તિ છે તે કારણે એને યુવરાજ સ્થાપવામા દશરથનું સુખ સમાયેલું છે. વળી કૈકેયીને રામ પ્રત્યે પણ ભરત જેવો પ્રેમ છે એટલે તે હક આગળ કરવાની નથી, તેનો વિશ્વાસ છે. જે બીક છે તે એ વચન લેનાર અશ્વપતિની છે. આથી એમને જાણ ન કરવા ભરતને તેડુ મોકલાતું નથી.

પરતુ રામાયણમા આ મુદ્દો એટલો સ્પષ્ટ નથી કે તે જ કારણ માની લેવુ પૂરતુ ગણાય કોઈ વખત એનુ પણ બનતુ જોવા મળે છે કે માણસનો કોઈ એવો હેતુ ન હોય, છતા ગેરસમજ થાય તેવુ વર્તન થઈ જાય છે. દશરથને ન્યાય કરવા માની લઈએ કે રામનો યુવરાજ તરીકે અભિષેક કરવામા આવો હેતુ નથી કવળ કૈકેયીના વચનનો વિચાર કરીએ તો એણે જે બે વચન માગ્યા છે તે આપવાનો દશરથને હક્ક છે ખરો ? ગાદી પરપરાગત પાટવી કુવરને મળતી હોય છે તે અગેની એનામા લાયકી ન હોય તો તેનો હક્ક માન્ય રાખવાનો સવાલ ઊભો થતો નથી. પરતુ રામમા

એવી કોઈ ગેરલાયકી નથી, બલકે ચારેય કુંવરોમાં તે શ્રેષ્ઠ છે.

આ જ સ્થિતિ મહાભારતમાં શાન્તનુ સમક્ષ આવેલી જોવા મળે છે. એ મત્સ્યગંધાથી મોહિત થયો છે, પરંતુ દેવવ્રતનો ગાદી-હક્ક ઝૂંટવાય તે શરત એ માન્ય રાખતો નથી. દેવવ્રત પોતે જ્યારે તે હક્ક જતો કરવા તૈયાર થાય છે ત્યારે માછી ભવિષ્યની મુશ્કેલી બતાવે છે–તમે પિતાને ખાતર ગાદી જતી કરો, પણ તમારા પુત્રો, પાટવી કુવર તેનો હક્ક કરતો આવે તો શું? અને આ હક્કનો પ્રશ્ન ઊભો જ ન થાય માટે દેવવ્રત આજીવન બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ પ્રતિજ્ઞા લે છે. આ ઘટના ઉપરથી એ પ્રતીત થાય છે કે ગાદીનો હક્ક પાટવી કુવર જવા દેવા માગતો હોય તોપણ એનો પુત્ર સુધ્ધાં તે હક્ક કરી શકે છે. મતલબ કે રાજાને પાટવી પુત્રને બદલે બીજાને ગાદી આપવાનો હક્ક નથી. એ જ રીતે વનમાં મોકલવાનો પણ હક્ક નથી.

દશરથે કૈકેયીને વચન આપ્યાં હોય તો એને એ માગવાનો હક્ક છે પરંતુ એ દશરથ પાસે જે વસ્તુ હોય તે મર્યાદામાં રહીને માગી શકે. રાજાનો જેમાં અધિકાર પહોંચતો નથી તેવા કોઈ વચન માગે તો એ આપવાનું એને બંધન નથી એના ઇન્કારમાં વચન-ભંગ પણ નથી. આથી દશરથ એ વચનને નકારી શકત, પરંતુ તેમ કરવાની એ હિંમત કરતો નથી. કારણ કે કૈકેયી પ્રત્યે એ એવો આસક્ત છે કે એનો વિયોગ વેઠી શકે તેમ નથી. આથી દશરથ મૂર્છા ખાઈ જાય છે.

મૂર્છા એ પ્રેમની નિશાની નથી, આસક્તિની છે. અને એ કેવળ એક આસક્તિથી બદ્ધ હોત તો રામવનવાસ સહી શક્યો હોત. પરંતુ એને યુવરાજ તરીકે સ્થાપવામાં પણ એટલી જ આસક્તિ છે. જો એ બંને પ્રત્યે પ્રેમ હોત તો કૈકેયીનું ગેરવચન નકારી કાઢીને એ એનો રોષ સહી લેવાનું બળ બતાવી શકત. અગર રામ પિતાના સુખ ખાતર હક્કને આગળ કર્યા વિના વનવાસ જાય છે તે વિયોગ

સહી શકત. રામ પ્રત્યેના પ્રેમને લીધે દશરથ પ્રાણ ત્યાગે છે તેમ માનીએ તો કૌશલ્યા જીવિત રહે છે એટલે પ્રેમ ઓછો માનવો ? દશરથને જો વસે કે પોતાના ગુનાથી, પગલાથી રામને જવું પડે છે અને તે ભાર સહ્યો જતો નથી તેમ ઘટાડવામાં આવે તો એવા ગુનામાંથી ઊગરી જતાં એમને કોણ રોકે છે?

દશરથને પુત્ર નથી તેનુ દુઃખ છે. મોટી ઉમરે પુત્રો થાય છે તેથી સામાન્ય પિતા કરતાં એ વધુ આસક્ત છે. વળી રામ સર્વગુણસંપન્ન છે એટલે એ આસક્તિ ઉત્કટ બને છે. દશરથમાં કૈકેયી પ્રત્યે પ્રેમ હોય તો એનો વિયોગ વેઠી લેવાનું બળ એને મળે, રામ પ્રત્યે પ્રેમ હોય તો એનો વિયોગ વેઠી લેવાનું બળ મળે. જો એક સપ્તાહ જ એણે તે શક્તિ બતાવી હોત તો ભરત આવી પહોંચતાં એને ખાતરી થાત કે રામની ગાદી સલામત છે અને ભરત તેનો કદી સ્વીકાર કરનાર નથી. પરંતુ બે આસક્તિના ઘર્ષણનો બોજો એ સહી શક્યો નહિ અને તેનું આણપંખેરું ઊડી જાય છે.

વૃદ્ધાવસ્થાને કારણે એ વિયોગ સહી ન શક્યો તેમ પણ માની લેવા જેવું નથી. વયોવૃદ્ધ વસિષ્ઠ ગાદીના સૌથી વધુ હિતચિંતક હોવા છતાં એ અયોધ્યા ઉપર પડેલી વીજળી સહી શકે છે. આજે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે શ્રીમત અને સુખી લોકો જુવાન ઉંમરે હૃદયરોગના હુમલાનો ભોગ બનીને મૃત્યુ પામે છે. આનું કારણ માનસિક બોજો છે. વિજ્ઞાનયુગે—યંત્રયુગે જે કમાણી અને વૈભવની અસાધારણ તકો ઊભી કરી છે તેને કારણે આસક્તિનો બોજો અનેકગણો ઊભો થયો છે. પરિણામે દશરથ જેવી સ્થિતિ થાય છે.

રામાયણમાં દશરથ અને કૈકેયીનું જે પ્રકારનું વર્તન છે એવો પ્રસંગ આપણા જીવનમાં ન બને તેથી આપણે એવા ભુલાવામાં નથી પડવાનું કે એ દુઃખમાંથી આપણે ઊગરી ગયા છીએ. દરેકના જીવનમા સ્થૂલ પ્રસગો ભિન્ન ભિન્ન હોય છે, પરંતુ વૃત્તિઓ એક હોય છે. મંથરાએ કૈકેયીમાં ભરત પ્રત્યે આસક્તિની ભરતી આણીને

જીત મેળવી છે જેને વશ થઈ એ કુટુબ ઉપર આફત ઉતારનાર વચન માગવા કટિબદ્ધ થાય છે પરતુ પતિ પ્રત્યેની એની આસક્તિ પુત્ર જેટલી નથી એટલે દશરથ મૂર્છા ખાઈ જાય છે છતા એ વચન માથી પાછી હઠવા તૈયાર થતી નથી જ્યારે દશરથ પત્ની અને પુત્ર બનેની સરખી આસક્તિથી ભીસાય છે સીતાને રામ પ્રત્યે અનન્ય પ્રેમ હોઈ તે વનમા સાથે જાય છે. પરતુ સુવર્ણમૃગ ની ચામડીનુ બ્લાઉઝ પહેરવાની સર્વસામાન્ય સ્ત્રીઓમા વસ્ત્રો પ્રત્યે જે આસક્તિ છે, તેને એ પણ એટલી જ વશ થઈને રામ અને લક્ષ્મણની સલાહ કાને ધરતી નથી જેને કારણે રામ પણ મર્જાય છે!

મતલબ કે આસક્તિને ઓળખવી અને તેના ભોગ ન બનવુ તે જીવનદર્શન છે પછી એ આસક્તિ પુત્ર, દારા, પતિ, કે ધન, વૈભવ સત્તા, કીર્તિ રૂપે હોય તે એક જ ધાતુના જુદા જુદા ઘાટ છે એનો અતિરેક કૈકેયી, સીતાની માફક આફત નોતરે છે, અગર દશરથ ની માફક કચડી નાખે છે આસક્તિથી સુદ્દલ અલિપ્ત રહેવુ તે સસારીને માટે શક્ય નથી, પરતુ જે સુખ માટે તેનુ શરણુ લીધુ તે સુખ છીનવી લે કે જીવન છીનવી લે તેટલી હદના એના ગુલામ ન બનવુ જોઈએ

જે આસક્તિ કૈકેયી અને દશરથમા છે, તે રામ અને ભરતમા ગાદી માટે હોત તો શી સ્થિતિ થઈ હોત? રામ પાટવી કુવર તરીકે પોતાનો હક્ક આગળ ધરત અને ભરત વચનને આગળ કરત રામને પક્ષે અયોધ્યાનુ લડાયક બળ હાજર થાત તો ભરતને પક્ષે મોસાળનુ કેકય રાજ્યનુ બળ ખડુ થાત કુરક્ષેત્રની ભૂમિ ઉપર પાડવ કૌરવની સેના ખડી થઈ હતી તે પૂર્વે અયોધ્યાના મેદાન ઉપર રામ ભરત ની યુદ્ધકથા રચાઈ હોત

પરતુ કૈકેયી અને દશરથ પૂર્ણ આસક્ત છે, તો રામ અને ભરત પૂર્ણ અનાસક્ત છે લક્ષ્મણમા ગાદી પ્રત્યે આસક્તિ નથી, પરતુ રામ પ્રત્યે થોડીઘણી છે એટલે તે વનવાસની વાત સાભળતા

ઉશ્કેરાઈ જાય છે ન્યાયને આગળ કરે છે અને રામના અભિષેકનો આગ્રહ જાગી રાખે છે મથરા અને કૈકેયી વચ્ચે જે પ્રકારની સ્થિતિ છે તેવી જ કઈક એમની વચ્ચે ઊભી થાય છે મથરા કહે છે ત્યારે પ્રથમ એ તેની વાતને નકારી કાઢે છે રામ અને ભરત વચ્ચે એના મનમા ભેદ નથી તેમ ભાવના રજૂ કરે છે પરતુ એ ભાવના છેવટે ઓગળી જાય છે અને આસક્તિ એનો એવો કબજો લે છે કે દશરથની મૂર્છાને પણ એ ગણકારતી નથી અને એમના વતી એ રામને વનવાસ જવાની આજ્ઞા કરે છે જ્યારે રામ લક્ષ્મણમા એથી ઊલટુ પરિણામ આવે છે રામ અનાસક્ત છે એટલે લક્ષ્મણની ન્યાયની રજૂઆતથી પણ એ ડગતા નથી એમને પણ પોતાના હકની પૂરી ખબર છે તે હક માટે લડવુ પડે તો એને પક્ષે અયોધ્યા રહે અને તેમની જીત થાય તે વિષે પણ એમને શકા નથી

છતા રામ લક્ષ્મણને શાત પાડતા કહે છે – આમા ન્યાય અન્યાય અધિકાર અનાધિકારનો પ્રશ્ન ઊભો થતો જ નથી પુનર્ તર્ગીક આપણો ધર્મ પિતાને સુખી કરવાનો છે જે પરિસ્થિતિ આવી પડી છે તેથી એ દુખી છે એ એમને મુખે તો વનવાસનો ઉલ્લેખ કરી શકે તેમ નથી પરતુ તેમને દુખમાથી ઉગારી લેવા વનવાસનો માર્ગ જલદી લેવો તે જ મારુ કર્તવ્ય છે

આમ કૈકેયીની માફક રામ ઘસડાતા નથી, પરતુ એ લક્ષ્મણને પોતાની વાત ગળે ઉતરાવી શકે છે લક્ષ્મણ અને મથરા વચ્ચે જે ભેદ છે તે પણ ભૂલવાનો નથી, મથરા વિઘ્નસતોષી વૃત્તિનો ભોગ બનેલી છે તે કારણે એ કૈકેયીની કાનભભેરણી કરે છે લક્ષ્મણમા સહૃદયતાના અમૃતજળ ભરેલા છે એટલે રામના કથનથી ભ્રાતૃ આસક્તિમાથી મુક્ત થાય છે ભરત પણ એવો જ ગાદી માટે નિર્લેપ નીકળે છે જે માતાએ એના ખાતર અપકીર્તિ વહોરીને વચન માગ્યું છે, તે પાપનુ પ્રાયશ્ચિત્ત કરીને તેને મલકમાંથી

ઉગારી લે છે કૈકેયી વચન માગીને કલંકિની બની છે, પરંતુ ભરતની માતા તરીકે એ ગૌરવ પ્રાપ્ત કરે છે. ભરતમાં રામ પ્રત્યે જે અનન્ય ભ્રાતૃભાવ છે તે સંસ્કાર કૈકેયીનો છે. મંથરા સમક્ષ એણે રામ ભરત સરખા છે તેમ ભાવના વ્યક્ત કરી છે, તે ભલે માતૃત્વની આસક્તિમાં એ ટકાવી ન શકી, પરંતુ એણે એ સંસ્કાર ભરતમાં એટલો દૃઢ સીંચ્યો છે કે રામે વનવાસમાંથી પાછા ફરવાની ના પાડી છતાં એણે એમની ગેરહાજરીમાં પણ ગાદી કે એનું સુખ ભોગવવાની તૈયારી બતાવી નથી અયોધ્યાની નજીક નંદિગ્રામમાં વનવાસ જેવું આશ્રમજીવન ગાળી રામના પ્રતિનિધિ તરીકે એ રાજ્ય સંભાળે છે ભરતને જો આપણે મસ્તક વંદન કરતું હોય તો એ ન ભૂલવું જોઈએ કે એની સંસ્કારદાત્રી કૈકેયી છે

રામની સાથે સીતા સહધર્મચારિણી તરીકે વનમાં જાય એ તો સહજ છે, પરંતુ લક્ષ્મણ પણ જાય છે તેમાં ભ્રાતૃભાવના ઉપરાંત કુટુંબભાવના રહેલી છે સુખદુઃખમાં કેવળ પતિપત્નીએ સાથીદાર બનવાનું નથી, પરંતુ સૌ કુટુંબીજનોએ બનવાનું છે આથી રામના વનવાસના દુઃખમાં ભાગીદાર થવા લક્ષ્મણ સાથે જાય છે અને ઊર્મિલા સીતાની માફક પતિ સાથે જવાનો આગ્રહ ન રાખતાં સાસુઓ સાથે રહે છે આમ કૈકેયીના વર્તનથી કુટુંબમાં યાદવાસ્થળી ઊભી થાય તેની પરિસ્થિતિ પેદા થઈ તેને રામ, ભરત, લક્ષ્મણ, સીતા એમના આચરણથી અચળ ગૌરવમાં પલટી નાખે છે.

કુટુંબમાં બધાં સભ્યો સરખી ભાવનાવાળાં હોય ત્યારે સંપ, સુખ, ગૌરવને આંચ ન આવે તે સ્વાભાવિક છે. પરંતુ એવી સ્થિતિ ન હોય તોપણ કુટુંબના એકાદ બેના સ્વાર્થી–સંકુચિત વર્તનનો રંગ જો બીજાં સભ્યો પોતાને લાગવા ન દે તો કુટુંબના સુખને હેમખેમ રાખી શકાય છે અને તેની અસર સ્વાર્થી સભ્ય ઉપર વહેલીમોડી થયા વિના રહેતી નથી છતાં એમના ઉપર ન થાય તોપણ બીજાઓને એનો ચેપ ન લાગવો જોઈએ કુટુંબના સંપ,

સમૃદ્ધિ અને ગૌરવ હાસલ કરવાનો એક માત્ર માર્ગ ત્યાગભાવના છે.

એક મહત્ત્વનુ જીવનદર્શન એ પણ જોવા મળે છે કે જુવાન પેઢી એ સસારની આશા છે સામાન્ય રીતે આથમતી પેઢી ઊગતી પેઢી તરફ નિરાશાભરી નજરે જુએ છે. જુવાન પેઢી પોતાની તોલે ન આવે તેવી આશકા અને અમુક પ્રમાણમા એ બગડી ગઈ છે તેની નિરાશા પરતુ રામ, લક્ષ્મણ, ભરત, સીતાનુ જીવન જુવાન પેઢીનુ ગૌરવ વધારે છે વૃદ્ધ દશરથ જ્યા મૂર્છા ખાય છે અને કૈકેયી અભિષેકનુ ભીડમણુ કરી નાખે છે ત્યારે નવી પેઢી એમણે બગાડેલી બાજી એવી સુધારી લે છે કે એમના પ્રતાપે દશરથ અને કૈકેયી અમર બને છે.

રામ, લક્ષ્મણ, ભરત, સીતાને બિરદાવવા અને જુવાન પેઢીમા એવી ભાવના ન પ્રગટી શકે તેમ નિરાશા સેવવી, એ રામાયણ પ્રત્યેની અશ્રદ્ધા જ કહી શકાય. ભાવનાની મશાલ સમાજમા સદાય જલતી રહેતી હોય તો એનો જશ જુવાન પેઢીને જાય છે. દશરથ –કૈકેયી જેવા વૃદ્ધોમા ભાવનાનુ તેલ ઓસરે છે ત્યારે એમના હાથ માથી મશાલ રામ, લક્ષ્મણ, ભરત, સીતા લઈને પોતાની અદર ની ભાવનાનુ તેલ સીચીને એને જલતી અને વધુ પ્રજ્વલિત રાખે છે. દશરથ અને કૈકેયીમા એવી ભાવના હતી માટે જ નવી પેઢીમા એ પ્રગટે છે પરતુ વૃદ્ધોમા એની ઓટ વરતાઈ ત્યારે રામ ભરત વગેરે નિસાસા નાખતા કે આસુ સારતા નથી કે ઓશિયાળા પણ બનતા નથી કે એમના વિના અમારુ એ ગજુ નહિ પણ સાબદા થઈ જાય છે આથી સમાજમા જૂની પેઢી વૃદ્ધ થાય અને ભાવનાની જીવનશક્તિ ક્ષીણ થયેલી જોવા મળે ત્યારે જુવાન પેઢીએ એમના હાથમાથી મશાલ લઈને રામ ભરતની માફક આગળ ચાલવુ જોઈએ.

# સમર્પણવૃત્તિનું વ્યક્તિત્વ લક્ષ્મણ-ભરતમાં છે

લક્ષ્મણ અને ભરતના પાત્રો વ્યક્તિવાદની બોલબાલાના આધુનિક ખ્યાલથી વ્યક્તિત્વહીન લાગવાનો ભય નકારી શકાય નહિ. રામ પ્રત્યે લક્ષ્મણને ગમે તેટલી ભ્રાતૃભક્તિ હોય તોપણ એ ઊર્મિલાનો પતિ છે ત્યારે એના પ્રત્યેની કોઈ ફરજ નહિ? પતિનું વ્યક્તિતત્ત્વ જો એનામા હોય તો ઊર્મિલાને અન્યાય થાય તેવું એ વર્તન કરી શકે નહિ. રામે સીતાને વનમાં સાથે ન આવવા સમજાવી હતી અને કૌશલ્યાની સેવા કરવાની ફરજ ચીંધી હતી, છતાં તેનામાં પત્નીનું વ્યક્તિતત્ત્વ ખીલેલું હતું એટલે જ્યાં પતિ ત્યાં પોતે તે આગ્રહ રાખ્યો હતો. રામમા પતિનું વ્યક્તિતત્ત્વ ખીલ્યું હતું તેથી તેણે સીતાનો આગ્રહ માન્ય રાખ્યો હતો. જ્યારે લક્ષ્મણે ઊર્મિલાને સાથે ન લીધી અને એણે પણ સીતાની માફક આગ્રહ ન કર્યો, તેમાં બન્ને પાત્રોનો વ્યક્તિતત્ત્વનો અભાવ કહી શકાય કે નહિ?

એ જ રીતે ભરત કૈકેયીના જેવો સ્વાર્થી ન થાય તેમાં એની મહત્તા છે, પરંતુ રામ વનવાસથી પાછા ફરવા તૈયાર ન હોય ત્યારે એમના પ્રતિનિધિ તરીકે એમની પાદુકાને આગળ કરી રાજ સભાળે તેમાં વ્યક્તિતત્ત્વની નિસ્તેજતા નથી શું? રામને વડીલ બંધુ તરીકે એ આદર આપે તે સસ્કાર છે, પરંતુ એ આદર કરવાના અતિરેકમાં પોતે નાચીજ છે તેમ માનીને વર્તે ને એટલું જ દીણું નથી શું?

પુરાણકાળમાં વડીલશાહીયુગ હતો એટલે ભરત લક્ષ્મણનાં વર્તન ભલે મહિમાવાળા ગણાયાં હોય પરંતુ આજે વ્યક્તિવાદના જમાનામાં

એ વર્તનને બિરદાવવુ કે એનો મહિમા કરવો તે સમાજને – માનવી-
ઓને પાછા પાડવા જેવુ થઈ ન પડે?

આ પ્રકારની વ્યક્તિવાદ અને વ્યક્તિતત્ત્વની સમજને લીધે ઘણા શિક્ષિતો ધર્મગુરુઓ પ્રત્યે આદર ધરાવતા હોવા છતા સાષ્ટાગ દડવત પ્રણામ કરવાની પરપરાને સ્વીકારતા નથી. એ બે હાથ જોડી પ્રણામ કરે અને જે પરપરાગત દડવત કરે છે તે એમને ભરતની માફક વ્યક્તિત્વહીન લાગે છે. પરદેશ જઈ આવેલો સુશિ ક્ષિત અને કોટપાટલૂન-ટાઈ પહેરેલો ઉચ્ચ અધિકારી પણ લાબો થઈને પગે લાગે તે દશ્ય એમનાથી સહ્યુ જતુ નથી ! આ જ રીતે આવા વ્યક્તિત્વવાદીઓને કોઈ કાર્ય અગે સુશિક્ષિતને મોએ સાભળવા મળે છે કે પ્રભુની ઇચ્છા હશે તો થશે, અગર પ્રભુની કૃપાથી પાર પડયુ, ત્યારે દુ ખ થાય છે તે કહેતા હોય છે કે અમે પણ ઈશ્વરમા માનીએ છીએ. પરતુ આજના યુગમા પથ્થરની મૂર્તિમા ઈશ્વર છે તેમ માનવુ કે એ જ બધુ કરે છે અને આપણા પુરુષાર્થનુ કઈ મહત્ત્વ નથી, તેમ માનવુ તેમા આસ્તિકતા કે ભક્તિ સમાઈ જતા નથી. વિજ્ઞાનયુગમા પણ શિક્ષિત માનવી આટલો પોતાને નાચીજ માને એમા વ્યક્તિત્વ શુ?

પરતુ જેને આજે સ્વતંત્ર વ્યક્તિત્વ તરીકે ઓળખવામા આવે છે તે બાહ્ય સ્વરૂપ છે. લક્ષ્મણ અને ભરતનુ એથી ઊચુ આતરસ્વરૂપ છે. આનુ મૂલ્ય કેવળ બાહ્ય વર્તનથી મૂલવી શકાતુ નથી, પરતુ તેના આતરિક વલણથી આકવાનુ હોય છે. કોઈ સાષ્ટાગ દડવત પ્રણામને બાહ્ય નજરે જુએ તો એમા નિર્માલ્યતાનો ભાવ દેખાય અને આતર દૃષ્ટિથી જુએ તો નમ્રતાનુ સ્વરૂપ પ્રગટતુ દેખાય. દરેક ધર્મમા આવકારના, આદરના ભિન્નભિન્ન આચાર છે. કોઈ પણ અજાણ્યા કે પરિચિતને આવકારવા બે હાથ ભેગા કરી 'જય જય' કે 'નમસ્તે' કરવાનો શિષ્ટાચાર છે સ્નેહી મિત્રને ભેટીને પ્રેમ વ્યક્ત કરાતો હોય છે માબાપ વડીલને બે હાથ જોડી પગે

કેવળ નમ્રતાના ગુણને લીધે તેની શ્રદ્ધા વ્યક્ત કરે છે તેના બીજા સ્વરૂપમા ભેદ હોય છે. નસીબવાદી જીતે તો એનો જશ પોતાને ખાતે જમા કરે છે અને હારે તો એનો અપયશ નસીબ ખાતે ઉધારે છે. અધશ્રદ્ધાળુ પુરુષાર્થમા શ્રદ્ધા ધરાવતો નથી અને લોભને વશ થઈ પુરુષાર્થ કરે તોપણ હાણ થતા તે નિરાશ થઈ જાય છે અને પુરુષાર્થમા ઢીલો પડી જાય છે. ઈશ્વર સમર્પિત વૃત્તિવાળો વિનમ્ર માનવી પુરુષાર્થનો–કર્મનો જ પોતાનો અધિકાર માને છે, સફળતા નિષ્ફળતાના ફળનો નહિ, એટલે તે સફળતાથી અહકારને વશ થતો નથી, તેમ નિષ્ફળતાથી નિરાશ થતો નથી. આ નમ્રતામા શુ નાનુ સૂનુ વ્યક્તિત્વ રહેલું છે?

ગાધીજીનુ જીવન આપણી સમક્ષ જીવતુ જાગતુ ઉદાહરણ છે. એમનુ કાર્ય ઈશ્વર સમર્પિત હતુ એટલે એમનુ વ્યક્તિત્વ ન ખીલ્યુ એમ કોણ કહી શકશે? એ ઓછા પુરુષાર્થી હતા તેમ કહી શકાશે? નિષ્ફળતાઓ છતા એ ભાગી પડયા ન હતા અને આઝાદીની અધીરાઈને વશ થઈ દેશના ભાગલા સ્વીકારી લેવાના ઉત્સાહમા ન હતા . રામની માફક એ આઝાદીના સેનાની હતા એટલે એમનુ વ્યક્તિત્વ ખીલી શકયુ તેમ કોઈ માની લે તોપણ એ સાચુ નથી. મહાદેવભાઈ તો સેનાની ન હતા ને? એ એમના અગત સેક્રેટરી હતા જે બીક આજના વ્યક્તિત્વવાદીઓને લાગે છે તે જ એમના પિતાએ એ સેક્રેટરી તરીકે જોડાવા તૈયાર થના ત્યારે વ્યક્ત કરી હતી – સેક્રેટરી થઈશ એમા તારુ શુ મહત્ત્વ? તારામા જે શક્તિ છે તે જીવનના કોઈ ક્ષેત્રે પડીને સમાજને બતાવી આપે અને તે પછી આઝાદી સગ્રામમા જોડાય તો મહત્ત્વ પ્રાપ્ત થાય.

મહાદેવભાઈ તેજસ્વી વિદ્યાર્થી હતા. વિદ્યાભ્યાસ પૂરો થતા એ સેક્રેટરી તરીકે જોડાવા તૈયાર થયા હતા. જ્યારે મોતીલાલ નહેરુ, રાજેન્દ્રપ્રસાદ, રાજાજી વગેરે નેતાઓએ એમના કાર્યક્ષેત્રે તેજસ્વી

લાગીને પૂજ્યભાવ વ્યક્ત થતો હોય છે. આવકારમા બે હાથ જોડવાના હોય છે, પરંતુ શરીરને નમાવવાનુ હોતુ નથી જ્યારે પૂજ્યભાવમા વડીલોના પગને સ્પર્શ થાય તેટલા નીચા નમવાનુ હોય છે. ચરણ સ્પર્શનો અર્થ નીચા નમવુ તે છે. ગુરુદેવ સમક્ષ એથી વધુ નમવાનુ છે, સમગ્ર શરીરને જમીન સાથે લબાવીને હાથ જોડવાના છે.

આ ભિન્ન પ્રકારોમા વ્યક્તિત્વનો હ્રાસ નથી, પણ વિકાસ છે. સમાનની સાથે સમાનતાભર્યો વર્તાવ કરવાનો છે. પોતાનાથી નાના, વયમા કે મજ્જેગોમા, તેમની પ્રત્યે સદ્ભાવભર્યો, વડીલો પ્રત્યે નમ્રતાભર્યો, અને દેવગુરુ પ્રત્યે વિનમ્ર-નિરહકારી ભાવ. સાષ્ટાગ દડવતમા વ્યક્તિત્વની હીનતા નથી, પરંતુ વિનમ્રતાની ઊંચી ભૂમિકા છે. માણસ પરપરાગત રૂઢિને વશ થઈ વિનમ્રતાને વશ થયા વિના કે એ તરફ અભિમુખ થવાની વૃત્તિ સિવાય કેવળ આચારને વશ થાય તો એ વ્યક્તિત્વહીન છે તેમા બે મત નથી. પરંતુ એ વિનમ્રતાનો સસ્કાર કેળવવા સહજ રીતે દડવત કરતો હોય તો એ વ્યક્તિત્વપૂર્ણ છે. બાહ્ય વર્તન બનેમા સરખુ છે, પરંતુ બનેની આતરવૃત્તિ ભિન્ન છે. એ આતરવૃત્તિને જાણ્યા વિના કેવળ બાહ્ય વર્તનથી મૂલ્ય કરવુ તે સામાના વ્યક્તિત્વને હાનિ કરતુ નથી, પરંતુ પોતાના વ્યક્તિત્વની અપૂર્ણતા સૂચવે છે.

એવી જ ઈશ્વર સમર્પિતવૃત્તિની સ્થિતિ છે. કોઈ જ્યારે એમ કહે કે ઈશ્વરની કૃપા હશે તો હું કાર્ય પાર પાડીશ અગર કાર્ય પૂર્ણ થયા પછી કહે કે ઈશ્વરકૃપાથી તે પાર પડયુ, તેનો અર્થ એવો નથી કે એ પુરુષાર્થનુ ગૌરવ સમજતો નથી, કે પોતાની શક્તિમા એને વિશ્વાસ નથી. પરંતુ વિનમ્રતાના ગુણના વિકાસ તરફ એ અભિમુખ છે તે એની આતરસ્થિતિનુ સૂચક છે. આમ ઉદ્ગાર કાઢનાર કેવળ નસીબવાદી છે, અધશ્રદ્ધાળુ છે કે વ્યક્તિત્વ ગુમાવી બેઠેલો છે, તેમ એકપક્ષી દર્શન કરવુ તે ઠગારુ નીવડવા સભવ છે. કારણ કે, બાહ્યવર્તન બનેના સરખા જોવા મળે છે. પરંતુ જે

કેવળ નમ્રતાના ગુણને લીધે તેવી શ્રદ્ધા વ્યક્ત કરે છે તેના બીજા સ્વરૂપમા ભેદ હોય છે. નસીબવાદી જીતે તો એનો જશ પોતાને ખાતે જમા કરે છે અને હારે તો એનો અપયશ નસીબ ખાતે ઉધારે છે. અધશ્રદ્ધાળુ પુરુષાર્થમા શ્રદ્ધા ધરાવતો નથી અને લોભને વશ થઈ પુરુષાર્થ કરે તોપણ હાણુ થતાં તે નિરાશ થઈ જાય છે અને પુરુષાર્થમા ઢીલો પડી જાય છે. ઈશ્વર સમર્પિત વૃત્તિવાળો વિનમ્ર માનવી પુરુષાર્થનો—કર્મનો જ પોતાનો અધિકાર માને છે, સફળતા નિષ્ફળતાના ફળનો નહિ, એટલે તે સફળતાથી અહકારને વશ થતો નથી, તેમ નિષ્ફળતાથી નિરાશ થતો નથી. આ નમ્રતામા શુ નાનુ-સૂનુ વ્યક્તિત્વ રહેલું છે ?

ગાધીજીનુ જીવન આપણી સમક્ષ જીવતુ જાગતુ ઉદાહરણ છે. એમનુ કાર્ય ઈશ્વર સમર્પિત હતુ એટલે એમનુ વ્યક્તિત્વ ન ખીલ્યુ એમ કોણ કહી શકશે ? એ ઓછા પુરુષાર્થી હતા તેમ કહી શકાશે ? નિષ્ફળતાઓ છતા એ ભાગી પડ્યા ન હતા અને આઝાદીની અધીરાઈને વશ થઈ દેશના ભાગલા સ્વીકારી લેવાના ઉત્સાહમાં ન હતા ..રામની માફક એ આઝાદીના સેનાની હતા એટલે એમનુ વ્યક્તિત્વ ખીલી શક્યુ તેમ કોઈ માની લે તોપણ એ સાચુ નથી. મહાદેવભાઈ તો સેનાની ન હતા ને ? એ એમના અગત સેક્રેટરી હતા. જે બીક આજના વ્યક્તિત્વવાદીઓને લાગે છે તે જ એમના પિતાએ એ સેક્રેટરી તરીકે જોડાવા તૈયાર થયા ત્યારે વ્યક્ત કરી હતી – સેક્રેટરી થઈશ એમા તારુ શુ મહત્ત્વ ? તારામા જે શક્તિ છે તે જીવનના કોઈ ક્ષેત્રે પડીને સમાજને બતાવી આપે અને તે પછી આઝાદી સગ્રામમા જોડાય તો મહત્ત્વ પ્રાપ્ત થાય.

મહાદેવભાઈ તેજસ્વી વિદ્યાર્થી હતા. વિદ્યાભ્યાસ પૂરો થતા એ સેક્રેટરી તરીકે જોડાવા તૈયાર થયા હતા. જ્યારે મોતીલાલ નહેરુ, રાજેન્દ્રપ્રસાદ, રાજાજી વગેરે નેતાઓએ એમના કાર્યક્ષેત્રે તેજસ્વી

ગાંધીજીની છાયા બની રહ્યા હતા અને છતાં તેમનું વ્યક્તિત્વ ખીલવામાં તે સમર્પણભાવ બાધક નીવડયો ન હતો, તેમ લક્ષ્મણ અને ભરત રામની છાયા બની રહ્યા હતા, તે એમની સમર્પણવૃત્તિ એ જ એમનુ ઊંચામાં ઊંચું વ્યક્તિત્વ છે. માણસ કોને પોતાનું જીવન સમર્પણ કરે છે તે એની જેવી-તેવી કસોટી નથી. ભરત અને લક્ષ્મણ એ કસોટીમાં પાર ઊતર્યા છે.

ભરત મોસાળમાંથી અયોધ્યા આવ્યો ત્યારે જેવાતેવાની મતિ મૂંઝાઈ જાય તેવી કરુણતાનાં વાદળ છવાયેલાં હતાં. દશરથનું પ્રાણ-પંખેરું પુત્રવિયોગથી ઊડી ગયું હતું. રામ-લક્ષ્મણ-જાનકી વનવાસ સિધાવી ગયા હતાં. કૈકેયીની દશા એ ગુનેગાર હોવા છતાં એવી નિંદાજનક બની ગઈ હતી કે નિર્દયને પણ એના ઉપર દયા આવે, તો પુત્રનું હૈયું પીગળ્યા વિના રહે? ભરત એના પગલાને સ્વીકારે નહિ અને ધન્કાર કરે તો દુનિયામાં એને જીવવા જેવું ન રહે અને કોઈને મોઢું બતાવવા જેવું ન રહે. વળી એનો ગુનો ગમે તેવો ભયંકર હોય તોપણ ભરત પ્રત્યેના પુત્રસ્નેહને વશ થઈને એણે કર્યો હતો એટલે ભરતની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી. એ ગાદી ન સ્વીકારે તેમાં એની કીર્તિનો ધ્વજ જેટલો ઊંચે લહેરાય તેથી વધુ ઊંચી માતાની અપકીર્તિની કાઠી ચઢતી હતી.

પુત્રનો ધર્મ પોતાની અપકીર્તિને ભોગે માતાની નાલેશી ઢાકવાનો હતો. ભરત આ કરુણતામાં ડૂબી ન ગયો અને હેમખેમ તરી પાર ઊતર્યો તેનું કારણ તેની પસંદગીમાં રહેલું છે. એણે રામ ઉપર પસંદગી ઉતારી એમાં ભ્રાતૃપ્રેમ બાહ્ય દૃષ્ટિએ જોવા મળે છે તે સાચું, પરંતુ એના હૈયામાં માતૃપ્રેમ પણ ઓછો ન હતો. એ બેમાંથી એ ભ્રાતૃપ્રેમ તરફ ઢળ્યો તેનું કારણ એ નથી કે તે પ્રેમ બળવાન છે. પરંતુ એણે એ બંને પ્રેમથી લેપાયા વિના સત્યપંથ ઉપર પસંદગી ઉતારી છે. ભરતને માટે એ ધર્મ માતૃપ્રેમ વિરુદ્ધનો હોવાથી કપરો કહી શકાય, છતાં જોઈ શકાય તેવો સ્પષ્ટ છે. જ્યારે લક્ષ્મણે લીધેલો

માર્ગ ભરતથી ચડે તેવા સમર્પણનો પથ છે રામની સાથે વનમા જવુ એને માટે કોઈ રીતે ધર્મપ્રેરિત નથી. એ વનમા ન જાય તો એ ફરજ ચૂકયો એમ કોઈ દોષ ન દેત છતા એ ભ્રાતપ્રેમને વશ થઈ રામના સુખદુ ખમા સાથે રહેવા તત્પર થયો, તેમા સત્યપથ પ્રત્યેની એની જ સમર્પણવૃત્તિ રહેલી છે.

રામ વનવાસના વર્ષો નિષ્ક્રિય ગાળે તેમ એમને સારી રીતે ઓળખતો લક્ષ્મણ શી રીતે માને ? વિશ્વામિત્રે રામ અને લક્ષ્મણ કઈ કામગીરી બજાવી શકે તેમ છે તે એમને પ્રત્યક્ષ બતાવી આપેલ છે આર્ય અને અનાર્ય સસ્કૃતિ વચ્ચેના ઘર્ષણ નિવારવા જોઈએ, તેની પ્રતીતિ એ બને બધુઓને થઈ છે આથી પિતાના સુખ અને વચન ખાતર ચૌદ વર્ષ વનવાસમા ગાળવાનો ઉપયોગ એ ક્ષેત્રે રામ કર્યા વિના ન રહે તેની લક્ષ્મણને ખાતરી છે. એ કાર્યમા પોતે સાથે હોય તો એમને સહાયરૂપ થઈ પડે તે સત્યપથને લક્ષમા લઈને લક્ષ્મણ વનવાસમા સાથે જવા તૈયાર થાય છે. આમ એ સમર્પણ પણ રામ પ્રત્યે બાહ્ય દેખાતુ હોવા છતા આતરિક રીતે એ સત્ય પથનું છે

રામને પણ વિશ્વામિત્રની સહાયમાં એ ગયા ત્યારે લક્ષ્મણનો સાથ કેવો ઉપયોગી છે તેનો અનુભવ થયો છે એટલે તે એના સાથને સ્વીકારી લે છે જો લક્ષ્મણનો સાથ એમને કામગીરીમા જરૂરનો લાગ્યો ન હોત તો એ એને અયોધ્યા રહેવા આજ્ઞા કરી શકયા હોત લક્ષ્મણના આગ્રહને એ વશ થાય છે તેમ માની લેવાની જરૂર નથી. ભરતના આગ્રહને એ વશ થતા નથી. વળી પોતાની સેવા સગવડ એને લીધે જળવાય તેની અગત અનુકૂળતાનો પણ પ્રશ્ન નથી જો એવી એમની મનોકામના હોત તો એ પોતાના કોશલ રાજ્યની સરહદ ઉપરના વનમા પર્ણકુટિ બાધી દાસ દાસીઓની સેવા લઈને રહી શકયા હોત કૈકેયીના વચનમા દક્ષિણમા વનવાસ જવુ અને એક સ્થળે ન રહેતા ફરતા રહેવુ અને રાક્ષસો(અનાર્યો)નો નાશ કરવો તેવી કોઈ શરત ન હતી. મતલબ કે, વનવાસ કાળમા

એ જે ધર્મ અદા કરવા માગે છે તેમા લક્ષ્મણનો સાથ કિંમતી છે તે કારણે તેની ઇચ્છા માન્ય રાખે છે છતા લક્ષ્મણને એના સાથનુ મહત્ત્વ છે તેમ એ જણાવીને સાથે આવવા પ્રેરતા નથી. એ સ્વેચ્છાએ નિર્ણય કરે છે, છતા ન આવવાનો આગ્રહ કરી જુએ છે તેમા એની ઇચ્છાની દઢતા જોવાનો હેતુ છે.

લક્ષ્મણ જ્યા રામના સહાયક સૈનિક તરીકે સમર્પણભાવથી જવા તૈયાર થયો હોય ત્યા પત્નીને સાથે લઈ જવાનુ વિચારી શકે નહિ. આમા પત્નીની ઉપેક્ષા નથી પણ સૈનિકનો ધર્મ છે સૈનિક પત્નીને યુદ્ધમા સાથે લઈ જતો નથી અને ઘેર એકલી છોડી દે છે. યુદ્ધ જો લબાય તો વર્ષો પછી મળે છે છતા આપણે સૈનિક પત્નીની ઉપેક્ષા કરી હતી તેમ કહેતા નથી. સૈનિકનો ધર્મ એના જીવનનુ મુખ્ય અગ હોઈ તેને પૂર્ણ રીતે અદા કરવામા જે છોડવુ પડે તે એના ગુણ પક્ષે છે એ ન છોડી શકે તો એ અવગુણ બને છે. ઊર્મિલા સાથે જવાનો આગ્રહ કરતી નથી, તેમ લક્ષ્મણને જતા રોકતી નથી, તેમા પતિના જીવનધર્મમા એને પણ શ્રદ્ધા છે લક્ષ્મણનો સાથ કેટલો મહત્ત્વનો હતો તે રાવણ સાથેના યુદ્ધમા જોવા મળે છે એને લીધે યુદ્ધ જિતાયુ તે કથામા કહેવા પાછળ એનો મહિમા વ્યક્ત થયો છે

લક્ષ્મણ અને ભરતના પાત્રોનુ દર્શન આ દૃષ્ટિએ કરવામા આવશે તો આજના યુગમા વ્યક્તિત્વ ખીલવવાની જે બોલબાલા થઈ રહી છે, તે સાચા અર્થમા કેવી રીતે પ્રગટાવી શકાય તે જોવા મળશે. જે બાહ્ય વ્યક્તિત્વ ખીલવવા માગે છે તે કાર્યનો વિસ્તાર વધારે છે અને તેની સફળતા એ વ્યક્તિત્વની સિદ્ધિ માને છે. પરતુ આ વ્યક્તિત્વ અલ્પજીવી છે અને ઉપલક છે. કાર્યનો વિસ્તાર બહાર વધે તેમ અતરમા પણ વધવો જોઈએ રામનો કાર્યવિસ્તાર ઉત્તરથી ઠેઠ દક્ષિણ, લકા સુધી વિસ્તર્યો હતો, એથી એમનુ વ્યક્તિત્વ જીવત છે એવુ નથી. એમના કરતા ઘણા રાજાઓએ વિશાળ

સામ્રાજ્યો ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. આપણા જમાનામા અગ્રેજોના સામ્રાજ્ય ઉપરથી સૂર્ય આથમતો ન હતો, તે નજરે જોયું અને તે અસ્ત થઈ ગયો તે પણ જોયું. હિટલરના લશ્કરે યુરોપને ડોલાવી મૂક્યુ અને મોસ્કો પહોચી જવાની ઘડીઓ ગણાતી હતી. છતા એ કથાઓ ઇતિહાસના પાનાઓ પર ધૂળ ખાતી હોય છે. અને રામની કથા લાખો–કરોડો હૈયાના સિંહાસન ઉપર બિરાજમાન છે કારણ કે, રામના કાર્યનો બાહ્ય વિસ્તાર થયેલો છે તે સાથે આતરવિસ્તાર પણ એવો જ થયેલો છે. રામે વાલિ, રાવણ વગેરેનો વધ પોતાના રાજ્યવિસ્તાર, સુખવૈભવ કે વિજયપતાકા માટે કર્યો નથી, પરતુ ભિન્ન પ્રજાઓના ઘર્ષણને ટાળી સમન્વય સાધવા કર્યો છે. મતલબ કે, સાચા વ્યક્તિત્વની ખીલવણી સાચા માર્ગે ચાલવામા, તેમા ઝૂઝવામા અને જે સુખદુઃખ આવી પડે તે સમજીને વેઠવામા છે

લક્ષ્મણ અને ભરતે રામમા જાતનુ સમર્પણ કર્યું છે તે કોઈ લાભ કે સુખ માટે નહિ. એ સમર્પણ ન કર્યું હોત તો એમને ઊલટા રાજસુખ મળે તેમ હતું, પરતુ એ જતા કર્યા તેનુ કારણ સાચા માનેલા પથે જવાની તૈયારી છે. એ માર્ગે રામ દોરી શકે તેમ છે તેથી એની નેતાગીરી સ્વીકારી નમ્રતા ધારણ કરી છે. સમર્પણમા વ્યક્તિત્વનો હ્રાસ થતો નથી, પરતુ સત્યપથ લીધો હોય તો એ ખીલી ઊઠે છે, તેમ લક્ષ્મણ અને ભરત શ્રદ્ધા પ્રેરે છે.

## સીતા–ધરતીપુત્રી ધરતીમાં સમાઈ

સીતા જનકની પાલકપુત્રી છે. એ ખેતરમાંથી મળી આવી હતી. કર્ણનું માતૃત્વ છુપાવવા કુંતીએ એને નદીમાં મૂકી દીધો હતો, તેમ કોઈ અનામી માતાએ સીતાને ખેતરમાં મૂકી હતી. કર્ણનું ભાવિ એને સૂતને ઘેર ખેંચી ગયું અને સીતાનું ભાવિ એને જનક રાજાને ત્યાં. સૂતનો સામાજિક દરજ્જો હલકો એટલે કર્ણને કાયમ સૂતપુત્રની અવહેલના સહેવી પડી. જનકનો રાજવી દરજ્જો ઊંચો એટલે સીતા સગી દીકરી જેટલું જ ગૌરવ મેળવી શકી. જન્મની સ્થિતિ બંનેની સરખી છે. પરંતુ એમનું ગૌરવ એકસરખું થયું નથી. છતાં બંનેએ પોતાની શક્તિથી આગવું ગૌરવ પ્રાપ્ત કરેલું છે. વ્યક્તિનું મૂલ્ય જન્મથી નહિ, કુટુંબના સામાજિક દરજ્જાથી નહિ, પરંતુ અંગત લાયકાતને આધારે કરવું જોઈએ, તેમ આ બંને પાત્રો દ્વારા હજારો વર્ષથી ઋષિઓ-દ્રષ્ટાઓ કહેતા આવ્યા છે. છતાં ઊંચનીચના ભેદભાવથી સમાજ બહાર નીકળી શક્યો નથી, એ બતાવે છે કે એ કાર્ય મુશ્કેલ છે તોપણ માનવીય ગૌરવ માટે અનિવાર્ય છે. આથી દીવાદાંડી જેવાં કર્ણ અને સીતાન પાત્રો બંને કથામાં પ્રકાશતાં ઊભાં છે.

સીતા ગેરકાયદે સંતાન હોય તોપણ એને ગૌરવ મળવું જોઈએ, તેમાં આધુનિક નારી સંમત છે. પરંતુ પત્ની તરીકેનો સીતાનો આદર્શ એને સ્વીકાર્ય બનતો નથી. જે સ્ત્રી સહધર્મચારિણી તરીકે પતિ સાથે ચૌદ વર્ષ વનવાસનું દુઃખ સહેવામાં ધર્મ

માને, તે સ્ત્રીને રાવણની નજરકેદમાં રહેવું પડે તેથી વહેમાઈને કે લોકનિંદાના ભયે પવિત્રતાની પરીક્ષા આપવા અગ્નિપ્રવેશ કરવો પડે, તે સ્થિતિ જ સ્ત્રીને માટે અપમાનભરી છે. આ અપમાન સહી લેવાથી સીતાને એથી વધુ ભૂંડું–હાડોહાડ અપમાન વેઠવાનો સમય આવ્યો. એક ધોબીના મહેણાને વશ થઈ એ સગર્ભા છે ત્યારે એને ત્યજી દેવામા આવે છે. એને બચાવની તક આપવામાં આવતી નથી. અને તેને ખબર પણ દેવામા આવતી નથી કે એનો ત્યાગ કરવાનું પગલું ભરાયું છે. લક્ષ્મણ વાલ્મીકિ આશ્રમ નજીક તમસા નદીને તીરે રથ ઊભો રાખી એને છોડી દે છે ત્યારે રામની આજ્ઞાની તેને જાણ કરે છે !

રામના જમાનામાં ભલે રાજાનો ધર્મ એટલો ઊંચો મનાયો હોય અને તેમણે પોતાની પ્રતિષ્ઠા ખાતર તે આચર્યો હોય, પણ આજે તેના ગુણ ગાવા અને સ્ત્રીને એ આદર્શ ચીંધવો એ તો આધુનિક નારીનું હડહડતું અપમાન જ ગણાય. સીતાના જીવનમાંથી નવી નારીને કોઈ પ્રેરણા મળે તેમ કહી શકાય નહિ. પરંતુ આમ એકપક્ષી નિર્ણય ઉપર ધસડાઈ જનાર એ ભૂલી જાય છે કે એવો કોઈ આદર્શ આખા સમાજ ઉપર ઠોકી બેસાડવાનું ઝનૂન ખુદ રામ કે સીતાને નથી. જો એવું હોત તો વાલિના વધ પછી એની પત્ની તારાનું પુનર્લગ્ન સુગ્રીવ સાથે કરાવ્યું ન હોત. રાવણના વધ પછી તેની રાણી મંદોદરીનું લગ્ન વિભીષણ સાથે કરાવ્યું ન હોત. મંદોદરી રાવણની સુલક્ષણી રાણી છે. સીતાહરણનું પગલું ન ભરવા અને ભરાયા પછી તે સુધારી લેવા રાવણને સમજાવવા એનાથી બનતું કરી છૂટે છે. સીતા પાસે જઈને એને આશ્વાસન આપે છે. આમ એને સદ્‌ગુણી સ્ત્રી તરીકે પૂરેપૂરી વર્ણવ્યા છતાં એને વિભીષણ સાથે પુનર્લગ્ન કરાવવામા કઈ અઘટિત માનવામાં આવતું નથી. વિભીષણની સજ્જનતા પણ એવી જ વર્ણવવામાં આવી છે. રાવણને વાળવા એણે એટલી હદે પ્રયત્ન કર્યો છે કે લંકાપતિએ ક્રોધે ભરાઈ

એને નગર બહાર કાઢી મૂકચો છે. આવો સજ્જન વિભીષણ પણ ભાઈની પત્ની સાથે પુનર્લગ્ન કરવામા કઈ અઘટિત જોતા નથી. આ જોવા મળતા વિરોધાભાસ બને સસ્કૃતિઓના છે. આર્ય સંસ્કૃતિ આધ્યાત્મિક જીવનલક્ષી છે, તો અનાર્ય ભૌતિક જીવનલક્ષી છે. તારા, મદોદરી, સુગ્રીવ અને વિભીષણ એ સસ્કારમાં ઉછરેલા છે, એટલે એ ગમે તેટલા સજ્જન હોય તોપણ પુનર્લગ્નની કક્ષાએ છે. પુનર્લગ્ન એ ભૌતિક જીવનનુ પર્યાય છે અને અગ્નિપરીક્ષા – સીતાત્યાગ એ પ્રસગો આધ્યાત્મિક જીવનલક્ષના પ્રતીક છે.

કથાના રસ તરીકે એ પ્રસગો વાચકના ચિત્ત ઉપર ચિરસ્થાયી અસર મૂકી જાય છે. એને શ્રદ્ધાથી માનનારા અને અશ્રદ્ધા વ્યક્ત કરનાર બને ભૂલી શકતા નથી. આજના બુદ્ધિજીવી હાંસી ઉડાવ્યા વિના નહિ રહે કે આવી અધશ્રદ્ધાને પોષતી પુરાણકથાઓને સઘરી ગખવાનો શો અર્થ છે? આ કથાઓના પ્રભાવમાથી લોકો મુક્ત નહિ થાય ત્યા સુધી એ પ્રગતિ નહિ કરી શકે. અગ્નિમા નાખેલુ લોઢુ ઓગળી જાય છે તો માનવીની માટીને બળીને ભસ્મ થઈ જતા વાર શી? સીતા હેમખેમ સજીવ રહી હોય તમ આજના યુગમા માનવુ અને મનાવવુ તેનાથી વધુ ધર્મની ગુલામી બીજી શી હોઈ શકે? પરતુ કથાઓની ખૂબી એ જ છે કે એની ઘટના સાચી ન હોય તોપણ એની પાછળ રહેલી સચ્ચાઈને આચ આવતી નથી. સામાન્ય વાચક ઘટનાના રસથી કથા પ્રત્યે પ્રભાવિત થાય છે, તો બુદ્ધિશાળી તત્ત્વદર્શી વાચક એ ઘટના પાછળ રહેલી સચ્ચાઈથી સવિશેષ પ્રભાવિત થાય છે. આ કથામાં રામને રાજાની કસોટીમા અને સીતાને પ્રેમની કસોટીમા તાવવામા આવે છે. બને એમાથી વધુ શુદ્ધ થઈને કુંદન તરીકે બહાર આવે છે.

રામના જમાનામા જે કસોટીઓ સ્વીકાર્ય છે તેની તે જ આજના યુગમા ચાલુ રહેવી જોઈએ, કે કાયમ રાખવી જોઈએ. તેવુ કથાના વાચનમાંથી માની લેવુ તે અધશ્રદ્ધા છે.

એ જ રીતે દરેકની કસોટી એ જે કક્ષાએ હોય તે પ્રમાણે થાય છે. ગરીબ માણસની કસોટી એણે ગરીબાઈ ફેડવી તે છે. બીમારની કસોટી આરોગ્યવાન થવુ તે છે. પરતુ શ્રીમતની કસોટી વધુ ને વધુ શ્રીમત થવામા જ પૂર્ણ થતી નથી. એને માટે દાતા થવુ, લોભી મટવુ, ઉદાર બનવુ એમા રહેલી છે. નિર્બળને માટે ન્યાય માટે લડી લેવુ તે ધર્મ છે. પરતુ સબળને માટે ક્ષમા એ ભૂષણ છે.

આમ દરેક માનવીએ પોતે જ્યા છે ત્યાથી ઉત્તરોત્તર આગળ વધીને કસોટીએ પાર ઊતરવાનુ છે. ઈશુ અને ગાધી શહીદ થવા સુધીની કસોટીએ પાર ઊતરેલા જોઈ શકાય છે. રામ અને સીતા, એ અર્થમા માનવીએ કેટલી ઊચી ભૂમિકાએ પાર ઊતરવાનુ તેનો આદર્શ છે સીતા જેટલી કસોટીએ આજની સ્ત્રી ચડવા તૈયાર ન હોય કે રામની કોટિએ પુરુષ ન હોય, તેથી સીતા અને રામનો આદર્શ ખોટો છે તેમ માનવાનુ નથી. સ્ત્રી લાચાર સ્થિતિમા મુકાઈને ત્યક્તા બને અને તે દુ ખ એ નિસાસા નાખતા વેઠી લે, તે એને ઉપકારક નથી. એને માટે તે જીવનમાથી બહાર નીકળવું તે કસોટી છે. પરતુ ત્યક્તા બન્યા છતા પોતાના એ દુ:ખને એક લહાવામા પલટી નાખે એ નાનીસૂની સ્થિતિ નથી. તે જીવન બહારથી બીજાને લાચારીનુ લાગતુ હોય પણ એ સાચા અર્થમા એક ઊચી કસોટી – ચડાણ છે.

આજની સ્ત્રી સીતાને લાચાર નારી તરીકે સમજીને મૂલવવા જશે તો એનુ ગૌરવ નહિ જોઈ શકે. સીતા નિર્બળ નથી તેનો ઇશારો કથામા એ બાળ વયમા પરશુરામનુ ધનુષ્ય ઉપાડે છે તે દ્વારા કરવામા આવ્યો છે. પરશુરામ જનકને મળવા આવ્યા હોય છે. અને તે એમનુ શિવજીએ આપેલુ ધનુષ્ય બહાર રાખીને અદર ગયા હોય છે. એ મુલાકાત પૂરી થયે બહાર આવીને જુએ છે તો એમનુ ધનુષ્ય ઊપડી ગયુ છે. એ આશ્ચર્યમા પડી જાય છે. ભલભલા

બાણાવળીઓ એ ધનુષ્ય ઉપાડી ન શકે તેવુ છે. જનક પણ વિમાસણમા પડી જાય છે કે અહીથી કોણ એને લઈ જાય? તપાસ કરે છે તો સીતા એને ઘોડો કરીને દૂર રમતી હોય છે! પરશુરામ એની શક્તિ પિછાણી કહે છે—રાજન, સીતાને એવા પુરુષિયા સાથે પરણાવજો કે જે મારુ આ ધનુષ્ય ચડાવે. રાવણ પણ એ નહોતો ચડાવી શક્યો તેવો મહિમા એનો ગાવામા આવ્યો છે રામે તે ચડાવ્યુ છે.

મતલબ કે આજે સ્ત્રીઓ શિક્ષણના અભાવે અને આર્થિક પરાવલંબનને કારણે પુરુષથી લાચાર છે. પરિણામે તે ગૌરવભંગ થાય છે, ત્યક્તા બને છે અને ગૃહિણી તરીકે અપમાનભરી સ્થિતિ સહી લે છે. પરંતુ સીતા એ સ્થિતિમા મુકાયેલી નથી તે સમજીને એને મૂલવવાની છે. જો એને પ્રથમના વનવાસના જીવનમાથી બચી જવુ હોત તો એ સાથે ન જઈને ઊગરી ગઈ હોત. વળી એની ઇચ્છા માન્ય રાખી રામે સાથે લીધી છે તેમ પણ માની લેવાનુ નથી. સીતાને સાથે લેવાનુ રામને પ્રયોજન છે. જે કામગીરી એ બજાવવા માગે છે તેમા એ સહાયરૂપ થઈ શકે તેમ છે. અનાર્યોને–દ્રવિડોને જે બળથી નહિ પણ પ્રેમથી જીતી લેવા માગે છે સીતા સાથમા હોય તો સ્ત્રી વર્ગમા એ પણ એવુ જ બળ પ્રગટાવી શકે. લક્ષ્મણને જેમ એમણે સેવા માટે લીધો નથી, તેમ સીતાને પણ, જો એવુ પ્રયોજન ન હોત તો સીતાને અયોધ્યામા રહેવાની એ આજ્ઞા કરી શકત એનો ત્યાગ કરવા જેટલું જે પગલું ભરી શકે છે તે, એ ન ભરી શકે?

સીતા એની ઇચ્છા ન હોત તો રામ સાથેનો વનવાસ ટાળી શકી હોત, તેમ રામે દીધેલો વનવાસ પણ એ બીજી રીતે નિવારી શકી હોત. રામે એને જાકારો દીધો છે, કંઈ જનકે દીધો નથી. એને લક્ષ્મણ જ્યારે તમસા નદીને તીરે છોડી દે છે અને રામની આજ્ઞા જણાવે છે ત્યારે એ વિનતી કરી શકી હોત કે મને મિથિલા

પિતાને આવાસે મૂકીને વિદાય થજો. અગર તે પછી વાલ્મીકિ આશ્રમેથી એ જનકને સદેશો પહોચાડી શકી હોત કે મને તેડી જજો. પરતુ સીતાએ ન તો એવો કોઈ સદેશો મોકલ્યો, ન તો એ સમાચાર જાણી જનક તેને તેડી લાવવા પ્રયત્ન કરે છે ખાસ્સા ચૌદ વર્ષ એ આશ્રમમા રહે છે એટલે જનકને દીકરીના વનવાસની જાણ ન થાય તેમ કેમ બને ?

રામે રાજધર્મની કસોટીએ ચડીને ત્યાગ કર્યો છે, દુશ્મનભાવે નહિ ઉપરાત એમને ખાતરી છે કે સીતા પણ પ્રેમની કસોટીએ પાર ઊતરે તેમ છે એ માતા બનવાની છે અને પુત્ર જન્મે તો અયોધ્યાનો સાચો વ રસ બને તેનુ શિક્ષણ-સસ્કાર મળી રહે તેથી વાલ્મીકિ આશ્રમ પસદ કરેલો છે લવ અને કુશને રામના મિલન સુધી એ અયોધ્યાના રાજકુવરો છે તે રહસ્ય ગુપ્ત ગખવાનું કારણ એ સામાન્ય નાગરિક તરીકે ઊછરે અને રાજકુવરના અહમ્‌ને વશ ન થાય. બને કુવરોને આશ્રમમા વાલ્મીકિના હાથ નીચે ઉત્તમ શિક્ષણ અને સસ્કાર મળે છે અને સીતાનો પ્રેમ કુદનની જેમ તવાઈને વધુ વિશુદ્ધ થાય છે બાહ્ય જીવન-ભૌતિક જીવનની રીતે એ દુખી લાગે, પરતુ આતરજીવનની દૃષ્ટિએ એ એવી સુખી થઈ છે કે ભૌતિક જીવનની સ્પૃહા રહી નથી

અશ્વમેધયજ્ઞને નિમિત્તે રામ સીતાનુ મિલન સર્જાય છે લવ અને કુશ મીઠા કઠે વાલ્મીકિ રામાયણના એક પછી એક શ્લોક સાભળીને આખી અયોધ્યાના હૈયા પીગળી ગયા છે – ધન્ય ધન્ય બની ગયા છે એક ધોબી જ નહિ, પણ આખી નગરીનો એકેએક નાગ રિક એને માટે ગુનેગાર હોય તેમ પ્રાયશ્ચિત્તથી સૌનું હૈયું ભરાઈ આવ્યુ છે. એમની શરમનો પાર નથી. છતા વાલ્મીકિ જ્યારે રામને સીતાનો સ્વીકાર કરવાનુ કહે છે ત્યારે એ સૌ સભાજન તરફ હાથ કરીને કહે છે કે એમને પૂછો. ત્યારે ધરતી માર્ગ આપે તો સમાઈ જઈએ તેમ નાગરિકો વીધાઈ જાય છે

સીતા સમક્ષ જીવનની ધન્ય ક્ષણ આવી ત્યારે સૌના આશ્ચર્ય વચ્ચે એ ધરતીમાં સમાઈ ગઈ. સીતાના જીવનનો અંત ચમત્કારપૂર્ણ છે. કોઈનું મૃત્યુ આ પ્રકારે થયેલું વર્ણવવામાં આવ્યું નથી. ધરતી ફાટે અને માર્ગ આપે તેવું બનતું નથી. વળી સીતાએ જે ઘડીએ વિદાય લીધી તે વખતે જો કોઈને ધરતીમાં સમાઈ જવા જેવી પ્રાયશ્ચિત્તની સ્થિતિ હોય તો અયોધ્યાની છે. છતાં સીતા કેમ વિદાય લે છે? અને એ રીતે કેમ અલોપ થાય છે?

સીતાએ ત્યક્તા સ્ત્રીનું દુઃખ ભોગવ્યું હોત તો ફરીથી સહજીવન પ્રાપ્ત થતાં એ ભોગવવાની લાલસા બમણાવેગે ઊછળી આવી હોત. માણસ ગરીબાઈને લીધે અમુક ઇચ્છાઓ સંતોષી શકતો નથી ત્યારે એની લાલસા એવી પ્રબળ બની જાય છે કે તક પ્રાપ્ત થતા તે અકરાતિયાની માફક વર્તે છે. જ્યારે બીજો માણસ એ ઇચ્છાઓ ત્યજવામાં જીવનનું સાફલ્ય રહેલું છે માની સાદાઈથી જીવતો હોય છે. ત્યારે બહારથી એ અને ગરીબ સરખા દેખાતા હોય છે પરંતુ બંનેની આંતરિક સ્થિતિ તદ્દન જુદી હોય છે. જ્ઞાનીને વૈભવનાં સુખો ચળાવી શકતા નથી ત્યારે ગરીબને ગાંડો કરી મૂકે છે. સીતાએ વાલ્મીકિ આશ્રમમાં જે જીવન ગાળ્યું છે તે લાચાર ત્યક્તાનું નહિ પણ પ્રેમત્યાગની ઊંચી કોટિનું છે. આથી કોઈ પાકું થયેલું ફળ પૃથ્વી ઉપર ખરી પડે તેમ પુત્રોની સોંપણી એના પિતાને થઈ રહેતા સીતા દેહના બંધનમાંથી મુક્ત થાય છે.

ફળ પાકતા ખરી પડે છે તેમ માનવજીવન પાકીને ખરી પડવું જોઈએ. દરેક ફળ પાકું થાય છે ત્યારે પૂર્ણ સ્વાદિષ્ટ હોય છે. માનવજીવન પણ પરિપક્વ થયું ત્યારે કહેવાય કે એ સ્વાદિષ્ટ બન્યું હોય. મીઠામાં મીઠી કેરી પણ કાચી હોય છે ત્યારે ખાટી હોય છે કાં મોળી હોય છે. પાકતાં મીઠી થાય છે. માનવીજીવન પણ અપક્વ હોય ત્યારે એમાં દ્વેષ, વેર, લાલસા, ક્રોધ, ઇન્દ્રિયસુખોની ઝંખના વગેરે ભૌતિક વૃત્તિઓની ખટાશ હોય છે. જો એ પરિપક્વ થાય

તો એ દૂર થાય આ અર્થમા માનવીજીવન પાકે તો ફળની માફક એ ખરી પડે. જ્ઞાનેશ્વર, શકરાચાર્યનો ભરજવાન વયે દેહવિલય થયો હતો ભૌતિક રીતે અકાળે મૃત્યુ પામ્યા કહી શકાય, પરતુ આધ્યાત્મિક રીતે એમના જીવનફળ વહેલા પરિપકવ થઈ ગયા એટલે ખરી પડ્યા એમના મૃત્યુ એ અર્થમા અકાળે નહોતા, પણ સિદ્ધિના મૃત્યુ હતા. સીતાનુ જીવન પણ એ અર્થમા પરિપકવ થયુ એટલે ખરી પડયુ છે. ફળ વૃક્ષ ઉપર ભિચે છે એટલે એ પૃથ્વી ઉપર ખરી પડે છે, પરતુ માનવીફળ તો પૃથ્વી ઉપર જ છે એટલે એ ખરી પડયુ તેમ સૂચવવા સીતા ધરતીમા સમાઈ જાય છે, તેમ કથા છે.

હિંદુઓ શબને બાળે છે, છતા સન્યાસીના દેહને દાટવામા આવે છે આ તફાવતમા સન્યાસીનુ જીવન પરિપક્વ ફળની માફક ખરી પડેલુ છે એટલે તે ધરતીમા સમાઈ જવા સર્જાયેલુ છે ધરતી માર્ગ આપે તેવો ચમત્કાર કથામા યોજી શકાય, વાસ્તવિક જીવનમા બનતુ હોતું નથી. આથી સન્યાસીને ધરતીમા માર્ગ ખોદી આપવામા આવે છે બધા સન્યાસીઓ એ કોટિએ પહોચે છે તેનુ માની લેવાનુ નથી પરતુ સન્યાસાશ્રમનો એ આદર્શ છે

મતલબ કે, રામાયણ મહાભારત વગેરે પુરાણોમા કથાનો રસ ભારોભાર હોવા ઉપરાત તેનો હેતુ ભૌતિકજીવનની મર્યાદા અને આધ્યાત્મિક જીવનની પરિપૂર્ણતા બતાવવાનો છે આથી આજના જમાના સાવે એ કથાઓની ઘટનાનુ બાહ્ય વર્તન અસગત—અસ્વી કાર્ય લાગે એટલા ઉપરથી એના અતરજીવનની સમૃદ્ધિનુ મહત્ત્વ ઘટતું નથી દેહ જીર્ણ થાય છે પણ આત્મા જીર્ણ થતો નથી જીર્ણ દેહ ત્યજી આત્મા નવો દેહ ધારણ કરે છે સીતા – આજની સ્ત્રી એ અર્થમા નવો દેહ ધારણ કરે તે અગે કોઈને વાધો ન હોઈ શકે એ નવો દેહ ધારણ કરે એ જ એનુ જીવતપણુ કહી શકાય પરતુ પ્રેમ, ત્યાગ, ભૌતિક સુખોની અસારતા અને આધ્યાત્મિક સુખોની

સમૃદ્ધિનો જે આત્મા સીતાના પાત્ર દ્વારા રામાયણમા આદર્શ રૂપે રજૂ કર્યો છે, તે કક્ષાએ જેની પહોચવાની હામ ન હોય તે તારા –મદોદરીની માફક ભલે પોતાની શક્તિ પ્રમાણે માર્ગ પસદ કરે, તેનો રામાયણને વિરોધ નથી. પરતુ પોતાની કક્ષા નીચી હોય તેથી સીતા દ્વારા સ્થાપેલ સ્ત્રી આદર્શ ખોટો છે, એને નીચો ઉતારવો જોઈએ તેમ અર્થ ઘટાડવો કે એને વગોવવો તે ઉન્નતિને બાધક છે મહાત્માજીએ કહ્યુ છે કે મારા જેવા અલ્પાત્માઓને માપવા સત્યનો ગજ કદી ટૂકો ન હજો. મતલબ કે આદર્શનો ગજ આપણી સસ્કૃતિએ જે રોપી આપ્યો છે, તે અશક્ય લાગે માટે ખોટો છે તેમ પોતાને ગજે ન માપતા, પોતે કેવા અલ્પાત્મા છે તેમ આત્મ-દર્શન કરવામા ઉન્નતિ છે.

# રાવણ દક્ષિણનો આથમતો સૂર્ય છે

કેવળ કથાનો રસ લઈ શકે તેવા વાચકો અને શ્રોતાઓ રાવણ અને દુર્યોધનને એક સરખા પલ્લામા મૂકી દે છે બનેને કારણે યુદ્ધો લડાયા અને તેમનો નાશ થયો તે સાચુ, પરતુ દુર્યોધનમા અગત સ્વાર્થવૃત્તિ હતી તે કારણે ભાઈઓ વચ્ચે સગ્રામ ખેલાયો હતો, જ્યારે રાવણમા એના દ્રવિડ સમાજ માટે અભિમાન હતું. આર્યસસ્કૃતિનો પગપેસારો એ સહી લેવા તૈયાર ન હતો. એ યુદ્ધ અગત સ્વાર્થનુ ન હતુ

આજના યુગ સાથે એને સરખાવવુ હોય તો કોગ્રેસ અને મુસ્લિમ લીગના આઝાદી પૂર્વેના સગ્રામ સાથે સરખાવી શકાય ગાધીજી સર્વધર્મસમન્વય ભાવનામા માનતા હતા અને એમના નેતૃત્વ નીચે કોગ્રેસને એ માર્ગે દોરતા હતા. છતા કાયદે આઝમ ઝીણા કોગ્રેસ કેવળ હિંદુઓનુ પ્રતિનિધિત્વ ધરાવે છે તેમ ગણાવી મુસ્લિમ લીગની કક્ષાએ એને મૂકતા હતા તે અગાઉ ઝીણા કોગ્રે સમા હતા રાષ્ટ્રવાદી ભાવના ધરાવતા હતા પ્રથમ પોતે હિંદી છે અને પછી મુસ્લિમ છે તેમ જાહેર જીવનમા ધર્મને રાષ્ટ્ર પછીનુ સ્થાન આપતા હતા પરતુ ગાધીજીમા જે ભાવના હતી તે રગથી કોગ્રેસના બધા નેતાઓ એક સરખા રગાયેલા ન હતા. હિદુઓની પોતાના ધર્મને ઊચો માનવાની ગુરુગ્રથિ અને લઘુમતી તરફ ઉપેક્ષાવૃત્તિ ઝીણાને સાલી અગ્રેજ સરકારે સામ્રાજ્યવાદની નીતિ તરીકે એ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છેવટ ઝીણાએ મુસ્લિમોના

હિત માટે અલગ પાકિસ્તાનની માગણી કરી. તે સિદ્ધ પણ કર્યું.

ઝીણાની આ નીતિ રાષ્ટ્રવાદ અને આતરરાષ્ટ્રવાદના યુગમા ટૂકી દૃષ્ટિની અને જેના હિત માટે પાકિસ્તાનની સ્થાપના કરી છે, તે મુસ્લિમોનુ વિશાળ અર્થમા અહિત કરનારી છે, તેમ કોંગ્રેસનુ અને વિચારકવર્ગનુ માનવુ છે. પરતુ ઝીણાએ એમની સૂઝ સમજ અને મુત્સદ્દીગીરી પ્રમાણે એ વર્ગનું હિત કરવાની ગણતરીએ એ સગ્રામ ખેલ્યો છે, તે વિષે ના કહી શકાય નહિ. એમા ઝીણાનુ અગત અભિમાન પડેલુ છે, તે સ્વીકારીએ તોપણ એક વખતના રાષ્ટ્રવાદી ઝીણાને કટ્ટર કોમવાદી બનવાનુ ઝનૂન પૂરુ પાડવા માટે હિંદુઓનુ મિથ્યાભિમાન મુદ્દલ જવાબદાર નથી તેમ કહી શકાય તેવુ નથી. અગ્રેજ સત્તા તેમા દોષિત છે તે કારણે હિન્દુઓનો દોષ ગુણ બની જતો નથી. ઝીણાના બાપદાદાઓ હિંદુ હતા, તે ઇતિહાસ પણ એમને સમન્વયકારી વલણ લેવા પ્રેરણારૂપ બન્યો ન હતો.

આથી ભારતના લોકોમા તેમાય હિંદુઓના વિશાળ વર્ગમા દેશના ભાગલાનુ નિર્માણ કરનાર ઝીણા તરફ આદર નથી. એમને તે ભારતનો દ્રોહ કરનાર લાગે છે. જ્યારે જે મુસ્લિમો પાકિસ્તાન માગતા હતા તેમને ગાધી એવા જ મુસ્લિમદ્રોહી વસ્યા છે. પરિણામે બને નેતાઓ પોતપોતાના દેશમા રાષ્ટ્રપિતાનુ ગૌરવભર્યું સ્થાન ધરાવે છે, છતા એકબીજાના દેશમા એમનુ સ્થાન એટલુ ઊચુ જોવા મળતુ નથી.

આ જ પરિસ્થિતિ રામ અને રાવણ વિષે ગણાવી શકાય. રાવણને રામ પ્રત્યે અંગત કોઈ વેર ન હતું રામની અયોધ્યાની ગાદી કબજે કરવા તે યુદ્ધમા ઊતર્યો ન હતો. પરતુ રામનુ દક્ષિણ ઉપરનુ દ્રવિડ–અનાર્ય સસ્કૃતિને પરાસ્ત કરતુ પગલું તેને માન્ય ન હતુ. એણે બને સસ્કૃતિનો અભ્યાસ કરેલો હતો તેના પિતા આર્ય સસ્કારનો વારસો ધરાવતા હતા, તો માતા દ્રવિડ સસ્કારનો વારસો. એના દાદા પૂર્વ પુલસ્ત્ય ઋષિ હના ગોરા પાદરીઓ અહી

આવીને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરે છે અને તેને ગ્રહણ કરીને દેશી પાદરીઓ પણ તે પ્રચારમા સામેલ થાય છે. તે જ રીતે વિશ્વામિત્ર અગત્સ્ય જેવા આર્યઋષિઓ (પાદરીઓ) દક્ષિણમા જે જે પ્રચાર કરતા હતા, તેના પ્રતાપે દ્રવિડ લોકોમાથી અમુક વર્ગ તે ધર્મ ગ્રહણ કરતા હતા તેમાથી પુલસ્ત્ય જેવા ઋષિનુ-પાદરીનુ કાર્ય પણ સ્વીકારતા હતા.

પુલસ્ત્યના પુત્ર વિશ્રવાને આર્યસસ્કારનો વારસો મળ્યો હતો. તેનુ લગ્ન સુમાલી રાક્ષસ(અનાર્ય)ની દીકરી કૈકસી સાથે થયુ હતુ. તેમને ચાર સતાન—ત્રણ પુત્ર અને એક પુત્રી રાવણ, કુભકર્ણ, વિભીષણ અને શૂર્પણખા. કોઈ આર્ય ઋષિનો પુત્ર વિદ્વાન હોય તેવો રાવણ પડિત હતો ચાર વેદમા એ નિપુણ હતો. આર્યપુત્રો જેમ યુવાવસ્થામા તપસાધના દ્વારા દેવોને પ્રસન્ન કરવાની અને મનવાછિત વરદાન મેળવવાની મહત્ત્વાકાક્ષા રાખે છે અને પૂરી કરે છે, તે રાવણ અને કુભકર્ણે રાખી હતી. દડકારણ્યમા બ્રહ્મદેવને રીઝવવા તપ કર્યું હતુ અને વરદાન મેળવ્યુ હતુ

પરતુ તે પછીની તેની કથા જોઈએ છીએ તો એ રાક્ષસ સસ્કૃતિનો મોટો પક્ષકાર બનીને તેના સરક્ષણ માટે ઝૂઝતો જોવા મળે છે આર્ય સસ્કૃતિનો એ દુશ્મન બને છે અને દક્ષિણના દ્રવિડ પ્રદેશમા એનો પગપેસારો-વિસ્તાર થવા ન દેવો તે એનુ જીવન કાર્ય બની જાય છે. એના જીવનમા પ્રત્યાઘાત પેદા થવામા આર્ય ઋષિઓનુ વર્તન અમુક અશે જવાબદાર હોવાનો સભવ કાઢી નાખવા જેવો નથી. રાવણનુ જે વર્ણન કથામા આવે છે, તે જોતા એ દ્રવિડ લોકોના શરીરનો વારસો લઈને જન્મેલો છે. ગોરા પાદરી ઓમા રગના અભિમાનને લીધે કાળા પાદરીઓ સાથે સમાનતાનુ વર્તન જોવા મળતું નથી, તેવી ફરિયાદ ક્યારેક ક્યારેક ઊઠે છે. એ જ રીતે આર્ય લોહીની ગોરી પ્રજા અને દ્રવિડ લોહીની કાળી પ્રજા વચ્ચે ઊચનીચના ભેદભાવનુ વર્તન રહેવાનો સભવ છે. દાદા

પુલસ્ત્યે તે સહી લીધું હોય, પિતા વિશ્રવાએ તે વેઠી લીધું હોય પણ રાવણ જેવા તેજસ્વી અને અભિમાની નવજુવાનને તે અસહ્ય થઈ પડયું હોય, કોઈ પણ ગોરા આર્ય જુવાન કરતાં પોતે વિદ્યામાં, શક્તિમાં, સાધનામાં ઊતરતો નથી છતાં કેવળ કાળા રંગને લીધે એને ઊતરતું સ્થાન મળતું હોય તો એવા દંભી લોકોની સંસ્કૃતિ પોથીમા ગમે તેટલી ઊંચી હોય તોપણ કાળી પ્રજાને–દ્રવિડ લોકોને શા કામની ? આર્ય સસ્કૃતિ સ્વીકારીને જો આર્યોના મિથ્યાભિમાનનો ભોગ બનવાનું હોય, તો એના કરતાં દ્રવિડ સંસ્કૃતિ, જે ભૌતિક સુખમાં એમના કરતાં કોઈ રીતે ઊતરતી નથી, બલ્કે ચડિયાતી છે, તેને વળગી રહીને પ્રજાગત મહત્ત્વ શું કામ જાળવી ન રાખવું ?

ઝીણાના વલણની સાથે એને સરખાવતાં સમજાઈ જશે. ભારતના ભાગલા પડે તેથી દેશનું મહત્ત્વ જોખમાય તેટલું ન સમજે તેવા ઝીણા મંદબુદ્ધિના ન હતા. પરંતુ એવા અખંડ હિંદમાં જો કેવળ હિંદુઓનુ વર્ચસ્વ રહેવાનું હોય અને લઘુમતી તરીકે મુસ્લિમોને તેમા યોગ્ય ગૌરવ પ્રાપ્ત ન થવાનુ હોય તો એની અખંડતા જોખમાય તેથી મુસ્લિમોનું શું અહિત થવાનુ હતું ? હિંદુઓના હિતનુ રક્ષણ કરવા મુસ્લિમો પોતાનો ભોગ શું કામ આપે ? એના કરતા મુસ્લિમો પોતાનું ગૌરવ પ્રાપ્ત કરી શકે તેવું પાકિસ્તાન ઊણું અને નાનું હોય તોપણ શું કામ તે મેળવીને ન જપે ? રાવણને પણ એવી સ્થિતિએ મજબૂર કર્યો હતો. ઘરના અનુભવ ઉપરથી એને પ્રતીતિ થઈ હતી કે દાદાને ઋષિપદ આપવા છતાં આર્યલોહીના ઋષિ જેવુ તેમને ગૌરવ મળ્યું ન હતું એમનુ સ્થાન આશ્રિત જેવું રહ્યું હતુ. તે માર્ગે જવાનો રાવણે ઇન્કાર કર્યો. રાક્ષસોને સંગઠિત કરી પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવું હોય તો રાજસત્તા વિના ન બની શકે. એ ઋષિ–પાદરી કુટુંબમાંથી આવતો હતો એટલે આશ્રમજીવનમાથી રાજ્ય કબજે કરવાનું એકડે એકથી કાર્ય શરૂ કરવાનું હતું.

રાવણની જે મહત્તા છે તે એના આ પરાક્રમમા છે ગ્રીઘ્રાએ નકશા ઉપર ભૂતકાળમા જે દેશનુ અસ્તિત્વ ન હતુ, તે પાકિસ્તાન નવેસર સર્જ્યું છે એમા ટૂકી નજર અને અભિમાનનો દોષ સ્વીમ રીએ તોપણુ ઓછી મુત્સદ્દીગીરી–રાજનીતિ રહેલી નથી. એનો જશ એમને જાય છે. શિવાજીએ શૂન્યમાથી મરાઠા રાજ્યનુ સર્જન કર્યું હતુ એવી જ રીતે રાવણે લકાને કુબેર પાસેથી જીતી લઈને રાક્ષસ સસ્કૃતિનુ મુખ્ય કેન્દ્ર બનાવ્યુ હતુ. લકા મૂળ રાક્ષસોનુ રાજ્ય હતુ, પરતુ કુબેરે તે જીતી લીધુ હતુ શિવાજીએ જેમ મુસ્લિમ સત્તાને મહાત કરીને મરાઠા રાજ્ય સ્થાપ્યું, તેમ રાવણે જોયું કે દક્ષિણમા જે રાક્ષસ રાજ્યો છે તેમને હરાવીને સત્તા કબજે કરવાનો કઈ અર્થ નથી. પરતુ લકામા, જ્યા બિનરાક્ષસી કુબેરનુ રાજ્ય છે તે જીતવામા પરાક્રમ છે.

રાવણ કેવળ લકા જીતીને બેસી રહ્યો ન હતો નર્મદાથી ગોદાવરી વચ્ચેના દડકારણ્યમા આર્યોના હલ્લા આવતા હતા અને ઋષિઓ આશ્રમ બાધી વૈદિક ધર્મનો પ્રચાર કરતા હતા. એ પ્રદેશમા ઋષિઓનુ આક્રમણ ખાળવા રાવણે મુખ્ય સેનાપતિઓ જેવા ખર, દૂષણ, ત્રિશિરા જેવા યોદ્ધાઓને લશ્કર સાથે કાયમ રોકયા હતા ગોદાવરી અને કન્યાકુમારી વચ્ચેના પ્રદેશમા દ્રવિડ રાજાઓ રાવણને પણ ભારે પડે તેવા હતા એટલે આર્યોનો ગજ વાગે તેમ ન હતો રાવણનુ લકા જીતવાથી અભિમાન વધે તે સ્વાભાવિક છે આથી વાલિ ઉપર જીત મેળવવા તેણે કિષ્કિધા ઉપર ચડાઈ કરી હતી પરતુ વાલિએ એને પરાજીત કરીને કેદ પકડ્યો હતો તે અનુભવે રાવણે જોયું કે રાક્ષસોએ અદરોઅદરની હરીફાઈથી મુક્ત રહેવુ જોઈએ કેવળ આર્યો સામે સૌએ એક થઈને રક્ષણ કરવુ જોઈએ, જરૂર પડે તો આક્રમણ કરવુ જોઈએ અને લોકોમા આર્યસસ્કૃતિ પ્રત્યે અહોભાવ ન જાગે માટે આગવો વિકાસ સાધવો જોઈએ

આર્યો ભારતમાં આવ્યા ત્યારે દેશ અનાર્ય–પછાત–જંગલી હતો, તેમ તેમની ગાથાઓ ઉપરની જોવા મળે છે. પરંતુ મોહન-જો-ડેરો, લોથલ વગેરે ખોદકામોએ પુરવાર કરી આપ્યું છે કે આર્યો આવતાં પહેલાં સમૃદ્ધ સંસ્કૃતિ વિકસેલી હતી. પરંતુ આર્યો કરતાં એ જુદી પડતી હતી એટલે તેને એમણે સંસ્કૃતિ તરીકે માન્ય કરી ન હતી. અંગ્રેજોએ આ દેશની સંસ્કૃતિનો સ્વીકાર તેમના સત્તાકાળમાં બહુ ઓછો કર્યો છે, તે તાજો ઇતિહાસ છે. ભારત યંત્ર-વિજ્ઞાનમાં એમના કરતાં પછાત હતો એટલે સમગ્ર રીતે એ પછાત હોય તેમ ચીતરવાનો પ્રયત્ન કર્યો છે. એમાં કોઈનો દોષ જોવા કરતાં એ મનુષ્ય સ્વભાવની મર્યાદા છે. શહેરી માણસ એના જેવું સુઘડ અને ભભકાવાળું જીવન ન ગાળતા ગ્રામવાસીને પછાત માનતો નથી શું? કેવળ બાહ્ય દેખાવ, ખર્ચાળ જીવનરીતિ કે અક્ષર-જ્ઞાનના વિકાસમાં જ સુધરેલાપણું આવી જતું નથી. માણસના હૃદયનો—ગુણોનો વિકાસ એ પણ એટલો જ જરૂરી છે. એ ગુણોમાં–ઉદારતા, પ્રેમ, નિષ્ઠા, ચારિત્ર વગેરેમાં ગ્રામવાસી કરતાં શહેરી ચડી જાય તેવું કહી શકાય તેમ નથી. પરંતુ બાહ્ય મૂલ્યોની બોલબાલાને લીધે એકબીજા વિષે પોતપોતાના ગજે વિરોધાભાસી અભિપ્રાયો બંધાતા હોય છે.

આથી આર્યોએ એમનાથી વિરોધી સસ્કારવાળી પ્રજાને પછાત માનીને નવાજી હતી. રાવણની રાક્ષસ સંસ્કૃતિને આજની પરિભાષામાં ભૌતિક સુખની બોલબાલા સાથે નવાજી શકાય. અમેરિકામાં જે સમૃદ્ધિ આજે છે તેવી લકામાં હતી. પવન અને અગ્નિ એની ચાકરી કરતા હતા. આજે વિજ્ઞાનને લીધે અગ્નિ વીજળી દ્વારા નાની-મોટી સૌની સેવા કરે છે. પવન પણ એ જ રીતે પખા અને એર-કન્ડિશન રૂપે સેવા કરે છે. વરાળ-જળ એન્જિન દ્વારા સેવા કરે છે. રામ લંકાથી અયોધ્યા પુષ્પક વિમાનમાં પાછા ફર્યા તે રાવણનું હતું. એની સહાયથી રાવણે સીતાનું હરણ કર્યું હતું.

રાવણે કુબેરને હરાવ્યો હતો, તો એના દીકરા ઇન્દ્રજીતે ઇન્દ્રને પરાસ્ત કર્યો હતો. લંકા રાક્ષસ સંસ્કૃતિનું ધામ હતું. સોનાની લંકા એ પ્રયોગમાં એની સમૃદ્ધિનો સમગ્ર ખ્યાલ આવી જાય છે.

જે સંસ્કૃતિ ભૌતિક સુખને જીવનનું ધ્યેય બનાવે તે એ વૈભવને વધારવા પાછળ જ પડે. આપણી નજરે અમેરિકા અતિ સમૃદ્ધ છે, પરંતુ એ સુખ-વૈભવથી એમને તૃપ્તિ નથી. વધુ ને વધુ સમૃદ્ધિ માટે ત્યાં પુરુષાર્થ ચાલ્યા કરે છે. જેમ જેમ એ સુખો વધતા જાય તેમ તેમ વિલાસ વધતો જાય. એક બાજુ પુરુષાર્થ અને તેના ફળરૂપે વિલાસ, તેનું પરિણામ જીવનવૈફલ્યમાં ન આવે તો બીજું શું થાય?

રામે જ્યારે દંડકારણ્યમાં પ્રવેશ કર્યો ત્યારે રાવણ વિલાસના શિખરે હતો. એના પરાક્રમી જીવનને લૂણો લાગ્યો હતો. એના સેનાપતિઓનો નાશ થયો, લશ્કર પરાજિત થયું અને રામને રાક્ષસ લોકો વધાવવા લાગ્યા, છતાં રાવણ તેનો સામનો કરવા દોડી ગયો ન હતો. ભૂતકાળમાં એણે જે યુદ્ધો કર્યાં હતાં તેમાં જીત મેળવી એણે દેવો, ગંધર્વો, આર્યોની સમૃદ્ધિ લૂંટીને લંકામાં ઠાલવી હતી એટલું નહિ, પરંતુ રૂપવતી સ્ત્રીઓને પણ કેદ પકડી લાવ્યો હતો. તેમની સાથે વિલાસી જીવન ગાળવામાં ડૂબી ગયો હતો. ઇન્ડોનેશિયાના પદભ્રષ્ટ પ્રમુખ સુકર્ણોનો દાખલો તાજો છે. વીસ વર્ષ પૂર્વેના આઝાદીના સેનાની તરીકેનું એમનું પરાક્રમ વખણાયા છે. પરંતુ સ્વતંત્ર્ય પ્રાપ્ત થતાં સત્તાને લીધે જે વૈભવી જીવન શરૂ થયું, તેને કારણે દેશને ખતરામાં ઊતરવું પડયું તે એમની કલંકકથા છે. રાવણે લંકાની સમૃદ્ધિ વધારી તેમ એ સમૃદ્ધિનો-વિલાસનો ભોગ બન્યો. પરિણામે, રામ સામે રાક્ષસ સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે દંડકારણ્યમાં જઈને યુદ્ધ કરવાની એની ફરજ હતી તેને એ ટાળતો રહ્યો. ઘડીના છઠ્ઠા ભાગમાં એ રામના વિજયને પરાજયમાં ફેરવી નાખશે તેમ વિલાસમાં ચકચૂર હોવાથી તે

આત્મવચના કરતા રહ્યો.

રાવણની હારથી અને વિનાશથી દ્રવિડ સંસ્કૃતિને મરણતોલ ફટકો પડ્યો લંકાની ગાદી પર તે પછી આવનાર વિભીષણ, કિષ્કિંધાની ગાદી ઉપર આવનાર સુગ્રીવ, એ દ્રવિડ રાજાઓ હોવા છતા રામની સમન્વય સંસ્કૃતિને સ્વીકારનાર પ્રતિનિધિઓ હતા. બંને સંસ્કૃતિનો સમન્વય થઈ હિંદુ ધર્મ તરીકે નવી સંસ્કૃતિ જન્મી, તે રામના કાળ દરમિયાન સિદ્ધ થઈ હતી તેમ એથી માની લેવાનુ નથી. એના બી તે વખતે નખાયા હતા અને કાળે કરીને તેમાથી નવસર્જન થયું હતું. ગાંધીજીએ સર્વધર્મ સમભાવનો બિનસાંપ્રદાયિક આદર્શ દેશને ભેટ ધર્યો છે પરંતુ એમના જીવનકાર્યમા એ સિદ્ધ થયો હતો તેમ ન કહી શકાય. એમાથી પ્રેરણા લઈ ભારતે બંધારણમા તે આદર્શ સ્વીકાર્યો છે છતા નેતાઓમા અને નાગરિકોમા સાંપ્રદાયિક વલણ અમુક પ્રમાણમા જોવા મળે છે

આર્ય અને દ્રવિડ સંસ્કૃતિના સમન્વય રૂપે નવી હિંદુ સંસ્કૃતિ ખીલ્યા હજારો વર્ષ થયા, છતા એના અમુક જીવંત લક્ષણો હજુ પણ પ્રત્યક્ષ છે ભારતમા જે પ્રાદેશિક ભાષાઓ છે તેમા મુખ્યત્વે બે સ્રોત સ્પષ્ટ છે આર્યોની સંસ્કૃત ભાષાનુ ધાવણ ધાવીને ઊછરેલી હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી વગેરે ઉત્તરની ભાષાઓ અને દ્રવિડોની દ્રાવીડિયન ભાષાનુ પયપાન કરીને ઊછરેલી તામિલ, તેલુગુ, મલયાલમ અને કન્નડ ભાષાઓ. હિંદી ભારતની રાષ્ટ્રભાષા થઈ શકે તેવી બહોળા સમુદાયની ભાષા છે અને બંધારણે તેનો તે દરજ્જો માન્ય રાખ્યો છે, છતા એ ન ભૂલવુ જોઈએ કે હિંદી કરતા તામિલ ભાષા ઘણી પુરાણી છે વેદ એ જગતની સર્વ ભાષાઓમા પુરાણો ગ્રંથ છે એ સાચુ, પરંતુ ભારતમા હિંદી વગેરે ઉત્તરની ભાષાઓના ગ્રંથો કરતા દક્ષિણની ભાષાઓના ગ્રંથો પુરાણા છે

બંને સ્રોતની ભાષાઓના મૂળ સાવ જુદા હોવાથી દક્ષિણવાળાઓને હિંદી ભણવી એ અંગ્રેજી જર્મન ભાષા જેટલી પરદેશી

છે. એ જ રીતે ઉત્તરવાળાઓને દક્ષિણની ભાષાઓ શીખવી પરાઈ છે. બંને પ્રજાઓ હિંદુ તરીકે ધર્મે એક થઈ જવા છતાં ભાષાનાં એમનાં જુદાં મૂળને લીધે ભિન્નતાનો પાતળો પડદો આજે પણ એમની વચ્ચે જોવા મળે છે. હિંદી ભાષા સામેની એમની વિરોધની લાગણી એ મૂળમાં રહેલી છે. એવો જ ભેદ દક્ષિણમાં બ્રાહ્મણ અને અબ્રાહ્મણમાં ચાલુ રહ્યો છે, જે ઉત્તરના પ્રદેશોમાં અસ્તિત્વ ધરાવતો નથી. બ્રાહ્મણો તો ઉત્તરમાં પણ છે, પરંતુ ત્યાં ક્ષત્રિય રાજાઓની સત્તા પ્રવર્તતી હતી. દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્યોનો ઇતિહાસ જાણીતો છે.

આઝાદી પછી લોકશાહીમાં બહુમતી અબ્રાહ્મણોની હોઈ એમના નેતાઓ રાજકીય રીતે લોભાવીને સત્તા કબજે કરી રહ્યા છે. મહારાષ્ટ્રમાં ચવાણની નેતાગીરી અને મદ્રાસમાં કામરાજની નેતાગીરીને એ સ્રોતમાંથી સારું એવું બળ મળ્યું છે. આ ચૂંટણીમાં કામરાજને ઉથલાવીને અન્નાદુરાઈએ મદ્રાસ સરકારનો કબજો લીધો છે એટલું જ નહિ, પણ રાજ્યનું નામ પણ તામિલોનું નિવાસસ્થાન તેવું એમની ભાષામાં જાહેર કર્યું છે. બંધારણ પ્રમાણે રાજ્યનું નામ બદલવું હોય તો પ્રથમ વિધાનસભામાં તે રજૂ કરીને પસાર કરવું જોઈએ અને તે લોકસભામાં પાસ થવું જોઈએ. આ પ્રકારની કાર્યવાહી કર્યા વગર જ અન્નાદુરાઈ સરકારે અધીરાઈ – આવેગ બતાવ્યો છે.

રાવણની કથામાંથી ઠેઠ આજ સુધીના ઇતિહાસ સુધી પહોંચી જવાનું કારણ એ બતાવવાનું છે કે, રાવણ એ આ દેશના દક્ષિણના મૂળ વતનીઓનો એક સબળ સેનાની હતો. એનો દોષ હોય તો એટલો જ કે એ નવા જમાનાની માગને ઓળખી શક્યો ન હતો. આ એની ટૂંકી દષ્ટિને લીધે એ રામ સાથે અથડાયો હતો, ઝૂઝયો હતો અને મોતની પરવા કર્યા વિના એ પોતાની માન્યતામાં અડગ–અટલ રહ્યો હતો. રામએ ઉત્તરથી દક્ષિણ સુધી ભારતને પ્રકાશિત કરનાર ઊગતા સૂર્ય હતા, તો રાવણ દક્ષિણનો આથમતો સૂર્ય હતો. એ સૂર્ય જેવો પ્રતાપી હતો અને તેણે જીવનશક્તિ પોતાની સંસ્કૃતિની રક્ષામાં ખર્ચી હતી.

# રાવણ-વિલાસી દ્રવિડ સંસ્કૃતિનું પ્રતીક

સીતાહરણનો પ્રસગ રામાયણની કથામા રોમાચક છે, પરંતુ એ ભૂલવાનું નથી કે રાવણે રાજકીય હેતુસર તેનું અપહરણ કર્યું હતું. રાવણની પ્રકૃતિ પ્રમાણે દંડકારણ્યનો રામે કબજો લીધો અને તેના સેનાપતિઓ મરાયા તે વખતે એણે રામ સામે યુદ્ધ ચડવુ જોઈતુ હતું. સેનાપતિઓ મરાતાં લશ્કર વેરવિખેર થયું અને રામને શરણે ગયું એટલે રહેવાસીઓ-રાક્ષસો પણ રામનું નેતૃત્વ સ્વીકારીને વર્તવા લાગ્યા. છતા રાવણ લંકાનો વિલાસ છોડીને દડકારણ્યની ધૂળમાં રગદોળાવા-કઠણ જીવન ગાળવા તૈયાર ન થયો.

પરતુ શૂર્પણખાએ ભાઈ પાસે જઈને રામ લક્ષ્મણે એનાં નાક-કાન કાપી જે દુર્દશા કરી હતી તેની પ્રત્યક્ષ રાવ ખાધી અને ગવજ્ર જેવો ભાઈ બેઠો હોય ને તેની બહેનની એની જ હદ્દમતમા આવીને એકલ પરદેશીઓ આ દશા કરે, તે જેવુંતેવુ અપમાન ન હતું. અગાઉ અકપન રાક્ષસે દંડકારણ્યમાથી આવીને આવું જ પાણી ચડાવ્યું હતું ત્યારે રાવણ જાગ્યો હતો અને મારીચમામા પાસે પહોચ્યો હતો. પરતુ મારીચે રામની શક્તિનો સ્વાદ ચાખ્યો હતો અને પોતાની માતા તાટકાનો વધ એમના બાણથી થયેલ પ્રત્યક્ષ જોયો હતો. આથી રાવણને સમજાવીને એમણે દુ:સાહસ ન કરવા પાછો કાઢયો હતો. પરંતુ શૂર્પણખાએ આવીને જે ઉપાલભ આપ્યો તે એનાથી સહ્યો ન ગયો અને કોઈ હિસાબે બહેનનુ વેર લેવા એ તત્પર બન્યો. મારીચને આ વખતે તાબે થવું પડયું અને તે પોતે

સુવર્ણમૃગ બન્યો.

કોઈ માણસ ઇચ્છા પ્રમાણે પશુનું રૂપ ધારણ કરી શકે તેમ બુદ્ધિ સ્વીકારી શકે નહિ એનો ભાવાર્થ એટલો જ કે મારીચની સહાયથી રાવણ સીતાનું હરણ કરી શક્યો હતો જો સીતાનું વિલાસ ખાતર એણે અપહરણ કર્યું હોત તો એ એના ઉપર બળાત્કાર કર્યા વિના રહ્યો ન હોત રાવણે તે માટે વિનતીઓ અને રાક્ષસીઓ દ્વારા ધાકધમકી કરી જોઈ હતી, પરંતુ એથી વધુ આગળનું પગલું એણે ભર્યું ન હતું. સીતાના સતીત્વને લીધે એ એને હાથ અડકાડી શક્યો ન હતો કે એને વાળ વાંકો કરી શક્યો ન હતો, તેમ કથામાં મહિમા ગવાયો છે. જો એનો સતીત્વનો મહિમા જ સ્વીકારી લઈએ તો એ બળ હરણ વખતે સીતાની વહારે કેમ ચડયું ન હતું? સીતાએ અપહરણમાંથી છૂટવા ઓછા ધમપછાડા કર્યા ન હતા.

રાવણનો હેતુ એ હરણ પાછળ રામ ઉપર વેર લેવાનો હતો. રામ સાથે યુદ્ધે ચડવું પડે તો પોતાના રક્ષિત લંકાના ગઢમાં એને પોતાની સલામતી લાગતી હતી સીતાના હરણને લીધે રામને લંકાના મેદાનમાં લડવા જવું પડે, જો ન જાય તો આપોઆપ હાર સ્વીકારી ગણાય. સીતાને પાછી ન મેળવે ત્યાં સુધી એને અપમાનિત જીવન ગાળવું પડે સીતાને હરી લાવવામાં એક પ્રકારની જીત હતી, તો એને વશ કરવામાં એથી મોટી જીત હતી રાવણ એને વશ કરવા માગતો હતો એમાં કેવળ વિલાસિતા હોત તો એ બળજબરી કર્યા વિના રહી શક્યો ન હોત પરંતુ એ બળજબરી કરવા જાય અને સીતા દેહત્યાગ કરે તો?

એને તાબે થનાર સ્ત્રીઓ જેમ એણે જોઈ હતી, તેમ તાબે ન થનાર અને દેહત્યાગ કરનાર વેદવતી કન્યાનો પણ એને પરચો થયો હતો સીતાની વાણી અને તેજ એને કહી આપતાં હતાં કે તાબે થવાની સ્થિતિ આવશે તો એ વેદવતીને માર્ગે પ્રયાણ કરતાં

પીછેહઠ નહિ કરે. તો એની બાજી ધૂળમા મળી જાય સીતાને બાનમા પકડીને રામ ઉપર એ વેર લઈ રહ્યો હતો, તે માત્રા ઓછી થઈ જાય રામ વિજયનો ગર્વ લઈ શકે કે સીતાએ એને મહાત કર્યો પણ શરણે ન ગઈ.

મતલબ કે રાવણે સીતા ઉપર બળજબરી કરી ન હતી, તેમા સીતાનુ તેજ જેમ કારણભૂત હતુ, તેમ રાવણની રાજકીય દૃષ્ટિ પણ કારણભૂત હતી. પરતુ એને કથામા એટલુ મહત્ત્વ ન મળ્યુ હોય તો એનુ કારણ વિજેતાઓની કથાઓમા દુશ્મનના દોષ જ વર્ણાવાયેલા હોય છે, તે મર્યાદાનો આભારી છે. દ્રવિડ સસ્કૃતિનો લોપ થયેલો છે એના અમુક તત્ત્વો વૈદિક સસ્કૃતિમા સમાવી લઈ નવી હિંદુ સસ્કૃતિનુ નિર્માણ થયુ તે સાચુ, પરતુ એમા તત્ત્વજ્ઞાન વેદો ઉપનિષદો-ગીતાનુ રહેલુ છે. પરિણામે, આર્યો, અનાર્યો દ્રવિડો બધા હિંદુ તરીકે એક જ ધર્મના થઈ ગયા છતા આર્યો સામે લડનારા દ્રવિડો, અનાર્યો અન્યાયી હતા, તે વિજેતાનુ વલણ ઇતિહાસમા અને કથાઓમા ચાલુ રહ્યુ છે

ભારત અને પાકિસ્તાનનુ આજે અલગ અસ્તિત્વ છે. પરતુ ભૂતકાળમા જેમ અખડ હતા તેમ ભવિષ્યકાળમા બને અને ભારતની બિનસાપ્રદાયિકતાની નીતિને રાષ્ટ્રીનતાના આદર્શ તરીકે ચાલુ રાખવામા આવે તો શુ પરિણામ આવે? ઝીણાની ધર્મને નાતે અલગતાની દૃષ્ટિ ટૂકી હતી, મુસ્લિમો કે રાષ્ટ્રને હિતકારક ન હતી, તેમ એનો આપોઆપ સ્વીકાર થાય. પાકિસ્તાનની રાષ્ટ્ર તરીકેની હયાતી ફૂલ થઈ જાય તે સાથે પાકિસ્તાનના રાષ્ટ્રપિતા તરીકેનુ ઝીણાનુ સ્થાન પણ લુપ્ત થાય ભારતમા ગાધીજીનુ રાષ્ટ્રપિતાનુ સ્થાન ચાલુ રહે બિનસાપ્રદાયિકતાની એમની નીતિની જીત થાય એટલે તે વિજયી ગણાય અને ઝીણા પરાજિત બને છતા ઝીણા પ્રત્યે મુસ્લિમોનુ વલણ આદરભર્યું રહે તે સ્વાભાવિક છે કારણ કે ઝીણાની નીતિ ભલે ટૂકી દૃષ્ટિની નીવડી હોય, પરતુ એ કાર્ય

પાછળ મુસ્લિમોનું હિત સાધવાની ભાવના હતી તે વિષે બે મત ન હતા. એમણે એમની રીતે મુસ્લિમોના હિત માટે જીવન ખર્ચ્યું હતું. માબાપને હાથે સંતાનનું અહિત થાય છે તોપણ એથી એમના પ્રત્યેની ભક્તિ – માન ઓછાં થતાં નથી. કારણ કે એમણે પોતાની સૂઝ-સમજ પ્રમાણે સંતાનનું ભલું કરવાની ભાવના રાખી હતી તે અંગે શંકા નથી. આથી અખંડ ભારતનું ભાવિ જો સર્જાય તો એ ઉત્સાહમાં દેશનો ઇતિહાસ એવો લખાય કે ઝીણા દુષ્ટ હતા, દેશદ્રોહી હતા, અંગ્રેજોના પિઠ્ઠુ હતા, તો એ જેમ સારું નથી, તેમ અખંડ ભારતની રાષ્ટ્રીયતા સ્વીકારનાર મુસ્લિમોને પણ દુઃખ પહોંચાડ્યા વિના ન રહે.

આ પ્રકારની ભૂલ ઇતિહાસકારે ન કરવી જોઈએ. જો કરે તો એ ભૂલ અખંડ ભારતમાં રહેતા હિંદુઓને મુસ્લિમોની નિકટ આવવામાં આડખીલીરૂપ નીવડે. છતાં આશ્ચર્યની વાત એ છે કે આવું જ અવમૂલ્યન અનાર્યો, દ્રાવિડો વગેરે પ્રજાઓ આર્યો સાથે અથડામણમાં આવી તે અંગે કથાઓમાં ચાલુ રહ્યું છે. દક્ષિણ તરફનું ઘરનું દ્વાર હિંદુશાસ્ત્રમાં નિષિદ્ધ ગણાય છે, જ્યારે વિજ્ઞાન-આરોગ્યની નજરે એ પવનની દિશા હોઈ સારું છે. આના મૂળમાં ઉત્તરના આર્યોનો દક્ષિણમાં વસતા અનાર્યો પ્રત્યેનો તિરસ્કાર રહેલો છે. જેમ આપણો કોઈ દુશ્મન હોય અને તેના ઘર તરફ નજર કરવાની પણ આપણી તૈયારી ન હોય, તો એમાં વેરવૃત્તિ વિના બીજું કંઈ નથી.

ભૂતકાળમાં આ પ્રકારનું વર્તન ચાલુ રહ્યું તેનો દોષ કાઢવા કરતાં ભારતમાં વિજ્ઞાનયુગ શરૂ થયા પછી પુરાણી માન્યતાઓમાં ઊંડા ઊતરી તેને સાચા સંદર્ભમાં મૂકવાની ઝુંબેશ જોવા મળતી નથી, તે દુઃખદ છે. દક્ષિણના લોકોએ હિંદી ભાષાને રાષ્ટ્રીયભાષા તરીકે અપનાવવી જોઈએ તેમ ઉત્તરવાળાઓ આશા રાખે છે. પરદેશી ભાષા ભણવામાં જો એ શક્તિ બતાવી શકતા હોય તો હિંદીમાં એ નહિ બતાવી શકે તેમ શું કામ માનવું જોઈએ, તેમ દલીલ કરવામાં

આવે છે. એ દલીલ સાચી છે. પરંતુ ઉત્તરવાળાઓ હજુ પણ એમના તરફ પરંપરાગત ધિક્કાર બતાવે છે તે એમને પોતાને ખ્યાલમાં પણ આવતું નથી.

રામાયણની કથા એ કેવળ કથા રહી નથી. એ ઈશુ અને મહમ્મદ જેટલો જ ઇતિહાસ બની ગઈ છે. ઈશુનો વધ કરનાર યહૂદીઓ ભલે દોષિત હોય અને ખ્રિસ્તીઓ એમને કલંકિત ગણતા હોય, પરંતુ એ જમાનો જ એવો હતો કે પરપરિત ધર્મની વિરુદ્ધ બોલનાર પાપી ગણાય અને તેનો નાશ કરવો એ પુણ્ય ગણાય. યહૂદીઓનો ક્યાં દોષ કાઢવો? તે પછી ઠેઠ સોળમી સદીમાં એ જ ઈશુના અનુયાયીઓએ પ્રોટેસ્ટન્ટોની શું દશા કરી હતી? પરંતુ એથી યહૂદીઓ અને કેથલિકોને પેટ ભરીને નિંદવામાં આવે તો એમને દુઃખ ન થાય?

રામાયણની કથા સાંભળતાં ઉત્તરના લોકોને રામમા પોતાનું ગૌરવ દેખાય છે, તો દક્ષિણમાં જે અબ્રાહ્મણો છે તેમને રાવણમાં પોતાનું હીણાપણું દેખાય છે. એમને લાગે છે કે, જાણીને ઉત્તરના આર્યોએ રાવણને વધુ પડતો કાળો ચીતર્યો છે. કથામાં એ વર્તન દટાઈ રહેલું હોય ત્યા સુધી એ ઓછી પીડા આપે, પરંતુ એ કથાને દર વર્ષે સજીવન કરવામાં આવે એ કેવો ભારે ત્રાસ કહેવાય? દશેરાને દિવસે રાવણનું પૂતળું આઝાદી પછીય દિલ્હીના રામલીલાના મેદાનમાં બાળવામાં આવે છે અને સ્વ. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ સુધ્ધાં એમાં હાજરી આપતા હતા.

એનો એવો બચાવ કરવામાં આવે છે કે રામ અને રાવણ એ તો સત્ય-અસત્યનાં રૂપક છે. દશેરાને દિવસે રામે–સત્યે રાવણ–અસત્ય ઉપર વિજય મેળવ્યો, તેનો એ ઉત્સવ છે. રાવણના પૂતળા દ્વારા અસત્યને બાળી દેવામાં આવે છે. અસત્ય પ્રત્યે ધિક્કાર કેળવવાનો એ સંસ્કાર છે. તાત્ત્વિક રીતે એ સાચું હોવા છતાં, મહાભારતમાં દુર્યોધન અને યુધિષ્ઠિર–પાંડવો અને કૌરવો એક જ કુટુંબના

હોવાથી એક જ વ્યક્તિમા રહેલા બે જુદા સ્વરૂપોનુ રૂપક સ્વીકારવામા વાધો આવતો નથી બાળકને બિવડાવવા માતા કહેતી હોય કે 'તારા બાપુને બોલાવુ ?' ત્યારે એ ચોખ્ખુ છે કે બાપથી બાળક બીએ છે. જો એવુ ન હોય તો માતાની ધમકી કારગત ન નીવડે પરંતુ એ જ માતા જ્યારે એમ કહે કે 'પઠાણને બોલાવુ ?' ત્યારે પણ એમા ધમકી રહેલી છે, છતા ભાવ જુદો છે. પઠાણ ભયનુ પ્રતીક છે બાપથી બાળક બીતુ હોવા છતા એ ભયનુ પ્રતીક નથી પરિણામે, બાળકને નાનપણથી પઠાણ તરફ ઊતરતો ભાવ કેળવાય છે આથી પઠાણના ઉલ્લેખથી પઠાણને અપમાન લાગે તો એનો દોષ કાઢી ન શકાય એ પોતે શિક્ષિત હોય સમજતો હોય કે પઠાણ એ ભયનુ પ્રતીક છે, છતા એને ખટકયા વિના ન રહે કે બીજુ કોઈ નહિ અને પઠાણ શુ કામ ભયનુ પ્રતીક ? પઠાણ પ્રત્યે એવો હલકા ભાવ જો ન હોય તો એનુ પ્રતીક શુ કામ સૂઝે ? જ્યારે માતા એ વહાલનુ પ્રતીક છે અને પિતા એ ભયનુ પ્રતીક છે, છતા એથી પુરુષને અપમાન લાગતુ નથી. કારણ કે, બને એક જ છે.

બ્રાહ્મણ અબ્રાહ્મણોનો ભેદ એટલે આર્ય-અનાર્યનો ભેદ દક્ષિણમા હજુ પણ ભૂસાયો નથી તે વખતે રાવણ પ્રત્યેનો તિરસ્કાર એમને અસત્ય પ્રત્યેના પ્રતીક જેવો લાગતો નથી, પરંતુ એમના પોતા પ્રત્યેના તિરસ્કાર પ્રતીક જેવો ભાસે છે. રાવણ પરિણીત સીતાનુ હરણ કરી લાવે, એને પોતાની સાથે પરણવાની માગણી કરે, તેના ઉપર બળજબરી કરે, તે સૌ રાવણના દુર્ગુણોનું એવુ બહેલાવીને વર્ણન કરવામા આવ્યું છે કે જાણે એના જેવો કોઈ અધમ નથી. પરંતુ આ પ્રકારના દુર્ગુણોથી મોટા ભાગના રાજવીઓ અને જાગીરદારો મુક્ત નથી આર્ય રાજાઓ રાવણથી ઊતરે તેવા ન હતા. ભરસભામા દ્રૌપદીનું વસ્ત્રાહરણ થાય તે શુ એના કરતા કોઈ રીતે ઊતરતુ છે ? જસમા ઓડણ અને રાણકદેવી પરિણીત સ્ત્રીઓ હતી. છતા એમને મેળવવા સિદ્ધરાજ જયસિંહ થાય તે નથી કરી છૂટયો ? આ

એના દુર્ગુણો ઇતિહાસે આલેખ્યા છે છતા એક મહાન ગુર્જરેશ્વર તરીકે એને બિરદાવ્યો છે.

રામાયણનો વિષય રામની યશગાથા ગાવાનો છે એટલે રાવણની કથા એને સ્પર્શતી હોય તેટલી આવે તે સ્વભાવિક છે. ગાધીજીના જીવનચરિત્રમા ઝીણાની કથા તો એમને સ્પર્શતી હોય તેટલી જ આવે જીવનચરિત્રનો એમા દોષ ન ગણાય. પરતુ એ ચરિત્રના એકમાત્ર અભ્યાસથી ઝીણા અગે અભિપ્રાય બધાય તે એના સમગ્ર વ્યક્તિત્વને ન્યાય કરવા પૂરતો ન ગણાય. આજે પણ એ જ સ્થિતિ નથી શુ? ગાધીજીના જીવનના જેટલા પાસા લોકો જાણે છે તેટલા ઝીણાના જાણે છે? ગાધીજી જેવા સાથે એ સહકાર સાધી ન શક્યા માટે એ સાચા ન હોઈ શકે તેવી ઉપલક સમજ ઝીણા, સાવરકર અને આમેડકર વિષે મહદ્અશે પ્રવર્તે છે. ઝીણા, સાવરકર અને આબેડકરને સાચા અર્થમા પિછાણવા હોય તો ગાધીજીના જીવન ચરિત્રથી એ ન બને એમના ખુદના ચરિત્રોનો અભ્યાસ કરવો પડે એ જ રીતે રામચરિત્રથી રાવણ પૂરો ન પિછાણી શકાય તે માટે રાવણચરિત્ર વાચવુ પડે

રાવણચરિત્ર! એ સાભળીને અમુકના ભવા ચડી જશે પરતુ આપણે એ ન ભૂલવુ જોઈએ કે રામના મદિર ઠેર ઠેર છે તો રાવણના મદિર દક્ષિણમા અપવાદરૂપ પણ છે હજારો વર્ષોથી હિદુઓ હોવા છતા અબ્રાહ્મણો પોતાને અલગ પ્રજા તરીકે માને છે શ્રી નાઈકરના નેતાગીરીવાળા દ્રવિડોએ દક્ષિણના અલગ રાષ્ટ્રની માગ રજૂ કરી હતી. ભારતનુ બધારણ અને રાષ્ટ્રપિતા ગાધીજીનો ફોટો બાળવાનુ આદોલન કરવાની તૈયારી કરી હતી તેને વ્યાપક ટેકો મળ્યો નથી અને હાલ તે આદોલન બધ પડ્યુ છે એ સજીવન નહિ થાય તેમ માનીને ચાલીએ તોપણ અબ્રાહ્મણોની એ લાગણીના મૂળ જડમાથી કાઢી નાખવા એમને સમજવા પ્રયત્ન કરવો જોઈએ.

જ્યા રાવણના મદિર હયાતી ધરાવતા હોય ત્યા રાવણ ચરિત્ર પણ કોઈ ને કોઈ રૂપે ગવાતુ હોય, અને જ્યા એના મદિર ન હોય ત્યા દક્ષિણમા બીજે પણ રાવણનુ પૂતળુ બળાય તે રુચતુ ન હોય ગાધીજીને પાકિસ્તાનના લોકો આદર ન આપે તે ભારતના લોકો સહી શકે, પણ એમનુ પૂતળુ બાળે તે અસહ્ય થઈ પડે. એ જ રીતે ઝીણાનુ પૂતળુ ભારતમા બાળવામા આવે તે એ સહી શકે નહિ.

આજ સુધી રામાયણનો કેવળ હિંદુ ધર્મગ્રથ તરીકે મહિમા થતો રહ્યો છે, તેને બદલે એક રાષ્ટ્રીય ગ્રથ તરીકે મહિમા કરવાની નવી દૃષ્ટિ કેળવવાની જરૂર છે. આ કેવળ સત્ય અને અસત્યનુ રૂપક નથી, તે ઉપરાત રામ રાવણ દ્વારા વર્ગવિગ્રહની કથા છે. રાવણ ભલે ટૂકી દૃષ્ટિનો હોય, એના ઝનૂનને લીધે ભલે સમન્વયની પ્રક્રિયા વિલબમા પડી હોય, પરતુ તે પોતાના અગત સ્વાર્થ માટે રામની સાથે યુદ્ધમા ઊતર્યો ન હતો, તે એની દ્રવિડ સસ્કૃતિ પ્રત્યેની ભાવનાની કદર થવી જોઈએ.

હાર-જીતથી માનવીના મૂલ્ય આકવા એ સાચી કસોટી નથી. રાણો પ્રતાપ જીતવાની શક્યતા ન હતી છતા મોગલ સામ્રાજ્ય સામે ઝઝૂમ્યો તેથી એનુ નામ ઇતિહાસમા સુવર્ણ અક્ષરે લખાયું છે. રાવણને પણ મદોદરીએ, વિભીષણે ચેતવ્યો હતો કે રામની સાથે જીતવાની કોઈ શક્યતા નથી માટે મમત છોડી દો. રાવણે પણ દડકારણ્યમા યુદ્ધ આપવાને બદલે લકાની ભૂમિ ઉપર આપવાની યુક્તિ સીતાનુ હરણ કરીને રચી હતી તેમા રામના બળનો પરોક્ષ સ્વીકાર આવી જતો હતો.

રાવણ એવો મદબુદ્ધિનો પણ ન હતો કે સમુદ્ર ઓળગી રામની સેના આવી પહોચી હતી એટલે એનો જુસ્સો ન પામી શકે. પરતુ મૃત્યુને ભેટવુ એમા હાર નથી, પોતાની માન્યતાને બેવફા થવુ એમા મૃત્યુ છે, માની એ એના ટેકમા અણનમ રહ્યો. એના ટેકની કીર્તિગાથા ન ગ્વાઈ, કારણ કે જે ટેક માટે એ ઝઝૂમ્યો હતો તે

દ્રવિડ સંસ્કૃતિ એના જતાં વિલીન થઈ. જો એ સંસ્કૃતિ મોજૂદ હોત તો એના ઇતિહાસમાં રાવણની વીરગાથા જીવત હોત. એ સંસ્કૃતિ વિલાસના શિખરે પહોંચી હતી માટે તેનો નાશ થયો તેવું રાવણના પાત્ર દ્વારા સૂચવાયું છે. રાવણને દ્રવિડ સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે જોવામાં આવે તો દક્ષિણના લોકો પછાત હતા તેવો ભાવ ઉત્તરના લોકોમાથી દૂર થશે. રાવણ એ દુષ્ટતાનું પ્રતીક નથી, વિલાસિતાના શિખરે પહોંચેલી દ્રવિડ સંસ્કૃતિનું પ્રતીક છે.

થયો હતો. એક વરસ ખાસ્સું વીતી ગયું અને તે પાછો ફર્યો ન હતો. તેનું મૃત્યુ થયું હોય તેમ ગુફામાંથી ચિહ્નો મળ્યાં હતાં. છેવટ પ્રધાનમંડળે અને લોકોએ નિર્ણય લીધો કે ગાદી લાંબો વખત સુધી સૂની રહી શકે નહિ. સુગ્રીવનો રાજ્યાભિષેક થયો. વાલિ સજીવન હતો એટલે તે આવ્યો ત્યારે એના ક્રોધની સીમા ન રહી. સુગ્રીવને એણે બંધુદ્રોહી–રાજદ્રોહી માની લીધો અને રાજ્યમાંથી એને જાકારો દીધો.

હનુમાનની રહીસહી શ્રદ્ધા એ પગલાએ ખતમ કરી દીધી. એ રાક્ષસકુળનો હતો છતાં નાનપણથી વૈદિક વાતાવરણથી અજાણ ન હતો. તેમાંય રામે દંડકારણ્યમાં વસીને એક દસકામાં જે અસર પહોંચાડી હતી તેથી એ એમનો મનોમન પ્રશંસક બન્યો હતો. પાદરીઓ જે શિષ્ટાચાર, સેવા અને ત્યાગની સુવાસ લઈને પછાત લોકો સાથે ઓતપ્રોત થઈ જાય છે તેથી બિનખ્રિસ્તીઓ પણ એમના પ્રશંસક બને છે. તે જ રીતે દંડકારણ્યમાં રહીને રામે ઋષિમુનિઓ કરતાં ઊંચી સમાનતાની ભાવનાથી જે સુવાસ ફેલાવી તેની હવા એની બહાર વાલિના રાજ્ય મતંગ પર્વતમાં પણ પહોંચી હતી. હનુમાન એ કારણે રામનો પ્રશંસક બન્યો હતો. છતાં રાક્ષસ સંસ્કૃતિને ત્યજવા જેટલો ક્રાન્તિકારી બન્યો ન હતો. પરંતુ સુગ્રીવને હદપાર કરવામાં આવ્યો ત્યારે મિત્ર તરીકે એને સૌથી વધુ ચોટ લાગી. રામની કથા એણે સાંભળી હતી. પિતાના વચન ખાતર એમણે ગાદીત્યાગ કરીને વનવાસ લીધો હતો. ભરતે ગાદીને વહાલી ન કરતાં અયોધ્યાની બહાર રહી એક ટ્રસ્ટી તરીકે રામની ગેરહાજરી સુધી વહીવટ સંભાળવાની જવાબદારી ઉઠાવી હતી.

જ્યારે રાક્ષસરાજમાં એથી વિરુદ્ધ જોવા મળતું હતું. સુગ્રીવે ધીરજ ધરી હોત અને વધુ વખત ભરતની માફક ટ્રસ્ટી તરીકે વહીવટ સંભાળ્યો હોત તો વાલિને વેર ન વસત. પરંતુ એ નિર્ણયની અધીરાઈમાં એ એકલો જ જવાબદાર ન હતો. પ્રધાનમંડળે અને

# હનુમાન, સુગ્રીવ અને વિભીષણ બંધુદ્રોહી ગણાય ?

રામાયણના ત્રણ પાત્રો – હનુમાન, સુગ્રીવ અને વિભીષણ, એમનો રાક્ષસપક્ષ છોડીને રામને પક્ષે ગયા હતા. રાજકીય દૃષ્ટિએ જોઈએ તો એ દેશદ્રોહ–બંધુદ્રોહ કહી શકાય. પરંતુ સત્યની દૃષ્ટિએ એ એમના અંતરાત્માના અવાજને વશ વર્ત્યા હતા એ કારણે તેમનું પગલું દ્રોહને બદલે ક્રાન્તિનું બની ગયું હતું માણસ સ્વાર્થ માટે દ્રોહ કરે છે અને સમાજના હિત ખાતર ક્રાન્તિ કરે છે.

હનુમાન અને પ્રહ્લાદ, સૌથી મોટા ભક્તો ગણાયા છે બીજા ભક્તો પણ એમનાથી ઊતરે તેવા નથી, પરંતુ એમને ફાળે ભક્ત તરીકે ક્રાન્તિનું કામ આવ્યું હતું. બંને રાક્ષસકુળના સંતાનો પ્રહ્લાદનો પિતા તો રાવણ જેવો જ એ સંસ્કૃતિનો અનુની પ્રતિનિધિ આથી પ્રહ્લાદને આર્ય સંસ્કૃતિના ભક્ત થવાને કારણે પિતા તરફથી ઘણું ઘણું સહન કરવું પડ્યું હતું મૃત્યુની પણ પરવા કર્યા વિના એની શ્રદ્ધામાં એ અડગ રહ્યો, તે ભક્તિ એને માટે શિરનું સાટું હતી.

હનુમાનને માટે પિતા તરફથી આવો કોઈ સામનો કરવાનો સવાલ ન હતો. પરંતુ સુગ્રીવના મિત્ર તરીકે વાલિએ કરેલા અન્યાય પછી એને શંકા રહી ન હતી કે આ સમાજવ્યવસ્થા સડી ગઈ હતી અને તેમાં ક્રાન્તિ ન થાય તો લોકોનું હિત ન હતું. સુગ્રીવનો કંઈ દોષ ન હતો, અને હોય તોપણ એ કેવળ નિર્ણય લેવાની ભૂલ હતી, જેને માટે તેને ગુનેગાર ઠેરવી ન શકાય એનો મોટો ભાઈ વાલિ એક રાક્ષસ સાથેના યુદ્ધમાં એને પકડવા ગુફામાં દાખલ

થયો હતો. એક વરસ ખાસ્સું વીતી ગયું અને તે પાછો ફર્યો ન હતો. તેનું મૃત્યુ થયું હોય તેમ ગુફામાંથી ચિહ્નો મળ્યાં હતાં. છેવટ પ્રધાનમંડળે અને લોકોએ નિર્ણય લીધો કે ગાદી લાંબો વખત સુધી સૂની રહી શકે નહિ. સુગ્રીવનો રાજ્યાભિષેક થયો. વાલિ સજીવન હતો એટલે તે આવ્યો ત્યારે એના ક્રોધની સીમા ન રહી. સુગ્રીવને એણે બંધુદ્રોહી–રાજદ્રોહી માની લીધો અને રાજ્યમાંથી એને જાકારો દીધો.

હનુમાનની રહીસહી શ્રદ્ધા એ પગલાએ ખતમ કરી દીધી. એ રાક્ષસકુળનો હતો છતાં નાનપણથી વૈદિક વાતાવરણથી અજાણ ન હતો. તેમાય રામે દંડકારણ્યમાં વસીને એક દસકામાં જે અસર પહોચાડી હતી તેથી એ એમનો મનોમન પ્રશંસક બન્યો હતો. પાદરીઓ જે શિષ્ટાચાર, સેવા અને ત્યાગની સુવાસ લઈને પછાત લોકો સાથે ઓતપ્રોત થઈ જાય છે તેથી બિનખ્રિસ્તીઓ પણ એમના પ્રશંસક બને છે. તે જ રીતે દંડકારણ્યમાં રહીને રામે ઋષિમુનિઓ કરતા ઊંચી સમાનતાની ભાવનાથી જે સુવાસ ફેલાવી તેની હવા એની બહાર વાલિના રાજ્ય મતંગ પર્વતમાં પણ પહોચી હતી. હનુમાન એ કારણે રામનો પ્રશંસક બન્યો હતો. છતાં રાક્ષસ સંસ્કૃતિને ત્યજવા જેટલો ક્રાન્તિકારી બન્યો ન હતો. પરંતુ સુગ્રીવને હદપાર કરવામાં આવ્યો ત્યારે મિત્ર તરીકે એને સૌથી વધુ ચોટ લાગી. રામની કથા એણે સાંભળી હતી. પિતાના વચન ખાતર એમણે ગાદીત્યાગ કરીને વનવાસ લીધો હતો. ભરતે ગાદીને વહાલી ન કરતાં અયોધ્યાની બહાર રહી એક ટ્રસ્ટી તરીકે રામની ગેરહાજરી સુધી વહીવટ સંભાળવાની જવાબદારી ઉઠાવી હતી.

જ્યારે રાક્ષસરાજમાં એથી વિરુદ્ધ જોવા મળતું હતું. સુગ્રીવે ધીરજ ધરી હોત અને વધુ વખત ભરતની માફક ટ્રસ્ટી તરીકે વહીવટ સંભાળ્યો હોત તો વાલિને વેર ન વસત. પરંતુ એ નિર્ણયની અંધીરાઈમાં એ એકલો જ જવાબદાર ન હતો. પ્રધાનમંડળે અને

લોકોએ પણ તેવી જ અધીરાઈ બતાવી હતી. ભોગમા પડેલી પ્રજાનો–સમાજનો એ ગુણ હતો. આથી તો જાણે પોતાની સત્તાને સુગ્રીવ વહેલીમોડી ઉથલાવી પાડશે તે બીકે વાલિએ તેને હદપાર કર્યો હતો આમા વ્યક્તિઓનો દોષ જોવા કરતા સમાજના ભોગપ્રધાન જીવનનો અવગુણ જોવો જોઈએ. એનું નિવારણ કરવુ હોય તો ત્યાગ પ્રધાન જીવનનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ જે રામે-આર્યસસ્કૃતિએ ગ્રહણ કર્યો હતો સુગ્રીવ વાલિના ઇતિહાસે હનુમાનની શ્રદ્ધા દૃઢ કરી કે સમાજના હિતમા જૂની જીવનરીતિ ઉથલાવી પાડવાની જરૂર હતી અને ક્રાન્તિને આવકારવાની એટલી જ જરૂર હતી.

હનુમાન રામનો ભક્ત થયો તેનુ કારણ એની જીવનદૃષ્ટિ ક્રાન્તિકારી હતી સુગ્રીવને ગાદીનો લોભ હોય, ભાઈ પ્રત્યે વેર હોય, પરતુ હનુમાન તો મિત્રને અન્યાય થયો હતો તે ન્યાયવૃત્તિને વશ થઈ એની સાથે વનવાસ વહોરવા તૈયાર થયો હતો. આમ જે સુગ્રીવ સાથે રહેવામા ન્યાયબુદ્ધિથી વર્ત્યો હતો, તે સુગ્રીવના સ્વાર્થ ખાતર સમાજવિરુદ્ધ વર્તે શુ કામ ? હનુમાનને ખાતરી થઈ હતી કે દક્ષિણમા વાલિ અને રાવણના નાશ વિના ક્રાન્તિ થઈ શકે તેમ ન હતી. આથી હનુમાને રામની મદદે રહીને ગ નેના સહારમા ઐતિહાસિક ભાગ ભજવ્યો હતો. રામ પણ એની ઊચી ભાવનાથી અજાણ ન હતા. એની કામગીરીની કદર તરીકે એને સુગ્રીન કે વિભીષણની માફક ગાદી ન આપી એટલુ જ નહિ પણ એને કોઈ નાની મોટી ભેટ પણ આપી ન હતી.

રામ અયોધ્યાની ગાદી ઉપર બેઠા ત્યારે એમણે નાની મોટી નવાજેશ એ ખુશાલી પ્રસગે કરી હતી. પરતુ હનુમાન સાવ વિસરાઈ ગયો હોય તેમ ગીતાને લાગ્યું હતું. સીતા દસ દસ મહિના સુધી રામના કઈ સમાચાર ન મળવાથી અશોકવનમા નિરાશાથી ઘેરાઈ હતી ત્યારે હનુમાને એને આશાનુ કિરણ ધર્યું હતું. એ હનુમાનની ઉપેક્ષા શી રીતે સહી શકે ? પોતાના તરફથી તો સીતાએ

મુક્તાહાર એને ભેટ આપ્યો હતો. પરંતુ રામે એની કદર બૂજવી જોઈએ. તે તરફ ધ્યાન દોર્યા વિના રહી શકી નહિ

રામે સીતાની ગેરસમજ દૂર કરતા કહ્યું હતું – હનુમાનને તે હજુ પૂરો ઓળખ્યો નથી મુક્તાહાર એને ભેટ આપીને તે કદર નથી કરી પણ એનુ અપમાન કર્યું છે. અને સીતાએ નપાસ કરી તો રામનુ વિધાન સાચુ નીકળ્યું હતુ. મુક્તાહારના એકેએક મોતીને એણે તોડીફોડી નાખ્યું હતુ. રામ વિનાની કોઈ વસ્તુ એને પસદ ન હતી. મોતીમા એણે રામ જોવા પ્રયત્ન કર્યો, તો એના દર્શન ન થયા ભોગની મસ્કૃતિએ કેવો દાટ વાળ્યો હતો તે એણે રાક્ષસ સમાજમા અનુભવ્યું હતુ. એ જ ભોગની ભેટ એને શી રીતે ગીઝી શકે? સીતાની ભાળ લઈને હનુમાન મતગ પર્વત ઉપર પાછો ફર્યો તે વખતે રામે એને હૃદયસરસો ચાપ્યો હતો. એ હૃદયથી દૂર જવાની એની તૈયારી ન હતી. એને રામથી દૂર કરે તેવા કોઈ ભોગની જરૂર ન હતી. રામે એવી કોઈ ભેટ ન આપીને એની સાચી કદર કરી હતી.

છેલ્લે રામે જ્યારે અયોધ્યાની ગાદીનો ભાર લવ કુશને સોપી મહાપ્રસ્થાનની તૈયારી કરી ત્યારે સરયૂ નદીને કાઠે અયોધ્યાવાસીઓની મેદની જામી હતી. તે સૌ આગ્રહ કરતા હતા કે અમને પણ આપની સાથે પ્રસ્થાન કરવાની રજા આપો. તે વખતે સૌથી દૂર એવો કોઈ આગ્રહ કે માગણી કર્યા વિના હનુમાન ઊભો હતો. રામે સૌને એમની ફરજ – ધર્મ તરફ આગળ ચીધવા હનુમાનને હાક મારી – કેમ તુ દૂર ઊભો છે? તારે મારી સાથે સ્વર્ગે આવતુ નથી? હનુમાને કહ્યુ – ના. હુ જીવનમાથી ભાગી છૂટવામા નથી માનતો. જો માનતો હોત તો સુગ્રીવની સાથે વનવાસ વેઠવા તૈયાર થયો ન હોત રામનો ભક્ત બન્યો ન હોત રામ જીવનમાથી ભાગી છૂટ્યા નથી માટે તેમને મહાપ્રસ્થાનનો હક પ્રાપ્ત થયો છે. મારો હક પાકશે ત્યારે હુ પણ ચાલી નીકળીશ. પરંતુ અત્યારે ફરજ ચૂકીને રામની સાથે

ચાલી નીકળુ તો લોભી ગણાઉ

એ હનુમાનવાણી સાભળી અયોધ્યાવાસીઓ ચૂપ થઈ ગયા હનુમાન કરતા કોઈનો હક અદકો ન હતો કે રામ સાથે જવાનો આગ્રહ કરી શકે આમ હનુમાન રામનો – વ્યક્તિનો ભક્ત ન હતો રામ–સત્યનો ભક્ત હતો એટલે રામની સાથે જવાની આસક્તિથી મુક્ત રહી શક્યો હતો

સુગ્રીવનુ સ્થાન હનુમાન અને વિભીષણ જેટલુ ઊચુ નથી રામની મદદે રહ્યો તેમા એને વાલિનુ વેર લેવાનુ પ્રલોભન હતુ વળી વાલિ જેટલો નહિ તો એથી ઓછો પણ એ ગાદીના મોહમા પડ્યો હતો જો એ મુક્ત રહી શક્યો હોત તો વાલિનુ મૃત્યુ થવાનુ વસ્યા છતા એ ગાદીનશીન થવાની ઉતાવળ ન કરત વાલિ જીવતો આ યો ન હોત અને તે ગાદીનશીન હોત તો રામને રાવણ વિરુદ્ધ સહાય કરવા તૈયાર થાત કે કેમ તે શકા પડતુ કહી શકાય આથી શબરી, જટાયુ વગેરે જેટલુ સ્થાન પણ એને પ્રાપ્ત થયુ નથી

જ્યારે વિભીષણનુ સ્થાન હનુમાન પછી બીજે નબરે આવે છે એક જ માબાપના સરખા વાતાવરણમા ઊછર્યા છતા બે પુત્રોમા બે ધ્રુવ જેટલુ અતર હોય છે તે દૃષ્ટાત રાવણ અને વિભીષણમા જોવા મળે છે દાદા અને પિતાના આશ્રમજીવનના સસ્કારમા ઊછર્યા પછી વિભીષણે પણ તપ કરીને બ્રહ્માને પ્રસન્ન કર્યા હતા પરતુ એ તપ કરવા પાછળ એની કોઈ કામના ન હતી, જીવન સાધનાનુ બળ મેળવવાની ભાવના હતી બ્રહ્માએ પ્રસન્ન થઈને એને વરદાન માગવા કહ્યુ ત્યારે એણે માગ્યુ કે મારી બુદ્ધિ સદા પ્રકાશિત રહે તે આપો

રાવણની માફક વિભીષણને પણ ગોરા આર્ય ઋષિઓ તરફથી રગભેદનો વર્તાવ થયો હતો રાવણ સાથે એની ચર્ચા પણ થઈ હતી ગોરાઓના વર્તાવને એ પણ વખોડતો હતો પરતુ વ્યક્તિના અન્યાયભર્યા વર્તનને લીધે એમના દ્વારા લીધેલા સત્યનો અસ્વીકાર

કરવો, તે એમના જેવો પોતાના પક્ષે દોષ ગણતો હતો. કોઈ દોષ કરે, અન્યાય કરે, એટલે પોતાને દોષ કરવાનો, અન્યાય કરવાનો અધિકાર મળતો નથી. તેથી અન્યાય દૂર થતો નથી, પણ એનો ગુણાકાર થાય છે. ડૉક્ટર કોઈ દર્દથી પીડાતો હોય માટે એની વિદ્યાથી દર્દીએ પણ સાજા થવાનો ઇન્કાર કરવો, તેમાં ડૉક્ટરની અવગણના નથી, વિદ્યાની–સત્યની અવગણના છે.

આ જીવનમાર્ગને સ્વીકારી વિભીષણ લંકામાં રાવણની સાથે આખુંય જીવન રહ્યો હતો. રાવણ ઝનૂની હતો એટલે એના ઝનૂનને ખાળવું હોય તો એની સાથે રહીને જ તેની ચોકી થઈ શકે. વિભીષણ પ્રકૃતિએ પિતા દાદાની જેમ આશ્રમજીવનનો જીવ હતો. પરંતુ રાવણના મદને વકરવા ન દેવા એ લંકાના મહેલમાં રહેતો હતો. જનકરાજા મહેલમાં રહેવા છતાં મનથી વિરાગી હતા, તેવું જીવન વિભીષણનુ હતું. રાવણ પોતાના ગજે એને માપતો હતો કે ત્યાગની, સંયમની, સાદાઈની એ વાતો કરે છે, પણ એ બધું પોથીમાનાં રીંગણાં જેવું છે. જો જીવનમાં એ ઊતર્યું હોય તો એ લંકામાં આવીને વસે શું કામ? દંડકારણ્ય ક્યાં નાનું છે? આથી વિભીષણની સલાહ એ અવગણતો રહ્યો હતો. કોઈ વખત ક્રોધમાં આવી જતો ત્યારે ભાઈનું અપમાન પણ કરી બેસતો હતો. વિભીષણ આ અવહેલના વેઠી લેતો હતો એટલે રાવણની ગેરસમજ વધતી રહી હતી. જો એને રાજવૈભવનો મોહ ન હોય તો શું કામ મારું અપમાન સહી લે છે?

વિભીષણ જો રાવણનો ત્યાગ કરીને ચાલી નીકળ્યો હોત તો એ ધર્મને ખાતર ફના થનાર શહીદ ગણાત. પરંતુ વિભીષણની આંતર ભૂમિકાએથી નીરખવામાં આવે તો લંકા ત્યજી જવી એને માટે સાવ સહેલું કાર્ય હતું. પરંતુ રાવણના અપમાનને સહી લેવું અને તેના ઝનૂનને કાબૂમાં રાખવા થાય તે પ્રયત્ન કરી છૂટવો તે

કઠણ કાર્ય હતું રાવણ એનો રોકયો નહિ રોકાય તેમ એને કોઈ કોઈ વખત નિરાશા પણ ઘેરી લેતી હતી. પરંતુ લાભ ખોટના વિચારને વશ ન થતા ધર્મને વળગી રહેવામા એ જીવનનુ સાફલ્ય માનતો હતો. વળી એ સાવ નિષ્ફળ ગયો હતો એવુય ન હતું દડકારણ્યમા રામના વિજયમા રાવણની સામનો ન કરવાની વિલાસ પ્રિયતા કારણભૂત તો હતી, છતા વિભીષણની સલાહ પણ એને ટેકો આપતી હતી અકપન અને બીજા રાક્ષસો એને રામ સામે યુદ્ધ કરવા ઉશ્કેરતા હતા, તેમા વિભીષણે સૂર પુરાવ્યો હોત તો રાવણ વિલાસિતામાથી બહાર નીકળીને મેદાને પડયા હોત. પરંતુ વિભીષણની સલાહ એને ભાવતું હતું અને વૈદ્યે કહ્યું તેવી માફક આવી હતી, એટલે તે આળસુ રહ્યો હતો દડકારણ્યમા રામને જો રાવણે સ્થિર જ થવા ન દીધા હોત તો એમને વનવાસીઓનો જે સાથ મળ્યો તે પ્રાપ્ત થયો ન હોત આમ રામને દડકારણ્યમા મજબૂત થવા દેવામા વિભીષણનો પરોક્ષ ફાળો હતો.

આ અગે વિભીષણની દૃષ્ટિ પણ હનુમાનની માફક ક્રાન્તિની હતી. એ વારસો એને બાપ અને દાદા તરફથી મળ્યો હતો. આર્ય ઋષિઓમા ઊચાપણાનો જે ભાવ હતો, તે રામમા ન હતો. શબરીના એઠા બોર ખાવામા પણ એ સુગાળા ન હતા સ્વચ્છતાની દૃષ્ટિએ એ આરોગ્યને હાનિકારક ગણાય. પરંતુ આરાગ્યમા સ્વચ્છતા ભાગ ભજવે છે તે કરતા પ્રેમ ઓછો ભાગ ભજવતો નથી બાળકનુ એઠુ ખાવામા માતાને આનદ આવે છે, તેમાં વાત્સલ્ય રહેલુ છે. મતલબ કે, માતા બાળકનુ એઠુ કે રામ શબરીના એઠા બોર ખાય, તેનો અર્થ એવો નથી કે સ્વચ્છતાનો વિચાર ન કરવો જોઈએ. પરંતુ એ વિચારને સ્થાન હોવા છતા પ્રેમને વશ થઈ રામે એઠા બોર આરોગ્યા, તે બતાવે છે કે જનતા સાથે તે કેવા તદાકાર થઈ ગયા હતા. રામ આર્યોનો નદેશ સમાનતાના નવા વર્તાવ સાથે લઈને આવી રહ્યા હતા ત્યારે એમને આવકારવા તે

સમાજના હિતમાં છે. તે ક્રાન્તિને વશ થઈ વિભીષણ એમને આવકારી રહ્યો હતો.

પરંતુ એ જેમ રાવણનું અપમાન વેઠીને લંકામાં રહ્યા હતા, તે એમના વિષે ગેરસમજ કરે તેવું બાહ્ય વર્તન હતું, તેમ સીતાને પાછી સોંપવા અંગે રાવણ કોઈ રીતે ન માન્યો ત્યારે, એમણે લંકાનો ત્યાગ કર્યો, તે પગલું પણ મોટી ગેરસમજ કરે તેવું હતું. જો અપમાનને કારણે વિભીષણે લંકા છોડી હોત તો અગાઉ એવા વર્તન બદલ કેમ પગલું ભર્યું ન હતું ? મતલબ કે રાવણનો સૂર્ય તપતો રહ્યો ત્યાં સુધી અપમાન વેઠીને સુખ ભોગવ્યું અને એ સૂર્ય આથમવા બેઠો ત્યારે એનો દ્રોહ કર્યો અને રામના શત્રુપક્ષે જઈને બેઠા. આથી એ દ્રોહ બદલ રાવણના વિનાશ પછી લંકાની ગાદી પ્રાપ્ત થઈ. મતલબ કે એણે સુખને વહાલું કરીને રાવણ અને રામનો સંગ કર્યો હતો !

પરંતુ વિભીષણને જો રાજ્યનો–સુખનો લોભ હોત તો રાવણને એ રામ સામે યુદ્ધની જ સલાહ આપત. કારણ કે એ જાણતો હતો કે રામની સાથે યુદ્ધમાં હણાતા એ ગાદી મેળવી શકશે. પરંતુ રાવણની ગાદી સલામત રહે, એની જિંદગી સલામત રહે, તે માટે એનાથી થાય તે પ્રયત્ન, અપમાન વેઠીને પણ એ કરી છૂટ્યો હતો. પરંતુ છેવટે યુદ્ધ અનિવાર્ય બન્યું ત્યારે એ સત્યને પક્ષે છે, તે જાહેર કરવા રાવણના પક્ષનો ત્યાગ કર્યા વિના બીજો કોઈ ઉપાય રહ્યો ન હતો. ભીષ્મ દ્રોણ પાંડવોનો વિજય થાય તેમ ઇચ્છતા હતા, છતાં કૌરવોનો પક્ષ છોડી શક્યા ન હતા. વિભીષણે એથી જુદું વર્તન કર્યું. જે પક્ષ ન્યાયી છે તે પક્ષે જઈને ઊભો રહ્યો. આ બળ એને રાતોરાત પ્રાપ્ત થયું ન હતું. આખી જિંદગી એ રાવણને પક્ષે રહ્યો હતો તે પણ એના અન્યાયને નિવારી શકાય તે જ એકમાત્ર હેતુથી. આથી જ્યારે બીજો કોઈ રસ્તો ન રહ્યો ત્યારે એને છેલ્લી ઘડીએ સામે પક્ષે જતાં આત્મા ડંખે તેવું એનું જીવન ન હતું.

એટલે બળ મળ્યુ હતું. લંકાની ગાદી ઉપર બેસતા પણ એણે બંધુદ્રોહ કર્યો હતો તે પીડા ભોગવવાની હતી. સમાજહિત ખાતર એ રાવણનો વિરોધ કરતો હતો. રામનો પક્ષ કરતો હતો, તે જ હેતુને વશ થઈ એ લંકાપતિ બન્યો હતો. આમ હનુમાન વિભીષણ એ સમન્વય જીવનના રામના છડીદારો છે.

## શ્રીરામના વનવાસનું માહાત્મ્ય —૧

રામ અને કૃષ્ણ હિંદુ ધર્મના બે અવતારો બે યુગપુરુષો બંનેના નામસ્મરણ સાથે હિંદુ હૈયા પાવન બને છે. છતા બંનેના જીવન જોઈએ છીએ તો વિરોધાભાસી છે કૃષ્ણના બાળપણ સાથે ગોપીઓના તોફાન જોડાયેલા છે. રાધાકૃષ્ણનો પ્રેમ અદ્દભુત છે. રામના શૈશવ સાથે આવા કોઈ તોફાન કે પ્રેમની કલ્પના આવતી નથી. રામ સીતાના ત્યાગ પછી પણ બીજુ લગ્ન કરતા નથી અશ્વમેધ યજ્ઞ પ્રસગે બીજું લગ્ન કરાવવાનો તાકડો રચાય છે, છતા તે એને વશ થતા નથી અને સીતાની મૂર્તિથી યજ્ઞપૂજનની વિધિ પાર પાડે છે જ્યારે કૃષ્ણ અનેક પત્નીઓ કરે છે અને ગાદીપતિ ન હોવા છતા રાજવૈભવ ભોગવે છે કૃષ્ણ વનવાસ ગાળે તેની કલ્પના થઈ શકતી નથી. રામ યુદ્ધમા ઊતરે છે, કૃષ્ણ સારથિ બને છે. આમ બંનેના જીવનની સરખામણી કરીએ તો એ સમાન્તર ચાલી જતી જોવા મળે છે, સામ્યપણ જોવા મળતું નથી.

આથી પરધર્મીને કે હિંદુધર્મને ઉપલક રીતે જોનારને વિચિત્રતા લાગવા સભવ છે કે હિંદુઓના બે અવતાર-યુગપુરુષો વચ્ચે આટલો વિરોધાભાસ હોય તો જીવનના મૂલ્યો અગે એમની એકવાક્યતા કઈ? જીવનનો આદર્શ શુ? પરતુ આ વિરોધાભાસ એ જ હિંદુ ધર્મની વિશિષ્ટતા છે. સત્યને પામવાને એક જ માર્ગ નથી, વિવિધ માર્ગો છે અને વ્યક્તિ ગમે તે માર્ગે જઈને તે સિદ્ધિ મેળવી શકે છે. રામ કે કૃષ્ણનું મહત્ત્વ એમણે અમુક જીવનમાર્ગ

પસંદ કર્યો તેના ઉપર નથી, પરંતુ એમણે જે યુગકાર્ય સિદ્ધ કર્યું તેને લીધે છે. રામની માફક આજે પણ એવા પુરુષ મળી રહે કે જે એમના જેવું કઠણ જીવન ગાળતા હોય પરંતુ એથી એમને રામની માફક અવતાર તરીકે, યુગપુરુષ તરીકે સ્થાન મળતું નથી એક સજ્જન કે ભક્ત તરીકે જરૂર એમને બિરદાવી શકીએ. રામનું મહત્ત્વ પિતાનું વચન પાળી એ ચૌદ વર્ષ વનમાં ગયા, તેથી અવતાર કક્ષાએ પહોંચ્યું છે તેમ માની લેવામાં આવે તો એ ભૂલભરેલું ગણાય પિતાના વચન ખાતર જ નહિ, પણ પિતાની પ્રતિષ્ઠા ખાતર કેટલાય પુત્રોએ જિંદગી કુરબાન કરી દીધેલ જોવા મળે છે. એમની જરૂર આપણે કદર કરીએ છીએ, છતાં કોઈને રામની કક્ષાએ મૂકતા નથી

વળી રામના વચન પાલનને પૂરેપૂરું તોલીએ તો એમાં દોષ પણ કાઢી શકાય તેમ છે દશરથ પાસે કૈકેયીએ બે વરદાન માગ્યાં હતાં રામને ચૌદ વરસ વનવાસ અને ભરતને અયોધ્યાની ગાદી. એ વચન પાલનનો સ્વીકાર કરી રામ વનમાં ગયા દશરથે પ્રાણ છોડયો ભરતે મોસાળમાંથી આવીને ગાદી સ્વીકારવાની ના પાડી રામને વનવાસમાંથી પાછા ફરવાનો આગ્રહ કર્યો. તેમણે પિતૃવચનને વશ થઈ ના પાડી અને વનવાસ પૂરો કર્યો, પરંતુ બીજા વચન પ્રમાણે એમણે કાયમની ગાદી છોડી હતી ચૌદ વર્ષ પછી એમને ગાદી પ્રાપ્ત થાય અને ભરતે તે છોડી દેવી, એવું એ વચન ન હતું. ભરતે ગાદી સ્વીકારવાની ના પાડી, તે એની મોટાઈ, પરંતુ એ ના પાડે એથી જે વચન ખાતર રામે એનો ત્યાગ કર્યો, તે આધારે તે એને ગ્રહણ કરી શકે નહિ. ભરત ગાદી ન સ્વીકારવા સ્વતંત્ર છે, પરંતુ રામ તે કારણે તેને સ્વીકારવા સ્વતંત્ર નથી.

મહાભારતમાં આવો પ્રસંગ ઊભો થાય છે મત્સ્યગંધાના બંને કુંવરો-ચિત્રાંગદ કુંવારો અને પરિણીત વિચિત્રવીર્ય નિર્વંશ મૃત્યુ પામે છે ત્યાર પછી રાજમાતા પોતે ભીષ્મને આગ્રહ કરે છે કે

તમે વચનમાંથી મુક્ત થયા છો. મારા પુત્રોને ગાદીવારસ નથી માટે તમે ગાદી ગ્રહણ કરો અને લગ્ન કરો. ભીષ્મે એમના વચનપાલનમાં અણુનમ રહી કહ્યું કે મેં ગાદી ઉપરનો મારો હક ઉઠાવી લીધો છે અને આજન્મ કુંવારા રહેવાની પ્રતિજ્ઞા કરી છે એટલે સંજોગો બદલાય તોપણ એમાં ફેરફાર કરવાનો હોય નહિ. પરિણામે, ભીષ્મ ગાદી સ્વીકારવા અને લગ્ન કરવા તૈયાર ન થયા એટલે વિધવા રાણીઓ અંબિકા અને અંબાલિકા વ્યાસ સાથેના નિયોગના માર્ગે ગર્ભવતી બની અને ધૃતરાષ્ટ્ર-પાંડુનો જન્મ થયો.

ભીષ્મની આ અણુનમતા સાથે રામનું પગલું વિચારીએ તો ઊલટું ઊતરે છે. ભરત ગાદી સ્વીકારવા ના પાડે તોપણ રામ વચન પ્રમાણે તેને ગ્રહણ ન કરી શકે – કૈકેયી તેમાં સંમતિ આપે તોપણ. કારણ કે રામ પિતાના વચનથી બંધાયેલા છે. પિતા હયાત નથી ત્યારે એ શી રીતે વચન ફોક કરી શકે? વળી પિતાની ઇચ્છાનો જ જો વિચાર કરવાનો હોય તો કૈકેયીએ વચન માગ્યું તે દશરથને માન્ય ન હતું. એમની ઇચ્છા તો રામ તેને વશ ન થાય તેવી હતી. દશરથે સ્વમુખે રામને આજ્ઞા પણ કરી ન હતી. કૈકેયીએ આજ્ઞા-વચન રામને કહી સંભળાવ્યું હતું. દશરથની અંતરની ઇચ્છા રામને વનવાસ મોકલવાની ન હતી. છતાં તેને અવગણીને, કૌશલ્યા-લક્ષ્મણની ઇચ્છાને પણ તાબે ન થતાં, પિતાના વચન ખાતર જો રામ વનવાસ જવા તૈયાર થયા હોય તો, એ જ વચન પ્રમાણે તે ચૌદ વર્ષ પછી ભરત, કૈકેયી કે અયોધ્યાની પ્રજાની ઇચ્છા હોય તોપણ ગાદી સ્વીકારી શકે નહિ. છતાં રામે ગાદી ગ્રહણ કરી હતી, તો એ વચનભંગ ગણાય કે નહિ? ભીષ્મ રામ કરતાં પ્રતિજ્ઞામાં ચડે કે નહિ?

પ્રતિજ્ઞાના શબ્દાર્થને વળગી રહેવામાં આવે તો રામે વચનભંગ કર્યો કહી શકાય. પરંતુ એના હેતુને લક્ષમાં લેવામાં આવે તો રામે પોતાનો ધર્મ-ફરજ અદા કરીને વચનભંગ કર્યો નથી. મહાભારત

અને રામાયણમાં, શાન્તનુ અને દશરથ રાજધર્મ ચૂકયા છે અને તેનાં માઠાં પરિણામો આવ્યા છે. રાજધર્મ પ્રમાણે રાજાને હક નથી કે ગાદીનો વારસ કોને પસંદ કરવો. પાટવીકુંવર રાજાના મૃત્યુ પછી ગાદીએ આવે તે રાજકુળનો ધર્મ છે. જો પાટવીકુંવર લાયક ન હોય તો એને તે હક પ્રાપ્ત થઈ શકતો નથી. રાજા આ રાજધર્મની વિરુદ્ધ વર્તી શકે નહિ. શાન્તનુ સમક્ષ મત્સ્યગંધાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે એણે પાટવીકુંવર દેવવ્રત(ભીષ્મ)નો હક ડુબાવીને લગ્ન કરવાની તૈયારી ન બતાવી એ સાચું, પરંતુ ભીષ્મે જ્યારે પોતાનો હક જતો કરવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે એને વશ થયો, એ રાજ-ધર્મની ચૂક ગણાય. ગાદીનો હક પિતાના લગ્ન ખાતર જવા દેવામાં ભીષ્મની પ્રતિજ્ઞા એ પુત્ર તરીકે એને ગૌરવ અપાવે છે, પરંતુ પિતા તરીકે પુત્રના ભોગે લગ્ન કરવું તે અગૌરવ કરનારું છે. તેમાંય એ પિતા રાજા હોય ત્યારે રાજધર્મની અવગણના છે. દશરથે પણ કૈકેયી સાથેના લગ્નની શરત તરીકે જો એના પુત્રને ગાદીનું વચન કેકય રાજાને આપ્યું હોય તો એ રાજધર્મ ભંગ કરનારું છે. કૈકેયીને વચન આપ્યું હોય તો એ પણ એટલું જ રાજધર્મ વિરુદ્ધનું છે. ભીષ્મ અને રામ પુત્રધર્મ તરીકે ઊંચા ચડે છે, પરંતુ શાન્તનું અને દશરથ પિતા તરીકે નીચા પડે છે. રાજધર્મમાં રાજાઓ ઊણા ઊતર્યા તેના પરિણામે બંને રાજવંશમાં દુઃખ પેદા થયાં. રઘુવંશનું એટલું સદ્ભાગ્ય કે ભરત ગાદીના સ્વાર્થને વશ ન થયો. રામને ચૌદ વર્ષના વનવાસના લાંબા કાળથી ખાતરી થઈ કે ભરત રાજગાદી પ્રત્યે અના-સક્ત હતો. આથી રામે પાટવીકુંવર તરીકે રાજધર્મને વશ થઈ, એ જ અનાસક્ત ભાવે ગાદી ગ્રહણ કરી હતી.

રામ પિતાના વચન ખાતર વનવાસ ગયા એ પગલું જ જો એમને યુગપુરુષ બનાવી શકે તેમ હોય તો, લક્ષ્મણનું પગલું એથીય વધુ ત્યાગવાળું હતું. એ બંધુપ્રેમને વશ થઈ સ્વેચ્છાએ રામની સાથે ગયો હતો. વનવાસનાં દુઃખો રામ કરતાં એણે વધુ સહ્યાં હતાં.

રામની સેવામાં સદા તત્પર રહીને એમને ઓછી હાડમારી પડે તે કાળજી – કામગીરી બજાવી હતી. એ જ રીતે ભરતે ગાદીલોભને વશ થયા વિના અયોધ્યાની બહાર નંદીગ્રામમાં વનવાસી જેવું કઠણ જીવન ગાળ્યું હતું અને વધારામાં રાજ્યનો બોજો વહ્યો હતો. વળી વનવાસ પૂરો થયા પછી રામે ગાદી ગ્રહણ કરી હતી. આ રીતે જોતાં રામ કરતાં લક્ષ્મણ અને ભરત ત્યાગમાં–કઠણાઈ સહન કરવામાં ચડી જતા હતા. છતાં રામ યુગપુરુષ, અવતારનું બિરુદ પ્રાપ્ત કરે છે અને લક્ષ્મણ-ભરતને એ ગૌરવ પ્રાપ્ત થતું નથી.

યુગપુરુષ થવા માટે એ યુગ સમક્ષ જે ભગીરથ કાર્ય પડ્યું હોય તેનું નેતૃત્વ લેવું, લોકોને એ કાર્ય કરવા પ્રેરવા અને એમને હાથે ગોવર્ધન પર્વત તોળાવી ઐકયતા હાંસલ કરવી જોઈએ. રામનું ચરિત્ર જોઈએ તો આર્યસંસ્કૃતિના આરંભકાળમા એ જન્મ્યા છે. ઉત્તરમાં આર્યો એટલા સ્થિર થયા છે કે અનાર્યો તેમની સસ્કૃતિને – ધર્મને ઉથલાવી શકે – અશાંતિ ઊભી કરી શકે તેવા સબળ નથી. પરંતુ દક્ષિણમાં નિષાદો, વાનરો, સર્પો, અસુરો વગેરે અનાર્યો એવા સબળ છે કે ઋષિઓ આર્ય સસ્કૃતિનો પ્રચાર કરવા આશ્રમો સ્થાપી પુરુષાર્થ કરી રહ્યા છે, છતાં જડ જમાવી શક્યા નથી. આમ આર્યોને દક્ષિણમાં પોતાની સત્તા–સસ્કૃતિ ફેલાવવાનાં બાકી છે. અને ઉત્તરમાં એમની વચ્ચે બ્રાહ્મણ-ક્ષત્રિયોમાં ઈર્ષા ઉગ્ર બનેલાં છે. મૂળે તો સમાજ વ્યવસ્થા માટે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોના આર્યોએ પોતાનામાથી વર્ણો રચ્યા હતા. અનાર્યોને શૂદ્રોનું કાર્ય સોંપ્યું હતુ. પરંતુ ક્ષત્રિયો પાસે રાજસત્તા જતાં બ્રાહ્મણોને પોતાની ઉપેક્ષા થતી લાગી. એમાંથી વેર ઊભુ થયું અને પરશુરામે ક્ષત્રિયોનુ નિકંદન કાઢવાનું વર્ણગૌરવના સંકુચિત અભિમાનથી આર્યદ્રોહનું નકારાત્મક કાર્ય ઉપાડ્યું હતુ.

આનો ગેરલાભ કેવળ ક્ષત્રિયોને વેઠવાનો આવ્યો ન હતો. પરંતુ આર્યસંસ્કૃતિને–આર્યસમાજને ભાગે પણ આવ્યો હતો.

અને રામાયણમા, શાન્તનુ અને દશરથ રાજધર્મ ચૂકયા છે અને તેનાં માઠાં પરિણામે આવ્યા છે. રાજધર્મ પ્રમાણે રાજાને હક નથી કે ગાદીનો વારસ કોને પસદ કરવો. પાટવીકુવર રાજાના મૃત્યુ પછી ગાદીએ આવે તે રાજકુળનો ધર્મ છે. જો પાટવીકુવર લાયક ન હોય તો એને તે હક પ્રાપ્ત થઈ શકતો નથી. રાજા આ રાજધર્મની વિરુદ્ધ વર્તી શકે નહિ. શાન્તનુ સમક્ષ મત્સ્યગધાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે એણે પાટવીકુવર દેવવ્રત(ભીષ્મ)નો હક ડુબાવીને લગ્ન કરવાની તૈયારી ન બતાવી એ સાચુ, પરતુ ભીષ્મે જ્યારે પોતાનો હક જતો કરવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે એને વશ થયો, એ રાજધર્મની ચૂક ગણાય. ગાદીનો હક પિતાના લગ્ન ખાતર જવા દેવામાં ભીષ્મની પ્રતિજ્ઞા એ પુત્ર તરીકે એને ગૌરવ અપાવે છે, પરતુ પિતા તરીકે પુત્રના ભોગે લગ્ન કરવુ તે અગૌરવ કરનારુ છે. તેમાય એ પિતા રાજા હોય ત્યારે રાજધર્મની અવગણના છે. દશરથે પણ કૈકેયી સાથેના લગ્નની શરત તરીકે જો એના પુત્રને ગાદીનું વચન કેકય રાજાને આપ્યુ હોય તો એ રાજધર્મ ભગ કરનારુ છે. કૈકેયીને વચન આપ્યું હોય તો એ પણ એટલુ જ રાજધર્મ વિરુદ્ધનુ છે. ભીષ્મ અને રામ પુત્રધર્મ તરીકે ઊચા ચડે છે, પરતુ શાન્તનું અને દશરથ પિતા તરીકે નીચા પડે છે. રાજધર્મમાં રાજાઓ ઊણા ઊતર્યા તેના પરિણામે બને રાજવંશમા દુઃખ પેદા થયાં. રઘુવશનું એટલુ સદ્દભાગ્ય કે ભરત ગાદીના સ્વાર્થને વશ ન થયો. રામને ચૌદ વર્ષના વનવાસના લાગા કાળથી ખાતરી થઈ કે ભરત રાજગાદી પ્રત્યે અનાસક્ત હતો. આથી રામે પાટવીકુવર તરીકે રાજધર્મને વશ થઈ, એ જ અનાસક્ત ભાવે ગાદી ગ્રહણ કરી હતી.

રામ પિતાના વચન ખાતર વનવાસ ગયા એ પગલુ જ જો એમને યુગપુરુષ બનાવી શકે તેમ હોય તો, લક્ષ્મણનું પગલું એથીય વધુ ત્યાગવાળું હતું. એ બધુપ્રેમને વશ થઈ સ્વેચ્છાએ રામની સાથે ગયો હતો. વનવાસનાં દુઃખો રામ કરતા એણે વધુ સહ્યા હતાં.

રામની સેવામાં સદા તત્પર રહીને એમને ઓછી હાડમારી પડે તે કાળજી – કામગીરી બજાવી હતી. એ જ રીતે ભરતે ગાદીલોભને વશ થયા વિના અયોધ્યાની બહાર નંદીગ્રામમા વનવાસી જેવું કઠણ જીવન ગાળ્યું હતું અને વધારામા રાજ્યનો બોજો વહ્યો હતો. વળી વનવાસ પૂરો થયા પછી રામે ગાદી ગ્રહણ કરી હતી. આ રીતે જોતાં રામ કરતા લક્ષ્મણુ અને ભરત ત્યાગમાં-કઠણાઈ સહન કરવામાં ચડી જતા હતા. છતાં રામ યુગપુરુષ, અવતારનુ બિરુદ પ્રાપ્ત કરે છે અને લક્ષ્મણુ-ભરતને એ ગૌરવ પ્રાપ્ત થતુ નથી.

યુગપુરુષ થવા માટે એ યુગ સમક્ષ જે ભગીરથ કાર્ય પડ્યુ હોય તેનું નેતૃત્વ લેવુ, લોકોને એ કાર્ય કરવા પ્રેરવા અને એમને હાથે ગોવર્ધન પર્વત તોળાવી ઐકયતા હાસલ કરવી જોઈએ. રામનુ ચરિત્ર જોઈએ તો આર્યસસ્કૃતિના આરભકાળમા એ જન્મ્યા છે. ઉત્તરમાં આર્યો એટલા સ્થિર થયા છે કે અનાર્યો તેમની સસ્કૃતિને – ધર્મને ઉથલાવી શકે – અશાતિ ઊભી કરી શકે તેવા સબળ નથી. પરતુ દક્ષિણમાં નિષાદો, વાનરો, સર્પો, અસુરો વગેરે અનાર્યો એવા સબળ છે કે ઋષિઓ આર્ય સસ્કૃતિનો પ્રચાર કરવા આશ્રમો સ્થાપી પુરુષાર્થ કરી રહ્યા છે, છતા જડ જમાવી શકયા નથી. આમ આર્યોને દક્ષિણમાં પોતાની સત્તા–સસ્કૃતિ ફેલાવવાના બાકી છે. અને ઉત્તરમાં એમની વચ્ચે બ્રાહ્મણ-ક્ષત્રિયોમા ઈર્ષા ઉગ્ર બનેલા છે. મૂળે તો સમાજ વ્યવસ્થા માટે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોના આર્યોએ પોતાનામાથી વર્ણો રચ્યા હતા. અનાર્યોને શદ્રોનુ કાર્ય સોપ્યું હતુ. પરતુ ક્ષત્રિયો પાસે રાજસત્તા જતા બ્રાહ્મણોને પોતાની ઉપેક્ષા થતી લાગી. એમાંથી વેર ઊભુ થયું અને પરશુરામે ક્ષત્રિયોનુ નિકંદન કાઢવાનું વર્ણગૌરવના સંકુચિત અભિમાનથી આર્યદ્રોહનુ નકારાત્મક કાર્ય ઉપાડ્યુ હતુ.

આનો ગેરલાભ કેવળ ક્ષત્રિયોને વેઠવાનો આવ્યો ન હતો. પરતુ આર્યસંસ્કૃતિને–આર્યસમાજને ભાગે પણ આવ્યો હતો.

અયોધ્યા અને મિથિલા જેવાં રાજ્યો સિવાય બીજાં રાજ્યો નિર્બળ બન્યાં હતાં. આથી દક્ષિણમાં જે ઋષિઓ આશ્રમો બાંધી આર્યસંસ્કૃતિના પ્રચારનું કાર્ય કરતા હતા તેમને ક્ષત્રિયરાજાઓ તરફથી રક્ષણ મળતું ન હતું. રાજ્યના રક્ષણ વિના ઋષિઓ તેમનું કાર્ય ધપાવી શકતા ન હતા. રાક્ષસો–અનાર્યો એમના ધર્મથી વિરુદ્ધ પરધર્મીઓ પ્રચાર કરે તેનો સામનો કરતા હતા. મતલબ કે રામના જીવનકાળમાં ઉત્તરમાં બ્રાહ્મણ ક્ષત્રિયો વચ્ચેનું વેર શમાવવાનું કાર્ય હતું અને દક્ષિણમાં આર્યસંસ્કૃતિનો પ્રચાર થાય તો જ બે ભિન્ન પ્રજાઓ વચ્ચેનો વિગ્રહ શમે.

સીતાસ્વયંવરમાં પરશુરામનું શિવધનુષ્ય રામે તોડયું હતું, તેનો અર્થ પરશુરામને આવાહન હતું કે રામ એમનું આર્યદ્રોહી પગલું ડામીને જ જંપવા માગે છે. પરશુરામ સાથે તે પછી રામનો સીધો સામનો થાય છે અને પરશુરામ બીજું વૈષ્ણવી ધનુષ્ય ચડાવવાનું એલાન આપે છે અને તેને પણ રામ તોડી નાખે છે. મતલબ કે પરશુરામ શિવ એટલે બ્રાહ્મણો અને વૈષ્ણવ એટલે વૈશ્યોને પોતાના પક્ષમાં લઈ ક્ષત્રિયોને પરાસ્ત કરી રહ્યા હતા, તે બને બળો રામે પોતાના પક્ષમાં ખેંચી લીધાં. ક્ષત્રિયો સત્તામદને લીધે બ્રાહ્મણો અને વૈશ્યોની ઉપેક્ષા કરતા હોય તો એમની સત્તાને અંકુશમાં મૂકવા જરૂર પ્રયત્ન થવો જોઈએ – રાજધર્મ એ ચુસ્ત રીતે પાળે તેનો પ્રજાએ આગ્રહ રાખવો જોઈએ અને તેનો અનાદર ન કરે તે માટે પ્રજા જાગ્રત રહે. આ રચનાત્મક માર્ગ લેવાને બદલે આર્યો વેર અને ઈર્ષાને વશ થઈ અંદરઅંદર લડી મરશે તો નક્ષત્રિવ પૃથ્વી થશે. એટલું જ નહિ પણ એને પરિણામે, આર્યોવિહીન પૃથ્વી થશે. અનાર્યો છિન્નભિન્ન આર્યોને પરાસ્ત કરશે. પછી આર્યસંસ્કૃતિ નહિ રહે કે નહિ રહે બ્રાહ્મણો અને વૈશ્યો સુધ્ધાં. રામે પોતાના પરાક્રમે પરશુરામને પરાજિત કર્યા અને પોતાની પ્રતિભાએ એમને આર્યદ્રોહી માર્ગમાંથી પાછા વાળી લીધા.

રામની શક્તિનો સ્વીકાર પરશુરામે ચમત્કાર જોયા પછી કર્યો હતો, પરંતુ વિશ્વામિત્રે, તે પહેલા સ્વય એમનું તેજ પારખી લીધું હતું. યુગકાર્ય શું છે તે જો રામને વસી જશે તો એ કોઈ પણ ભોગે પાર પાડશે, તે શ્રદ્ધાથી એમણે દશરથ પાસે રામ-લક્ષ્મણની યજ્ઞમાં રક્ષણ કરવાની સહાય માગી હતી. દશરથે પુત્રો પ્રત્યેની આસક્તિને લીધે જાતે આવીને સહાય કરવાની તત્પરતા બતાવી હતી. પરંતુ યજ્ઞમા સહાય એ તો કેવળ નિમિત્ત હતુ, હેતુ હતો રામ-લક્ષ્મણને યુગકાર્ય ચીંધવાનો, એટલે વિશ્વામિત્રે કુંવરોનો આગ્રહ રાખ્યો અને તેમની સલામતીની જવાબદારી પોતાને માથે લીધી હતી.

પિતૃવચન એ તો યુગકાર્ય માટે રામની અંદર જે બી પડેલ હતુ તેને પ્રેરણા આપનાર કેવળ નિમિત્ત હતુ. દરેક યુગપુરુષને આવાં મોટા નિમિત્ત મળે છે એવુ પણ જોવા મળતુ નથી. બુદ્ધને રાજ-ગાદી છોડવાનુ નિમિત્ત શુ મળ્યુ હતું? રામનો તો યુવરાજ તરીકે અભિષેક થવાનો બાકી હતો, જ્યારે સિદ્ધાર્થ ગાદીનશીન થયો હતો. એક પુત્રનો પિતા હતો. યશોધરા જેવી સ્વરૂપવાન રાણી હતી. આવા રાજસુખમા ડૂબેલા નવજુવાન સિદ્ધાર્થને કોણે પ્રેરણા આપી? એક વૃદ્ધ, એક બીમાર, એક શબવાહિની જોતા એનું સર્વસુખ ખારું થઈ ગયું. માનવજાતિના સનાતન સુખની શોધમાં અધી રાતે નિદ્રામાં પડેલી રાણી કુવરનો ત્યાગ કરી એ ચાલી નીકળ્યો. આપણે સૌ રોજ વૃદ્ધો, બીમારો અને શબવાહિનીઓ જોઈએ છીએ પણ સંસારત્યાગ કરી શકતા નથી. મતલબ કે સિદ્ધાર્થનો ત્યાગ અંદરથી ઊગ્યો હતો, પેલા તો કેવળ નિમિત્ત હતાં. આ રીતે બીજાઓ પણ સંસાર ત્યાગતા રહ્યા છે અને સંન્યાસી થતા રહ્યા છે, છતા બુદ્ધના મહાભિનિષ્ક્ર-મણની તોલે કોઈનો ગૃહત્યાગ આવતો નથી. કારણ? માનવજાતિના સનાતન સુખની શોધ, સત્યનો માર્ગ એને જે લાધ્યો છે તેનો ઇન્કાર હજુ થઈ શક્યો નથી. એ માર્ગે જતાં અનેક જીવોએ કલ્યાણ સાધ્યું છે. બુદ્ધે માનવજાતિની સનાતન તૃષાને સંતોષવાનું ચિરંજીવ કાર્ય

સાધ્યું છે. આથી એનો ગૃહત્યાગ મહાભિનિષ્ક્રમણ બની રહ્યા છે.

મોહનદાસ કરમચદ ગાધી પહેલા દક્ષિણ આફ્રિકામા શુ કોઈ હિંદી નહોતો ગયો ? રગભેદનો ભોગ શુ એ હિંદીઓ નહોતા થતા ? છતા એ જ વર્તાવે બીજા હિંદીઓને સત્યાગ્રહ કરવાનુ કેમ ન સઝયુ ? ગાધીએ કેમ એ યુગકાર્ય ઉપાડી લીધુ ! રસ્કિનનુ 'અન ટુ ધી લાસ્ટ' ગાધીને એક મિત્રે ગાડીમા વાચવા આપ્યુ. એ નાની પુસ્તિકા એમણે પૂરી કરી અને તેનો અમલ તરત શરૂ કરી દીધો આશ્રમજીવનની શરૂઆત એ પુસ્તિકાએ કરી. તે પહેલા એ પુસ્તક વાચવાની ભલામણ કરનાર મિત્ર એ વિચારોથી પ્રભાવિત થયા હોય તો જ ગાધીને આપે. છતા એમને ખુદને એટલી અસર ન થઈ અને તે પછી ગાધીનો જીવનપલટો કરનાર એ પુસ્તિકાથી પ્રભાવિત થઈને લાખો હિંદીઓએ એને વાચી છે છતા ગાધીને એણે જે પલટો કરી નાખ્યો તેવુ પરિણામ બીજાઓમા જોવા મળ્યુ નથી. બિહારની ગરીબાઈ જોઈને ગાધીએ લગોટ મારી, અર્ધનગ્ન ફકીરનો વેશ ધારણ કર્યો અને આજે બિહારનો ભીષણ દુકાળ પણ આપણને ભીજવી શકતો નથી !

મતલબ કે યુગપુરુષ જે કાર્ય ઉપાડે છે તેનુ કોઈ ને કોઈ બાહ્ય નિમિત્ત હોય છે, પરતુ એનુ સાચુ નિમિત્ત તો એની આતરચેતના છે રામને પિતાના વચન ખાતર વનવાસ જવાનુ નિમિત્ત ન મળ્યુ હોત તોપણ એમની અદર આતરચેતના પડી હતી એટલે બુદ્ધ કે ગાધીના જેવા બીજાં સામાન્ય લાગતા નિમિત્તને વશ થઈને પણ એ યુગકાર્ય ઉપાડવા વિના રહી શકયા ન હોત. નરસિંહ મહેતાનો દાખલો એની સાક્ષી પૂરે છે. ભાભીના મહેણા-ટોણાથી એમને ઘર છોડવુ પડ્યુ હતુ. એવી રીતે ઘણા ઘર છોડે છે અને અપર મા કે સગી મા કે પિતા-ભાઈના કડવા વેણને લીધે ધ્રુવની માફક છોકરાઓ ઘર છોડી જાય છે, છતા નરસૈયો કે ધ્રુવ કેટલા થાય છે ? મતલબ કે ભાભીનુ મહેણું કે અપર માતાનું વચન એ તો

નરસૈયા કે ધ્રુવને માટે નિમિત્ત છે, સિદ્ધિનુ કારણ તો આતરચેતના છે.

રામનુ અનાસક્તપણું એ છે કે યુવરાજના અભિષેક માટે એ જેટલા તત્પર હતા, તેટલા જ તત્પર એ જ સવારે વનવાસનો અભિષેક આવી પડચો તોપણ જોવા મળે છે. એમણે તેને ટાળવાનુ નિમિત્ત શોધ્યુ હોત તો તૈયાર જ હતું. ખુદ દશરથ એના અમલ માટે તૈયાર ન હતા. આવતી કાલે સવારે પોતાનો યુવરાજ તરીકે અભિષેક થવાનો છે, તે આનદ સાથે રાત્રે સૂઈ જાય અને બીજે દિવસે ઊઠીને જુએ તો તખ્તો જ પલટાઈ ગયેલો લાગે – મોએ આવેલો સુખનો પ્યાલો ઢોળાઈ જાય અને વનવાસનુ દુખ ગટ ગટાવવુ પડે, છતા એમા પણ એટલો જ આનદ માનવો, એ કેટલી ધીરતા, નિર્લેપતા માગી લે છે?

પરતુ જે સ્વધર્મમા નિજાનદ માને છે – તેને તો રાજાનો સ્વધર્મ પ્રાપ્ત થાય, કે વનવાસની વાટ મળે, સરખુ છે નાટકમા રાજાનુ પાત્ર મળે કે કઠિયારાનું, ને ભજવવામા જે મસ્ત છે તેને મને સરખા છે એ જ સ્થિતિ જીવનનાટકની રામને હતી ચૌદ વર્ષનો વનવાસ પ્રાપ્ત થતા એમને યુગકાર્ય શોધવા ન જવુ પડ્યુ વિશ્વામિત્રે એમને પોતાના આશ્રમમા રાખીને તેનુ શિક્ષણ આપ્યું હતું. જો રામ કેવળ પિતાના વચનના શબ્દાર્થને વળગી રહ્યા હોત તો કોશલ રાજ્યની બહાર એકાદ વનમા એ સુખસગવડ ભોગવતા દિવસો પસાર કરત હિંદુઓએ શબ્દાર્થને વળગીને ઉપવાસની એ અવદશા કરી છે. રોજિંદા અન્નાહારનો ત્યાગ કરી ફળાહારને પેટમા નાખી એ ઉપવાસ કર્યાનુ પુણ્ય કમાય છે. ઉપવાસમા કોઈ પણ આહારના ત્યાગને બદલે રોજિદા આહારના ત્યાગને સ્વીકારી લેવામા આવ્યો છે પરિણામે, જે હિંદુઓ માસાહારી છે તે ઉપવાસને દિવસે એનો ત્યાગ કરીને અન્નાહારનો આશરો લે છે।

આ પ્રકારનો આશરો રામે લીધો હોત તો ઉત્તરના એકાદ વનમા તે નિરાતે ચૌદ વરસ વિતાવી શકત. વળી એમની ઇચ્છા

ફરજમાંથી છટકવાની હોત તો એ વનમાં જવાનું જ ટાળી શકત. એ અનાસક્ત ભાવે વનમાં જતા હતા એટલે એ સમયનો સદુપયોગ કર્યો વિના રહી ન શકે. આથી એમણે દક્ષિણમાં વનવાસના વરસો ગાળવાનો નિર્ણય કર્યો અને ગંગા પાર કર્યાથી સંતોષ ન માન્યો. નર્મદા પણ ઓળંગી અને વિંધ્ય પર્વતની પેલી પાર ભરદ્વાજ અને અગત્સ્ય જેવા ઋષિઓ આશ્રમો સ્થાપી આર્ય સંસ્કૃતિના પ્રચારનું રાક્ષસોનો સામનો વેઠીને કપરું કાર્ય કરી રહ્યા હતા, તે વિસ્તારમાં ચિત્રકૂટ ઉપર રામે સત્યાગ્રહથી પહેલી છાવણી નાખી યુગકાર્યનો આરંભ કર્યો.

# રામ સમક્ષ પડેલું એમના યુગનું કાર્ય
## –૨

રામનો ચૌદ વરસનો વનવાસ ચાર તબક્કે વહેંચાયેલો છે ચિત્રકૂટ ઉપર એક વર્ષ રહે છે દંડકારણ્યમાં નવ વરસ. પંચવટી ત્રણ વર્ષ અને સીતાહરણનું છેલ્લું વર્ષ.

ઉત્તર અને દક્ષિણનો સેતુ ન બંધાય ત્યાં સુધી આર્યો ગમે તેટલા સમૃદ્ધ અને શક્તિશાળી હોય તોપણ સુખી ન થઈ શકે વળી એ શસ્ત્રબળે દક્ષિણના રાક્ષસ રાજાઓને હરાવે તોપણ એનો ઉકેલ આવી શકે નહિ અંતે તો પ્રજાને જીતી લેવી જોઈએ. અને એ રાજાને જીતી લેવાથી જિતાતી નથી, પરંતુ જો પ્રજાને જીતી લેવામાં આવે તો રાજાને વહેલોમોડો જીતી શકાય છે. પરિણામે રામે વનવાસના કાળમાં દક્ષિણની પ્રજાને જીતી લેવાનું યુગકાર્ય આરંભ્યું હતું. તે અગાઉ એ કાર્ય માટે ઋષિઓ રાક્ષસોનો ત્રાસ સહન કરીને પણ આશ્રમમાં ધામ નાખી પડ્યા હતા. એના પ્રભાવને વશ થઈ રાક્ષસો વૈદિક ધર્મનો અંગિકાર કરતા હતા ખુદ રાવણના દાદા પુલસ્ત્યે તેનો અંગિકાર કરી ઋષિપદ સ્વીકાર્યું હતું દક્ષિણમાં સૌથી પહેલા જનાર, પાયોનિયર અગત્સ્ય ઋષિ હતા ભરદ્વાજથી અગત્સ્ય સુધીના ઋષિઓએ ઠેરઠેર આશ્રમ સ્થાપી એ કાર્યના મંડાણ કર્યા હતા, પરંતુ એ નાના સરખા વર્ગ સુધી પહોંચી શક્યા હતા.

રામ દક્ષિણમાં ગયા તે સમયની સ્થિતિને આજના યુગ સાથે સરખાવવી હોય તો ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ભારત આવ્યા તે સાથે મૂકી શકાય. ગાંધીજી દેશમાં આવ્યા તે પહેલા આઝાદી હાસલ

કરવાનું કાર્ય કોંગ્રેસ દ્વારા ચાલતું હતું. બાલ, પાલ અને લાલની ત્રિપુટીની મોહિની દેશ આખા ઉપર છવાયેલી હતી. પરંતુ કોંગ્રેસનું એ કાર્ય તે સમયે કેવળ મોટાં શહેરો અને શિક્ષિત વર્ગ પૂરતું સીમિત હતું. એ ભાવનાના મોજા જનતા સુધી પહોંચી એમના હૈયા-મનને ભીંજવે તેવી ભરતી આવી ન હતી. ગાંધીજીએ એક રીતે જોવા જાય તો નવું કંઈ કર્યું ન હતું. કોંગ્રેસે અને તેમના પુરોગામીઓએ જેનો આરંભ કર્યો હતો, તેનો દોર-નેતૃત્વ લઈને એ આગળ ચાલ્યા હતા. આ દૃષ્ટિએ એમાં એમની કોઈ મૌલિકતા ન હતી. પરંતુ કોંગ્રેસનું કાર્ય એમના નેતૃત્વ પહેલાં નાના વર્ગ પૂરતું મર્યાદિત હતું, તેને એમણે જનતા સુધી પહોંચાડયું. અભણમાં અભણ માણસને વસી ગયું કે અંગ્રેજ સત્તા જવી જોઈએ.

જે ગોવર્ધન પર્વત ગાંધીએ તોળ્યો; તેનું બળ દેશના નાના-મોટા સૌએ એને ટેકો આપ્યો તેમાંથી પ્રગટયું હતું. કેવળ જે લોકો સીધા આઝાદીની લડતમાં પડયા હતા તેમનું જ એ બળ નહોતું, પરંતુ જે ઘેર બેઠા, પ્રત્યક્ષ એમાં હિસ્સો આપતા ન હતા, તેમનું પણ એમાં બળ સમાયેલું હતું. એ સૌના હૈયાં પોકારતાં હતાં–ગાંધી સાચો છે. એ સાચનું બળ ગાંધી અને કોંગ્રેસને પક્ષે હતું એ કોણે ઊભું કર્યું હતું ? ગાંધીએ. ગાંધીજીની આ વિશિષ્ટતા હતી–અલૌકિકતા હતી. આથી એના પુરોગામીઓ પાયોનિયર હોવા છતાં યુગપુરુષ ન બની શકયા અને તે સ્થાને જનતાએ એમનો અભિષેક કર્યો.

રામનું દક્ષિણનું કાર્ય પણ એ અર્થમાં યુગકાર્ય હતું. તેમના અગાઉ ઋષિઓએ તે કાર્ય આરંભેલું હતું. પરંતુ જનતા સુધી એ પહોંચી શકયું ન હતું. રામે તેમાં ભરતી આણી અને લોકહૈયા સુધી એનાં અમૃતજળ પહોંચાડયાં. એમણે રાજવીનો વેશ તો ત્યજ્યો હતો, ઉપરાંત ઋષિઓની વિદ્વત્તાની મોટાઈ ને ઊંચાપણાની અતડાઈ પણ ત્યજી હતી. કેવળ વલ્કલ ધારણ કર્યાં હતાં એટલું જ નહિ પરંતુ એ વનવાસી પોશાકની નમ્રતા–નાનાઈ પણ ધારણ કરી હતી.

ઋષિઓ પાસે વનવાસીઓ જતા ત્યારે એમની પંડિતાઈ અને સંસ્કારથી એ પ્રભાવિત થતા તેથી એમની લઘુતાગ્રંથિમાં વધારો થતો અને રાવણ જેવાઓમાં રોષ પ્રગટતો. આથી કોઈ એમનાથી ચેપાઈને એમનો શિષ્ય થતો ત્યારે સ્વબંધુઓ તરફથી એને રોષ વહોરવો પડતો – વટલાઈ ગયો !

પરંતુ રામ અયોધ્યાનો રાજા હતો, ગૌરવર્ણનો દેદીપ્યમાન દેહ હતો, સીતા જેવી સ્વરૂપવાન પત્ની હતી અને લક્ષ્મણ જેવો આજ્ઞાંકિત બંધુ હતો, છતાં વનવાસીઓ એને મળવા જતા ત્યારે એ એમનામાંનો એક હોય તેમ આત્મીય લાગતો. એમના જેવો જ વનવાસીનો એનો પોશાક હતો. એમની માફક એ પણ પર્ણકુટિમાં રહેતો હતો. એ ઋષિઓની માફક પંડિતાઈભરી વાતો કરતો ન હતો. ઢોરાં છોકરાંની ખબરઅંતર પૂછતો. જે સ્ત્રીઓ એની સમક્ષ અંતર ખોલી શકતી ન હતી, તે સીતા સમક્ષ હૈયું ઠાલવતી. જેમને રામનો સંકોચ નડતો, તે લક્ષ્મણને વાત કરતા પરંતુ લક્ષ્મણ પાસેથી વાત રામ પાસે પહોંચતી અને તે જે રીતે વર્તતા તે જોઈને અગાઉનો સંકોચ ઊડી જતો.

રામ દક્ષિણમાં આવ્યા તે પગલું જે ઋષિઓએ આવકાર્યું હતું, તે વનવાસીઓ પ્રત્યેના એમના વર્તાવથી નારાજ થતા હતા. એમને હતું કે રામ જેવા મહાપુરુષે વનવાસીઓ જેવા સામાન્ય માનવીઓની ઘરગથ્થુ વાતોમાં સમયનો દુર્વ્યય ન કરવો જોઈએ. એ એમના મોભાને છાજતું નથી. વળી આવી નાની વાતોમાં લક્ષ આપવાથી એમનું ઋષિઓને મદદ કરવાનું મુખ્ય કાર્ય છે, તેને ધોકો પહોંચશે. લોકો ઉપર રામનો થોડોઘણો પ્રભાવ છે તે પણ અતિપરિચયને લીધે ઓસરી જશે. એનું પરિણામ ન આવ્યું હોત તો, નાની નાની ઘરની વાતોમાં રામની સલાહ લેવાની હિંમત કોણ કરી શકે? છોકરાનું નામ શું પાડવું, એને વરાધ થઈ હોય તો ઓસડ શું કરવું, ધણી દારૂ પીને બૈરીને મારઝૂડ કરે છે તો શું કરવું – આ તે

કરવાનું કાર્ય કોંગ્રેસ દ્વારા ચાલતુ હતુ. બાલ, પાલ અને લાલની ત્રિપુટીની મોહિની દેશ આખા ઉપર છવાયેલી હતી. પરંતુ કોંગ્રેસનું એ કાર્ય તે સમયે કેવળ મોટાં શહેરો અને શિક્ષિત વર્ગ પૂરતું સીમિત હતું. એ ભાવનાના મોજા જનતા સુધી પહોચી એમના હૈયા-મનને ભીજવે તેવી ભરતી આવી ન હતી. ગાધીજીએ એક રીતે જોવા જાય તો નવુ કઈ કર્યું ન હતું. કોંગ્રેસે અને તેમના પુરોગામીઓએ જેનો આરંભ કર્યો હતો, તેનો દોર-નેતૃત્વ લઈને એ આગળ ચાલ્યા હતા. આ દૃષ્ટિએ એમા એમની કોઈ મૌલિકતા ન હતી. પરતુ કોંગ્રેસનુ કાર્ય એમના નેતૃત્વ પહેલા નાના વર્ગ પૂરતું મર્યાદિત હતુ, તેને એમણે જનતા સુધી પહોચાડયું. અભણમાં અભણ માણસને વસી ગયું કે અગ્રેજ સત્તા જવી જોઈએ.

જે ગોવર્ધન પર્વત ગાધીએ તોળ્યો; તેનું બળ દેશના નાના-મોટા સૌએ એને ટેકો આપ્યો તેમાથી પ્રગટયું હતુ. કેવળ જે લોકો સીધા આઝાદીની લડતમા પડ્યા હતા તેમનું જ એ બળ નહોતું, પરતુ જે ઘેર બેઠા, પ્રત્યક્ષ એમાં હિસ્સો આપતા ન હતા, તેમનું પણ એમા બળ સમાયેલું હતું. એ સૌનાં હૈયાં પોકારતાં હતાં-ગાધી સાચો છે. એ સાચનુ બળ ગાધી અને કોંગ્રેસને પક્ષે હતું એ કોણે ઊભું કર્યું હતુ ? ગાંધીએ. ગાધીજીની આ વિશિષ્ટતા હતી-અલૌકિકતા હતી. આથી એના પુરોગામીઓ પાયોનિયર હોવા છતા યુગપુરુષ ન બની શક્યા અને તે સ્થાને જનતાએ એમનો અભિષેક કર્યો.

રામનું દક્ષિણનુ કાર્ય પણ એ અર્થમા યુગકાર્ય હતું. તેમના અગાઉ ઋષિઓએ તે કાર્ય આરભેલુ હતુ. પરતુ જનતા સુધી એ પહોંચી શકયું ન હતું. રામે તેમા ભરતી આણી અને લોકહૈયા સુધી એનાં અમૃતજળ પહોચાડયા. એમણે રાજવીનો વેશ તો ત્યજ્યો હતો, ઉપરાત ઋષિઓની વિદ્વત્તાની મોટાઈ ને ઊંચાપણાની અતડાઈ પણ ત્યજી હતી. કેવળ વલ્કલ ધારણ કર્યા હતાં એટલું જ નહિ પરંતુ એ વનવાસી પોશાકની નમ્રતા-નાનાઈ પણ ધારણ કરી હતી.

ઋષિઓ પાસે વનવાસીઓ જતા ત્યારે એમની પંડિતાઈ અને સંસ્કારથી એ પ્રભાવિત થતા તેથી એમની લઘુતાગ્રંથિમાં વધારો થતો અને રાવણ જેવાઓમાં રોષ પ્રગટતો. આથી કોઈ એમનાથી ચેપાઈને એમનો શિષ્ય થતો ત્યારે સ્વબંધુઓ તરફથી એને રોષ વહોરવો પડતો – વટલાઈ ગયો !

પરંતુ રામ અયોધ્યાનો રાજા હતો, ગૌરવર્ણનો દેદીપ્યમાન દેહ હતો, સીતા જેવી સ્વરૂપવાન પત્ની હતી અને લક્ષ્મણ જેવો આજ્ઞાંકિત બંધુ હતો, છતાં વનવાસીઓ એને મળવા જતાં ત્યારે એ એમનામાંનો એક હોય તેમ આત્મીય લાગતો. એમના જેવો જ વનવાસીનો એનો પોશાક હતો. એમની માફક એ પણ પર્ણકુટિમાં રહેતો હતો. એ ઋષિઓની માફક પંડિતાઈભરી વાતો કરતો ન હતો. છૈયાં-છોકરાંની ખબરઅંતર પૂછતો. જે સ્ત્રીઓ એની સમક્ષ અંતર ખોલી શકતી ન હતી, તે સીતા સમક્ષ હૈયું ઠાલવતી. જેમને રામનો સંકોચ નડતો, તે લક્ષ્મણને વાત કરતા. પરંતુ લક્ષ્મણ પાસેથી વાત રામ પાસે પહોંચતી અને તે જે રીતે વર્તતા તે જોઈને અગાઉનો સંકોચ ઊડી જતો.

રામ દક્ષિણમાં આવ્યા તે પગલું જે ઋષિઓએ આવકાર્યું હતું, તે વનવાસીઓ પ્રત્યેના એમના વર્તાવથી નારાજ થયા હતા. એમને હતું કે રામ જેવા મહાપુરુષે વનવાસીઓ જેવા સામાન્ય માનવીઓની પરગજુ વાતોમાં સમયનો દુર્વ્યય ન કરવો જોઈએ. એ એમના મોભાને છાજતું નથી. વળી આવી નાની વાતોમાં લક્ષ આપવાથી એમનું ઋષિઓને મદદ કરવાનું મુખ્ય કાર્ય છે, તેને ધોકો પહોંચશે. લોકો ઉપર રામનો થોડોઘણો પ્રભાવ છે તે પણ અતિપરિચયને લીધે ઓસરી જશે. એવું પરિણામ ન આવ્યું હોત તો, નાની નાની ઘરની વાતોમાં રામની સલાહ લેવાની હિંમત કરી શકે ! છોકરાનું નામ શું પાડવું, એને વરાધ થઈ હોય તો ઓસડ શું કરવું, ધણી દારૂ પીને બૈરીને મારઝૂડ કરે છે તો શું કરવું – આ તે

કઈ રામના ગૌરવને શોભે તેવુ કાર્ય કહી શકાય ?

ઋષિઓ બહારથી રામનો પ્રભાવ ઘટી જશે તેવી બીક વ્યક્ત કરતા હતા, પરતુ અદરખાનેથી લોકોમા એમનો પોતાનો પ્રભાવ ઘટી રહ્યો હતો અને રામ તરફ લોકચાહના સિમટી રહી હતી, તેની ઈર્ષા જાગેલી હતી. ભરદ્વાજ ઋષિના આશ્રમે જે વનવાસીઓ આવતા તેમા ઓટ શરૂ થઈ હતી અને એ બધો પ્રવાહ ચિત્રકૂટની રામની પર્ણકુટિ તરફ વળ્યો હતો આજ સુધી દક્ષિણના ઋષિઓ ભરદ્વાજની અદેખાઈ કરતા હતા કે એમણે ચિત્રકૂટ વિસ્તારમા એવો પ્રભાવ ઊભો કર્યો હતો કે, રાક્ષસોનો સૌથી ઓછો ઉપદ્રવ એમને સહેવો પડતો હતો. વનવાસીઓનો સૌથી વધુ સહકાર એ વિસ્તારમા ઋષિ આશ્રમોને મળતો હતો.

રામના આગમન પછી આ ઋષિ આશ્રમો ઝાખા પડ્યા હોય તેમ લાગતુ હતુ. પરિણામે, ઋષિઓ તરફથી રામના વર્તનનો વિરોધ થવા લાગ્યો રામ લોકો સાથે સમાન કક્ષાએ ભળે કે તેમ કહે તો એ ભૂડા લાગે, એટલે વનવાસીઓની અધશ્રદ્ધાને એ પોષે છે, એમના દ્રવિડ ધર્મના આચારવિચારને એ આવકારે છે, બને ધર્મના સારા તત્ત્વોને ગ્રહણ કરવા જોઈએ, તેમ જણાવીને વૈદિક પ્રવાહને હાનિ પહોચાડે છે દ્રવિડ ધર્મમા કઈ સારુ નથી એમ ઋષિઓ પ્રહાર કરતા હોય ત્યારે એમા પણ સારા તત્ત્વો છે તેમ કહેવુ, તે એમનામા બુદ્ધિભ્રમ પેદા કરનારુ પગલુ નીવડશે રામ સસ્તી લોકપ્રિયતા માટે એ માર્ગ અપનાવી રહ્યા છે, તેમ પણ એમના ઉપર આરોપ થવા લાગ્યો હતો.

ઋષિઓ ધમડમા એ વીસરી ગયા હતા કે, એમના પ્રત્યે જે મોટો વર્ગ ખેચાયો ન હતો અને એક કટ્ટર વર્ગ એમનો સતત વિરોધ કરતો હતો, તે રામની કુટિરે જતો થયો હતો એનો અર્થ એવો ન હતો કે તેમણે દ્રવિડ ધર્મને છોડયો હતો અને આર્ય ધર્મ સ્વીકાર્યો હતો પરતુ દ્રવિડ ધર્મમા પણ સારા તત્ત્વો છે

અને તેનો સ્વીકાર આર્યોએ પણ કરવો જોઈએ, તેમ કહેનાર એમને રામ પ્રથમ ભેટ્યા હતા. એ એમ પણ નહોતા કહેતા કે સૌએ આર્ય ધર્મ અંગિકાર કરવો જોઈએ. આર્યો પોતાનો ધર્મ પાળે અને દ્રવિડો પોતાનો ધર્મ પાળે, પરંતુ તે કારણે બંને સાથે ન રહી શકે એમ શુ કરવા? વળી દ્રવિડોએ ઋષિઓનો વિરોધ શુ કામ કરવો જોઈએ? જો એમને શ્રદ્ધા હોય કે એમનો ધર્મ સારો છે અને લોકો શ્રદ્ધાથી પાળે છે, તો ઋષિઓના પ્રચારથી લોકો ધર્મપરિવર્તન કરશે, તેવી બીક ન રાખવી જોઈએ.

આનુ પરિણામ એ આવ્યુ કે જે લોકો કટ્ટર હતા, તેમની કટ્ટરતા એટલી ઓછી થઈ કે ઋષિઓના પ્રચારનો હિંસક સામનો ન કરવો જોઈએ તેમ માનતા થયા. જેમ ઋષિઓ પ્રચાર કરે છે તેમ દ્રવિડોએ પણ પોતાનો પ્રચાર કરીને એમનો સામનો કરવો જોઈએ. જો ઋષિઓના યજ્ઞનો હિંસક સામનો થાય તો બચાવ માટે એવો જ સામનો એ કરે તો એમનો દોષ ન ગણવો જોઈએ રામે આ નવુ વાતાવરણ સર્જ્યું તેનો લાભ દંડકારણ્યમા પૂરો મળ્યો. ચિત્રકૂટમા વાતાવરણ ઉગ્ર ન હતુ એટલે રામને સહિષ્ણુતાના એ છોડના બી વાવવાની અનુકૂળ ભૂમિ મળી ગઈ એક વર્ષનુ પ્રાયોગિક કાર્ય કરીને રામે દંડકારણ્યમા મુકામ બદલ્યો હતો. ઋષિઓની ઈર્ષા તેમની જાણ બહાર ન હતી. પરંતુ સાથે એ પણ ખાતરી હતી કે ભરદ્વાજ ઋષિએ મિશનરી કાર્યમા સૌથી વધુ સિદ્ધિ મેળવી છે એટલે તેમા એ આગળ વધવા લોકસંપર્કનો સિદ્ધ થયેલો નવો માર્ગ અપનાવ્યા વિના નહિ રહે કેવળ પોતાની હાજરીમા એ અપનાવવા જાય તો અનુકરણ કર્યાની નાનમ લાગે માટે તે ડરે છે. બાકી એમને ઈર્ષા હોય તોપણ મિશનરી કાર્ય અંગેની ધગશ ઓછી ન હતી એટલે વધુ સમય ત્યા ન ગાળતા રામે એક જ વર્ષના ટૂંકા સમય પછી વિદાય લીધી હતી.

રામની કપરી કસોટી થઈ હતી દંડકારણ્યમા. એ પ્રદેશના

લોકદૈયાંને જીતતા પણ સૌથી વધુ સમય – નવ વર્ષ ગયા હતા. રાવણની હાક એ વિસ્તારમા વાગતી હતી. એના સેનાપતિઓ લશ્કર સાથે ત્યા રાજ્ય કરતા હતા. લોકો રામથી ગમે તેટલા પ્રભાવિત થાય તોપણ રાવણ દક્ષિણમા આર્યધર્મનો પ્રવેશ થવા દેવા માગતો ન હતો એટલે એના સેનાનીઓ સામનો કર્યા વિના શાના રહે? રામ માટે એમની સામે લડયા વિના બીજો કોઈ માર્ગ ન હતો ગમ જો લોકસપર્ક ન કેળવે, આર્ય અને દ્રવિડ પ્રજાના સમન્વયનો પ્રચાર ન કરે અને કેવળ પિતાના વચન ખાતર વનવાસ ગાળવા માગતા હોય તો દડકારણ્યમા રાવણના સેનાનીઓ એમનો મુકામ સહી લેવા તૈયાર હતા.

આથી ગક્ષસોએ એમનો વનવાસ નિર્ભય બનાવવાની તૈયારી બતાવી ત્યારે સીતાએ એને સ્વીકારી લેવાનો મત વ્યક્ત કરતા કહ્યુ હતું 'આપણે ક્ષત્રિય હોવા છતા હાલ વનવાસી છીએ પિતાના વચન ખાતર વનવાસી જીવનના વલ્કલ ધારણ કર્યા છે આથી ઋષિઓની રક્ષા કરવાની ફરજ આપની ઊભી થતી નથી, એ ધર્મ રાજાઓનો છે આપ હાલ રાજા નથી આપણે જે વ્રતનિયમ લીધા છે તે જોતા સ્વરક્ષણ વિના ગક્ષસોનો સહાર કરી શકીએ નહિ. જો એ આપણને નિર્ભયતા બક્ષતા હોય તો એમની સાથે યુદ્ધ કરવુ ન જોઈએ'

રામે સ્વધર્મનો ઉલ્લેખ કરતા કહ્યુ હતુ 'રાજા અને ક્ષત્રિય ધર્મના માર્ગે હુ જતો નથી રાક્ષસોનો વધ કરવો અને તેમના પ્રદેશ ઉપર સત્તા સ્થાપવી તે એમણે ધર્મ માન્યો છે. પરતુ આજનો યુગધર્મ–સ્વધર્મ મને ચાધે છે કે ઉત્તર અને દક્ષિણની પ્રજા વચ્ચે સેતુ બાધ્યા વિના દેશનુ–લોકોનુ કલ્યાણ નથી બને પ્રજાઓ જો પોતપોતાના કિલ્લામા ભરાઈ રહે તો, એકબીજા ઉપર હલ્લા કરવામાથી ઊંચી ન આવે પરતુ જો એકબીજા સાથે વસે અને એકબીજાના સારા તત્ત્વો ગ્રહણ કર તો જ દેશમા એકતા સ્થપાય આર્યો પરદેશી

હોવા છતા એમણે ભારતને પોતાનો દેશ માન્યો છે એટલે દ્રવિડોએ એમને પરદેશી ગણી હાંકી કાઢવાનુ ઝનૂન ન રાખવુ જોઈએ. વળી આર્યો વિજેતા છે એટલે એમણે દેશવાસીઓને તુચ્છ માનવા ન જોઈએ. ઋષિઓ એમને તુચ્છ માને છે તે સામે મારો વિરોધ છે એ વિરોધનો મે દ્રવિડો સાથે સમાનતાનો નાતો કેળવીને સામનો કર્યો છે ઋષિઓને મારુ પગલું નથી પસદ પડ્યુ તે હુ જાણુ છુ, છતા મે તેની પરવા કરી નથી અને તેમને સાફ સભળાવી દીધુ છે કે, આ ઘમડ જ તમારા કાર્યની આડે આવે છે. એ ઘમડ હુ જેમ વેઠી લેતો નથી અને તેમને એ શરતે સહાય કરુ છુ કે, એમના આશ્રમો સમાનતાપૂર્વક વર્તન કરે. દડકારણ્યના ઋષિઓએ તે શરત સ્વીકારી એટલે રાક્ષસોથી રક્ષણ કરવાનો મારો સ્વધર્મ બની જાય છે એક રાજા કે ક્ષત્રિયના ધર્મ તરીકે નહિ, પણ યુગધર્મ તરીકે.'

દડકારણ્યમા ખર, દૂષણ, ત્રિશિરા જેવા સેનાપતિઓને ને તેમના લશ્કરને રામ અને લક્ષ્મણ એકલે હાથે હરાવી શક્યા હતા તેમ પણ માની લેવાનુ નથી રામે એમના આચારથી સૌમ્યતાનુ એવુ વાતાવરણ ઊભુ કર્યુ હતુ કે યજ્ઞમા વિઘ્ન નાખનાર બળોને પ્રજાનો ટેકો મળતો બધ થયો હતો. રાવણના સેનાપતિઓ અને લશ્કર, એમની સત્તાને ટકાવવા ઋષિઓનો સામનો કરતા, તેને લોકોનો ટેકો મળતો બધ થયો હતો તે પછી બીજુ પગલું એ સર્જાયુ હતુ કે રામના ન્યાયી પક્ષે રહીને લોકો પોતાના જાત બધુઓ સામે લડવામા ધર્મ માનતા થયા હતા. રામનો દક્ષિણનો વિજય એ અર્થમા અલૌકિક છે પરદેશીઓ બીજા દેશ ઉપર આક્રમણ કરે છે ત્યારે પોતાનુ નાનુ સરખુ લશ્કર પણ સાથે હોય છે. પ્રથમ થોડો પ્રદેશ જીત્યા પછી એ વિભાગમાથી દેશી લશ્કરની સહાય લઈ નવો પ્રદેશ જીતતા જાય છે. ભારત ઉપર પરદેશીઓના આક્રમણ અને સત્તાનો ઇતિહાસ એ પ્રક્રિયાથી ભરેલો છે.

પરંતુ રામનો દક્ષિણનો વિજય એથી જુદો છે. રામ અને લક્ષ્મણ પાસે ઉત્તરમાંથી આણેલું આર્યોનું કોઈ લશ્કર ન હતું. એમણે મહાત્માજીની માફક અહિંસક યુદ્ધનો માર્ગ લીધો ન હતો. બીજા પુરોગામીઓની માફક એ પણ હિંસક યુદ્ધ લડ્યા છે, પરંતુ એ હિંસક યુદ્ધ પણ રામને માટે વિશિષ્ટ હતું. એમણે પોતાના જીવનથી લોકોને શ્રદ્ધા પ્રેરી હતી કે એમનો સમન્વયનો સેતુબંધનો માર્ગ સાચો હતો દક્ષિણના વનવાસીઓ અને જનપદોને એ માર્ગ બુદ્ધિથી પૂરો સમજાયો નહિ હોય તોપણ રામના પ્રેમે એમને જીતી લીધા હતા. સત્તાથી માણસ જિતાય ત્યારે એ બળજબરીનો ભોગ બને છે. સ્વાર્થથી જીતાય છે ત્યારે સમાજદ્રોહનો ભોગ બને છે રામ રાજાની હેસિયતથી એમની વચ્ચે વસતા ન હતા. એમની પાસે રાજ્યનું રક્ષણ કરવા રચાયેલું કોઈ આગવું લશ્કર ન હતું. આથી જે લોકો એમનાથી જિતાયા હતા, તે સત્તાને કારણે પરાભવ પામેલા ન હતા. એ જ રીતે રામે કોઈને લાલચ આપીને સ્વાર્થને બહેકાવવાનો માર્ગ લીધો ન હતો. જો એ માર્ગે લીધો હોત તો જીત મેળવવામાં વાંધો ન આવત, પરંતુ સ્વાર્થ પતી જતાં એમનું આધિપત્ય એમણે માન્ય રાખ્યું ન હોત.

પરંતુ જે માર્ગે લોકોને વાળતાં ઋષિઓની પંડિતાઈ નાકામયાબ નીવડી હતી, તેમાં રામનો માનવપ્રેમ ફળીભૂત થયો હતો સત્યનો માર્ગ જાણ્યા છતાં માણસો એ માર્ગ કુરબાન થવાની ખોટ જોતાં પાછા પડી જાય છે. પરંતુ સત્યનો માર્ગે બતાવનારે સૌને પ્રેમપરવશ કર્યા હોય ત્યારે એના મુરલીનાદે ખુવાર થવામાં એ જ લોકો ધન્યતા અનુભવે છે. આપણી સમક્ષ એ ઇતિહાસ ભજવાયો છે. ગાંધીજીની મોહિનીને લીધે આઝાદીના સત્ય માર્ગે ચાલતાં લાખો માણસો કુરબાન થવા છતાં ધન્યતામાં મસ્ત હતા.

આજે સત્ય માર્ગ શું છે, તે લોકો નથી સમજતા એમ? જો સમજતા હોય તો કુરબાન થતાં કેમ પાછા પડે છે? ગાંધીની

મોહિનીને લીધે કુરબાન થવા હૈયાં હેલે ચડતાં, એ પ્રેમમાં વિવશ કરનારનો આજે અભાવ છે. જો એવી મોરલી છેડનાર કોઈ આવી પડે તો લોકો એ જ રીતે કૂદી પડ્યા વિના ન રહે. રામે દક્ષિણ ઉપરની જીત મેળવી હતી, તે આ પ્રેમ પદારથથી. સત્ય માર્ગ તો ઋષિઓ પણ સુઝાડતા હતા, પરંતુ એ માટે સ્વબંધુનો સામનો કરવાની કુરબાનીની ભાવના પેદા થતી ન હતી. રામે સત્યના માર્ગે દોર્યા એટલું જ નહિ પણ સત્યનો માર્ગ છે શૂરાનો તે બળ પણ સીંચ્યું. દંડકારણ્ય રાક્ષસ સત્તાનું મોટું ધામ હતું એટલે રામને નવ વર્ષનો લાંબો સમય તેને નિર્મળ કરતાં લાગ્યો. પરંતુ રાક્ષસો સાથેના યુદ્ધમાં રામને એ પ્રજાનો સાથ અને સહકાર પ્રાપ્ત ન થયા હોત તો એ જીત મેળવી શકત નહિ.

દંડકારણ્યમાંનું કાર્ય પૂરું થતાં રામે તેની બાજુના પંચવટી પ્રદેશમાં મુકામ ખસેડ્યો. ત્રણ વર્ષ કાર્ય કરતા ત્યાં વીત્યાં હતા અને સીતાનું હરણ થતાં રાવણ સાથે સીધો સામનો કરવાનું છેલ્લું યુગકાર્ય એમની સમક્ષ આવી પડ્યું હતું.

## રામનો સેતુબંધ અતૂટ છે
## —૩

રામના ઉજ્જવળ ચરિત્ર સાથે વિરોધાભાસી ત્રણેક ઘટનાઓ ધ્યાન ખેંચે તેવી છે. રામ લક્ષ્મણ જેવા સુજન રાવણની બહેનના નાક કાન કાપી લે તે શું એમને શોભે છે? બીજું, સીતાની શોધમાં સુગ્રીવ મદદરૂપ થશે તે સ્વાર્થને ખાતર રામ યુદ્ધના નિયમનો ભંગ કરી વાલિનો વધ કરે તે એમના માટે કલંકરૂપી નથી? ત્રીજું, અગ્નિપરીક્ષા પછી સીતાનો એક ધોબીની નિંદાથી ત્યાગ કરે એ કોઈ રીતે માફ ન થઈ શકે તેવું નિંદ્ય કૃત્ય છે.

સામાન્ય માણસના જીવનમાં અમુક પગલાં નિંદાપાત્ર ગણાય છે, પરંતુ એના એ પગલાં અસામાન્ય માણસની ભૂમિકાએ રહીને જોવામાં આવે તો એનો સંદર્ભ બદલાઈ જાય છે. એક ગરીબ માણસ જીવનની હાડમારી સહન ન થઈ શકવાથી એના કુટુંબની જવાબદારીમાંથી છટકવા ગૃહત્યાગ કરી જાય તો એ નિંદાપાત્ર બને છે. કાયર પુરુષ તરીકે એને અપકીર્તિ મળે છે જ્યારે બીજો પુરુષ ઉચ્ચ જીવનની ભાવનાને વશ થઈ ગૃહત્યાગ કરે છે અને સંન્યાસી બને છે ત્યારે એના ત્યાગની વાહવાહ થાય છે અને કીર્તિ પ્રાપ્ત કરે છે. કુટુંબની મુશ્કેલી અને તેના વિરોધથી વિવશ બન્યા વિના પુરુષે સંન્યસ્ત લીધું હોય તો તેની કદર થાય છે કે એનામાં કેટલી સ્થિતપ્રજ્ઞતા!

આમ તો બંને પુરુષના સ્ત્રીબાળકો મુશ્કેલીમાં મુકાય છે, છતાં બંનેના પગલાંનો હેતુ ભિન્ન છે એટલે બંનેની મૂલવણી જુદી થાય

છે. બન્નેનું એક સરખું પગલું છતાં ચુકાદો જુદો. કારણ કે પહેલો કુટુંબ સાથે દુઃખ વેઠવાની હિંમત બતાવી શકતો નથી અને એ દુઃખથી વિવશ થાય છે એટલે હતાશ થાય છે અને ભાગી છૂટે છે. જ્યારે બીજો સંસારી જીવન અસાર માની સંન્યાસીની કઠણ જિંદગી જીવવામાં પોતાનો ને સમાજનો ઉત્કર્ષ જુએ છે, એટલે એ પગલું ભરનારને બિરદાવવામાં આવે છે.

મતલબ કે, કુટુંબની જવાબદારી અદા કરવાની પુરુષની ફરજ મુખ્ય હોવા છતાં તે કોઈ ઊંચા હેતુ માટે એ ફરજને અવગણે તો એને તે અવગણવાનો અધિકાર છે. આઝાદીની લડત વખતે એવા લાખો પુરુષો નીકળ્યા હતા કે જેમણે દેશને ખાતર કુટુંબની ફરજને અવગણી ન હોત તો એમનાં કુટુંબો જરૂર હાડમારીમાંથી ઊગરી ગયાં હોત, પરંતુ દેશ આઝાદ થઈ શક્યો ન હોત. આ અર્થમાં કોઈ સામાજિક ફરજને માટે કૌટુંબિક ફરજ અવગણે તો એ દોષ ગણાતો નથી, ગુણ ગણાય છે. આથી વ્યક્તિના પગલાનું મૂલ્ય એ કયા હેતુથી ભરાયું છે તેના ઉપર અવલંબે છે. રામનું ચરિત યુગ-પુરુષનું છે એટલે તેમના પગલાંને સામાન્ય સંસારીના પગલાં સાથે મૂલવી શકાય નહીં. એમનું જીવન અંગત સુખદુઃખની કામનાઓને વશ થઈ વ્યતીત થયું નથી, પરંતુ સમાજ હિત માટે જે કરવું ઘટે તે જોખમ વહોરીને પણ કરવું અને સુખદુઃખની પરવા ન કરવી એવા ઊંચા ધ્યેયવાળું છે. આથી એમનાં કોઈ પગલાંને મૂલ-વતી વખતે તે ગજથી માપવાં જોઈએ.

શૂર્પણખાની ઘટના એ દૃષ્ટિએ જોતાં, એને શિક્ષા કરવી રામ અને લક્ષ્મણને અનિવાર્ય લાગી હોવી જોઈએ. દંડકારણ્યમાં રાવણની સત્તા હતી. રામને લીધે તે ઓસરતી જતી હતી અને રાવણના સેનાપતિઓ અને લશ્કર એને મહાત નહીં કરી શકે તેમ લાગતાં શૂર્પણખાએ નવો માર્ગ અખત્યાર કર્યો હતો. રામ સમક્ષ એણે લગ્નની માગણી કરી તે પાછળ એનો પ્રેમ હતો તેવા ભુલાવામાં

રામ પડે તેવા ન હતા. રાવણની ગેરહાજરીમાં દંડકારણ્યમાં શૂર્પ-ણખા રાજાનો દરજ્જો ભોગવતી હતી. એ પણ રાવણના જેવી દ્રવિડ ધર્મની કટ્ટર અનુયાયી હતી. આથી રામ સાથેના લગ્નની માગણી એ માયાવી મૃગના જેવું એક કપટ હતું તે સમજી જતાં રામને વાર લાગી ન હતી. સ્ત્રી આકર્ષણની જાળમાં રામ ફસાય તો શૂર્પણખા લક્ષ્મણ સાથે વિખવાદ ઊભો કરાવી શકે, સીતાનો ત્યાગ કરાવી શકે. રામે એના કપટભર્યા લગ્નના પ્રસ્તાવનો જવાબ એવો જ મુત્સદ્દીભર્યો આપ્યો કે પોતાને પત્ની છે એટલે લગ્ન કરવાનો સવાલ ઊભો થતો નથી. લક્ષ્મણ અહીં એકલો છે એટલે એની ઇચ્છા હોય તો પૂછી જો. શૂર્પણખાને તો બંનેમાંથી ગમે તે ભાઈ જાળમાં ફસાય તો બેડો પાર હતો એટલે એણે લક્ષ્મણ સમક્ષ લગ્નની માગણી કરી. રામે એ સૂચન કર્યું છે એમ જાણતાં તે કપટીને શિક્ષા કરવા પોતાની પાસે મોકલે છે તેમ સમજી જતાં લક્ષ્મણને વાર ન લાગી અને એણે તેનાં નાક-કાન કાપી લીધાં.

આ પ્રકારની એક સ્ત્રીને શિક્ષા કરવી તે રામ-લક્ષ્મણ જેવા પુરુષોને શોભે છે? તે જમાનામાં અને આજે પણ શિક્ષા કરવાનો માર્ગ ચાલુ છે. જો ફેર પડયો હોય તો કેવળ શિક્ષાના પ્રકારમાં. આજના યુગમાં સ્ત્રી પ્રત્યેનો વર્તાવ ઘણો બદલાયો છે. મધ્યયુગમાં તે વર્તાવ જુદો હતો. સ્ત્રી તાડનની અધિકારી મનાતી હતી. પશ્ચિ-મમાં ગુલામીની પ્રથામા કંઈ અજુગતું માનવામાં આવતું ન હતું. આફ્રિકામાથી હબસીઓને પશુની માફક પકડીને યુરોપ. અમેરિકાના બજારમાં વેચવામા આવતા હતા. આ સ્થિતિ જોતાં વૈદિક કાળમાં આર્યો કાળા અનાર્યો સાથે શિક્ષાભર્યો વરતાવ કરે તે એટલું સહજ હશે કે રામ જેવા યુગપુરુષને પણ વિશાળ સમાજહિત ખાતર એવું વર્તન કરવામાં દોષ લાગ્યો નહીં હોય.

રામનું ઉજ્જ્વલ ચરિત્ર જોતાં એટલું જરૂરથી કહી શકાય કે એમને દોષ લાગ્યો હોય તો એવો વર્તાવ ન કરે. અગાઉ વિશ્વામિત્ર

વધારે હતી રામની જાણ બહાર એ ન હતું એટલું જ નહી પણ રામને તે પણ ખબર હતી કે વાલિને એકલે હાથે સામી છાતીથી હરાવી શકાય તેમ નથી એથી એમણે સુગ્રીવ દ્વંદ્વયુદ્ધમા હારવાની અણી ઉપર હતા તે વખતે વૃક્ષને ઓથેથી છુપાઈને યુદ્ધના નિયમનો ભગ કરી બાણ છોડયુ અને વાલિનો વધ કર્યો આવો બળિયો વાલિ સીતાની શોધમા અને રાવણ સાથેના યુદ્ધમા સબળ મિત્ર નીવડી શકે તેમ હોવા છતા રામે સુગ્રીવનો સગ કર્યો તેનુ કારણ એમનુ યુગકાર્ય હતું યુગકાર્ય એ એમના જીવનનો મુખ્ય ધર્મ છે અને તે અદા કરતા અગત સુખદુ ખનો જે ભોગ આપવો પડે તે આપવા તે તૈયાર હતા આથી સુગ્રીવ અને વાલિની પસદગી વખતે પણ એમની નજર સમક્ષ સીતાની શોધ અગત લક્ષ્ય ન હતુ પણ યુગકાર્યનુ મુખ્ય લક્ષ્ય હતુ યુગકાર્યને ભોગે એ સીતાની શોધ કરવાના અગત સ્વાર્થમા ઘસડાઈ જવા તૈયાર ન હતા એ કાર્ય સાધવામા અ ગત પ્રશ્ન વિલ બમા મુકાય કે તેનો ભોગ આપવો પડે તો એની એ પરવા કરે તેમ ન હતા

સીતાહરણથી એ કેવા દુ ખી થાય છે એ કથા એમનો ઉત્કટ પત્નીપ્રેમ દર્શાવે છે છતા એ પત્નીપ્રેમ વિશાળ રાજ્યધર્મની આડે આવે તો સીતાનો ત્યાગ કરતા પણ તે અચકાય તેવા નથી, એ પછીની કથામા જોવા મળે છે આથી સીતાહરણ વખતે એ ગમે તેટલા અધીરા બન્યા હોય તોપણ જાહેર હિત એ ચૂકે તેમ ન હતા, એ એમનુ ચરિત સીતાત્યાગે પુરવાર કરી આપેલુ છે સબળ વાલિ કરતા નિર્બળ સુગ્રીવની મૈત્રી કરવામા પણ એમની એ ઉચ્ચ ભૂમિકા રહેલી છે અને વ્યવહારિક ગણતરી નથી

રામ પચવટીમા રહેતા હતા એટલે એની નજીકના ઋષ્યમૂક પર્વતના પ્રદેશથી તે અજાણ્યા ન હતા કિષ્કિધા નગરીમા રાજ્ય કરતા વાલિ અને એના ભાઈ સુગ્રીવના એ જાણકાર હતા એમના યુગકાર્યમા રાવણનો જેમ સૌથી મોટો વિરોધ હતો તો એ પછી

બીજે નબરે વાલિ વિરાધી હતા. એ રામના બળને વશ થઈ સીતાની શાધમા રાવણને કેદ કરે અને સીતા મેળવવાનુ કામ પાર પાડે તાપણ એ રામના સમન્વયકાર્યને ટેકા આપે નહિ. રાવણ પ્રત્યે હરીફના ઈર્ષાભાવ હોવાથી રામને સહાય કરવામા એનું અહમ્ પાષાય. એ કારણે દુશ્મનના દુશ્મન મિત્ર ગણી રામને એ સહાય કરે, પરતુ રામના મુખ્ય કાર્યના ધર્મઝનૂનને લીધે વિરાધ કર્યા વિના ન રહે. અગત કાર્યમાં એની મદદ લીધા પછી જાહેર કાર્યમા એની સાથે યુદ્ધમા ઊતરવુ પડે તે રામને સ્વાર્થની કક્ષાએ નીચે ઉતારનારુ નીવડે.

સુગ્રીવ વાલિથી તરછોડાયેલા હતા અને એને અન્યાય થયા હતા, તેથી એના અગત પ્રશ્નમા ન્યાય આપવામા રામે એના પક્ષ કર્યો હતા એવા એમાં સીમિત હેતુ ન હતા. પરતુ રામના સમન્વય કાર્યમા જે પ્રેમથી બીજા સામેલ થયા હતા, તેમા સુગ્રીવ ને તેના સાથીઓ સાથ આપે તેમ હતા, તેવી માહિતી એમને મળી હતી. પપા નદીના મનોહર પ્રદેશમા મતગ ઋષિની શિષ્યા શબરીએ રામને પ્રેમથી નવડાવી નાખ્યા હતા અને સાથે સાથે એમને ભાળ પણ આપી હતી કે તમારા કાર્યમા સુગ્રીવ અને તેમના સાથીઓ સહાયરૂપ થશે આ કાર્ય તે કેવળ સીતાશોધનુ જ નહી, પરતુ સમન્વયનુ કાર્ય સુધ્ધા અને એ મુખ્ય કાર્યને સિદ્ધ કરવુ હાય તો રાવણની માફક વાલિવધ પણ અનિવાર્ય હતા.

એ વધ રામે યુદ્ધની નીતિના ભગ કરીને કર્યો હતા તે કારણે જરૂર અધર્મ ઠરે છે પરતુ મહાભારતના યુદ્ધમા શ્રીકૃષ્ણે અર્જુનને સમાજહિતને લક્ષમા લઈ યુદ્ધના નિયમોના ભગ કરી કર્ણ, દ્રોણ અને ભીષ્મને હણવા સલાહ આપી હતી. તેવા જ સમાજહિતને વશ થઈ રામે વાલિના વધ કરવામા યુદ્ધના નિયમના ભગ કર્યો હતા. એ અધર્મ એમને તે કારણે સ્પર્શતા નથી કે એમા અગત સ્વાર્થની લવલેશ માત્રા ન હતી. ધર્મ એ કોઈ જડ વસ્તુ નથી.

સમાજનો હિતકારક, ચેતનવ તો એ સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ પદાર્થ છે યુગપુરુષોના જીવનકાર્યો દ્વારા એ સૂક્ષ્મ પદાર્થનો સાક્ષાત્કાર થઈ શકે છે વાલિના વધમા કેવળ સમાજહિતનો હેતુ હતો જો અગત સ્વાર્થ હોત તો એમણે સુગ્રીવને બદલે વાલિનો સાથ કર્યો હોત.

વાલિનો વધ થતા આખો દક્ષિણનો વિસ્તાર રામના સમન્વય કાર્યને માટે ખુલ્લો થયો રાવણ લકાને સમુદ્રથી રક્ષિત માનતો હતો, તે એની સુરક્ષિતતા પણ જોખમાઈ સુગ્રીવ, હનુમાન અને બીજા દ્રવિડ જાતિના લોકો રામને પક્ષે રહી રાવણ સાથે યુદ્ધ ખેલવા કટિબદ્ધ થયા. લકાની ખાડી ઓળગીને લશ્કરને ઉતારવુ અભેદ્ય હતુ તે વાનર સેનાએ ભેદ્ય બનાવ્યુ એને રામનો ચમત્કાર ઘટાવ વામા આવે છે–રામનામથી પથ્થર તર્યા અને સેતુ બધાયો! આવા ચમત્કારને ન સ્વીકારીએ તોપણ રામે એ ચમત્કાર તો જરૂર કર્યો હતો કે દક્ષિણની દ્રવિડોની વિવિધ જાતિઓ એમની સહાયમા ખડી થઈ હતી કે તે લોકશક્તિને અભેદ્ય સમુદ્ર પણ ડરાવી શક્યો નહી સમુદ્રકાઠાની જાતિઓએ એમની સાગરખેડુ શક્તિનો પરચો બતાવી વહાણોનો સઘ રચીને સૈન્ય પસાર થવામા અનોખી શક્તિ બતાવી. સેનાએ સમુદ્ર કેવી રીતે ઓળગ્યો એ રામનો મહિમા વધારનારુ એટલુ ભારે નથી, જેટલુ રામને માટે મરી ફીટવા દક્ષિણની વિવિધ જાતિઓ પ્રેમને વશ થઈ રાવણ સાથે મેદાનમા ઊતરી તે ચમત્કાર છે.

રાવણ, ઇન્દ્રજીત, કુભકર્ણ જેવા મહાબળિયા અને ઇન્દ્રને પણ પરાજિત કરનાર યોદ્ધાઓ હાર્યા અને એમનો વધ થયો તેમા કેવળ રામ અને લક્ષ્મણનુ પરાક્રમ જ કારણભૂત નથી. જો એ સૌથી વધુ પરાક્રમી હોત તો વાલિને યુદ્ધના નિયમનો ભગ કરી હણવો પડ્યો ન હોત અને ઇન્દ્રજીતના બાણથી લક્ષ્મણ મૂર્છાવશ થયો ન હોત રામની જીત અને રાવણની હાર એ બે વ્યક્તિઓની અગત હારજીત ન હતી પરતુ એકને પક્ષે લોકશક્તિ અને વિશાળ

સમાજહિતનું સત્ય હતું, તો બીજે પક્ષે કેવળ લશ્કરી બળ અને યુગકાર્યનું વિરોધી અસત્ય હતું. કેવળ સત્ય કે ન્યાયનો પક્ષ લોકશક્તિના ટેકા વિના જીતી શકતો નથી અને એવી શક્તિ સર્જાય છે ત્યારે શસ્ત્રબળ અને બાહુબળ ગમે તેટલું તુમુલ હોય તોપણ એ જીતી શકાતું નથી તે રામરાવણ યુદ્ધનો સંદેશ છે.

રામરાવણનું યુદ્ધ કેવળ બીજા રાજાઓની માફક પ્રદેશ માટેનું, સત્તા માટેનુ, કે પ્રતિષ્ઠા માટેનું યુદ્ધ હોત તો અનેક એવા ઐતિહાસિક યુદ્ધોની માફક આ યુદ્ધ પણ ઇતિહાસના પાનાઓમા તવારીખ બનીને સંઘરાયેલું પડ્યુ હોત, એ લોકોનાં હૈયામા સદા ભરતી આણનાર ભાગીરથી બની રહ્યુ ન હોત. રામનો સેતુબંધ એ કેવળ સ્થૂલ સેનાને પાર કરવાનો સેતુબંધ ન હતો. પરંતુ ઉત્તર દક્ષિણની પ્રજાઓ વચ્ચે ધર્માંધતારૂપી જે સમુદ્રની ખાડી હતી, તે ઉપર રામે દક્ષિણમા ચૌદ વરસ વનવાસના ગાળી એવો સેતુબંધ બાંધ્યો કે બને પ્રજા એક થઈ.

# સીતાત્યાગ રાજવી ધર્મની દીવાદાંડી છે
-૪

રામે વનવાસકાળમા ઉત્તરદક્ષિણની પ્રજાઓનો સેતુ બાધવાનુ યુગકાર્ય કર્યું હતુ, તેમ અયોધ્યાની ગાદી ઉપર બેઠા પછી રાજવીએ સત્તાધીશ તરીકે પ્રજા ઉપર રાજ કરવાનુ નથી, પરતુ એના નમ્ર સેવક તરીકે અદનામા અદના નાગરિકના મતને પણ મહત્વ આપવાનુ છે, એ રામરાજ્યનો આદર્શ આચરી જતા યો હતો પરશુરામે નક્ષત્રિય પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા લીધી હતી તેમા ક્ષત્રિયો તરફ વેરવૃત્તિ ન હતી, પરતુ ક્ષત્રિયો રાજ્યસત્તાના નશામા પોતાને સર્વોપરી માનતા હતા અને જાગ્રત લોકમત જેવા બ્રાહ્મણ વર્ગના મતની પણ પરવા કરતા ન હતા તેથી પરશુરામે એમનો મદ ઉતારવા એ પગલુ ભર્યું હતુ

રામે પરશુરામને પરાસ્ત કર્યા હતા અને તેમનુ અભિમાન ઉતાર્યું હતુ ક્ષત્રિયોમા એક પ્રકારનો મદ હતો તો પરશુરામમા એવો જ બીજા પ્રકારનો મદ હતો એ મદ ઉતારવો જોઈએ માની રામે એમના ધનુષ્યને તોડયુ હતુ પરતુ એ સમજતા હતા કે ક્ષત્રિયોનો મદ પણ એટલો જ દૂષિત હતો જો એ માઝામા ન રહે તો પરશુરામો પાકતા રહે અને બ્રાહ્મણ ક્ષત્રિયોનો આતરવિગ્રહ ચાલુ રહે દેશને માટે ઉત્તર દક્ષિણની ભિન્ન પ્રજાઓનો વિગ્રહ પાય માલી નોતરનારો હતો તેમ આર્યોનો આતરવિગ્રહ પણ એવો જ ખતરનાક હતો રાવણના વધથી પહેલા પ્રકારનુ યુગકાર્ય પૂરુ થયલુ માની એમણે ક્ષત્રિય રાજવી તરીકે બીજા પ્રકારનુ કાર્ય આરભ્યું

હતું. પહેલા કાર્યમાં રાવણવધ એ એનું શિખર હતું તો બીજા કાર્યમાં સીતાત્યાગ એનું શિખર હતું.

પરશુરામ ક્ષત્રિય સત્તા પાસે બ્રાહ્મણ મતનું તત્ત્વ સ્વીકારવાનો આગ્રહ રાખતા હતા. રામે એથી આગળનું ડગલું ભરી દાખલો બેસાડ્યો કે બ્રાહ્મણ મતનું જ નહીં પણ સમાજના અદનામાં અદના વર્ગના મતનું પણ મહત્ત્વ સ્વીકારાવુ જોઈએ. ધોબીની ઘરખાનગી વાતને વશ થઈ રામે સીતાનો ત્યાગ કર્યો, એમાં ધોબી એ અદના વર્ગનું એક પ્રતીક છે. આજે એ વર્તન વિચિત્ર અને કોઈ રીતે ગળે ન ઊતરે તેવું લાગે છે. એનું આંધળું અનુકરણ કરીને રામના હનુમાન જેવા ભક્તે પણ આજે તેવું વર્તન કરવું ન જોઈએ. પરંતુ એથી રામના એ વર્તનનું મૂલ્ય આજના સંદર્ભમાં ઊંધું આંકવું એ પણ એટલું જ બેહૂદું છે. આંધળું અનુકરણ જેમ ઘાતક છે તેમ ભૂતકાળના વર્તનને આજના સંદર્ભમાં આંકવું તે પણ એટલું જ પૂર્વજોને અન્યાય કરનારું છે.

રામની અગાઉ રાજવીઓએ અદનામાં અદના મતનું ગૌરવ કરી રાજવીની સત્તાને નિયમનમાં રાખવાનું પગલું ભર્યું ન હતું. આ પરંપરામાં રામ રાજવીનો નવો ધર્મ, અદના સેવક તરીકેનો ધર્મ ચીંધે છે એ એમની વિશિષ્ટતા છે. રાજધર્મ આગળ બીજા ધર્મો એટલા ગૌણ છે કે તેનો ભોગ આપવો પડે તો એમાં એણે અચકાવું ન જોઈએ. આ ભોગ સીતાત્યાગને લીધે એવો સચોટ સૂચવાયો છે કે ઊંચામાં ઊંચું શિખર બનીને ઊભો છે. વિશિષ્ટ ધર્મનું મહત્ત્વ સમાજ સમક્ષ પ્રસ્થાપિત કરવા માટે એ અંગે વધુમાં વધુ ભોગ અપાયો છે તેમ વસે તો જ તે ચિરસ્મરણીય બની રહે. રામનું જોઈએ છીએ તો પિતાના વચન ખાતર ગાદીત્યાગ અને વનવાસનો મહાન ભોગ અગાઉ એમણે આપેલો છે. આથી સીતાત્યાગ સિવાય બીજો કોઈ ત્યાગ, રામને માટે કસોટીરૂપ બની શકે એમ દેખાતો નથી.

સીતાને એ કેટલી ચાહે છે તેનો પુરાવો સીતાહરણ વખતે જોવા મળેલ છે. એવી પ્રાણપ્યારી સીતાને માટે એમણે ગાદી છોડી હોત તો પ્રેમધર્મનો મહિમા જરૂર થઈ શક્યો હોત. જે મહિમા એડવર્ડ આઠમાએ આપણા જમાનામાં ત્રીસ વર્ષ અગાઉ ગાદીત્યાગ કરીને કરી બતાવ્યો છે. એણે પ્રેમધર્મને પ્રથમ સ્થાન આપ્યું અને રાજધર્મને એ પછીનુ સ્થાન આપ્યું, એટલે ગાદી છોડવાનું પગલું ભર્યું. પરંતુ એણે રાજધર્મનું સ્થાન પ્રથમ મૂક્યું હોત તો પ્રેમનો ભોગ આપવાનુ પગલું ભર્યું હોત. ભલે એણે રાજધર્મને પ્રથમ સ્થાન ન આપ્યું પરંતુ એ વખતે પાર્લામેન્ટમાંથી એના પગલાને ટેકો મળે તેવા સંજોગો હતા છતાં એ જ રાજધર્મને વશ થઈને તે લાલચને વશ થવાનું નકાર્યું હતું.

એડવર્ડ સમક્ષ મિસિસ સિમ્પસન સાથેના લગ્નનો વિરોધ પ્રધાનમંડળ તરફથી પરંપરાગત રૂઢિ પ્રમાણે રજૂ થયો ત્યારે ચર્ચિલ જેવા પાર્લામેન્ટના સિનિયર નેતાનો પણ રાજાને ટેકો મળે તેવા સંજોગો હતા. રાજાએ જો એ અંગે પાર્લામેન્ટની ઇચ્છા જાણવાનો આગ્રહ રાખ્યો હોત તો પરિણામ કદાચ એની તરફેણમાં આવ્યું હોત. દેશના જાગ્રત નાગરિકોનો એક વર્ગ રાજા પાસે રૂઢિ પળાવવાનો આગ્રહ રાખવામાં પોતાનું જ અપમાન માનતો હતો. રાજાશાહીમાં રાજવીઓ રાજકુટુંબ અને ઉમરાવ કુટુંબમાં પરણે એ રૂઢિ ભલે એમણે પોષી હોય, પરંતુ લોકશાહીમાં લોકો જ સર્વસત્તાધીશ છે અને એ હક તેમનો માન્ય રાખીને લોકસભાગૃહને જે સત્તા મળી છે, તે ઉમરાવ સભાગૃહની માન્ય રાખવામાં આવી નથી. આમ સામાન્ય નાગરિકનું ગૌરવ સ્વીકારાય પછી રાજા એવા સમાજની એક સ્ત્રીને પરણે તેનો વિરોધ કરવો તે લોકોના ગૌરવનો વિરોધ કરવા બરાબર છે. સામાન્ય નાગરિકને છૂટાછેડા લીધેલ સ્ત્રી સાથે પરણવાનો હક છે. તો રાજવીને એવો હક નથી તેમ રૂઢિનો આશરો લઈને ના કહેવી એ પણ સામાન્ય નાગરિકના હકના ગૌરવભંગ

સમાન છે.

આ લોકશાહી વિચારસરણીને વશ થઈ ચર્ચિલ જેવા લોકસભાના અમુક સભ્યો માનતા હતા કે એડવર્ડે પ્રધાનમંડળની સલાહ સ્વીકારી ગાદી છોડવી ન જોઈએ, પણ લોકસભા સમક્ષ તે સવાલ મુકાય તેમ મુખ્યપ્રધાનને આદેશ આપી નિર્ણય આવે તે સ્વીકારવાનું લોકશાહી વલણ લેવું જોઈએ આમ જો એ પ્રશ્ન લોકસભા સમક્ષ રજૂ થવાના સંજોગો ઊભા થયા હોત તો એ અંગે બંને બાજુના મતવ્યો જોરશોરથી છાપામાં રજૂ થયા હોત. લોકમતનો પડઘો પાર્લામેન્ટના સભ્યો ઉપર પણ પડ્યો હોત કદાચ બહુમતી રાજવીને પક્ષે રહી હોત અને એડવર્ડ ગાદીત્યાગ કર્યા વિના મિસિસ સિમ્પ્સનને પરણી શક્યો હોત.

આ પગલું એડવર્ડે ભર્યું હોત તો લોકશાહી સાથે સુસંગત નથી એમ એનો દોષ નીકળત નહી. પરંતુ એડવર્ડ સામાન્ય નાગરિક ન હતો, રાજવી હતો અને એ રાજવીધર્મે એને લોકશાહી માર્ગ લેતા રોક્યો હતો. સામાન્ય નાગરિક લોકશાહી બધારણમાં કોઈ ને કોઈ પક્ષમાં જોડાઈ શકે છે અને એ એનો હક છે પરંતુ રાજા પક્ષાતીત છે અને એ પક્ષથી પર સર્વપક્ષીયે રહે તો જ એ બધારણીય વડા તરીકેનો ધર્મ અદા કરી શકે. આમ બ્રિટનના રાજવીનો ધર્મ પક્ષાતીત રહેવાનો ચાલ્યો આવતો હોય ત્યારે એડવર્ડ પોતાના પ્રશ્નમાં લોકસભાની સંમતિ માગે અને એ સંમતિ અંગે લોકસભા બે પક્ષમાં વહેંચાય તેથી રાજાનું પક્ષાતીત ગૌરવ હણાય આથી એડવર્ડે ગાદીના અંગત લાભનો વિચાર ન કરતા રાજવીનો પક્ષાતીત વડા તરીકેનો ધર્મ જળવાઈ રહે અને બ્રિટનમાં એડવર્ડને કારણે કિંગપાર્ટીનું જોખમ ઊભું થાય તે નિવારવા રાજવીધર્મને વશ થઈ એડવર્ડ ગાદીત્યાગ કર્યો, પણ લોકશાહીમાં સામાન્ય નાગરિકને મળતા હકના પ્રલોભનમાં ખેંચાવાનું ચર્ચિલ જેવાની સલાહ હોવા છતા મુનાસિબ ન માન્યું.

આમ ઐડવર્ડે પ્રેમધર્મને પ્રથમ સ્થાન આપી ગાદીત્યાગ કર્યો, છતા રાજધર્મને વશ થઈ ગાદી ઉપર ચાલુ રહેવાનો લોકશાહી હક જતો કર્યો. રામ ઐડવર્ડ કરતા વધુ ઊચો રાજધર્મને મૂકે છે અને ઐડવર્ડથી ઊલટો રાજધર્મને ખાતર પ્રેમનો ભોગ આપે છે સીતાત્યાગમા સ્થૂળ વ્યક્તિનો ત્યાગ જોવાનો નથી, પરતુ જે ત્યાગ કરતા વધુમા વધુ હૃદયદુ.ખ વેઠવુ પડે તેવો એ વિરલ ત્યાગ છે. રામ સીતાને ચાહતા ન હોય અને ત્યકતા તરીકે એને ત્યજી દે એ સ્થિતિ સાવ જુદી છે વળી રાજવી તરીકેની અગત પ્રતિષ્ઠા ખાતર, સીતાનો ભોગ લે અને રાજવીના વૈભવમા એ બીજી રાણી કરે તે સ્થિતિ પણ જુદી છે. જે સમાજમા અનેક પત્નીઓ કરવાનો રિવાજ હતો તેમા રામ સીતાત્યાગ પછી પણ એક પત્નીવ્રત ચાલુ રાખે તેમા સુધારક વલણનુ કારણ નથી, પરતુ સીતા પ્રત્યે એવો અનન્ય પ્રેમ છે કે બીજા લગ્નની એ કલ્પના કરી શકે તેમ નથી. આથી સીતાનો ત્યાગ કોઈ પુરુષ અણગમતી પત્નીનો ત્યાગ કરે તેવુ પગલુ નથી, રાજધર્મ ખાતર પ્રેમનો મોટામા મોટો ત્યાગ કરવાની કપરી કસોટીનો એ પુરાવો છે

રામે આટલી હદનુ પગલુ ભર્યુ હતુ, તેનુ કારણ એ વખતની રાજસત્તા રાજધર્મ ચૂકી હતી તેને એ ધર્મ સચોટ રીતે ચીધવાનુ એમા અભિપ્રેત છે ગાધીજી આ દેશમા જન્મ્યા ન હોત અગર આ દેશમા એમને જે ગરીબાઈના દર્શન થયા તે કગાળ સ્થિતિ દેશની ન હોત તો એમણે લગોટીનો-એક ધોતિયુ પહેરવાનો પોશાક ધારણ કર્યો ન હોત. એ પોશાક દ્વારા એ દેશને ફરજ ચીધવા માગતા હતા કે દેશમા જ્યારે આવી ગરીબાઈ છે ત્યારે એને ફેડવાનો માર્ગ સમાજને ખાતર ત્યાગ કરવામા છે. મહાત્માજી કરતાય લાખો લોકો અર્ધનગ્ન પોશાક પહેરતા હતા એટલે મહાત્માજીના પોશાકમા બાહ્ય રીતે કોઈ વિશિષ્ટતા ન હતી, પરતુ આતરિક રીતે બહુ મોટી વિશિષ્ટતા હતી. લાખો લોકો ગરીબાઈની

લાચારીને લીધે તે પોશાક પહેરતા હતા જ્યારે ગાધીજીએ સ્વેચ્છાએ, ત્યાગપૂર્વક, દેશબધુઓ પ્રત્યેના સમસવેદનને વશ થઈને કૃળગ પોશાક ધારણ કર્યો હતો આ પોશાક પશ્ચિમના લોકોને સમજવો મુશ્કેલ હતો એ જ રીતે ભવિષ્યમા ભારતમા ગરીબાઈ નાબૂદ થઈ હોય અને છેલ્લામા છેલ્લા નાગરિકની અન્નવસ્ત્ર અને રહેઠાણની જરૂરિયાત મતોષાઈ હોય ત્યારે તે લોકોને ગાધીજીનો પોશાક ગળે ઊતરવો સીતાત્યાગ જેવો મુશ્કેલ થઈ પડશે

સીતાત્યાગ પાછળ રામને અગત પ્રતિષ્ઠાનુ અહમ્ હોત તો સીતાત્યાગ દૂષિત બન્યો હોત પરતુ એ ત્યાગ પાછળ રાજવી ધર્મની મહત્તા રહેલી છે અને અહી તેનુ મહત્ત્વ રામે જેટલુ આચરી બતાવ્યુ છે તેટલુ કોઈએ આચરી બતાવ્યુ નથી ગાધીજી સ્વરાજ્યનો પર્યાય રામરાજ્ય કહેતા તેમા રાજાશાહીનો મહિમા કરવાનુ જૂનવાણી માનસ ન હતુ, પરતુ આર્યસસ્કૃતિની ભાષામા લોકશાહીનો અર્થ જનસમાજને સમજાવવાનુ અભિપ્રેત હતુ કેવળ રાજધર્મને વશ થઈ રામે સીતાનો ત્યાગ કર્યો હોત અને રાજવી તરીકે લોકકલ્યાણનુ કાર્ય કર્યું ન હોત તો રામનુ એ પગલું મિથ્યા આચાર બની રહ્યુ હોત. રાવણના વધ પાછળ બે પ્રજાઓનો સેતુ બાધવાનુ યુગકાર્ય ન હોય તો એ કાર્ય બીજા સામાન્ય યુદ્ધો જેવુ જ બની રહ્યુ હોત એ જ પ્રમાણે સીતાત્યાગ પાછળ રાજવીધર્મનો લોકમતને માન આપવાનો મહિમા ન હોત તો તે પગલુ નિંદ્ય બની રહેત એક ધોબી જેવા અણસમજ અને અવિચારી માણુસના મતને આટલી હદે મહત્ત્વ આપવુ, તે કઈ રીતે બુદ્ધિયુક્ત છે? એ સાથે એનુ સામુ પલ્લુ જોઈએ તો રાજસત્તા પરશુરામને નક્ષત્રિય પૃથ્વી કરવાની હદે લઈ ગઈ હતી ત્યારે એ કેટલી હદે લોકમતની અવગણના કરી અમર્યાદ બની હશે? એ અતિશયતાને સમતોલ કરવા રામ જેવાએ એક સામાન્ય ધોબીના મતને માન આપવા સુધીનુ પગલુ લઈને એવા સામા છેડાની અતિશયતાનુ વર્તન કરી દાખલો

બેસાડ્યો છે આમ અદના લોકમનનો મહિમા કરવાનુ યુગકાર્ય કરીને રામે રામરાજ્યનો આદર્શ સ્થાપ્યો હતો

સીતાત્યાગનુ પગલું અતિશયોક્તિભર્યું છે તે વિશે બેમત નથી પરંતુ સામે છેડે એવી અતિશયતા હોય તો એ સામે કાયમની દીવાદાંડી બની રહે એવુ પગલું અતિશયોક્તિનુ જ હોઈ શકે સીતાત્યાગમાથી રાજસત્તાએ મોટામા મોટો એ બોધપાઠ લેવાનો છે કે અદનામા અદના લોકમતને એણે માન આપવાનુ છે જે સત્તા દ્વારા સેવા કરવા માગે છે તેણે સમાજહિતના મુખ્ય કાર્યમા પોતાના અંગત જીવનનો જરૂર પડે તો ભોગ આપવાનો છે સૈનિકનો ધર્મ દેશના રક્ષણ ખાતર જાતની આહુતિ આપવાનો છે અને એ આપતા એના કુટુંબને જે દુ ખ આવી પડે તેની પરવા કરવાની નથી મતલબ કે જેમને સમાજમા વિશિષ્ટ ધર્મો બજાવવાના છે તેમણે એ અદા કરતા ગૌણ ધર્મોનો ભોગ આપવો પડે તો તે આપવા તૈયાર રહેવું જોઈએ રાજધર્મ બજાવતા રામે પતિ તરીકેના ગૌણ ધર્મનો ભોગ આપ્યો છે આથી રામનુ સીતાત્યાગનુ પગલું કેવળ સામાન્ય નાગરિકના પગલા તરીકે મૂલવવાનુ નથી પરંતુ રાજવીના વિશિષ્ટ ધર્મના તે કાળના સંદર્ભમા મૂલવવાનુ છે એ જ પ્રમાણે એ મૂલ્ય એમને માટે ગમે તેટલુ સપ્રયોજન હોય તોપણ આજે સંદર્ભ બદલાયેલો હોય તો એનુ આંધળુ અનુકરણ કરવુ તેમા રામભક્તિ નથી કે આર્યસંસ્કૃતિ નથી કથાઓમા આવતી સ્થૂળ ઘટનાને વળગવાનુ નથી, પરંતુ એ ઘટના પાછળ જે ભાવ રહ્યો છે તેને ગ્રહણ કરવાનો છે સીતાત્યાગના રામના પગલાનો ઉપહાસ કરવો તેમા જેમ આધુનિકતા રહેલી નથી, તેમ એનુ આંધળુ અનુકરણ કરવુ તેમા ભક્તિ-ધર્મ રહેલો નથી

રામનો સીતાત્યાગ અને એડવર્ડનો ગાદીત્યાગ, બને પરસ્પર વિરોધી ઘટનાઓ જોઈએ છીએ તો, રામની મહાનતાને એ પગલા બદલ આંચ આવી નથી તેમ એડવર્ડને એથી મહાનતા પ્રાપ્ત થઈ

નથી. કારણ? રામનું એ પગલું અંગત જીવનના સુખને અતિક્રમીને રાજાના સેવક ધર્મના જાહેર હિત ખાતર ભરાયેલું હતું. એડવર્ડનું ગાદીત્યાગનું પગલું એવું ધ્યાન ખેંચનારું છે. પરંતુ એ પાછળ કેવળ અંગત સુખ–ઉત્કટ લાગણી સિવાય કોઈ ઉચ્ચ સામાજિક ભાવના ન હતી. મિસિસ સીમ્પ્સન ઉમરાવ કુટુંબની ન હતી અને તેણે છૂટાછેડા લીધેલ હતા, તેથી ગૌરવ ઓછું ન ગણાવું જોઈએ, એવી સમજથી ચર્ચિલ જેવા એના પગલાને ટેકો આપવા તૈયાર હતા, તે ભાવનાને વશ થઈ એડવર્ડે જો ગાદીત્યાગ કર્યો હોત તો, લગ્ન પછીનું એનું જીવન એવા કોઈ જાહેર કાર્યમાં વીત્યું હોત. પરંતુ ૩૦ વર્ષના તે પછીના એના જીવનને જોઈએ છીએ તો એ કેવળ કોઈ સુખી-શ્રીમંત ઉમરાવ એશઆરામમાં જિંદગી ગુજારે તેમ જુદી જુદી ઋતુઓ જુદા જુદા દેશોમાં ગાળે છે. આથી એ પ્રેમ કેવળ અંગત સુખની કક્ષા અતિક્રમીને પાવકજ્વાળા બની શક્યો નહિ. જો એ પાવકજ્વાળા બની શક્યો હોત તો બંનેનું જીવન ઉદાત્ત કાર્યોમાં વીત્યું હોત. જો પ્રેમ જીવનને ઉદાત્ત ન બનાવે, ઉદાત્ત કાર્યોમાં જોડે નહિ, તો એ પ્રેમ કેવળ અંગત લાગણીઓના સુખમાં રાચનારા મોહ–આકર્ષણની સ્થૂલ કક્ષાથી આગળ ચડી શકતો નથી. આ આકર્ષણ ગમે તેટલું ઉત્કટ હોય કે દીર્ઘકાળ ટકી રહે તોપણ એ વિવિધ સુખની લાલસાઓમાં ઘી હોમનાર બનીને સ્વાર્થી–સ્વકેન્દ્રિત કેદી જીવન બનાવી મૂકે છે. એડવર્ડનું જીવન એનું સાક્ષી છે.

ગાંધીજીના જીવનમાં એ ત્યાગ રૂપાંતર પામીને બીજા સ્વરૂપે જોવા મળે છે. સાડત્રીસમે વર્ષે ગાંધીજી જાતીય જીવનનો ત્યાગ કરે છે. ગાંધીજીને માટે બ્રહ્મચર્ય વ્રત ભલે અંદરથી ઊગેલું હોય, પરંતુ કસ્તુરબાને એ ભાવ એવો જ ઊગ્યો હતો, તેમ ન કહી શકાય. ગાંધીજીએ એ વ્રત ન લીધું હોત તો કસ્તુરબા એને વશ થઈ પતિને સુખ આપવાનો ઇન્કાર કર્યો હોત તેમ બનવાનો સંભવ ન હતો.

જેમ રામે સીતાની ઇચ્છા વિરુદ્ધ ત્યાગ કર્યો હતો, તેમ ગાંધીજીએ કસ્તુરબાની ભૂમિકાની ચિંતા કર્યા વિના, એકપક્ષી સંસારસુખનો ત્યાગ કર્યો હતો. આ પણ એક પ્રકારનો પત્નીત્યાગ કહી શકાય. રામ સીતાને વનમાં કાઢી મૂકે છે, તેમ ગાંધી કસ્તુરબાને કાઢી મૂકતા નથી, એથી એ ત્યાગ લોકનજરે કઠતો ભલે ન હોય, પરંતુ કસ્તુરબાને કેટલો કઠયો હશે, તે એ જ કહી શકે. પરંતુ એ ત્યાગ પાછળ પણ ઉદાત્ત ભાવના હતી એટલે સીતાની માફક એ પણ સહી શકયા અને પતિભક્તિમાં ઓટ આવવાને બદલે ભરતી ચાલુ રહી હતી.

એથીય ચડે તેવું દૃષ્ટાંત રામકૃષ્ણ પરમહંસનું છે. એમણે લગ્ન કર્યાં છતાં બિલકુલ સંસાર ભોગવ્યો ન હતો. શારદામણિદેવી પણ એમની સાથે રહ્યાં હતાં. જો એમને સંસાર નહોતો ભોગવવો તો એમણે લગ્ન નહોતું કરવું જોઈતું, તેમ એમની સામે દલીલ થઈ શકે તેમ છે. એ પરણ્યા ત્યારે ખાસ્સા પચ્ચીસેક વર્ષના હતા. એમની વૃત્તિ વૈરાગ્યપ્રધાન છે તેમ એમને સમજાઈ ગયું હતું. લગ્નની ઇચ્છા પણ ન હતી. છતાં વડીલોના આગ્રહને વશ થઈ પરણ્યા હતા અને લગ્નજીવન ગાળ્યું ન હતું. એ પાછળ ઉદાત્તજીવનની ભાવના ન હોત તો એ પગલું દૂષિત બની રહેત. પરંતુ એ ભાવનાને લીધે પત્નીનું જીવન પણ એવું જ ઉદાત્ત–વૈરાગ્યપ્રધાન બની રહ્યું હતું.

મતલબ કે ઉદાત્ત પુરુષોનાં ભાવનાને વશ થઈ લેવાયેલાં પગલાંને વામણા માણસો પોતાના વામણા ગજથી માપવા જાય તો એ કદી માપી ન શકે. એમને એવા ઉદાત્ત મહામાનવોના ગજે માપવા જોઈએ અને તો જ એમનાં પગલાંની ભવ્યતા-ઉદાત્તતા નીરખી શકાય. રાજવી તરીકે રામનું સીતાત્યાગનું પગલું એવું જ ઉદાત્ત છે. એ ઉદાત્તતા વામણા માણસોને ન દેખાય તો એમાં દોષ કોનો ?

## માનવસ્વાતંત્ર્યની પ્રાર્થના-ગાયત્રી મંત્ર

ગીતાનું દર્શન મહાભારત અને રામાયણના દર્પણમાં કરનારને એ પ્રતીતિ થયા વિના રહેતી નથી કે જ્ઞાનનું મહત્ત્વ કર્મ માટે છે. કર્મ જ માણસને અને સમાજને ઉન્નતિકર છે, જો ભક્તિપૂર્વક-નિષ્કામભાવે થયેલું હોય. ધર્મ એટલે માનવીને અને સમાજને ઉન્નતિને પથે લઈ જનાર માર્ગ.

આ અર્થમાં જો ધર્મને લઈએ તો એ સંકુચિત મારા-તારાના ભેદભાવને પોષતો અને તેમાંથી ઊભા થતા રાગદ્વેષને જન્માવતો સંપ્રદાય-વાડાબંધી બની રહેવો ન જોઈએ. ઉનાળામાં ગરમીથી આકળવિકળ થયેલા વટેમાર્ગુની તૃષા છિપાવવા પ્રીત્યર્થે બે ત્રણ પરબો એક વિસામાને સ્થળે બેસાડવામાં આવી હોય અને જો વટેમાર્ગુ એક પરબથી પાણી પીએ તો બીજીને શું કામ ઈર્ષા આવવી જોઈએ ? એનો હેતુ કેવળ તૃષા છિપાવવાનો છે, તે કાર્ય એ કરે કે બીજો, તે એને માટે સરખું સંતોષ-સુખ આપનારું બનવું જોઈએ.

ધર્મો પણ એવી જ જીવનઉન્નત કરનારી પરબો છે. દરેક માનવી એના સંસ્કાર પ્રમાણે ગમે તે ધર્મનો માર્ગ ગ્રહણ કરીને ઉન્નતિ સાધે, તે બધા ધર્મોને એક સરખું સંતોષપ્રદ હોવું જોઈએ કે છેવટ આપણું જ કાર્ય થઈ રહ્યું છે. હિંદુ ધર્મનું વલણ એ પ્રકારનું રહ્યું છે તેથી તે ધર્મપરિવર્તનના મિશનરી કાર્યને વરેલો જોવા મળતો નથી. પછી બળજબરીનો માર્ગ એ લે તે બની શી રીતે શકે ? છતાં એ બીજા ધર્મોનું અનુકરણ કરી ઝનૂની બને તો

હિંદુ ધર્મનો માર્ગ ચૂકયો જ ગણાય.

રામાયણકાળમા રામે અને મહાભારતકાળમા કૃષ્ણે જે યુગકાર્ય કર્યું, તે આપણા જમાનામા ગાધીએ ઉપાડીને યુગપુરુષનુ બિરુદ પ્રાપ્ત કર્યુ છે ભારત પરાધીન હતો, તેને સ્વાધીનતા એમના નેતૃત્વ નીચે પ્રાપ્ત થઈ, તે નાનુસનુ યુગકાર્ય નથી પરતુ એ સ્વાધીનતા હિંદુમુસ્લિમ ઐકય વિના મુશ્કેલ હતી, છતા એ હાસલ થાય તોપણ તેને ટકાવી રાખની અને સમૃદ્ધિમા પરિવર્તન કરવી મહામુશ્કેલ માની ગાધીને મતે સ્વાધીનતા કરતા હિંદુમુસ્લિમ ઐકય સહેજ પણ ઊતરતુ યુગકાર્ય ન હતું મતલબ કે આઝાદી અને કોમી ઐકય એક જ સિક્કાની બે બાજુ છે.

કોંગ્રેસે એ ધ્યેય સ્વીકાર્યું હતુ, છતા એને આઝાદીની જેટલી તાલાવેલી હતી તેટલી કોમી ઐકયની ન હતી. મુસ્લિમોના મોટા વર્ગને મુસ્લિમ બહુમતી વસ્તીનુ અલગ રાષ્ટ્ર–પાકિસ્તાન પ્રાપ્ત થાય તો જ આઝાદી હાસલ થઈ તેમ લાગતુ હતુ આઝાદીના ઉત્સાહમા કોમી એકતાના પાયા વિનાની સ્વાધીનતાની ઇમારત ઊભી થઈ તેથી બને ગણ્રો વચ્ચે તગદિની ચાલુ રહી છે અને બને ખુવાર થઈ રહ્યા છે

આઝાદી હાસલ કરવી ગમે તેટલી મહત્ત્વની હોય તોપણ એ યુગકાર્ય કોમી એકતા વિના અપૂર્ણ રહેવા સર્જાયેલું છે, તે ગાધીને સમજાઈ ગયું હતું. રામાવતારમા આર્યો અને દ્રવિડો વચ્ચે હિદુધર્મ રૂપી જે સેતુબધ બધાયો, તેથી જુદા પ્રકારનો કોમી એકતાનો સેતુ બાધવાની અગત્ય ગાંધીને વસી હતી. ભારતમા પ્રવર્તતા હિદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, બૌદ્ધ, વગેરે ધર્મોનું વિસર્જન થઈ શકે તેમ નથી. વળી દેશના ભાગલા એનો ઉકેલ નથી.

તે પાકિસ્તાનના સર્જને એ પ્રત્યક્ષ કરી બતાવ્યું છે આથી ભાગલા પછી પણ કોમી એકતાના યુગકાર્યને ગાધી પૂર્વવત્, બલ્કે વધુ ઉત્કટતાથી વળગી રહ્યા અને એ ખાતર શહીદ થયા એમની

શહીદી એળે ગઈ નથી. ભાગલા છતાં ભારતે બિનસાંપ્રદાયિકતાની કોમી ઐક્યની નીતિ અંધારણથી સ્વીકારી છે. ગાંધીનું આ યુગ-કાર્ય રામના સેતુબંધ જેટલું ઐતિહાસિક છે.

ભારતની આ બિનસાંપ્રદાયિક નીતિ ગાંધીની દેણગી ભલે હોય, પણ તે હિંદુ ધર્મના તત્ત્વજ્ઞાનમાંથી એને પ્રાપ્ત થયેલી છે. ગાંધી આધ્યાત્મિક ઉન્નતિના સાધક હતા. સત્યની ખોજ એ હિંદુ ધર્મનો આધ્યાત્મિક માર્ગ છે. એ સત્યની ખોજે એમને દેશની સ્વાધીનતાની ખોજ તરફ વાળ્યા. ગાંધી ગુલામ ભારતમાં જન્મ્યા હતા. એનો સ્વધર્મ આઝાદી હાસલ કરવાનો હતો. એ રાષ્ટ્રીયતાની સંકુચિત ભાવનાને વશ થઈ આઝાદી હાસલ કરવા નહોતા નીકળ્યા, પરંતુ માનવીય સ્વાતંત્ર્યના સત્યને હાસલ કરવા નીકળ્યા હતા. આથી તેમને કોમી એકતાનું સત્ય પણ એટલું જ વસ્યું હતું.

હિંદુ ધર્મ એ સંસારમાંથી નિવૃત્તિ પ્રેરનારો ધર્મ નથી. એ સંસારને ઉન્નત બનાવવા સર્જાયેલો ધર્મ છે. આથી સંસારમાં જેટલા પ્રશ્નો છે તે સર્વ હિંદુ ધર્મને સ્પર્શે છે. હિંદુ ધર્મ દ્વારા એ પ્રશ્નો ઉકેલવામાં માને છે. રામે એમના યુગના પ્રશ્નો ઉપાડીને યુગ-કાર્ય આરંભ્યું હતું. કૃષ્ણે એમના યુગના પ્રશ્નો હલ કરવામાં જીવન ખર્ચ્યું હતું. આપણા યુગમાં ગાંધીએ એ કાર્ય માટે શહીદી વહોરી, પણ એને છોડયું નહિ.

જો હિંદુ રામ અને કૃષ્ણની સાચી ભક્તિ કરવા માગતો હશે તો એણે કર્મયોગી બનવું પડશે. રામે અને કૃષ્ણે કર્યાં તે કાર્યોનું એણે અનુકરણ કરવાનું નથી. રામનાં કાર્યોનું જેમ તે પછીના યુગ-પુરુષ કૃષ્ણમાં અનુકરણ જોવા મળતું નથી, તે રામ, કૃષ્ણ, ગાંધી-ભક્તોએ એમનું અનુકરણ કરવાનું નથી. એમાંની કર્મયોગની પ્રેરણા લઈ પોતાની સાત્ત્વિક બુદ્ધિની સમજ પ્રમાણે કાર્ય કરવાનું છે.

હિંદુ ધર્મે માનવીને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી છે. તમારો ઉદ્ધાર-ઉન્નતિ તમારા વિના બીજો કોઈ કરનાર નથી. આ ઉદ્ધાર સત્કર્મ

દ્વારા જ થઈ શકે છે. સતકર્મ સદ્દબુદ્ધિના સારથિપણા વિના શક્ય નથી. આથી હિંદુ ધર્મે પ્રભુ પ્રાર્થનામાં સૌની સદ્દબુદ્ધિ પ્રકાશિત થાય તેવી આકાંક્ષા વ્યક્ત કરી છે. સદ્દબુદ્ધિ સંકુચિત-સ્વાર્થી નથી કે એ પોતાને લાધે અને બીજાને ન લાધે તેવી વૃત્તિ એમાં હોય. આથી વ્યક્તિગત પ્રાર્થના કરનાર પણ સર્વની સદ્દબુદ્ધિ પ્રકાશિત થાય તેવી સમૂહ ભાવના વ્યક્ત કરે છે.

હિંદુ તત્ત્વજ્ઞાન સગુણ રૂપે ઈશ્વર સ્વર્ગમાં વસે છે તેમ સ્વીકારતું નથી. પ્રભુને એ પિંડમાં અંતરાત્મા રૂપે અને બ્રહ્માંડમાં નિરાકાર રૂપે સ્વીકારે છે. ત્રણ લોક (પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ)માં ચૈતન્ય રૂપે વિલસેલા નિરાકાર તત્ત્વને વૈદિક ઋષિઓએ 'ૐ' નામાભિધાન આપેલ છે. ત્રણ લોકનો અર્થ સચરાચર. સ્વર્ગ એટલે તારાનક્ષત્રો ચમકે છે તે ઊંચામાં ઊંચો લોક. એવાં જ લોક મનુષ્યની અંદર પણ છે—દેહ, પ્રાણ અને મન. એની અંદર ચૈતન્ય રૂપે વિલસે છે તે અંતરાત્મા. પરંતુ માનવી નિરાકાર પ્રભુનો બુદ્ધિથી સ્વીકાર કરે તોપણ એને ભજવા માટે કોઈ ને કોઈ પ્રકારે સાકાર સ્વરૂપનું અવલંબન લીધા વિના એને ચાલતું ન હોય તેમ સ્થિતિ જોવા મળે છે. વૈદિકકાળમાં રામ કે કૃષ્ણ જેવા કોઈ યુગપુરુષને સાકાર રૂપે ભજવાનું અવલંબન ન હતું ત્યારે ઋગ્વેદના ઋષિઓએ સૂર્યને સાકાર સ્વરૂપે પ્રાર્થના કરવાનું સ્વીકાર્યું છે. સૂર્યમાં ગરમી અને પ્રકાશ છે તે જીવનશક્તિનું દ્યોતક છે. ગરમી વિના જીવન ટકી શકતું નથી અને તેજ વિના પથદર્શન શક્ય નથી. આથી સૂર્યને ચૈતન્યનું પ્રગટસ્વરૂપ માન્યું છે અને તેજને બુદ્ધિનું પ્રતીક માન્યું છે.

આથી સૂર્યોદય સમયે પ્રાર્થના થાય છે-હે સૂર્યદેવ ! સૂર્ય ભગવાન ! અમે સૌ સાથે મળીને તમારું ધ્યાન ધરીએ છીએ. તમારા તેજના દાહક, પોષક વગેરે જે સ્વરૂપો છે તેમાંથી પ્રકાશમય પ્રેરણા દેનાર તેજની અમે આકાંક્ષા કરીએ છીએ – તેને અમે ભજીએ છીએ. હે ભગવાન ! અમારી સદ્દબુદ્ધિ પ્રકાશિત થાય તેવી પ્રેરણા કરો.

માફક એ યુદ્ધ લડયા છે પણ અહિંસક યુદ્ધ. રામની માફક એમણે સેતુબંધનુ કાર્ય કર્યું છે, પણ એક ધર્મ નીચે સૌને લાવવાનુ નહિ, કોમી એકતાનુ મતલબ કે રામમાથી પ્રેરણા લેવાથી ગાધીની બુદ્ધિ પ્રકાશિત થતી રહી અને તેણે મૌલિક બુદ્ધિને વશ થઈ યુગકાર્ય કર્યું

ગાધી પછીના યુગે પણ ગાધીની – નકલ અનુકરણ કરવાનુ નથી એમાથી પ્રેરણા લઈ પોતાની પ્રકાશિત બુદ્ધિનુ સારથિપણું સ્વીકારી કાર્ય કરવાનુ છે બાપના કૂવામા ડૂબી મરવાની કૂપમડૂકતા હિંદુધર્મના તત્ત્વની વિરુદ્ધ છે. માનવી પોતાની ઉન્નતિ પોતે જ કરી શકે છે. આથી મોટી સ્વતત્રતા માનવીને શી હોઈ શકે ? સદ્બુદ્ધિપૂર્વક કર્મ કરવાથી ઉન્નતિ હાસલ થાય છે. સદ્બુદ્ધિની પ્રેરણા ગાયત્રીમત્ર પ્રમાણે સૂર્ય પાસેથી પ્રાપ્ત કરવી હોય તો એ જેમ સૃષ્ટિને પ્રકાશિત કરવાની એની ફરજમા ચૂક આવવા દેતો નથી, તેમ માનવી પણ એની ફરજ અદા કરીને જ સદ્બુદ્ધિને પ્રકાશિત કરી શકે સદ્બુદ્ધિ વિના સતકર્મ થઈ શકતુ નથી, તેમ સતકર્મ વિના સદ્બુદ્ધિ પ્રકાશિત થઈ શકતી નથી. નેગેટિવ અને પોઝીટિવ પ્રવાહોના સયોજનથી વીજળી પેદા થાય છે, તેમ સદ્બુદ્ધિ અને સતકર્મના સયોજનથી માનવજીવનમા ઉન્નતિ રૂપી વીજળી પ્રગટે છે

આમ હિંદુ ધર્મ માનવીને સપૂર્ણ સ્વતત્રતા બક્ષતો વૈજ્ઞાનિક ધર્મ છે એની એ સ્વતત્રતાને શોભે તેમ હિંદુ નમ્ર બનીને સચરાચર વ્યાપેલા ચૈતન્ય સ્વરૂપ પ્રભુ પાસે સદ્બુદ્ધિની પ્રેરણા આપો તેવી ગાયત્રી મત્રની પ્રાર્થના કરે છે—

ૐ ભૂર્ભુવઃ સ્વ ।
તત્સવિતુર્વરેણ્યમ્
ભર્ગો દેવસ્ય ધીમહિ
ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥

